


## લડવૈયા શૂરા જાગો રે

માથું મેલો સાચવવા સાચી ટેકને રે
સાચી ટેકને રે, સાચી ટેકને રે
ડંકા વાગ્યો લડવૈયા શૂરા જાગોજે રે
શૂરા જાગજે રે કાયર ભાગજે રે.
માથું મેલો સાચવવા સાચી ટેકને રે.

卐

જય રામ, જય રામ, જય જય રામ :
શ્રી રામ, જય રામ, જય જય રામ.






ી ઝોળી,
ા પાન;
ગર ગામ,
ે પાડ્યું
ં નામ.

માઈ,
ી વિવાહ;
દ્યો
ધોકા દ્યો.

ે આવ્યા મોર,
કંકુ ઘોર.

ગોખલામાં ગોટી
ને વાર્તા કીધી ખોટી

એક હતો રાજા,
રોટલા તાજા;
ઘી થોડું,
માટલું ફોડું.

એકડે એક,
પાપડ શેક;
પાપડ કાચો,
મારો દાખલો સાચો.

આંબલી તંબલી તુરિયાનું શાક,
આ લે તારો રોટલો ને લાવ્ય મારું શાક,





વાર્તા રે વાર્તા,
ભાભો ઢોર ચારતા;
ચપટી બોર લાવતા,
સૌને સમજાવતા.

એકડે એક:
પાપડ શેક:
પાપડ કાચો,
મારો દાખલો સાચો.

એક હતો રાજા,
રોટલા તાજા;
ઘી થોડું,
માટલું ફોડું.

એક સવા સવા,
ઘરમાં પેઠા લવા,
લવા ખાય કઢી,
બે સવાને અઢી.

ઇચડી ખીચડી
ખાટી ખીચડી
દાઠા મહુવા
પાંચ પટુકા
પાંચ ગામે પાલીતાણું
ઉઘાડે વીરા
ઘોઘાનું બારૂં
વાવડીએ જઈ વહાણું વાયું
દાદા માણું
શીયાણી ને વરસાણી
કાનં પર કારેલી ને મજીઠા
ઘેરૈયા, પાટડીને જાણું.
એટલાં ઉપર ન જાણું

કાચલીમાં કાણાં
નીર ભરાણા
કાચલી ગઈ બૂડી ને
વાત ગઇ ઉડી

એક અઢીયું અઢી
પોપટ ગયો પઢી
પોપટે મારી ચાંચ
બે અઢીઆંને પાંચ

બેરો કહે બૂમ પડી
લંગડો કહે ભાગો
આંધળો કહે ચોર આવ્યા
નાગો કહે લૂટયાં.

ચાલીશં એકુ ચાલીશ
જે બાવે ઘોડી પાળી
ઘોડી ગઈ બેસી ને
ચાલી દુ એંશી.

ઘરમાં કોણ?
વહુ બિચારાં.
કામબામ કરે?
માંદાં બિચારાં.
ખાય બાય ખરાં?
ત્રણ તગારાં.
જાનમાં આવશો?
એના કાંઇ છૂટકો?
હાથ ધરણું બાથ ધરણું
કરશો!
બોલોમા. બોલોમા. કાનમાં
ચાસ્કા આવે છે.

પંદર એકે પંદર
પાડી કરે હુન્નર
પોડી પાડે ચીસ
પંદર દુ ત્રીસ

દિલ મારૂં ગરમ રે
ધાન બહુ ભાવે
કામ સુઝે નાહ
નિં[illegible] [illegible]હુ આવે

ભડ ગામ ભુંભલી
ને ઠડ ગામ ટાણા
આવું રૂપાળું વરલ
પણ ખાવા ન મળે દાણા.



મોલડીયે મેમાન
અહુરો જઇશ મા
ધરાઈ ખાજે ધાન
પાણીડાં માગીશ મા

કાળુભારનાં કાળાં પાણી
ઘેલાના ગળમાણા
ઉતાવળીના આણા આવ્યા
ફલગુબાઈ ફુલાણાં.

બ્રાહ્મણ વાડો એમ કહેવાણો:
આંગણ કુવો, ધોતીયાં ધુવે
અન્ન વિનાના છોકરાં રૂએ !





છોકરા રે હો રે.
તારૂં નામ શું ?
ખાતો પીતો.
રોટલી કેટલી ?
ત્રાડી સોલ.
પાણી કેટલું ?
બે પખાલ.
કામ કર,
માંદો છું.
જમવા ચાલ,
તૈયાર છું.

ડાહી એક ડોશી
ને જાત્રાની હોંશી
કાચલીને વાણે ને
ચાલી તે ટાણે.



# ત્રણ પાઠો

## ૧

મારે બે હાથ છે:

એક છે જમણો ને બીજો છે ડાબો. જમણે હાથે પાંચ આંગળાં. એક અંગુઠો ને ચાર આંગળી.

ડાબે હાથે પાંચ આંગળાં, એક અંગુઠોને ચાર આંગળી.

મારે બે હાથ છે એક જમણો ને બીજો ડાબો.

## ૨

મારે બે આંખ છે:

એક છે જમણી ને બીજી છે ડાબી.

જમણી આંખ જમણી કોર. ડાબી આંખ ડાબી કોરે.

વચ્ચે મારૂં નાક છે.

જમણી આંખ જમણું જુએ, ડાબી આંખ ડાબુ જુએ.

બન્ને આંખો સામે જૂએ.

મારે બે આંખ છે.

એક છે જમણી ને બીજી છે ડાબી.

## મોર.

લીમડે મોર.
પીંપળે મોર.
ડુંગરે મોર.
ટેકરે મોર.
ગઢે મોર.
છાપરે મોર.
મોર મોર આવોને !
મોર મોર ચણોને !
મોર મોર બોલોને !
મોર મોર નાચોને !
મોર આંગણે આવ્યો.
મોરે ચોખા ચણ્યા.
મોર મેં આવ બોલ્યો.
મોર થૈ થૈ નાચ્યો.
મોરે કળા કરી.
ઢેલે કળા ધરી.

ગિજુભાઇ



## બળદ.

ગાયનો ભાઇ બળદ.
એ બળદની બેન ગાય.
બળદ, તું ખેતર જા.
બળદ, તું ખેતર ખેડ.
ખેતર ફળશે દાણા થશે.
કોઠી બધી ભરાશે.
બળદ તું ગાડે જૂત્ય.
બળદ તું ગાડું ખેંચ.
ગાડે અમે બેસીશું.
મામાને ઘેર જઇશું.
બળદ તારી શીંગડીઓ.
રાતે રંગે રંગેલીઓ.
તારે શળે ઘુઘરીઓ.
પગે તારે ઝાંઝરીઓ.

ગિજુભાઈ



## સાપ

ભાઇ, ભાઇ, સાપ જાય !
સળ સળ કરતો ચાલ્યો જાય.
રતુ, રતુ, કોરે ખસ.
બબુ, બબુ, આવી જા.
ક્યાં છે મગન ? ક્યાં છે છગન ?
સાંણસો લાવો. લાકડા લાવો.
એ પણે ખાળે બેઠો.
એ એની પૂંછડી દેખાય.
જોજે મગન દાબી રાખ.
જોજે છગન બ્હીતો નહિ.
એ ભાગ્યો, એ ભાગ્યો.
લાકડી લાવ, ઝટ દબાવ.
સાંણસો લાવ ઝટ પકડ.
ચાલો હવે પકડાયો.
ચાલો હવે ફિકર નહિ.
જુઓ છોકરાં કેવો છે !
ઓહો ! આવો જાજરમાન !

ગિજુભાઈ

## ઘો

ઘો બાઇ, ઘો બાઇ, તમે છો કે ?
આ દર તમારાં કે ?
આ ઘર તમારાં કે ?
આવડું બધું તમે ખોદયું ?
આવડું દર તમે પાડયું ?
ઘો બાઈ, ઘો બાઇ, શું ખાવ ?
દેડકાં ખાઇએ, ઇંડા ખાઇએ.
નાનાં નાનાં બચ્ચાં ખાઇએ.
ઘો બાઇ, ઘો બાઇ, તરતાં આવડે ?
હાસ્તો.
મગરની માશી બા કે ?
હાસ્તો.
ઘો બાઇ, ઘો બાઇ, દોડતાં આવડે ?
હાસ્તો ?,
ધરોળીની નાતેનાં કે ?
હાસ્તો ?
ઘો બાઇ, ઘો બાઇ, ડુંગરે ચડશો ?
હાસ્તો.

ગિજુભાઇ

# સીતા સ્વયંવર

કુમારીઓ રમતી હતી. એક કહે, "ચાલોને ઘોડા ઘોડા રમીએ." બીજી કહે, "હાં હાં એ રમત બહુ સારી."

લાકડીઓ લીધી ને ઘોડા પલાંગ્યાં.

નાની કુંવરી કહે, "હું તો આનો ઘોડો કરીશ"

બધી કહે, "એમજ હોય ને? બાપુ, રાજાની દીકરી કાંઈ ક્ડાને ઘોડે ચડે!"

તબડાક તબડાક તબડાકઃ લાકડીના ઘોડા દોડયા.

અટારીથી જનક રાજા જોઈ રહ્યા. એલા આ શું? આ તો શંકરનું ધનુષ! ઉપડયું ઉપડે નહિ. એનો એણે ઘોડો કર્યો? સીતા તો જબરી નીકળી!

પણ એના જેવો વર ક્યાંથી કાઢશું?

કાંઈ નહિ. પ્રતિજ્ઞાજ લેવા દે. "જે આ ધનુષ ભાંગે એ સીતાને પરણે."

સીતાજી મોટાં થયાં. દેશ પરદેશના માગાં આવે, રાજા રજવાડા કોણ મોકલે. પણ પ્રતિજ્ઞાનું શું? જનક રાજાની પ્રતિજ્ઞા પાળ્યેજ છૂટકો.

જનકે તો સ્વયંવર આદર્યો.

દેશ દેશના રાજાને તેડયા.

સભા ભરાઇ છે. રાજા મહારાજા બેઠા છે. એક એકથી રૂપાળા ને ગુણ ચતુરાઇમાં ચડીઆતા.

સીતા જેવી રાજકુમારી. સૌને એમ હોયને કે પોતાને વરે તો સારૂં.

પણ વરવું કાંઇ રેઢું નો'તું પડયું. ધનુષ ભાંગે એ સીતાજીને પરણે.

શંકરનું ધનુષ ! કોના ભાર કે જેવા તેવાથી ભાંગી જાય ?

કેટલાએ ઉઠયા ને બેસી ગયા. કેટલાએ ચાલ્યા ને પાછા વળ્યા. કેટલાએ ધનુષ્યને અડી આવ્યા. ઘણાએ ઉપાડી જોયું. પણ ઉપડે તો કે ? રાજા રાવણ ઉઠયો. લંકાનો ધણી. બહુ બળીઓ. મનમાં તો ગર્વ છે કે આ ઘડીએ ઉપાડીને ધનુષને ફેંકી દઉં. ધમ ધમ કરતો ચાલ્યો.

બધા—" આ રાવણ ભાંગશે "

જનક—" આ મારો જમાઇ થશે ! રાક્ષસ ! "

સીતા—" આ તો મને નથી ગમતો. એનું મોઢું જ કોણ જાણે કેવું છે. "

રાવણ ધનુષ ઉપાડે છે. પણ ચસકે ત્યારેના ? બહુ બળ કર્યું ત્યાં તો ભાઇબંધ પોતેજ વાંકા થઇ ગયા. મુગટ ખશી ગયા !

વીલે મોઢે રાવણ પાછો વળ્યો.

સીતા—" હાશ, ધનુષ ન ભાંગે તો કુંવારા રેશું. રાવણમાંથી તો બચ્યાં.

કિશોર વયના રામ ઉઠયા. ચમકતી આંખો. ઉજળું કપાળ. કોમળ બાહુ ને પહોળી છાતી.

ગુરૂજીની આજ્ઞા માગી.

મંડપ બધો જોઈ રહ્યો. રામ ઉપર મોહી રહ્યો. રામ ધનુષ ભાંગે તો કેવું સારૂં ! દૂધમાં સાકર ભળે !

ધીરે પગલે રામ ચાલ્યા. જાણે ફૂલ ચૂંટવા નીકળ્યા. મોઢું મરકતું હતું. પણ આંખે વિનય હતો.

જનક રાજા બોલી રહ્યા,

" કોણ જાણે સીતાનાં ભાગ્ય હોય તો. "

"આવો જમાઈ મને ક્યાંથી મળશે ? હે, ભગવાન્ લાજ રાખજે."

સીતાજી જોઈ રહ્યાં.........." અહા આ મધુર મૂર્તિ રામ ! રઘુનંદન કહે છે તે આજ કે ? અરરર આ કઠણ ધનુષ શે ભંગાશે ? હે ભગવાન રામને બળ દેજે. "

રામ ધનુષ પાસે ગયા, નીચે નમ્યા. ધનુષને પ્રણામ કર્યા. શંકરનું ધનુષ હતું. હળવેથી ઉપાડયું. સભા આખી ચિત્રવત. શ્વાસે નથી લેવાતો. 'ધનુષ ભાંગશે ?' ' ક્યાંક રામને લાગે નહિ. ' ' અરે આ હમણાં કટકા થશે ' " કોણ છે, ખબર છે ? રઘુવંશનો રામ છે. "

કડાંગ કડાંગ કડાંગ : ધનુષનાં ત્રણ કટકા.

'હાશ.' રાજા જનકે શ્વાસ નીચે મૂક્યો.

સીતાજીની આંખમાં હર્ષાશ્રુ. જન હૃદય આનંદથી છલી વળ્યાં. નોબત નિશાન ગડગડયાં. ઢોલ સરણાઈ વાગ્યાં. બંદિજને બિરદાવલી ગાઇ. મંગળ ગીત ગવાઈ રહ્યાં.

સીતાજી હાર લાવ્યાં. રામચંદ્રને કંઠે ધર્યો. રામ સીતા બે જોડી થયાં. જોયું તે ધન્ય થયાં. જાણ્યું તે ધન્ય થયા.

ગિજુભાઈ

---

## વરત

ગોળ ગોળ ફરતી જાય
ફરતી ફરતી ગાતી જાય
ઘણો દાણા ખાતી જાય
તોય એનું પેટ ન ભરાય. ઘંટી

શિવ વાહન પણ શિવ નહિ
નહિ બ્રહ્મા મુખ ચાર
જળ ભર્યું સરોવર નહિ
પંડિત કરો વિચાર પખાલ

જળમાં પેસી ઘર કરે
ઝાઝા જળમાં ન્હાય
માથું વાઢયે મરે નહિ
એની આંખ કાઢયે જીવ જાય. શેરડી

પશુ નહિ પણ ચ
એક વાંસો
બાળક તે
શા વસ્તુ પેટ પાન

...વીરમગામ
...ામના એવા લોક
...ી પીવા ન મળે ઓખ
...રિમગામના એવાં લોક
...દી ન આપે ચપટી લોટ
...પટી લોટને શું કરે
...ામના લોક તો ભૂખે મરે.

# રમત ગીત

ખોખલુ હાંડલું કાચનો કુવો
તેલની ધાર
માર ભેરૂને આવતાં કેટલી વાર ?

આવું છું રે આવું છું
ઢાંક પછેડો ઓઢું છું
ભાઇનાં ભાણાં ઉટકું છું

તાંબા કુંડી
નવ ગજ ઉંડી
તાંબા કુંડી
નવ ગજ ઉંડી

બંગાળી બાણુ
પૈસાનો સાણુ

ભગડ કતુડી ભડીઆ ભેર
ઢીંકો મારૂં કાઢું તેલ

# નામોની ગમ્મત

નામ તારે હિંમત ને બિલાડીથી બીએ !
નામ તારે ચંચળ ને દોઢ પહોર દહાડે ઉઠે !
નામ તારે સંતોષ ને દોઢ મણ ખાય !
નામ તારે વિજય ને સૌથી હારી જાય !
નામ તારે ચતુરા અને હોય ત્યારે ગંદી !
નામ તારે રૂપાળી ને હોય ત્યારે કાળી !
નામ તારે શાન્તિ ને હોય ત્યારે કજીયાળી !

કમળાબ્હેન

# આબુરાજ

ખરેખર આબુરાજ જોવા જેવો છે. ગુજરાતમાં રહેનાર માણસે એકવાર જોવો જ જોઇએ. વારૂ, આબુ જવું હોય તો ઘેરથી નીકળી આબુરોડ ઉતરવું. ઉન્હાળો હોય તો ત્યાંની મીઠી સાકરટેટીઓ ખાવી ને પછી જવું માઉંટ આબુ ઉપર. મોટરમાં જવું હોય તો મોટર છે. ગાડામાં જવું હોય તો ગાડું છે ને પગે ચાલીને જવું હોય તો સૌથી ઉત્તમ. મોટર તો ઝટઝટ ઉપર પહોંચાડી દે. પણ બધું જોતાં જોતાં જવું હોય તો તો પગે ચાલીને જ જવું. ડુંગરની ખરી શોભા તો ત્યારે જ દેખાય.

જુઓ, આબુ જાઓ તો 'રઘુનાજીકા મંદિર'માં ઉતારો કરજો. ડુંગરા વચ્ચે જ એક મોટું બધું તળાવ છે ને તળાવને કાંઠે આ મંદિર છે. સવારસાંજ, બપોરે રાત્રે, નવી નવી શોભા દેખાય ને ચાંદની હોય તો તો-ઓહો! પાણીમાં લીલા ડુંગરા ડોલતા હોય. ને ચાંદાએ પણ જાણે પાણીમાં ચારેકોર ડૂબકી મારી હોય! ચાંદાની ચાંદનીનાં તળાવનાં પાણી ચળકે ને તેજ તેજ ઝળકે. આંખને થાય હાશ, કેવું સરસ! આનું નામ નખી તળાવ.

નખી તળાવનું પાણી બહુ ઠંડું ને મીઠું ખૂબ, જાણે ખોબે ખોબે પીધા જ કરીએ.

મહીં ન્હાવાની, ધોવાની ને તરવાની બહુ મઝા. પણ જો જો હો, મારવાડી સ્ત્રીઓ ન્હાય ધુવે છે તે બાજુએ ભુલે ચુકે યે ન જતો, પાણીમાં બધી જુ જુ જુ! એ તો કદાચ મારવાડ માથાંની ને કપડાંની જુ માટે પ્રસિદ્ધ હશે. જો આપણા કપડામાં એકાદ જુ બાઈ આવ્યાં તો જોઇ લ્યો પછી કેવી હાલત થાય છે.

આબુ ગયા એટલે રોજ દશ પન્દર માઇલ તો ચાલી જ નાખવું જોઇએ. હવા એટલી સારી કે ચાલતાં થાક જ ન લાગે: ચાલો તો જ ભૂખ લાગે. ને ભૂખ લાગે ત્યારે ભલે એકલી ખીચડી ને શાક હોય; પણ ખાવાનું કાંઈ મીઠું લાગે!...

પહેલાં જ અર્બુદામાતાનું દર્શન કરજો. એ તો આબુ પર્વતની માતા. ડુંગરના એક શિખર ઉપર એક ભોંયરૂં છે. સુતાં સુતાં અંદર ઉતરવું પડશે ને દીવી પ્રગટશે ત્યારે માતાનાં દર્શન થશે. એ અદ્ધર દેવી પણ કહેવાય છે. ચેલો પૂજારી તમને સમજાવશે કે એ કેમ અદ્ધર છે. મનને ખાત્રી ન થાય તો મનમાં સમજજો. ત્યાં શોધખોળ કરવાનું નથી. શંકા કુશંકા કરવાનું નથી નહિ તો પૂજારીબાવા ખીજાશે.

માતા નખી તળાવે ન્હાવા જાય છે તે ભોંયરૂં પણ જો જો. ચોસઠ જોગણીયે જો જો. ને કેટલી યે વાતો સાંભળજો. જતાં આવતાં થોડાં થોડાં પાકાં કરમદાં ને કાચી કેરી પણ ખાતાં આવજો હું !

પણ ખૂબખૂબ કરમદાં ખાવાં હોય ને મોટી મોટી રાતી રાતી કાંટી ખાવી હોય તો તો નખી તળાવની બીજી બાજુએથી નીકળીને જજો. અનાદ્ર પૉઈંટ ઉપર કરમદાં ને કાંટી પછી ખાજો. જેટલાં ખાવાં હોય તેટલાં. ને સાથે ગાતા પણ જજો

કાંટી ખાધી, કરમદાં ખાધાં, કેરી તો ખાધી થોડી થોડી પણ કરમદાં ખાતાં, આસપાસની ઉંડી ખીણ ને નીચેની નદીઓ, ને સામેના ડુંગરાની હારોએ ભાત ભાતની વનસ્પતિ એ બધું અનાદ્રા ઉપરથી જો જો. વાદળાં ન હોય તો સૂર્યાસ્ત પણ સુંદર દેખાશે. સુર્યાસ્ત જોવાને 'સનસેટ પૉઈંટ' ને અનાદ્ર પૉઈંટ પાસે પાસે જ છે. ઠીક લાગે ત્યાંથી જો જો.

વચ્ચે વચ્ચે આબુની બજાર જોશો તો ત્યાં મારવાડી ને મારવાડણ દેખાશેઃ મારવાડીનાં કપડાં ને વાસણો દેખાશે. નવી જાતની મીઠાઈની દુકાને દેખાશે. નવી નવી જાતની શાકભાજી પણ થોડી થોડી દેખાશે. આપણા જેવ બહારથી આવેલા જાત જાતના મુસાફરો પણ દેખાશે.

પણ બજાર જોવામાં મજા ન પડે તો નખી તળાવની આસપાસ ફરત ફરો. કાં તો ચંપા ગુફા ને એવી ગુફાઓ ને ત્યાં વસતા મહાત્માઓન દર્શન કરો. ટોડ રૉક ઉપર જઈ નખીમાં ભૂસકો ખાવા તૈયાર થઈને બેઠેલે દેડકરાજ જુઓ. તમારાથી ઠસ ગયો તો એ ઉંચો હશે ! માથું ઉંચું કરીને 

તૈયાર જ થઈને બેઠા છે. તમને થશે આ ઘડીએ જ ધબ કરતો પડશે પાણીમાં. પણ એ તો મોટો પથરો છે. એ કાંઈ પડતો નથી.

રામગુફા ને સીતાગુફાનું પાણી બહુ મીઠું. ત્યાં તો દરદીઓને રહેવાના ને દવાપાણી મફત મળે એવી ગોઠવણ છે.

પણ આબુમાં ખરૂં જોવાનું તો જુદું જ છે. દૂર દૂરથી માણસો જોવા આવે છે તે કાંઇ દેડકરાજ માટે નહિ કે અધ્ધર દેવી જોવા નહિ. એ તો જાય છે સીધા દેલવાડાનાં મંદિરોમાં. આગ્રામાં જુઓ તાજ ને દેલવાડામાં જુઓ જૈનમંદિરો. બધાં આરસનાં. શું એનું કોતરકામ ! અદ્દભૂત ! એટલું બધું સુંદર ! એટલું બધું સુંદર! જોતાં ધરાઇએ જ નહિ, પણ આ બધું ઉંચી ડોક કરીને જોવું પડે. ને ડોક આવે દુખવા. ત્યારે ? ત્યારે વચલાં ઘુમટે નીચે સુંવાળાં ઠંડા આરસ ઉપર લાંબા થઇને સુઇ જવું. ને સુતાં સુતાં નિરાંતે જોવું. ઝીણી નજરે જોવું. પછી કેટલું યે દેખાશે. જાતજાતના નાચ શીખવા હોય તો ત્યાંથી જડશે. હયદળ ને અશ્વદળ હાથીઓ ને ઘોડાના સૈન્યોનાં યે સુંદર ચિત્રો જડશે ને ચંપાના પાનની જાતજાતની ને ભાતભાતની સુંદર ઘટનાઓ તો કેટલી યે જોશો. તમને થશે કે કાગળ પેન્સિલ લઇને ચીતરવા બેસી જઇએ. હાથીઓ જોઇને તો ખુશ ખુશ થશો. ને ભગવાનની મૂર્તિઓ પણ ભારે પ્રભાવશાળી દેખાય છે. એક મહિના સુધી જોયા કરશો તોયે થશે કે હજી તો જોવાનું અધુરૂં જ છે. એવાં આ મંદિરો ને એની કોતરણી. એટલા માટે બધા આબુ આવે છે. માણસે કરેલી કેટલી શોભા જોઇ. ચાલો, હવે કુદરતી શોભા જોવા. સામી દિશાએ જુઓ. પેલો વસિષ્ઠ આશ્રમ ત્યાં એકલા ચંપા જ ચંપા. ચંપાનું જાણે વન. તમારૂં ભાતું યે ખાવ ચંપાની નીચે ને બપોરનો આરામ પણ કરો ચંપા નીચે જ. પીળા સોનચંપાના મોટા મોટા વૃક્ષો ને ફૂલોનો તો પાર જ નહિ! કેટલાં લેશો ને કેટલાં સુંઘશો ?

ત્યાંના બાવાજી બહુ ભલા. ફૂલ પાનના બહુ શોખીન. બાવાજીની વાડીમાં દ્રાક્ષ ને કેળાં ને પપૈયા થાય છે. બાવા વનફળોનાં અથાણાંએ કરી રાખે છે ને આપણાં જેવાને ભાવથી ચખાડે છે. અમને બહુ મીઠાં લાગ્યાં હતાં. અહિં રાંધવા ખાવાની ને રાત રહેવાની સારી સગવડ છે.

ગૌમુખીનો કુંડ પણ અહીં જ છે. એમાં ન્હાવાની ખૂબ મજા પડે. પણ તરવું હોય ને પાણીમાં રમત ગમત કરવી હોય તો તો નખીમાં જ. અહીંનો પહેરો કરનારો બાવો તમને ચોકખે ચોકખું સંભળાવશે “ ઇધર તીરથ હૈ. પાણી બગાડનેકા નહિ. ”

અહીંથી વસિષ્ઠ આશ્રમ જવાનો રસ્તો જરા કઠણ કહેવાય. પણ એટલો બધો કઠણ નહિ. અને આટલે આવીને ત્યાં જવું તો જોઈએ જ ને? આબુ જઈ ચડયા ને બીજું કાંઈ નહિ તો દેલવાડાનાં મંદિરો ને વસિષ્ઠ આશ્રમ તો જોવા જ જોઈએ. જૈન હો ને જાત્રાએ નીકળ્યા હો તો તો અચલગઢ ગયા વિના ચાલેજ નહિ. ને હિંદુ હો ને પગમાં જોર હોય તો ગુરૂ શિખરે ગયા વિના પાછા ન જ ફરાય.

એવી વાત ચાલે છે કે આબુ ઉપર એક રાણી રહે. તેને એક કુંવરી. કુંવરી જેવી રૂપે તેવી ગુણે. રાણીને એટલી તો વ્હાલી કે તેને પરણીને કોઈ લઈ જાય તે તેને ન ગમે. તેણે પણ લીધું કે એક રાતમાં જે કોઈ ચાર રસ્તા કરી આપે તેને કુંવરી પરણાવું. એક વસિષ્ઠ આશ્રમ સુધી, એક અચલગઢ સુધી, એક દેલવાડા સુધી ને ચોથો ગુરૂશિખર સુધી. મોટાં મોટાં ડુંગરા ને મોટી ઝાડી કાપવાની. તે એક રાતમાં કેમ બને? ઘણા રાજા આવ્યા. ઘણા કુંવરો આવ્યા. ને નીચે મોઢે પાછા ગયા. એકવાર એક ભીલ રાજા આવ્યો. એનું નામ રસિયો વ્હાલયમ. એવો બહાદૂર કે કહે હું કરૂં રસ્તો. એ તો લાગ્યો ખોદવા. રાતના ત્રણ વાગ્યા ત્યાં સુધીમાં તો ત્રણ રસ્તા કરી નાખ્યા. રહ્યો એક ગુરૂ શિખરનો. અર્ધો કર્યો ત્યાં રાણીને થયું, અરે! આ તો સવાર પહેલાં ચોથો રસ્તો પણ કરી નાખશે! રાણીએ ચાર વાગે જ કુકડો બોલાવ્યો. રસિયાને થયું સવાર પડયું ને કામ પુરૂં ન થયું. હવે કુંવરી કયાંથી મળે? બિચારો નિરાશ થયો. ઝેરનો પ્યાલો પીધો ને ત્યાં જ સુતો.

દેલવાડામાં એનું મંદિર છે. જેવો રસિયો બહાદૂર એવી જ એની મૂર્તિ છે. તેના હાથમાં ઝેરનો પ્યાલો છે. ને સામે જ કુંવરીનું મંદિર છે. પાસે જ એક કચરાનો ને પથરાનો ઢગલો દેખાય છે. લોકો કહે છે એ છે રાણીનું સ્થાન. જતાં આવતાં બધાં કુંવારી કન્યા ને રસિયાવ્હાલમને પગે લાગે છે ને રાણી ઉપર પથરા ફેંકે છે.

ગુજરાતમાં રહીએ તો કાંઈ નહિ તો એકવાર આબુરાજના દર્શન તો કરી જ આવીએ.

તારાબ્હેન મોડક



# વાદળી જળે ભરી રે



વાદળી જળે ભરી રે.
વાદળી ઉત્તર દક્ષિણની અડી
કે વાદળી જળે ભરીરે.
વાદળી મીઠડા જળથી ભરી
કે વાદળી૦
વાદળી ઉંચા આકાશે અડી
કે વાદળી૦
વાદળી કાળી, કાળી, ખૂબ કાળી;
કે વાદળી૦
વાદળી ગાજવીજ કરતી ચાલી;
કે વાદળી૦

વાદળી વરસું વરસું થાતી કે વાદળી૦
વાદળી કયાં કયાં જઇને વરસ્યાં ? કે વાદળી૦
વાદળી ખેતર વાડીએ વરસી કે વાદળી૦
વાદળી નદી નાળાંએ વરસી કે વાદળી૦
વાદળી ડુંગરે ટેકરે વરસી કે વાદળી૦
વાદળી સરવરપાળે વરસી કે વાદળી૦
વાદળી આંબાડાળે વરસી કે વાદળી૦
વાદળી રાજાને મ્હેલે વરસી કે વાદળી૦
વાદળી ડોશીકૂવે વરસી કે વાદળી૦
વાદળી સીમ સીમાડે વરસી કે વાદળી૦
વાદળી બાગબગીચે વરસી કે વાદળી૦
વાદળી મેઘ ગાજ્યો ને વિજ ચમકી કે વાદળી૦
વાદળી વા વાયો ને વાટ લીધી કે વાદળી૦
વાદળી થોરબોરડીએ વરસી કે વાદળી૦
વાદળી આવળેબાવળે વરસી કે વાદળી૦
વાદળી વરસી વરસી ને કાંઇ વરસી કે વાદળી૦
વાદળી મોર પપૈયા બોલ્યા કે વાદળી૦
વાદળી નાનાં મોટાં ઝાડ ડોલ્યાં કે વાદળી૦

ગિજુભાઇ



# જોડકણાં

એક હતું બુલબુલ,
એને જડયું લાલ ફૂલ;
લાલ ફૂલમાં રાતી કીડી,
વાળી રે બાઇ પાનની બીડી



એક હતી ચકલી:
એ રેતી એકલી:
એકલી એકલી ઉંઘી ગઇ,
ઉંઘતાં એ પડી ગઇ,
પડતાં પડતાં ઝબકી,
ને ભેંશ ગઇ હબકી.



મોટા તારા ચકમકે,
ઝીણા તારા ઝગમગે,
ને લાલીઓ કુતરો લખલખે.



એક હતી છોકરી,
એને ભાવે મોઘરી;
મોઘરી ને મૂળા,
બાવળીના સૂળા;
સૂળો વાગ્યો હાથમાં,
સૈયર મારી સાથમાં;
સાથે સાત શેરડી,
શેરડીનો ધોકો મારી:
ઉઘાડી ખડકી,
ને ભેંશ ગઇ ભડકી.





કમળાબ્હેન

# આગ થઈ

" અલ્યા, આ શું ? અંધારી રાતે આ અજવાળું ઝોકાર ! "

" અલ્યા, આગ થઈ ! જોને હડહડ પણે બળે છે ને ગોટમગોટ ધુમાડા નીકળે છે ! "

" આ તો બહુ સળગ્યું લાગે છે ! "

" ચાલ, આપણે જઇએ. "

હડ હડ હડ આગ બળે છે. તડ તડ તડ વાંસ તુટે છે. કડ કડ કડ કડ કરતાં મોટાં પીઢીયાં ને પાટીઆં હેઠે પડે છે. એ મોટા લાલ લાલ ગુણારા ઉડે છે. ભાર છે કોઇના કે મહીં જવાય ? પચાસ હાથ આઘે ય ઉભું રહેવાય ત્યારે ને ? તાપ તો એવો લાગે કે ગાલ બળુ બળુ થાય.

લાલચોળ ભડકા ને ભડકા. આણી કોર પવન આવ્યો, એ આગ આમ ગઇ. આણી કોર પવન આવ્યો, એ પાછી આમ ગઈ.

લબરક લબરક જીભ કાઢીને જાણે ખાવા ન આવતી હોય !

ધડીઆંગ, ધડીઆંગ, ધડીઆંગ; ઢોલ ધ્રબુકતો હતો. માણસ તો કાંઈ માય નહિ.

જ્યાં આગ ઓલવવા કોણ આવ્યું'તું ? આગ જોવા આવ્યું'તું.

" અલ્યા, કોક બંબાવાળાને બોલાવોને. "

" અરે કોઇ બંબાવાળાને બોલાવા ય નથી જતું. ! "

" આ માળું આપણું એમ જ ગયું. છે કોઈ દોડીને બંબાવાળાને બોલાવવા વાળું ! "

" અલ્યાભાઇ, આ શેઠનો સામાન રખડે છે તે ચાલોને કયાંક પહોંચાડીએ. "

" એ ભાઇ આપણું કામ નહિ: વખતે કાંઇ ખોવાય તો શેઠ કહે કે આપણે

" શેઠના નોકરચાકર ને એના રોજના ખુશામતીઆ કયાં ગયા અત્યારે ? ખરે વખતે તો કામે આવવું જોઇએને ? "

" અલ્યા, કેટલા લાખનું નુકશાન થશે ? "

" પાંચ લાખનું તો બળશેજ ને ! "

" ઠીક, માળે વેપારમાં ઘણું મારી ખાધું છે. એ તો આવે રસ્તે જાય. "

" ભાઇ, લક્ષ્મીનાં અભિમાન એવાં છે. આંખો તો ઓડે ગઇ'તી ઓડે ! મારો વાલો છે ને ? આ ઘડીકમાં શનશાન ને પાનપાન કરી મૂકયાં છોકરાં ઘર-વિનાનાં થઈ ગયાં. "

" એ વા વાયો ને આગ ફેલાણી. એ ઓલ્યા રામા શેઠના ઘરની પાંખે લાગ્યું. અલ્યા, પાણી લાવો, એ ઘરમાંથી પાણી લાવો. આ પાંખ સળગી! "

" જયાં પાણીએ કયાં ઓલાય એમ છે? એ તો કાપવું પડશે. લખુ ને વજુ ઝડપ કરતા ધારિયા ને વાંહડા લઇને ઉપર ચઢી ગયા ને ઝરડ ઝરડ કરતે-કને પાંખ તોડી નાખી. આ પાછા ત્યાંથી ઉતર્યા ત્યાં કસા શેઠના ઘરની પાંખ લાગી. આ એમ કાપી નાખી. "

આગ કેમે માઝામાં રહે નહિ. કેમે અટકે નહિ. અલ્યા બંબો લાવો બંબો. 'ભોં' 'ભોં' આ બંબો આવ્યો " ચાલો. એ ...ઈ. આઘા હટો. આઘા હટો. "

" ચાલો એ....ઇ ટાંકી ખોલો. ચાલો ભુંગળું લગાવ, લગાવ. એ–ઇ મકાન ઉપર જાવ. "

ટોપા પહેરેલા કાળા કોટ ને પાટલુન પહેરેલું. ધડાધડ બંબાવાળા છાપરે ચઢી ગયા. પેલા બાલચમૂવાળા પણ ભળી ગયા ને દેવા માંડયા પાણીની પીચકારીઓ, પણ કોના ભાર કે આગ ઓલાય ? એ પાણી શા હિસાબનું ? આ તો દાવાનળ સળગ્યો, તો. સાત માળની હવેલી સળગી, તી. કાંઈ ગું પડું ન હતું.

એક સૂંઢ લાગી, બે લાગી, ત્રણ લાગી; સુરૂરૂરૂ પાણીનો વરસાદ વરસ્યો. ડડડ ભીનું લાકડું હેઠે. ગડુડઠ એક દિવાલ પડી. ધડડડ બારી બારણાં ટી પડયાં.

શેરીમાં પાણી તો ક્યાંય માય નહિ. બધે ગારો ગારો. બંબાનું પાણી જાય ભાગ્યું. માણસો તો આમજાય ને તેમ જાય માણસોનાં પગ, કપડાં બધે ગારો ગારો.

સારૂં થયું કે છોકરાં છૈયાં વહેલી ખબર પડીને બહાર નીકળી ગયાં, કંઇક માલ નીકળ્યો, હશે એ તો ફરી વારેય મળશે. શેઠ ને છોકરાં બચ્યાં તો ઘણું બચ્યું. બીચારા શેઠ કહે. "જેવાં અમારાં નશિબ" પણ શેઠાણી કંઇ રોતાં ન રહે. છોકરાં બીચારાં જોઇ રહ્યાં. "અરરર આપણું ઘર બળી ગયું. બાપા, હવે આપણે ક્યાં જશું ?"

માણસ વીખરાયું. આગ કાબુમાં આવી. " અરે, બીચારા ઓધા શેઠજી ! ઘર બળી ગયું. અરે આમ છે ભાઈ. આજ રાજા ને કાલે રંક, કાલની ખબર છે ? "

" અરે, બાપુ, બાયડી છોકરાં બચ્યાં તે ભગવાનનો પા'ડ. કોણ જાણે કોનેય કમત સૂઝી હશે તે આગ લગાડી. ભાઈ મોટાને કંઇક દુશ્મન હોય ! "

"અરે, પણ સુકા સાથે લીલાનું બાળે ને? ઓલ્યા કમાનું હળગ્યું 'તું. એ તો ઠીક કે ઓલવાઇ ગ્યું, સ્વયંસેવકોએ પાંખ કાપી નાખી તે."

સ્વયંસેવક મંડયા હતા, બંબાવાળા ચોંટયા હતા, પાણીનો મારો ધંમ ધોકાર ચાલતો હતો. આગ નરમ પડી. ભડકા શાંત પડયા. દીવીઓ બળવા માંડીઃ ઝગ ઝગ જાણે મોટી દીવીઓ બળે છે. એ સાત માળની હવેલી શે બળી રહે? કે શે હોલાય ?

લોકો વીખાયા. આગ વધવાનો ભય ન રહ્યો.

"ચાલો, હવે એ તો હોલાઇ જશે."

પડોશી-"શેઠ, અહીં બેઠે શું થશે? ચાલો મારે ત્યાં બેસવા. હોય, ભગવાનની માયા છે."

# અંગારમણિ

[ સ્થળ: અંગારમણિનું ઘર. અંગારની બે બ્હેનો હીંચકે હીંચે છે. અંગાર ઘરનું કામકાજ કરે છે. વાશીદુ વાળીને વાસણ ઉટકવા બેસે છે: બે બેનો હીંચકતી જાય છે ને હૂકમો કરતી જાય છે. ]

નાની—અંગાર, અલી અંગાર, કયાં ગઈ ? પાણી તો લાવ કયારની તરશ લાગી છે.

[ અંગાર પાણી લાવી આપે છે ને જાય છે. ]

મોટી—અંગાર, અંગાર, અંગાર, કયાં છે ? સાંભળતી નથી ? આ હિંચકો ધીમો પડયો છે. જોતી નથી ? નાખ એક મોટો હીંચકો,

[ અંગાર હીંચકો નાખી વાસણ ઉટકે છે ]

નાની—અંગાર, હીંચકો ઉભો રાખ.

મોટી—અંગાર, આ પડી લાવ.

નાની—અંગાર, મારા દાંતીઓ લાવ.

[ નાની ચોપડી વાંચે છે. મોટી દાંતીએથી વાળ ઓળે છે. અંગાર વાસણ ઉટકે છે. પટાવાળો આવે છે. ]

પટાવાળો—છે કોઈ ઘરમાં કે ! આ રાજાનો કાગળ છે.

[ મોટી કવર ફોડી વાંચે છે. નાની પાછળથી વાંચે છે. ]

અંગાર—બેન, શેનો કાગળ છે ?

નાની—છે એ તો. તારે શું કામ છે ?

મોટી—તું તારૂં કામ કરને બાપુ.

અંગાર—કહો તો ખરાં. નાની બા શું આવ્યું છે ?

નાની—એ તો અમારે રાજાને ત્યાં રાસડા લેવા જવાનું છે. કુંવરે અમને તેડાવ્યાં છે.

અંગાર—તે મને–

મોટી—લે રાખ. તને કોણુ તેડાવતું હતું ! તારા દેદાર તો જો. માથામાંતો રાખ છે ને મેલનો તો પાર નથી !

નાની—ને બેનને રાસડા લેતા કાંઇ આવડે છે ! એક પગ આમ પડે ને બીજો પગ આમ પડે.

મોટી—બાપુ ઘરમાં વાશીદું કર્યે શોભો. ત્યાં રાજાને ત્યાંતો ઘર લજવો.

નાની—
મોટી— } ચાલો આપણે જવા માટે તૈયાર થઇએ.

[ અંગાર રડતી રડતી ચાલી જાય છે. ]

## પડદો બીજો

[ બે બેનો તૈયાર થાય છે. શણગાર સજે છે લુગડાં પહેરે છે. માથું ગુંથે છે. ચાક પહેરે છે ને છેવટે ઉપડી જાય છે ]

નાની—અલી અંગાર, ઝટઝટ માથું ગુંથ ને.
મોટી—અંગાર, સાંકળી તો પહેરાવ. આમ શું કરે છે ?
નાની—અંગાર, ક્યાં મરી ગઈ ? પેલો સાબુ તો લાવ. જરા મોં ધોવું છે.
મોટી—અંગાર, મારી વીંટીને રૂમાલ લાવ. ઝટ કર. આ તો કાંઈ ઠંડી છે !
નાની—અંગાર, જો જોઈએ બહાર રાજાની ગાડી આવી છે.

[ અંગાર જઈને આવે છે ]

અંગાર—હા, બા, ક્યારની આવી છે.
નાની—અંગાર, ચાંદલો કરવાનો તો રહી ગયો. લે શીશી લાવ. શીશી લાવ.
મોટી—અંગાર, મને પણ કરજે. જોજે જરા બગાડ્યો છે તો.
નાની—અંગાર, પગમાં જોડા તો પહેરાવ: જો બરાબર પહેરાવતાંએ આવડે છે !
મોટી—અંગાર, જોજે આવીએ ત્યાં રાંધી રાખજે.
નાની—ને અંગાર પથારીઓ કરી રાખજે.
મોટી—અને અંગાર જોજે ભૂલી તો. આ બધું રખડે છે તે સરખું મુકી દેજે.

[ ગાડી જાય છે. પડદો પડે છે. અંગાર રડતી રડતી જાય છે ]

---

## પડદો ત્રીજો.

[ અંગાર રડતી બેઠી છે. ચૂલા પાસે થોડા એક અંગારા છે તેની પાસે તાપે છે આંખમાંથી આંસુ પડે છે. ત્યાં મા બોલે છે ]

મા—અંગાર, બાપુ, શું કામ રડે છે ? તને કોણુ વઢે છે બાપુ;
અંગાર—અરે, અહીં કોણ બોલે છે ?
મા—એ તો હું છું. બાપા શું કામ રડે છે ?
અંગાર—અરે કોણ હશે એ ? જે હોય તે કહોને. અહીં કોણ બોલે છે ?
મા—એ તો હું તારી બાની બેન મણી. કેમ રડે છે બેટા ?
અંગાર—માડી, બધાંય રાજાને ત્યાં ગયાં ને મને કોઇ ન લઇ ગયું. કહે કે તું તો ત્યાં ભૂંડી લાગે. તારૂં કામ વાળવા ઓળવાનું. તારા સુધી તે રાજમહેલ હોય !
મા—તે ?
અંગાર—મારે રાજમહેલ જવું છે ને રાસડા લેવા છે.
મા—એમ !

અંગાર—હા. માડી.

મા—તો થા તૈયાર.

અંગાર—પણ તૈયાર કયાંથી થાઉં ? મારે તો કાંઇ પહેરવાએ નથી ને ઓઢવાએ નથી. ને રાજમહેલ તો આઘે આઘે છે. ચાલીને શી રીતે જાઉં ?

મા—જો બેટા, હું કહું એમ કર. જો બાગમાં જઇને એક કોળું લઇ આવ.

[ અંગાર લાવે છે ]

અંગાર—ને બીજું શું ?

મા—બીજું બે ઉંદર લઇ આવ. ને પેલા પાંજરામાં બે ચકલી છે તે લઇ આવ.. ને

[ અંગાર લાવે છે. ]

અંગાર—હવે કાંઇ રહ્યું ?

મા—હા, પેલી ઘો સૂતી છે ને પૂંછડે ઝાલી લાવ.

[ અંગાર લાવે છે, મા મંત્ર ભણી પાણી છાટે છે, એટલે કોળાની ગાડી, ઘોનો કોચમેન, ચકલીઓની ચાકરડીઓ, ઉંદરના ઘોડા થઇ જાય છે ને ગાડી જોડાઇ જાય છે. ]

મા—લ્યો અંગાર બેટા, હવે રાજમહેલ જાઓ.

અંગાર—માડી, આવા લૂગડાં પહેરીને કાંઇ જવાશે ? આ તો ચીથરાં છે.

[ મા પાણી છાટે છે એટલે મખમલનાં સુંદર કપડાં બની જાય છે. ]

ઘાઘરી રેશમની, પોલકું મખમલનું, ચુંદડી જરીની.

મા—અંગાર, જા હવે ગાડીમાં બેસજે. પણ જો જે રાતના બાર વાગ્યા પહેલાં પાછી વળજે. બાર થશે તો ગાડીનું કોળું થશે. ઘોડાના ઉંદરડા થઇ જશે. કોચમેનનો ઘો થઇ જશે ને ચાકરડીઓની ચકલી થઇ જશે.

અંગાર—હો માડી.

[ અંગાર જવા જાય છે. મા પગપર નજર પડે છે ને કહે છે. ]

અંગાર—મા મારા પગમા ઝાંજર નથી ! ઝાંજર વિના કેમ ચાલશે ?

મા—લે, આ મારા જ પગના ઝાંઝર પહેરતી જા. બરાબર થઇ રહે છે ખરૂં ?

[ અંગાર ઝાંઝર પહેરી ગાડીમા બેસી ઉપડે છે. માજી ચાલ્યાં જાય છે ]

---

## પડદો ચોથો.

[ રાજમહેલમા રાસડા ચાલે છે; કુંવરીઓ રાસડા લે છે. કુંવર ગાદીએ બેઠો બેઠો જુએ છે. ત્યાં અંગાર આવે છે ને બધાં એની સાંમે જોઇ રહે છે. ]

ોની—અલ્યા, આ કોણ નવતર આવ્યું ?

મોટી—છે કોઈ મોટા ઘરની. છે તો રૂપ રૂપનો ભંડાર.
નાની—અહા, એના કાંઇ ઘરેણાં લુગડાં છે.
બીજી—બેનો, હવે કયો રાસડો લેશું?
એક—નથી ઘડી ઘો એ લ્યો ને ?
બીજી—ના, બા; શાને લીધાં વાણે લ્યો ને ?
ત્રીજી—ના, બા, વાડી ખીલીવન ફુલડે. એ લેશું ?
ચોથી—આ નવાં બેનને કહોને એ કોક નવો લેવરાવે ?
પાંચમી—બેન તમેજ લેવરાઓને ? લ્યો બોલો અમે લઇએ.
અંગાર—ઠીક લ્યો ત્યારે.

[ રાસડો ચાલે છે. ]

" હાંરે રથ ફેરો ગોકુળ રથવાળા "

[ રાજકુંવર જોઇ રહે છે ]

રાજકુંવર—હવે એક બીજો લ્યો જોઇએ. આ નવાં આવ્યાં છે એ જ લેવરાવે. એને સારો આવડે છે.

[ બીજો રાસ ચાલે છે. ]

[ રાસ ચાલે છે એટલામાં બારના ટકોરા વાગે છે ને અંગાર રાસ છોડી ભાગે છે. કુંવર પાછળ દોડે છે. અંગારનું ઝાંઝર નીકળી જાય છે. કુંવર ઉપાડી લે છે. એટલામાં તો બારના ટકોરા પૂરા થાય છે ને અંગાર દરવાજા પાસે આવે છે ત્યાં તો માએ કીધું હતું, એમ થઇ ગએલું. ઘોડાગાડીને બદલે કોળું, ઘોડાને બદલે ઉંદર, ચાકરડીઓને બદલે ચકલી ને કાયમેનની ઘો. ને અંગાર પોતે ચીંથરે હાલ. ]

અંગાર—અરે ભગવાન્ આ તો ભારે થઈ. હવે ઝટ ઝટ ઘેર પહોંચો નહી તો બેનોને ખબર પડશે તો મારશે.

---

## પડદો પાંચમો.

[ અંગાર દોડતી દોડતી ઘેર જઇ પથારી પાથરી, અંગારા કાઢી, બેસી જાય છે ત્યાં બેનો બારણું ખખડાવે છે. ]

મોટી—અંગાર, બારણું ઉઘાડ.
મોટી—અંગાર, સાંભળે છે કે નહિ ? કયાં સુધી બહાર ઉભાં રહેવું ?

[ અંગાર બારણું ઉઘાડે છે ને બેનો અંદર આવે છે. ]

નાની—અંગાર, આ ઘરેણાં પેટીમાં મૂકી દે.
મોટી—લે અમને પાણી તો આપ.
નાની—અંગાર, પથારી બરાબર પાથરી છે ના ?
મોટી—એ માર ઓશીકું લાવ.
અંગાર—રાસડા કેવા થયા, તા ?

નાની—અરે તેમાં તુ શું સમજે?
અંગાર—કેવી કેવી રૂપાળી છોકરીઓ આવી'તી?
મોટી— રૂપાળી તો ઠીક. અમારાથી વળી કઇ રૂપાળી હતી? પણ આવીતી એક નવતર. હોય જરાક અમારાથી રૂપાળી.
નાની—રૂપાળી તો ઠીક. એ તો રાજકુંવરે બોલાવી એટલે માન વધ્યાં બાકી તો:.... ...
અંગાર—બા મને કોઇ દિ લઈ જશો!
નાની—તું રાજમહેલ સુધી હોય કે? એ તો નશીબદારને તેડું આવે.
મોટી—તારૂ કપાળ તો જો મોટો ભમરો છે! તને તો ઉંઘુ રાખતું 'તું કોણ?

[ બધાં સુઈ જાય છે. ]

---

## પડદો છઠ્ઠો

બારોટ—એ ઘરમાં કોણ છે બાપુ? આ ઝાંઝર કોઈને થઇ રહે છે કે!

[ બે બેનો દોડે છે. પાછળથી ધીમે ધીમે અંગાર મોં મલકાવતી ચાલી આવે છે. ]

મોટી—શું! બારોટ થઇ રહેવાનું તમારે શું કામ છે!
બારોટ—એતો જેને થઇ રહે એને રાજાનો કુંવર પરણે છે.
મોટી—લે આવી તો રહે. એમ ઉતાવળ શું છે? મને જરા પગમાં નાખી તો જોવા દે.
નાની—એમ કાંઇ રાણી નહિ થવાય. અમને તો જોવા દે. ત્યા મોટા હાથી જેવા પગમાં ઝાંઝર આવશે તો!

[ મોટીને ટુંકું પડે છે ]

મોટી—લે, નાની મારે તો કાંઈ નથી પહેરવું. તું પહેર.
નાની—કાં, ઝાંઝર બરાબર થઇ ગયું ના? ચપોચપ! એ તો મને થઇ રહેવાનું છે

[ નાની ચડાવવા બેસે છે પણ ત્યાં તો મોટું પડે છે. ]

નાની—બારોટજી, અમને તો કાંઇ નથી થતું, તમે કોઈ બીજે ઘેર જાઓ.
અંગાર—જોઉં કેવુંક ઝાંઝર છે! મને થાય છે કે નહિ?
મોટી— હવે થયાં. રાખો બહુ મોટા નસીબદારના છોરૂ છો તે!
નાની—લે તને થાય તો તો રાણી થાને! રાણી થાવીતી તો અંગારજ શું કામ થાત?

[ અંગાર ઝાંઝર ચડાવે છે ને થઇ રહે છે. ]

નાની—હેં! અંગારને થઇ રહ્યું?
મોટી—અરે અંગારને—
બારોટ—બાપુ, થઇ તો એને રહ્યું છે.

[ નાની મોટી ભોંઠી પડી જાય છે ને પડદા પડે છે ].

---

# અમારી લડાઈ.

સાચેજ ! આ ઉંદરડાંઓ તે કાંઈ કેર કરે છે ? આ આટલુંક માથું ને આટલાક દાંત. પણ એણે તો મને હરાવી દીધી. !

હું કહું રસોડામાં તો મારૂંજ રાજ ને ઉંદરભાઈ કહે 'મારૂં રાજ'. બસ આ કારણે વરસોથી આ લડાઇ ચાલે છે.

અમારી લડાઇની વાત તો લાંબી છે. પણ તમને ટુંકમાં કહું છું.

રોજ રાત્રે રસોડામાં બધું ઢાંકીને હું સુઇ જાઉં; પણ રાત્રે ઉંદરડા આવે ને બધું ઉઘાડી નાખે. પહેલાં પહેલાં તો મેં માન્યું કે ઉંદરડા મારી સાથે ગમ્મત કરે છે, હું તો હસીને પતાવું. પણ મશ્કરી એ કાંઇ રોજને રોજ સહન થાય ?

ધીરેધીરે ઉંદરડાની મશ્કરી તો વધવા માંડી. ભાઇબંધો લોટનો ડબો ઉઘાડે ને તેમાં નાચે: તેમને તો નાચતાં મજા આવતી હશે. પણ મારો લોટ વેરાઇ જાય ને બગડે તેનું શું ? લોટનો ડબ્બો સજ્જડ બંધ કરી તેના ઉપર હું વજન મૂકવા લાગી. પણ ઉંદરડાંને એ ન ગમ્યું.

બસ. અમારી લડાઇ શરૂ. કેવળ હસવામાંથી ખસવું !

લોટ ન મળ્યો એટલે ઉંદરડા તો ખીજાયા. રસોડામાંથી ચૂં ચૂં ચૂંનો તીણો અવાજ કરવા લાગ્યા. હું મજાની સુતી સુતી સાંભળતી હતી. મનમાં નિરાંત હતી. મેં કીધું," આજે ખાઓ લોટ. કેમ ખાઓ છો તે. મફતનો મળતો તો તે બગાડવાની મજા પડતી હતી, ખરી ? કર્યા કરો હવે સવાર સુધી ચૂં ચૂં ચૂં પણ ત્યાં તો જરાક ધડફડ થયું ને થોડી વારમાં ચૂં ચૂં ચૂં બંધ પડયું. હું મનમાં હસી. આજ તો દડબડ કરતાં ભાગીજ જાઓ ને ! બીજું શું કરો ?"

સવારે હરખાતી ઉઠી. ઉંદરડાં ઉપર રાત્રે જીત મેળવી હતી. પણ રસોડું ઉઘાડું ત્યાં તો હાય ! હાય !

મારૂં બધું ઘી તેલ ઢોળી નાખેલું ને ફાવે તેટલું ખાધેલું પીધેલું. મનમાં થયું, ભાઈ, લોટ બગાડે એ તો ઠીક પણ ઘી તેલ ઢોળે એ શે ખમાય ?

રાત્રે ઘી તેલની બરણીઓ રસોડામાંથી ખસેડી નાખી. લોટ બરાબર ઢાંકયો.. મનમાં કીધું...હવે શું કરશો ? લ્યો ખાજો આ હવે. આજ રાતે ઘી તેલ મળે તે ! જાણે મોટા રાજા હોય નહિ કે ઘી તેલ ખાવું જોઇએ.

મનમાં મલકાતી સવારે ઉઠી. મનમાં થયું, પાછાં બિચારાં ઉંદરડાં આજે બોડાં પડયાં હશે ! પણ બારણું ઉઘાડીને જોઉં છું તો અરે ! આ ઉંદરભાઇ તો મારા માથાના મળ્યા. ભાઇને ખાવાનું ન મળ્યું તો વેરવાનું તો મળ્યું. જ્યાં ત્યાં બધો મસાલો વેરી નાખેલો. જાણે કોઈ ખાસી મજાની રંગોળી પુરી ગયું ! હળદર મરચાંની રાતી પીળી ભાત ને વચમાં રાઇમેથીની છાંટ.

મેં કીધું: શાબાશ ઉંદરભાઇ જીતે રહો. પણ કાલે તમારી વાત છે. બહુ ફાવી ગયા છો તે યાદ રાખો.

રાત્રે મસાલાના ડબા ઉપર મૂકયો ઉપરવટણો ને કોઠા ઉપર મૂકયાં ખાંડણી દસ્તો. કીધું, ઉંદરભાઈ હવે જાગીને પાડવા જજો. જોજો ઉપરવટણા નીચે કયાંક ચગદાઈ ન જતા હો.

સવારે મને થયું, "ઉંદરડાં બિચારાં ભૂખ્યાંતરસ્યાં સૂઈ ગયાં હશે. એકવાર જો હાર કબુલ કરે તો પછી ફિકર નહિ. પછી ખાવાનું આપીશ."

રસોડું ઉઘાડ્યું. લોટનો ડબો બરાબર. મશાલાનો ડબ્બો બરાબર. કઠોડો બરાબર. મનમાં બોલી આજ તો તમે ડાહ્યા થયા લાગો છો. ચાલો, ત્યારે હવે તમારે માટે કંઈક રાખતી જઈશ.

રાંધતી વખતે શાકની ટોપલી લીધી. બટેટા સુધારવા બેઠી. પણ અરે ! મારાં વહાલાં ઉંદરડાં ખીલીએ પહોંચેલાં. આજે તો તેમણે બટેટા ને રીંગણાં ને તુરીયાંની ઉજાણી કરેલી !

મને તો ખીજ ચડી ગઈ. આ ચપટી જેવડાં ઉંદરડાં મને કાંઈ સતાવે છે !

રાત્રે ઢાંકવામાં આખો એક કલાક ગુમાવ્યો. લોટ ઢાંકયો, મશાલો ઢાંકયો, શાક ઢાંક્યું, ખાંડ, ગોળ, આમલી, કોકમ, મીઠું, મરચું, બધું ઢાંક્યું. ઉપર પથરા ને ઈંટો ને ઉપરવટણા ને ખાંડણી મૂકી મૂકીને ઢાંક્યું ને ફરી ફરીથી તપાસ્યું. ચારેકોર જોઇ લીધું. નીચે ઉંચે, ખુણે ખોચરે, બધે તપાસી લીધું. કયાંય કારી ફાવે એવું ન રાખ્યું. પછી બારણું બંધ કર્યું.

કીધું, આજે ફાવો તો તમે ખરાં, આજ દિ સુધી બહુ દયાન ન્હોતી દેતી એટલે કે ?

સુતા પહેલાં એકવાર ફરીથી રસોડું જોઇ આવી. પણ એકાદ કલાક પણ ન થયો ને હું ઉંઘમાંથી ઝબકીને જાગી.

ખડીંગ ખડીંગ ધડીંગ ધડીંગ. મને થયું. આ શું ? શું ચોર આવ્યો છે ને ખાતર પાડે છે ? કે છે શું !

બરાબર કાન માંડીને સાંભળ્યું. અવાજ તો સીધો રસોડામાંથી આવતો હતો. ફાનસ લીધું રસોડું ઉઘાડયું; ત્યાં તો દસબાર ચોર દડબડ દડબડ દોડી ગયાં ને રસોડું તો જાણે મોટું મેદાન મેદાન.

અભરાઇ ઉપરથી થાળીઓ વાટકાં ને શીશાં ને ખીલી ઉપરથી તપેલાં ને તપેલીઓ બધાં હેઠે. રસોડું આખું વાસણ ! વાસણ !

મસાલાના ડબા પણ દડી પડેલા ને આ બાજુ લોટનો ડબો પણ ગબડી પડેલો; આજ કાંઇ ઢોળાયું નહતું તો ફેડાયું તો હતું જ.

મેં તો હાથ જોડયા.

એ હું તો તમથી હારી. હવે જે થાય તે કરી લ્યો. હું તો મારે આ સુતી.

સવારે જોઉં છું તો દાઝયા ઉપર ડામ. જે મળ્યું તે પાડી તો નાખેલું ને ઉપર જતાં બધે લીંડી લીંડી મૂકેલી !

હવે તો હું થાકી.

ને ઉંદરીયું મંગાવવાનો વિચાર કરૂં છું એટલે હારી તો ખરીજ. ન મારી શકિત ચાલી કે ન મારી યુકિત ચાલી. કાં તો ઉંદરીયું ને કાં તો બિલાડી.

છોકરાઓ આ હાર્યાની વાત કોઇને કહેશો નહિ હો કે. એ તો મેં તમને ખાનગીમાં કીધું છે. ને ઉંદરભાઇને તો કહેશોજ નહિ. ઉંદરભાઇ જાણશે તો તો ચારે કોર મારો ફજેતી ફજેતી થશે. આવડી મોટી હું ને વળી માણસ કહેવાઉં ને એ એટલા નાનાં ઉંદરડાં છતાં મને હરાવી.

"પણ સાચી વાત તો એ છે કે હું હારી"

મારે મૂછ નથી તો એ મારી મૂછ નીચીઃ સાડીસાત વાર નીચી.

તારાબ્હેન મોદક

# સ્વયંપાક

ક—કોઃ બણુ, ટીકુ, બાબી શું કરો છો ?

"બા-અમે સ્વયંપાક કરીએ છીએ."

ક—ટીકુ, તું શું કરે છે ?

ટી—અમે પણ સ્વયંપાક કરીએ છીએ.

ક—તે સ્વયંપાક એટલે વળી શું ?

ટી—આ અમે બધા રાંધીએ છીએ. બાબી ને બણુ ને હું ને સુશીલા.

ક—સુશીલા કેમ નથી દેખાતી ?

બ—મારે ત્યાં લોટ લેવા ગઇ છે.

ક—મને રાખશો ? હું તમને રંધાવું.

બા—ના. બા. આજ તો અમારોજ સ્વયંપાક. એમાં બીજું કોઇ ન રંધાવે. અમે અમારી મેળે કરશું.

ક—તે શું શું કરવા ધાર્યું છે ?

બા—તે હમણાં નહિ કહીએ. હમણા તો કોઇને અહીં અવવા દેવાય પણ નહિ. પછી પરસાદિ ચખાડશું ત્યારે ખબર પડશે.

બણુ—જો બાબી, તું પૂરીનો લોટ બાંધી નાખ. હું ચૂલો સળગાવું છું.

બાબી—પણ તું વખતે દાઝી જઇશ, મને સળગાવા દે. હું રોજ સળગાવું છું.

બણુ—પણ મને ય આવડે છે. તું ધ્યાન રાખ મને આવડે છે કે નહિ.

બાબી—ઠીક ત્યારે.

ટીકુ—બાબી, હું તો શાક સુધારીશ. મને એ બહુ ગમે છે.

સુશીલા—ચાલો, હવે શાક વઘારી નાખું. ટીકુ, શાકને કેટલી વાર છે ?

ટીકુ—હવે બે બટેટાં બાકી છે.

બણુ—સુશીલા ચૂલો તો સળગ્યો. હવે શું કરવું છે ?

સુશીલા—શાક માટે તવી મુકવી છે. પેલું તેલ છે તે લાવ.

બાબી—સુશીલા, પછી મને ગુંદલા કરાવીશ ને ? સુ—હં એમજ કરવું પડશે. પહેલાં આપણે ગુંદલા કરીને પૂરીઓ વણી નાખીએ ને પછી પૂરીઓ તળી કાઢીએ.

બચુ—ઓહો ! તમે તો જમાવી લાગે છે. આપણે પણ સ્વયંપાકમાંઃ ચાલો મને કંઇક સોંપો. સુશીલા કહે, " એ પેલું ટોપરું છે એ ખમણી નાખ. ને પછી કેળાંનો છુંદો કર. "

બચુ—સુંદર. આ કામ આપણને ગમશે. વખતે કેળું ખવાય કે નહિ ?

ટીકુ—ના બચુભાઈ, કમળા કંઈ ન ખવાય.
બચુ—આ નાની એવી ટીકુ તો જો. બચુને સમજાવે છે.
ભાભી—તે ટીકુ કાંઈ મોળી છે, એ તો ટીકડી છે,
ટીકુ—અં-મારૂં નામ ટીકડી નહિ. ટીકુ.
ભાભી—બચુભાઈ તૈયારી કરશો? જુઓ ગીજુભાઈ, જડીબેન, તારાબેન, અને કમળાબેન એટલાને માટે શેતરંજી નાખો. એમને પ્રસાદિ મળશે.
"અને આપણા પાટલા નાખો."
બણુ—હું પીરસવા રહું ?
સુશીલા—એ તો આપણે પહેલાં પીરસીશું ને પછી ડાબે હાથે સૌ લેતાં જઈશું.
ટીકુ—લીંબુની ચીર મૂકી દીધી. હવે પૂરી મૂકું.
ભાભી—હા, જો, બે બે પૂરી મૂકજે.
બચુ—ચાલો ભાઈ, થાળીઓ બહાર મૂકી દઉં છું.
સુશીલા—બાને બોલાવને. ગિજુભાઈને પણ,
ગિ—અલ્યા, આ તો બરાબર થયું છે. આ પૂરી કોણે કરી. આ શાક ? આ છૂંદો.
ભાભી—ગિજુભાઈ, આ છોકરો મેં કર્યો છે. જુઓ તો પેટ ફુલ્યું છે. !
ટીકુ—ગિજુભાઈ, શાક મેં સુધાર્યું હતું.
ગિ.—તે તું તો ડાકટર છે! તને છરી વાપરવી બહુ ગમે.
ટીકુ—અં-મારૂં નામ ડાકટર નહિ ટીકુ.
ક—એ ભાઈ, મારામાં ચટણી કેમ નથી ?
સુ—લ્યો લાવું ! હું ભૂલી ગઈ.
ટી—બચુભાઈ, કેળાંનો છુંદો સારો બનાવ્યો છે. સુશીલા, શાક તો તારી બા જેવું સરસ બનાવ્યું છે.
સુ—ગિજુભાઈ, પણે રૂમાલ છે. પણે લાવ બાળ. ત્યા હાથ ધોજો.
ગિ—આ તો બરાબર ગોઠવ્યું લાગે છે.
બા—બચુભાઈ સૌને સોપારી આપોને. ત્યાં હું જરા બધું સરખું કરીને ઢાંકી દઉં.
ટીકું—એ બણુ, તેં કેટલી પૂરી ખાધી ?
બણુ—આપણે તો બે પૂરી ખાધી. મેં તો છુંદો ખૂબ ખાધો.
બહુ—આપણે ય છુંદો ઉડાવ્યો.
જ—આપણને તો શાક ભાવ્યું પણ જરા ચટણી નાખવી હતી.
તા—તે સુશીલાએ કરેલું તમારી જેવું જ છે તો. તેલ કેટલું બધું છે.

ગિજુભાઈ

---

# કાબરનું બચ્ચું

બધાં બાળકો ગોળ કુંડાળું વળીને બેઠાં હતાં. બધાંની નજર એક ઠેકાણે ચોંટી હતી. આંખો ચળકતી હતી. ને ઝીણું ઝીણું હસતાં હતાં.

ત્યાં શું થાય છે ? હું ત્યાં ગઈ. અહો ! આ તો કાબરનું બચ્ચું લોટ ખાય છે.

બા ! બાબીબેન, ઇ કેમ ખાય છે ? એની ચાંચમાં કેવો સુંદર રંગ છે. હજી તો ઇ નાનું છે, એની આઇ આવશે તો એને લઈ જશે એમ બોલતાં હતાં, સારૂ તો છાનીમાની બેસી હસતી હતી. બાબા તો કાબરથી બીતો હતો. અને રામુભાઇની પાછળ પાછળ સંતાતો હતો.

લોટ ખવરાવીને અભરાઈ ઉપર લુગડામાં મૂકયું.

એ તો ત્યાં બેઠું બેઠું ટીવી ટીવી કરી........એમ બોલવા લાગ્યું. ત્યાં તો એની મા દોડતી આવી.

બચ્ચું જાણે મારી આઇ મને ખાવાનું આપશે. એટલે ચાંચ ઉઘાડી. કાબરબાઇ ચાંચ પકડીને બચ્ચાંને ઉપાડી ઉડયાં. જાણે હમણાં માળામાં લઇ જાઉં, પણ જરાક બહાર નીકળી ત્યાં તો બચ્ચું પડી ગયું. સુભાજીએ ફરી ઉપાડી મૂકયું. વળી એની મા આવી. ચાંચમાં કાંઇક ખાવાનું લાવી હતી. બચ્ચાંને ખવરાવી ઉડી ગઈ. ફરી આવી. તારાબેન કહે. "બાળ એની આઈ આવી."

બાળતો કાબરના બચ્ચાંને જ આઈ કહેવા લાગ્યો અભરાઈ તરફ આંગળી કરીને જ આઈ–આઈ–આઇ કરી જે આવે તેને બતાવે,

આજે કાબરબાઈ જોરમાં આવ્યાં. બચ્ચાંએ આંખ ઉઘાડી કે ચાંચ પકડી ઉપાડયું. જોર કરીને કલામંદિર સુધી ઉડી. પણ આખરે બચ્ચું પડી ગયું. કાગડા બચ્ચાને ખાઈ જવા આવ્યા ને કાબરે કલબલાટ કરી મુકયો પણ ત્યાં તો ફરી અંદર લાવી મુકયું.

એ બચ્ચું બધા છોકરાંને બહુ ગમતું. રોજ સવારે એને લોટની ગોળીઓ ખાવા આપતા ત્યારે બધાં ત્યાં ગોળ કુંડાળુ ફરી બેસતાં.

સુભાજી એક દિવસ સવારે જ્યાં બચ્ચાંને લેવા જાય ત્યાં બચ્ચું ન મળે. કયાં ગયું હશે ? "કોણી ઘેતલા, કુઠે ગેલા !"

"કોણાલા માહિત આહક ?"

પણ કોઇને ખબર ન હતી

કોણ જાણે ક્યાં ગયું !

કમળાબ્હેન.




એક હતી રાજકુંવરી:
નહિ હસે તે નહિ હસે.

કોઇની સાથે હસે નહિ,
કોઇદિ કદિ હસે નહિ,
હસવા ટાણે હસે નહિ,
ભૂલેચૂકે હસે નહિ,

નહિ હસે તે નહિ હસે.

રાજાએ ઢોલ ટીપાવ્યો:
ઢોલીએ ઢોલ ટીપ્યાં:
મારી કુંવરી જો હસાવે,
મારી કુંવરી જો હસાવે,

તો મારૂં રાજ ડુલ,
તો મારૂં પાટ ડુલ,
તેને મારી દીકરી દઉં,
તેને મારો જમાઇ કરૂં,

ઘણા ઘણા આવી ગયા,
પાછા પડી પાછા ગયા,

ઘણી ઘણી મહેનત થઇ,
એકે એક નિષ્ફળ ગઇ.

એક હતો જાદુગર:
અલગારી ને ઓલીયો.

પાસે એક હંસ હતો,
મીઠો એનો કંઠ હતો,
ધોળો એનો વાન હતો,
લાંબી એની ડોક હતી;

જાદુગરનો જાદુઇ હંસ,
અડનારાને પકડે હંસ,
જે અડે તે ચોટી જાય,
મૂકાવનારો પાછળ જાય,

ગામમાં એ હંસ આવ્યો,
જાદુગરની કાખે હતો,
લોકો જોતા ઉભા હતા.
એકજણે હાથ ફેરવ્યો,
બિચારો ત્યાં ચોટી ગયો,
કેમે કરી ઉખડે નહિ,
ખેંચાખેંચ ઉખડે નહિ,
તાણાતાણ ઉખડે નહિ.
ચોંટી ગયો તે ચોંટીજ ગયો :
" એ ભાઇ કોઇ છોડાવોને !
એ ભાઇ મારો હાથ ચોંટયો !

એ ભાઇ મને હંસ ખેંચે.
એ ભાઇ ઉભા જુઓ શું ? "
એક ભાઇને દયા આવી,
ઝટ કરીને હાથ દીધો,
ખેંચી લેવા ઝોંટો કીધો,
અરે ! અરે ! આ શું ? આ શું ?
હાથ એનો ચોંટી ગયો,
ખેંચાખેંચ ઉખડે નહિ,
તાણાતાણ ઉખડે નહિ,
ચોંટી ગયો ચોંટી ગયો,
એ ભાઈ કોઈ છોડાવોને,
એ ભાઇ મારો હાથ ચોંટયો,
એ ભાઇમને હંસ ખેચે,
એ ભાઇ ઉભા જુઓ શું ?
પાસેજ એની ઉભો હતો,
હજામ એક હસતો હતો,
"અરે એના શા છે ભાર ?
ખેંચી કાઢું આજ વાર."

ઝટ કરીને હાથ દીધો,
ખેંચી લેવા ઝોંટો કીધો,
"અરે ! અરે ! આ શું ! આ શું !"
હાથ એનો ચોંટી ગયો,
ખેંચાખેંચ ઉખડે નહિ,
ગાણુતાણુ ઉખડે નહિ,
ચોંટી ગયો ચોંટી ગયો.
એ ભાઇ કોઇ છોડાવોને,
એ ભાઇ મારો હાથ ચોંટયો,
એ ભાઇ મને હંસ ખેંચે,
એ ભાઇ ઉભા જુઓ શું ?
ઘરમાં હતી હજામડી,
સાદ સૂણી આવી દોડી,
જોઇ હજામને હાથ દીધો,
જોર કરીને જોટો કીધો,
ત્યાં તો ચોંટી એ પણ બાઇ,
ખેંચી ખેંચી એવી કાંઇ
"એ ભાઇ કોઇ છોડાવોને.
એ ભાઇ મારો હાથ ચોંટયો !
એ ભાઇ મને હંસ ખેંચે !
એ ભાઇ ઉભા જુઓ શું ?"
આગળ હંસને પાછળ ટોળી,
બ્રાહ્મણ હજામ ને હજામડી,
બ્રાહ્મણ, રાડો નાખે ઘણી,
હજામ ખેંચે ગામ ભણી,
હજામડીને વ્હાલે ધાણી,
છોકરાંઇયાં પાછળ પરયાં,
એક પછી બીજાને અરયાં,

ચોંટયા બાપ અને એક બા,
બેન ભાઈને ને શારદા.
હજામ ભાઈનું ઘર ચોંટયું,
ગામને જોવા કૌતક મળ્યું.
ભરવાડ રસ્તે ઉભો હતો,
ડાંગ મોટી ખંભે હતી,
સાંભળી એણે સૌની ચીસ,
મનમાં એને ચડી રીસ,
ઝટ દઈને ગયો પાસ,
છોકરીનો પટ ખેંચો હાથ.
"ઓય માળું જાદુ છે!
કેમ કરી તૂટતું નથી!
ગુંદર જેવું ચોંટયું છે!"
ભરવાડ ભેગો તણાયો,
ટોળી ભેગો ગણાયો,
ઘણો ખીજાણો મનની સાથ,
હજામ હજામડીનો સંગાથ,
ચાલ્યું ગયું રાજ દરબાર,
રસ્તે મળ્યો રઘો કુંભાર,
પાસે ખોલકું માથે ભાર,
નકતો છેને કાંઇ જોવા જેવો,
જોઉં તો ખરો ચોંટયો કેવો
"હે ભાઇ શું કાયર થયો?
છોકરાંને શું ચોંટી રહ્યા?"
દીધો હાથ ને ચોંટયા ભાઇ,
થઇ છે ભાઇની નવી ભેવાઇ,
કુંભાર સાથે ખોલકું જાય,
છોકરાં નાનાં ગાય- ગાય,

લશ્કર આવ્યું રાજદરબાર,
લંગર જાણે હાલી હાર,
જાદુગરનો પહેલો ખેલ,
બ્રાહ્મણ હજામ ને હજામડી,
બાલ બચ્ચા ને ગધેડી,
કુંભાર સાથે ચોંટી હતી,
જોવા જેવી પૂરી થઇ,
એકે ન છુટે કેમે કરી,
તાણા તાણ ને ખેંચા ખેંચ,
અથડામણ ને પછડામણ,
રાડયે રાડય ને રીડીયારમણ,
તોય ન છુટે કેમે ગ્રહણ.
કુંવરી ગામે બેઠી હતી,
હસવાની એ ન્હોતી હતી,
પણ આ જોયો નકતો ભારી,
રમૂજ જોઇને હિંમત હારી.
ઘણું કર્યું પણ ખડ ખડ હસી,
રાજા રાણી આવ્યાં ધસી,
જોયા હેલ ને લંગર ઝાઝી,
રાજા રાણી થઇ ગયાં રાજી,
જાદુગરને અરધું રાજ,
હંસ રાજને અરધું પાટ,
કુંવરી જાદુગરને વરી,
ખાઈ પીને મજા કરી,
પણ પેલા લંગરનું શું?
છુટયાં કે તે ચોટી રહ્યાં?
લાકડી અડાડી જાદુગરે
સા સા તે એને ગયા ઘરે

ગિજુભાઇ





ચિત્રકાર ] " લસ્કર આવ્યું રાજદરબાર લંગર: જાણે મોટી ચાલી હાર. " [ રા. તનસુખ
બાળક અંક ] (એક રાજકુંવરી) [ માર્ચ ૧૯૨૯

# ઋતુ વર્ણન.



## ઉનાળો

ઉનાળો આવ્યો ને તડકા તપ્યા. એવા તપ્યા, એવા તપ્યા, કે ક્યાંઇ રહ્યું જાય નહિ! ઘરમાં યે રહેવાય નહિ ને બહારે રહેવાય નહિ. ઘરમાં ઘામ થાય ને બહાર લૂ વાય: ઘડીકમાં જાણે ન્હાઇ ગયાં. ઘડીકમાં જાણે દાઝી મૂવાં!

ભોંય તો જાણે ખદબદી ઉઠી. આકાશ તો જાણે ભડકે બળે છે. ને ડુંગરા ટેકરા તો જાણે સળગી ઉઠયા. તડકો તે કાંઇ તડકો! આના કરતાં શિયાળો સારો કે લૂગડાં પહેરીને કામ તો થાય. આના કરતાં તો ચોમાસું સારૂં કે છત્રી ઓઢીને ય ફરાય પણ આ ઉનાળો. તો તોબા બાપુ. કામે ન સૂઝે ને કાજે ન સૂઝે. ડીલમાં કાંઇ ચેતન રહે તો કે! સાવ જાણે નીચોવાઇ જવાય છે!

શેઠીઆને તો ઠીક કે આ વાળાની ટટ્ટી બંધાય છે ને પાણી રેડાય છે ને ઠંડો પવન વાયો આવે છે. બિચારો પલંગમાં પડયો પડયો ઘોરે છે; પણ શેઠાણી તો એનાથી ય જાડાં છે. બિચારાં આમ આળોટે છે ને તેમ આળોટે છે પણ સુખ પડતું નથી. 'બળ્યો આ ઉનાળો, આખા ને આખા ઓસરી જવાશે!'

સવારની ઑફિસો છે તે ઠીક છે. તડકો થાય તે પહેલાં કામ થઇ જાય છે.

## પાનખર

પાનખર આવી ને પાન ખરવા લાગ્યાં.

પીંપરનાં પાન ખર્યાં, ખાખરા અને ખેરનાં પાન પણ ખર્યાં. એકેએક ઝાડનાં પાન ખર્યાં.

પહેલાં પાંચ ખર્યાં, પછી પચીસ ખર્યાં, પછી પચાસ; પછી પાંચસો, પછી વધારે, પછી તેથી વધારે, પછી તેથી ય વધારે; કેટલાંયે પાન ખરી પડયાં!

કોઇ ઝાડે પાંચ રહ્યાં. કોઇ ઝાડે પચીસ રહ્યાં. કોઇ ઝાડે એકાદ બે ને કોઈ ઝાડે એકે ય ન મળે.

ભૂખરાં થડ; ભૂખરી ડાળી ને ભુખરી ડાંખળીઓ. પાન વિના, ફૂલ વિના, ફળ વિના કેવાં એ ઝાડ! પાનખર આવી ને પાન બધાં ખરી ગયાં.

## વસંત

વસંત આવી ને કુંપળ ફુટયાં. એક ઝાડે, બે ઝાડે, ત્રણ ઝાડે, પાંચ ઝાડે લીલાં પાન દેખાણાં. ઝાડે ઝાડે નવા કોર ફુટયા. ઝાડે ઝાડે ઝીણાં ફળો બેઠાં.

છોડે છોડે નવાં ફૂલો ખીલ્યાં. ફૂલે ફૂલે મધુર વાસ ઉઘડી. વાસે વાસે પતંગ ભમરા ઉડયા.

કોયલ આંબા ડાળે આવીને કૂ કરતી કૂજી.

મોર ઘટા નીચે આવ્યો ને ઢેલ સામે નાચ્યો.

ચકલી ચકલા સાથે ઉડી ને બુલબુલ પૂંછડી હલાવી ઉડયું ને મધુર કંઠે ગાયું.

આંબા ઉપર મોર આવ્યો. લીમડાને કોર આવ્યો. કેસુડાંને રંગ આવ્યો. જ્યાં જુઓ ત્યાં વસંત આવી, વસંત આવી, વસંત આવી!

આકાશનો રંગ નવો. સૂરજનાં કિરણ નવાં. ભરવાડનાં ગાન નવાં, ગાયનના તાન નવા. જ્યાં જુવો ત્યાં નવું નવું. વસંત આવી, વસંત આવી, વસંત આવી.

મંદ મંદ વા વાયો. કુંળો કુંળો તાપ પડયો. ઝાડપાન ડોલી રહ્યાં. વેલફૂલ હસી રહ્યાં.

છોકરાંઓ બહાર આવ્યાં. રંગ ભરી રંગે રમ્યાં. રંગ છાંટી રાજી થયાં. મોટાંઓને રંગ નાખ્યો. ચારે કોર રંગ કર્યો. વસંત આવી, વસંત આવી, વસંત આવી!

ગિજુભાઇ





# ખારવો અને બે બાળકો

બે છોકરા હતા. ભમતા ભમતા ખારવાના ઘર પાસે આવ્યા. ખારવો ઉંબરામાં બેઠો બેઠો દોરડું ગંઠતો હતો.

ખારવો કહે, " કેમ છોકરાઓ, ક્યાં ચાલ્યા ? "

છોકરા કહે, " નીકળ્યા છીએ તો ફરવા. પણ તમે ખારવા છો ખરું ને ? તમારી પાસે સુંદર હોડી છે ? તમે અમને એમા બેસાડીને સહેલ કરાવશો ? અમને દરિયામાં ફરવું બહુ ગમે છે. તમે અમને હલેસાં મારતાં શીખવશો ? "

ખારવો કહે, "હમણાં તો જરા કામમાં છું. પણ નવરો થઇશ એટલે તમારામાંથી જે શીખવા તૈયાર હશે એને તેડી જઇશ. પણ જુઓ આ થોડાંક દોરડાં પડયાં છે એને ગંઠવાનાં છે. તમે ગંઠતા થાઓ. હું હમણાં આવું છું."

બન્ને જણા ગંઠવા બેઠા. પણ ખારવો ગયો કે એક છોકરો ઉઠયો. ને બારીએ જઇને દરિયો જોવા લાગ્યો.

તે કહે, " અલ્યા, આ દરિયો તો જો. મોજાં તો એવાં ઉછળે છે હમણાં આકાશે અડશે. આ જો તો હમણાં ઘરના ઉંમરને પલાળશે. અહા ! જો તો ! કેવાં મજાનાં કૂદે છે. અહો, કેવું મજાનું દેખાય છે. આવ આવ, જો તો ખરો. દોરડું ગંઠાશે."

બીજો--તું તારે જો, મારે તો આ દોરડું ગંઠવું છે.

પહેલો કહે, "અરે ! પણે શું દેખાય છે ? એ તો હોડી છે. અહા ! પાણી ઉપર કેવી નાચે છે ! શો સુંદર દેખાવ ! ઉઠને ભલા બેઠો છે શું ?"

બીજો—હું તો કાંઇ નથી ઉઠતો. આ દોરડું પૂરું કર્યા પછી વાત.

પહેલો—અહા ! બોટમાં બેસવાની ભારે મજા પડશે ! જરૂર, ખારવો મને જ પહેલવહેલો તેડી જશે. મને હલેસાં મારતાં પણ આવડે છે. હું તારાથી મોટો ય છું ને ? દોરડું ગંઠતાં તો મને આવડે છે. એમાં શું શીખવાનું છે.

ત્યાં તો ખારવો આવ્યો ને બોલ્યો. "કેમ ચાલે છે કે ? કેટલાં દોરડાં ગંઠયાં ?"

પહેલો—હું તો આ બારીમાંથી ક્યારનો પેલી હોડી જોઉં છું એમાં બેસવાની ભારે મજા પડશે. જુઓ તો કેવી એ આમ તેમ ડોલે છે, મને થોડું થોડું હલેસાં મારતાં ય આવડે છે. ચાલોને ભાઇ, જલદી ચાલોને.

ખારવો—" કેમ ભાઇ, તમે શું કર્યું ? "

બીજો—" હું તો આ દોરડાં ગંઠું છું. એક બે બાકી છે. "

ખારવો બીજાને કહે, " ચાલ, ભાઈ, ચાલ, તને બોટ ઉપર લઇ જાઉં. "

પહેલો—પણ હું એનાથી મોટો છું ને એના કરતાં હોશિયાર છું.

ખારવો—એ બધું ઠીક. પણ જેને સહેલ કરવી હોય ને હલેસાં મારતાં શીખવું હોય તેણે પ્રથમ તો દોરડાં ગંઠતાં શીખવું જોઇએ.

પહેલો—પણ મને તો એ કામ આવડે છે.

ખારવો—પણ એની ખાત્રી શી ! તમે એકાદ દોરડું ગંઠયું હોત તો કંઇક ખબર પડત.

ગિજુભાઇ



# પાંચ અને ત્રણ નાનની કીંમત



( " ગુણસુંદરી " ના બાળઅંક માટે ખાસ )

બે આરબ યાત્રાળુઓ બગદાદ શહેરમાં પાછા ફરતા હતા. બપોરનો વખત થતાં બંને જણ ભોજન લેવા એક ઝાડ તળે બેઠા. એકની પાસે ત્રણ નાન ( રોટલી ) હતાં અને બીજાની પાસે પાંચ હતાં. હજી તો તેઓ ખાવાનું શરૂ કરે તેટલામાં એક મુસાફર થાકેલોપાકેલો ત્યાં આવી ચઢયો. " એણે કહ્યું કે ભાઇઓ, હું ઘણો ભૂખ્યો થયો છું. મારી પાસે ખાવાનું નથી. તમે જો તમારા ભોજનમાંથી મારો ભાગ પાડશો તો મારી પાસે જે સિક્કા છે તે તમને આપીશ." યાત્રાળુઓએ પોતાનાં નાનોના ત્રણ ભાગ કરીને સરખે હિસ્સે તેને પણ ભોજન પીરસ્યું.

ખાઈ પીને તૃપ્ત થયા પછી પેલો મુસાફર આઠ સોનાની મહોર આપીને, વિનયપૂર્વક સલામ કરીને, ચાલ્યો ગયો. બંને જણે આઠ સોનામહોર વહેંચી લીધી—જેની પાસે પાંચ નાન હતાં તેણે પાંચ સોનામહોર લીધી અને પોતાના મિત્રને ત્રણ નાનની કીંમત બદલ ત્રણ મહોર આપી. આ જાતનો ભાગ એને ન ગમવાથી એણે બરાબર અર્ધા હીસ્સાની માગણી કરી. ઝઘડો કરતા બંને અદાલતમાં પહોંચ્યા.

ન્યાયાધિશે બંનેની વાતો ધ્યાનપૂર્વક સાંભળીને આ મુજબનો ચુકાદો આપ્યો કે પાંચ નાનવાળાને સાત સોનામહોર મળવી જોઇએ અને ત્રણવાળાને એક મહોર મળવી જોઇએ.

આવો ફેંસલો સાંભળી બંને જણ અને અદાલતના સર્વ જણા આશ્ચર્ય પામ્યા. ત્રણ નાનવાળાએ કાજી સાહેબને પૂછયું કે " આપ ભૂલ તો નથી કરતા ? "

" ભૂલ શેની ? " કાજીએ કહ્યું " ન્યાય બરાબર થયો છે. "

" આશ્ચર્ય ! " તે બોલ્યો " આ તો ઇન્સાફથી તદ્દન ઉલટું છે. એની પાસે મારાથી ફકત એજ રોટલી ઓછી, છતાં એને સાત મહોર આપો એ કઇ જાતનો ન્યાય ?"

કાજીએ કહ્યું: " ભાઇઓ, મેં ન્યાય બરાબર જ કર્યો છે. જૂઓ એકની પાસે પાંચ નાન અને બીજાની પાસે ત્રણ એટલે બધાં મળી આઠ થયા. હવે એ આઠ નાનના તમે ત્રણ સરખા ભાગ કર્યા. દરેક નાનના ત્રણ સરખા ભાગ કરીએ તો આઠ નાનના સરખા ૨૪ ભાગ થયા. જેની પાસે પાંચ નાન તેના ૧૫ ભાગ થયા અને જેની પાસે ૩ નાના તેના નવ ભાગ થયા મુસાફરને સરખે હીસ્સે આઠ ભાગ નાન મળ્યાં એમાં ૭ ભાગ પાંચ નાનવાળાએ આપેલા કહેવાય અને ત્રણ નાનવાળાએ તો એક જ ભાગ આપ્યો એ મુજબ આ સોનામહોરો તમને મળે છે. "

સર્વેએ ન્યાયાધિશના આ ચુકાદા પર આફ્રિન પોકારી.

ત્રણ નાનવાળો બાપડો ત્રણ મહોરમાંથી પણ ગયો !

કરાચી, નરીમાન સોરાબજી ગોળવાળા

પોષ વદ ૯ : ગાંધી સને ૯ ]

# ડોશીમા

ડોશી પાંસઠ વર્ષનાં : ખખડધજ, કેડ શું વળતી'તી ? આંખે ઝાંખપ શેની ? કપાળે કરચલી કેવી ? ડોશી હાલે તો ધમ્ ધમ્ થાય. ડોશી બોલે તો જાણે રણકયાં !



માડીનું શરીર જૂના જમાનાનું. માએ નાનપણમાં ખાધલપીધલ ઘરની ભેંશોનાં ઘી દૂધ.

મા નાનાં હતાં ત્યારે ઝાડે ચઢી આમળ-કોળામણાં રમતાં, શીમમાં જઇ છાણ વીણતાં, નદીએ જઇ તરતાં, ઘંટીએ બેસી દળતાં, ને ઘમ્મર વલોણાં ઘમકાવતાં.

વીસ વરસથી માજી એવાં ને એવાં ખડેલા જેવાં છે. એનાં એ નાક મોં, એના એ હાથ પગ, એવી ને એવી થડી, એક માથે કાળાં મટી ધોળાં આવ્યાં છે.

હજી ડોશી કાકીમાથીએ વહેલાં ઉઠે, ડોશી નવી ભાભીથીએ વહેલાં ઉઠે !

ઉઠીને કહેશે, " એલાં સૂઈ કયાં રહ્યાં ? આટલું બધું કામ પડયું છે ને. " પાંસઠ વર્ષે પણ ડોશી બે પવાલાં દળવાનાં તો ખરાં. ને વહુઓ કામમાં હોય તો ડોશી છાણેય થાપે ને વાશીદુએ વાળે. બે રોટલા ઘડવા હોય તો ઘડી પણ નાખે. અડયું ન રહે.

માડી કહેશે, " કામ ન કરીએ તો હાડકાં હરામનાં થઈ જાય ને ? "

માજી હજી તો જુવાન જેવાં છે. પણ જુવાન જેવાં પણ ડોશીમા ને ? સૌની મા તો ખરાંજ ને ?

ડોશી દાંતે બજર તો દે જ દે. બપોરે ડોશી કથા સાંભળવા તો જાય જ. સાંજે માજી દર્શને પણ જાય. રાતે માડી છોકરાંને વાતો કહે ને રમાડે. રાતે માડી માળા ફેરવે.

ગિજુભાઇ.

# "બાપાને શું થયું છે ?"



યમુના—ભાઈ, ભાઇ, તને એક વાત કહું ?

ગણપત—કેમ, શું છે ?

યમુના—પણ ધીમેથી બોલને. અંદર બાપા બેઠા છે.

ગણું—તે શું છે ?

યમુ—જો, કાલે સવારે આપણે મોટી માને ત્યાં જવાનું છે.

ગ૦—હેં ! કાલે જ ? તને કોણે કીધું ?

ય૦—મેં બાને વાત કરતી સાંભળી. બા ઢેબરાં પણ કરવા લાગી છે.

ગ૦—તે એકદમ કેમ જવાનું નક્કી થયું હશે ?

ય૦—મને બરાબર ખબર નથી.

ગ૦—તો ચાલ, હું બાને પૂછી આવું.

ય૦—અરે ભાઇ જતો નહિ, બા રૂવે છે ને બાપા તો કોઇની સાથે વાત જ કરતા નથી. સુંદર રડવા લાગી ત્યારે બાપાએ જોરથી રાડ પાડી 'લઈ જા એને' હું તો એવી ગભરાણી કે સુંદરને લઇને નાસવા ગઇ ત્યા ઘાઘરી પગમાં આવી ને પડી જ ગઇ. સુંદર તો ખૂબ રોવા લાગી. મને બીક લાગી કે બાપા મારશે. હું સુંદરને ત્યાં જ મૂકીને ભાગી આવી ને તે ત્યારની તારી રાહ જોઇને અહીં જ બેઠી છુ.

ગ૦—ચાલ જઈએ અંદર બા પાસે. મને તો ભૂખ લાગી છે.

ય૦—અરે ! હું યે કયારની ભૂખી થઈ છું. એકવાર મેં બાને કીધું પણ બા તો વધારે રડવા લાગી.

ગ૦—ત્યારે હવે શું કરશું ?

ય૦—હું આ કોઠીની ઓરડીમાંથી થોડી ધાણી લઈ આવું ? પણ ખખડાટ થાશે તો બાપા મારશે. તું પણ આવને મારી સાથે.

ગ૦—ચાલ, ધાણી લઇ આવીએ.

× × × × ×

ગ૦—આ ધાણી તો મળી પણ એની સાથે ખાવા થોડો ગોળ પણ હોય તો !

ય૦—પણ ગોળ શીંકા ઉપર છે ને મારો હાથ ત્યાં નથી પહોંચતો.

ગ૦—લેને ત્યારે હું લઇ આવું. તારી ઘાઘરીમાં ધાણી લઇ લે.

ભાઇ બેન ધાણી ગોળ લઇને મેડા ઉપર ગયાં. ત્યાં બેસીને નિરાંતે ખાધું. પણ હવે પાણી કયાંથી કાઢવું ?

ગ૦—જાને યમુ, રસોડામાં જઇને કળશો ભરી આવને.

ય૦—ના ભાઇ, હું તો હવે અહીંથી નીચે ઉતરૂં જ નહિ ને. તેં તો બાને ને બાપાને જોયાં નથી. એકવાર જોઇ આવ બાપા કેવું મોઢું કરીને બેઠા છે. મને તો લાગે છે

પણ રાણીએ તો સરત કરી હતી. બાદશાહને કબુલ જ કરવું પડયું કે ઉત્તમ ઇનામ તો મળવું જ જોઇએ. બહુરૂપીને ઇનામ આપ્યું. ને તેને વિદાય કર્યો. બાદશાહ અને બેગમ મહેલે આવ્યાં. પણ બેગમનો શોક ઓછો થાય નહિ તેને થયું એક વાર તો......

બીરબલ છોકરો ત્યાં હાજર જ હતો. " કાં છોકરા, આ બહુરૂપી એ તો ભારે કરી. ખેલ તો ખરો જ કર્યો પણ........"

બીરબર કહે--ખરો ખેલ કરાવવો હોય તો એક ખેલ બાકી છે. આ ખેલ ખરી પરીક્ષા ન કહેવાય. આમાં તો કોકનું મોત થયું.

બેગમ કહે, "ત્યારે કરાવો બીજો ખેલ." બાદશાહ અને બેગમ ખેલ જોવા પધાર્યાં. મેદની આખી ભરાઇ ગઇ.

બિરબલે કહ્યું, " આજે બાદશાહ ફરમાવે છે કે સતીનો વેષ કાઢો. "

સાંભળતાં જ બહુરૂપીના હાંજા ગગડી ગયા. સતીનો વેષ એટલે બળી મરવું. એટલે તો જીવથી જવું.

પણ બહુરૂપી ખરો બહુરૂપી હતો. બહાદૂર હતો. વાઘ થયો હતો ત્યારે તેને જીવ લેતાં વાર નહોતી લાગી અને સતી થઇને જીવ દેતાં પણ ન અચકાયો.

તરત જ તે વેશ કાઢવાની જગાએ ગયો ને સતીનો વેશ લીધો.

ઢોલ નગારાં વગડાવ્યાં ને જે અંબે જે અંબે કરતો હાથમાંથી કંકુ ખેરતો ચોક વચ્ચે આવીને ઉભો રહ્યો. સાચે સાચ જ જાણે સતી આવી. માથે મીણ હતી. ચૂંદડી ઓઢી હતી. મોં પર તેજ હતું.

લોકો પણ એકાએક સતી તરફ ખેંચાયા. નાનાં છોકરાંઓને લઇને માતાઓ પગે લગાડવા માંડી. સૌ ભાગ્યવંતીઓ આશીરવાદ લેવા દોડી. વાંઝણીઓ વરદાન લેવા આવી. સતીએ સૌને માથે હાથ મૂકયા. સૌને રાતા કંકુના થાપા માર્યા.

અને પછી મોટી જબ્બર ચીતા ખડકાવી ધણી તો લડાઇમાં ગુજરી ગયો છે એટલે શબ તો નથી, એમ કહી ઘાસનું શબ કર્યું. અને પોતે ચોતા પર બેઠી ને શબને ખોળામાં મૂકયું. અને પછી જે અંબે જે અંબેના પોકાર થયા ને ઢોલ નગારાં વાગ્યાં અને ઢડ ઢડ આગ ચીતામાંથી બળવા લાગી. અને બહુરૂપી અને શબ ઘડીકમાં સળગી ઉઠયાં.

લોકો જે અંબે જે અંબે કરતા ઘેર આવ્યા. મહેલે આવી બેગમે બાદશાહને કહ્યું, શાબાશ છે બહુરૂપીને. " જીવ લઇ જાણ્યો ને દઈ પણ જાણ્યો. આવો બહુરૂપી ફરી વાર નહિ મળે. "

ગિજુભાઇ

# હીરા

હીરો મજાનો કેવો મારો!
ચકચક ચકચક ચળકે.

સૂરજના તેજે તો ધરત.
સૂરજ જેવો બને,
સૂરજ જેવાં કિરણો નીકળે ;
સૂરજ જેવો એ ઝળકે.

લાલ ગુલાબી, લીલાં વાદળી,
રંગીન કિરણો ચળકે!
હીરામાંથી જોઉં જગત તો
બધુ રંગીન દીસે!
રંગીન રંગીન પાસાવાળી
બધી ચીજો હસે!

આમ જોઉં :
તેમ જોઉં :
ઉંચે જોઉં :
નીચે જોઉં :

લાલ ભૂરૂં આભ જોઉં,
લીલી ભૂરી ધરતી જોઉં;
સૂરજની સામે જોઉં;
રંગીન પટાવાળું જોઉં.

નાના મોટા પત્થર જોઉં,
ટેકરા ને ડુંગર જોઉં,
નદીનો કિનારો જોઉં,
પાણીમાંની લ્હેરો જોઉં.

માછલીઓનાં ટોળાં જોઇને,
રેતીને પણ જોઇ લઉં.

ઘર જોઉં, બા'ર જોઉં,
ઝાડ પહાડ ને છોડ જોઉં;
બાગમાંનાં ફૂલ જોઉં,
ઉડતાં ઉડતાં પંખી જોઉં.

ભાઇ બ્હેનનાં મોઢાં જોઇને,
ખડખડ ખડખડ હસું.

નાકે, આંખે, ગાલે, કાને;
રંગીન ચટા પટા!
હાથે પગે મોઢે માથે
બધે રંગીન ચટા!
હીરાની તો મજા!
રંગીન ચટાપટા.
હીરાને તો પાસા,
પાસ એટલા પટા!

અહાહા! જાણે બધુ નવું!
નવીજ દુનિયામાં હું રહું,
બાયે નવી, બાપાએ નવા.

મારાં બધાં ભાંડું નવાં!
આખું મારૂં ઘર નવું!
આજુબાજુ સઘળું નવું!
રંગીન પટાવાળું નવું!
નવુંજ નવું ને નવું!

કુમળાબ્હેન

# પત્રો

પોરબંદર

તા. ૧૪-૮-૨૮

પૂજ્ય બાપુજી,

અમે તો બહુ ફર્યા. ત્યાંથી નીકળી વીરમગામ ઉતર્યાં. વીરમગામમાં મુનસર તલાવ ખરેખર જોવા જેવું. ત્યાંથી અમે વઢવાણ શહેર ગયા. ત્યાંની માધાવાવ બહુ ભવ્ય. એને સાત માળ છે. રાણકદેવીની જગા પણ જોઈ. ત્યાંથી થાનનો આંડીયોબેલી જોયો. ત્યાંથી ચોટીલાના ડુંગરામાં ફર્યા. ડુંગરા ને નદીઓ ને, નાના નાના જંગલો જીંદગીમાં મેં પહેલ-પહેલાં જ જોયાં. કેટલી બધી મજા પડી !

ત્યાંથી રાજકોટ થઇ, જામનગર થઈ, દ્વારકા પહોંચ્યાં. દ્વારકાનાથજી જે. જ્યાં જુઓ ત્યાં દાણ આપો દાણ આપો. બાકી મંદિરો જોવા જેવાં છે. બેટ ને આસપાસનો દરિયો ભવ્ય છે. ત્યાંથી જૂનાગઢ ગિરનાર જોયો. હવે સમજાયું કે કાઠિયાવાડની શોભા ક્યાં છે ? ઠેઠ ઉપર ચઢીને ગુરુ દત્તાત્રયના પગલાનાં દર્શન કર્યાં. શેષવન વગેરે સ્થળો જોયાં. સુંદર ! સુંદર!

ત્યાંથી પોરબંદર આપણા ગાંધી બાપુની જન્મભૂમીમાં આવ્યાં છીએ. બાપુનું જૂનું રહેવાનું ઘર પણ જોઇ આવ્યાં છીએ.

કાલે અહીંથી ઉપડી, પાલીતાણા જઈશું. ત્યાંથી રાણપુરનો કિલ્લો જોઈ પાછા હતા ત્યાં ને ત્યાં.

જોયેલું બધું નહી ભુલાય; પણ કદિ નહી ભુલાય તે તો ગરવો ગિરનાર, કાઠિલોકોની મીઠી-મહેમાનગતી. ભેંસોનાં દૂધ ને બાજરાના રોટલા.

મારા બાની સેવામાં પ્રણામ એજ.

લી૦ રમણના પ્રણામ

રાયપુર, અમદાવાદ

તા. ૧૭-૮-૨૮

ચિ૦ ભાઈ,

તારો પત્ર મળ્યો. કાઠિયાવાડમા પણ ઘણું જોવાનુ છે તેની હવે જ ખબર પડે છે.

આટલા થોડા દિવસમાં તો તું બહુ ફર્યો. સારૂં કર્યું કે તારા શિક્ષકે સારાં સારાં સ્થળોના ફોટાઓ લીધા છે. એક એક નકલ આપણે પણ લઈશું.

આ પત્ર પાલીતાણા મળશે. ત્યાથી તો રાણપુર થઈ તમે સીધા જ આવવાના છો. તા. ૨૦ મીએ હું અમદાવાદ સ્ટેશને સામો આવીશ.

અમે સૌ ખુશીમાં છીએ.

એજ, લી૦

હરદેવના આશીર્વાદ



# મચ્છીમાર



વરસાદ ઝમઝમતો હતો. ઘોર અંધારું હતું. મધરાત થઈ હતી.

બંગાળનો એક મચ્છીમાર. હાથમાં દીવી લઈ ફરતો હતો, ભમતો હતો. મચ્છી પકડતો હતો,

ધરરરર, ધરરરર ધરરરરઃ જબલપોર મેઈલ ચીંકયે આવતો હતો.

હશે ચારપાંચ ગાઉ આઘે; પણ રાતે તો એટલેથી સંભળાય જ ને ?

મચ્છીમાર ચમકયો. અરે શું ! 'મેલ' આવે છે ! આ પૂલ તો તૂટી ગયો છે. આ અહીં આવશે તો તો કડુડુ ભુસ કરતો નીચે પડશે ને ભુક્કા નીકળી જશે !

પણ કરવું શું ?

મેઈલની કાંઈ ઝપટ ! જાણે જળનો ઘોડો ! રોકયો રોકાએ શી રીતે ? ને વખતે કયા હતો ? ક્ષણ પણ ન હતી ને ?

મચ્છીમાર દીવી લઈને દોડયો. વેગથી આવતા વરાળિયાની સામે દોડયો.

એ આવ્યો ! એ આવ્યો ! એ આવ્યો !

ત્યાં તો આઘેથી દેખાણું લાલ ભુંગળું.

હાંકનારને શી ખબર કે મોત મોઢું ફાડીને બેઠું છે. એ તો પૂરપાટે ગાડી દોડાવે આવતો હતો.

એકજ ક્ષણ વધારે ને મેઈલના ભુકેભુકકા. હજારોના પ્રાણ જાય.

હાંકનાર કહે, "અરે, આ દીવી શેની ? સામે કોણ દોડયું આવે છે ? જોખમ લાગે છે. અકસ્માત તો નથી ને ?

ખટાક, ખટાક, ખટાક.

કચુડુડુ કચુડુડુ કચુડુડુ.

બસ, મચ્છીમાર અને એન્જીન સામસામે. એક ડગલું આગળ અને મચ્છીમારના રામ બોલો ભાઈ રામ.

હાંકનાર હેઠો ઉતર્યો. હજારો માણસ હેઠે ઉતર્યાં.

સામે જ મોતનું મોઢું ઉઘાડું પડયું હતું. પૂલ તૂટયો હતો. ઊંડી નદી વહી જતી હતી.

શાબાશ, મચ્છીમાર શાબાશ. હરખનાં આંસુ આવ્યા. હેતના હૈયાં ઉછળ્યાં. મચ્છીમારને વધાવ્યો. મચ્છીમારનાં દુઃખડાં લીધાં.

ચારેકોર "મચ્છીમાર ! મચ્છીમાર ! મચ્છીમાર !"

ગિજુભાઈ

# એક વડલાની વાત.

એક હતું મોટું વન. એમાં એક મોટો વડલો. મોટો મોટો એટલો તો મોટો કે એની નીચે બે હજાર માણસ રહી શકે.

એક દિવસ એક માણસ આવ્યો તે કહે, "આ વડલો એટલો મોટો છે તો તેની ડાળીઓ કેટલી હશે?" તે તો ગણવા લાગ્યો. ચાર દિવસ ચાર રાત થઇ. નવ હજાર નવસો નવ ડાળીઓ થઇ. તે કહે, "હવે કાંઇ પાન ગણ્યા વિના ચાલે?" તે તો પાછો પાન ગણવા લાગ્યો, પાન ગણતો જાય ને ધોળા રંગથી રંગતો જાય નવ દિવસ નવ રાત થઇ. ચૌદ હજાર નવસો નવાણું પાન થયાં.

એક દિવસ તે તેના છોકરાને વારતા કહેવા બેઠો: "એક હતો રાજા. તે એક દિવસ શિકાર કરવા નીકળ્યો. રસ્તામાં તે ભુલો પડયો હવે રાત કયાં રહેવી તેનો વિચાર કરવા લાગ્યો. રાજાએ તો એક ઝાડ ઉપર ચઢીને જોયું એક મોટો વડલો દેખાયો. તે કહે, 'લાવને ત્યાં જાઉં' ત્યાં જઇને જોયું, ખૂબ મોટો વડલો હતો. તે તો કહે, આ વડલો કે વન!" રાજા વડલા ઉપર ચડયો. એક સુંદર ડાળ ઉપર તે સુઇ ગયો. સવાર પડયું. રાજાએ જોયું તો પાને પાને ટીડડાં. રાજા કહે, 'આ તે શું વડલો કે અડધું વન!' રાજા ઘેર ગયો. અને વારતા પૂરી થઇ."

પેલો માણસ વાર્તા કહીને ઉઠયો.

# લવીંગ અને જેઠીમધનો સંવાદ

રાતના દસ થયા. હું સુતી. મારા મોંઢાની અંદર લવીંગ અને જેઠીમધ હતાં. ને સાકર પણ હતી. આસ્તે રહીને લવીંગ બોલ્યું, "હેં જેઠીમધભાઇ, આપણા બેમાં ઉધરસને કોણ વધારે ગુણ કરે?" જેઠીમધ કહે, "હું" ને લવંગ કહે, "હું." જેઠીમધ કહે, "પણ હુંજ છુ ને" લવીંગ કહે "અરે ભાઇ ભુલ્યા." "આપણા બેમા તો હુંજ છું ને આ આખી દુનીયા જાણે છે." જેઠીમધ કહે, "આખી દુનીઆ તો તને ઓળખતીએ નથી. ને તું શી રીતે રહીશ?" લવીંગ કહે, "માણસો ભોજન કરે છે પછી મને મોંઢામાં રાખે છે. તો આખી દુનીઆ કેમ ન ઓળખે?"

બાર ઉપર બે થયા. સાકર કહે, "હવે સુવા તો દો. કયારનાં અવાજ કરો છો તે." થોડીવાર તો જેઠીમધ ને લવીંગ શાંત થયાં. પછી પાછા બાધવા કરવા લાગ્યા. લવીંગ કહે હું ને જેઠીમધ કહે હું. લવીંગ કહે ચાલોને સાકર પાસે ન્યાય કરાવા જઇએ. જેઠીમધ કહે ચાલો.

બન્ને ચાલ્યા. "સાકરબેન, સાકરબેન, બારણાં ઉધાડો." સાકર કહે, "હવે ઘડીક તો સુવા દો." લવીંગ કહે "પણ ઉઘાડો તો ખરા. અમારે ન્યાય કરાવવો છે." સાકર કહે, "બોલો જોઇએ." જેઠીમધ કહે, "અમારા બેમાં ઉધરસને કોણ વધારે ગુણ કરે?" ત્યાં તો લવીંગ એકદમ તડુકીને બોલ્યું, "હું જ વધારે ગુણ કરૂં છું." સાકરે લવીંગને ધીમું પાડયું. જેઠીમધે બધી વાત કહી. આસ્તે રહીને સાકર બોલી, "જો તો બન્ને સરખા" પણ લવીંગ કહે "હું" વધારે નહિ! સાકર જરા વિચાર કરીને કહે, "લવીંગ તું તો જરા ઓછું ગણાય. કારણ કે તારી સાથે સાકર જોઇએ અને તને શેકેલા હોવા જોઇએ." લવીંગ ભીલાઇ રીસે મોંઢે બેસી ગયું.

# કેવી મજા

કેવી મજા :
પગ દુખે તેવી મજા !
કેવી મજા :
હાથ દુખે તેવી મજા !
કેવી મજા :
માથુ દુખે તેવી મજા !
કેવી મજા :
પેટમાં દુખે તેવી મજા !
કેવી મજા :
વાંસો દુખે તેવી મજા !
કેવી મજા :
દાંત આવે તેવી મજા !
કેવી મજા :
આંખ આવે તેવી મજા !
કેવી મજા :
મુચ્છા પડાય તેવી મજા !
કેવી મજા :
ચોટલો લેવાય તેવી મજા !
કેવી મજા :
અંબોડો લેવાય તેવી મજા !

---

# બેનની વાડી

મારી વાડીમાં ફુલ બેની રમતાં
હસતા ને રમતાં, ફુલ બેન રમતાં
ડોલતાં ને ઝુલતાં ફુલ બેન રમતા.
મોગરો ને ડોલર વાડીએ રમતાં
ગુલાબ ને ચંપો ધ્યાન ધરી રમતાં
કમળો ઝીણીઆ હસી હસી રમતાં.
ચોપૈઆ ને વેલડી ઉંચા ઉંચા વધતાં.
મરવો ને તુલસી પોળાં પોળાં વધતાં.
મારી વાડીમાં ફુલ-બેની રમતાં.

# મુસાફરી.

અજવાળી રાત હતી. પૂનમનો ચંદ્ર ઉગ્યો હતો. કેડ કેડ સુધીનું ઘાસ ઉગ્યું હતું. બે ડુંગરાની વચ્ચેથી અમારૂં ગાડું જતું હતું. રાતના નવેક વાગ્યા હતા. ગાડાવાળો દોહા ગાતો હતો. ડુંગરામાં પડઘા પડતા હતા. વચમાં વચમાં ઝરણાં આવતાં હતાં. શીયાળોની રાડ સંભળાતી હતી. કોક કોક સસલાં દોડતાં હતાં, ઘુવડોની કીકીયારી સંભળાતી હતી. ચીબરી ચી ચી કરતી હતી. તમરાં તમતમતાં હતાં. કેડ કેડ સુધીના ઘાસમાં અમારૂં ગાડું ચાલ્યું જતું હતું. રસ્તામાં રોડો આવે ને ગાડાવાળો કહે " બેન, ધ્યાન રાખજો. રોડો આવે છે. " રોડો આવે ને ગાડું ઉલળે ને માથાં ભટકાય, કપાળે ઢીમણાં થાય ઢાળ આવે ને ચાંદનીમાં મગનની વાતો ભારે મીઠી લાગે. મગનો કહેશે, "આ પ્રભુની કાંઇ ખુબી છે' આ ચાંદનીને લીધે આ ડુંગર હિમાલય જેવા દેખાય છે." ભાઇફ કહેશે ! તું વળી હિમાલય કે દિ ગયો તો ? મગનો કહેશે, 'મારા દાદા કહેતા હતા." વાતોમાં ને વાતોમાં બીજું ગામ આવી ગયું. મગનો કહેશે, "આજની રાત અહીં રહેવું છે ને સવારે ચાલવું છે." અમારી મુસાફરી પૂરી થઇ.

---

# સીતાજીની વાત.

સીતાજીને રામચંદ્રજીએ વનમાં મોકલી દીધાં ત્યારે સીતાજી વાલ્મીકિ ઋષિને આશ્રમે ગયાં.

સીતાએ પૂછ્યું 'તમે મને રાખશો ?'

વાલ્મીકિ—' તું કોણ છો, '

સીતા—' સીતા '

વાલ્મીકિ—સીતા તો તારાં જેવાં ઘણાં હશે. સીતા હો તો તારૂં સત બતાવ. તો તું ખરી સીતા, '

સીતા કહે—હે ગંગામાઈ ! જો હું ખરી હોઉં તો મારૂં સત બતાવ.

ત્યાં તો ગંગામાંથી હડડડ પાણી આવ્યું. વાલ્મીકિની ઝુંપડી તરવા લાગી. એમનો લોટો પણ તરવા લાગ્યો. અને રામપાત્ર પણ તરવા લાગ્યું !

વાલ્મીકિ ઋષિ એને પગે પડ્યા ને કહ્યું, કે " તું ખરી સીતા છો. હવે તારૂં પાણી પાછું લઈ લે. "



# જાગો.

નિશાળો ચાલે છે ને આપણાં બાળકો ત્યાં જાય છે. પાડોશીના ત્યાં જતા હતા. આપણે ત્યાં ગયા હતા. બધા ત્યાં જાય છે. અને આપણાં બાળકો પણ તેજ કારણે ત્યાં જાય છે.

નિશાળો સારી ચાલતી હોય તોય બાળકો જાય છે; નઠારી ચાલતી હોય તોય બાળકો જાય છે. નિશાળ ગંદી હોય તોયે જાય છે. સ્વચ્છ હોય તોયે જાય છે; મહેતાજી મારીને ભણાવે તો પણ જાય છે ને ન મારીને ભણાવે તો પણ જાય છે.. નિશાળે જવાનો રિવાજ ચાલતો આવે છે અને ત્યાં છોકરાં જાય છે.

છોકરાને ત્યાં ભણવું ફાવે તો પણ જાય છે ને ન ફાવે તો પણ જાય છે જે ભણવું હોય તે ભણાવે છે તો પણ જાય છે ને ન ભણવું હોય તે ભણાવે તો પણ જાય છે. જૂના વખતથી નિશાળે જવાનું ચાલ્યું આવે છે. ને ત્યાં નિશાળે જવાય છે. નિશાળના દરબારી સરકારી ધોરણો બદલાય તો તેમ થાય છે ને તેવા ધોરણો પ્રમાણે ભણતર ભણાય છે. ભણતરનો આદર્શ સત્તા અથવા લોક બદલે તો નવા આદર્શ પ્રમાણે ભણતર ભણવાનું. શિક્ષકો સારી સારી શિક્ષણ પદ્ધતિ કેળવે તો તે નવી અને સારી પદ્ધતિ પ્રમાણે કેળવાવાનું. ધર્મનું શિક્ષણ દાખલ થયું તે ભણવું, ઉદ્યોગનું શિક્ષણ દાખલ થયું તો તે ભણવું, રાજકારણનું શિક્ષણ દાખલ થયું તો તે ભણવું. નિશાળે છોકરા જાય છે, ત્યાં કંઇક ચાલે છે. ત્યાં છોકરા ભણે છે. ત્યાં આપણે ભણવા મોકલીએ છીએ. ત્યાં છોકરાં ભણીને પાછાં આવે છે. સૌનાં છોકરાં ભણે છે. બસ !- ત્યાં વાત પૂરી થઇ ! ત્યાં માબાપનું કામ પુરું થયું ! ત્યાં બાળકોનું હિત પુરું થયું !

પણ આવું હવે ક્યાં સુધી ચલવવું છે ? આપણે બાળકોને નિશાળે મોકલીએ ને બાળકો ભણે એ વાત હવે કેમ ચાલી શકે ? ત્યાં જઇને તેમનું શું થાય છે તે આપણે નથી જોયું ? નથી જાણ્યું ?

જ્યાં બાળકોની જીંદગી ઘડાય છે, જ્યાં બાળકો મનુષ્ય થઇ રહ્યાં છે, જ્યાં, જીવવા અગર મરવાનું શાસ્ત્ર શીખી રહ્યા છે, તે

જગાથી, તેના ક્રમથી આપણે અજ્ઞાત કહેવું પાલવે ખરૂં ?

આમાં આપણો વિશ્વાસ હશે કે બેદરકારી ? આમાં આપણો અનાદર હશે કે શ્રદ્ધા ? આમાં આપણી આપદા હશે કે શુભાશયિતા ?

ઉઠો ઉઠો, જરા હાલની શાળામાં આંટો મારીએ. જુઓ આ રહ્યાં શાળાનાં બાળકો, આ રહ્યાં તેના શિક્ષકો, આ રહ્યાં તેના મકાનો, આ રહ્યાં બાળકોના સાથીઓ. તમને કેમ લાગે છે ? આ મકાનો સારાં છે ? પૂરતા હવા અને અજવાળાવાળા છે કે ક્ષયને જન્મ આપે તેવાં છે ? હરવા ફરવાની છૂટવાળાં છે કે ગોંધી રાખે તેવી જેલ જેવાં છે: તમારા ઘરમાં પણ જે થોડી ઘણી હરવા ફરવાની છૂટ છે તેટલી પણ અહીં છે ? આટલાં બધાં બાળકો વચ્ચે તમારાં બાળકને કેટલી જગા મળે છે ? અને જેટલી જોઈતી ગાની એક ઝાડ માટે એક બાગવાન પરવા છે તેટલી જગા માટે એક શાળાએ કદિ પરવા કરી છે ? ચોક્કસ આપણે આપણાં બાળકો નાનપણથીજ તેઓ શરીરની હિલચાલ કર્યા વિના બેસી બેસીને અપંગ બની જાય તેમ તો ઇચ્છતા નથીજ અને જો આજની શાળામાં તેમની તેવીજ સ્થિતિ થતી હોય તો ત્યાંથી આપણે તેને ઊપાડી લઇએ.

આ રહ્યાં તેમના શિક્ષકો ! તમે જરા નજર કરી જુઓ. કેટલા શિક્ષકોને સાચેસાચ બાળશિક્ષણની પડી છે ? પગારને માટે તેઓ ભણાવે છે કે શિક્ષણ અર્થે ? તેમની સાથે પરીક્ષા છે કે ભણતર ? તેમની સાથે ઘડીયાળનો સમય છે કે બાળકોનો વિકાસ છે ? ઓછા પગારવાળા થાકી ગએલા, આદર્શ વિનાના શિક્ષકો જો આપણા બાળકોના વિધાતા હોય તો આપણે શરમાઇ જવું જોઇએ. આપણે ઉસ્કેરાઇ જઇએ તો તો ફરીવાર આપણા બાળકોને એમના હાથમાં ન મૂકીએ. આપણે કહીએ નિશાળ વિના ચલાવી લઇશું પરન્તુ ભૂગોળ અને ઇતિહાસના ગોખણીયા જ્ઞાન ખાતર બાળકોને આ શિક્ષકોના હાથમાં તો નહિ મૂકીએ. આ શિક્ષકો બાળકોને વખતે વખતે મારે છે, હલકા વેણથી સંબોધે છે, તેમનું અપમાન કરે છે, તેમને પીછાણવા પરવા કરતા નથી, તેમને તુચ્છ માત્ર ગણે છે. તેમને નાનાં છોકરાંજ ગણે છે.

જેઓ અસન્માનના પાઠ ભણાવે, અપશબ્દનો મંત્ર આપે, વર્ગ સુદ્ધાંમાં બીડી પીવાનો, તમાકુ ખાવાનો, પાન ખાવાનો નીતિ પદાર્થ આપે છે તેમની પાસેથી ગણિત ભણ્યા તોયે શું ને ન ભણ્યા તોયે શું ?

આ શિક્ષકો બાળકોને કહે છે 'કેમ નથી આવડતું ?' આપણે તેને પુછીએ 'કેમ નથી આવડતું ?' કેમ નથી આવડતું એ સવાલ શિક્ષકને પૂછવો જોઇએ. નથી આવડતું તેજ પૂછવાથી વધારે જાણવાનું નથી મળવાનું. પણ શિક્ષકો કહે છે 'ન કેમ આવડે. ગોખો, ન કેમ આવડે, થપાટ ખાશો એટલે પટ આવડશે ? ન કેમ આવડે, અંગુઠા પકડશો એટલે તુરત આવડશે. ન કેમ આવડે. છમ્મોઝીઝમ આપશું એટલે તરત આવડશે.' આવડવાને મારેના આ શિક્ષક મહાશયના રસ્તા. કેમ લાગે છે ? બરાબર છે ?

આપણે એને કહી દઇએ કે કેમ શીખવાય તે કોઇની પાસે શીખી આવો. કેમ અવડાવાય તે જાણી આવો. પછી પૂછવું નહી પડે કે 'કેમ નથી આવડતું' પછી 'ન આવડવા માટે તમે તમને જ પુછશો કે 'ભણાવતા કેમ ન આવડયું ?' અને જ્યાં સુધી આ નિશાળો છે, એને આપણે ટકાવી રાખી છે, આપણાં બાળકો મોકલી એને ચાલતી રાખી છે, તેની પ્રતિષ્ઠા તોડી નથી ત્યાં સુધી શિક્ષકો છેજ છે ને ત્યાં સુધી તેઓનું અજ્ઞાન અને અણઆવડત છે ને છે જ.

કોઇ ચેતે કે ન ચેતે પણ આપણે આ સ્થિતિનો અંત લાવી શકીએ. શાળાઓ બંધ કરીને, કરાવીને નહિ. છોકરાં ન મોકલીએ એટલે શાળાનો અંત. તેની સાથેજ સારી શાળા જન્મશે. તેની સાથે સાચું શિક્ષણ કાંઇ શરૂ થશે.

તમારાં બાળકોના સાથીઓ કેવા છે? જોયું છે જાણ્યું છે? શાળામાં ગયા પછી તેની કોઇ ભાળ રાખે છે? શિક્ષકને પડી છે ખરી કે આ બાળકો અંદર અંદર કેવી વાતો કરે છે, રમતો રમે છે, શું કરે છે ને શું નથી કરતા તેની પરવા કરૂં? હજી સુધી તેણે આની કશી પરવા નથી કરી. આપણા બાળકોને રેઢાં મૂકવા ને જે સંસ્કારો મળે તે ભલે લે એમ આપણે ઇચ્છીએ જ નહિ અને છતાં એમ જ બને છે કેમકે આપણે બેદરકાર શાળામાં તેને મોકલીએ છીએ. જેટલી આપણાં બાળકોને ભણાવવાની આપણને જરૂર અને ગરજ છે તેટલીજ નિશાળોને પણ છે જ અને નિશાળની પાછળ ઉભેલી સત્તાની તો ફરજ છે. આપણે હવે હળવેથી આપણી શરતો, છોકરાઓ શાળાએ મોકલવાની શરતો મૂકતા જઇએ. આપણે કહીએ કે અમારાં બાળકોનું નૈતિક વાતાવરણ નહી સાચવે તેવી શાળા અમારે માન્ય નથી. આપણાં બાળકો વિના ભલે શાળાના મકાનો ખાલી ઇમલા ઉભાં રહેતાં. બાળકો વિનાનું કેળવણીખાતુ શૂન્ય ઉઠશે અને આપણાં બાળકો ભણ્યા વિના રહેશે શું? આપણે નવી નિશાળો સ્થાપશું? આપણે એટલે લોક સમુદાય, લોકસત્તા. આખી દુનિયાનો આધાર આપણા ઉપર આપણે કરીએ તે થવું જોઇએ ને દુનિયામાં થઇ રહ્યું છે. જ્યાં ત્યાં આપણે માથું ઉચકવું જોશે ને ઉભા રહેવું જોશે.

પણ આપણે હમણા સુતા છીએ. ઘણી બાબતોમાં જાગીએ છીએ પણ આ બાળકોની કેળવણીની બાબતમાં સુતા છીએ. જાગીએ અને શાળાઓને જોઇએ. શિક્ષકોજ જોઇએ ને આપણા બાળકોની સ્થિતિ જોઇએ અને પછી શું કહીશું તે તો જાણવ.માં જ છે.

---

કેમ બાપુ રીંગણા કેમ ખરીદો છો?
કેમ વારૂ કેમ નહી?
તમે કાલે કથામાં વાંચતા હતા ને કે રીંગણા ન ખાવા?
અરે તો પોથીમાંની વાત. પોથી વખતે વાંચી સંભળાવીએ.

× × ×

કેમ શેઠ, બીડી ત્યાં સંતાઇને કાં પીઓ છો?
તે એમ કે બુચો બીડી પીતાં બાવાને જોવે તો તેમ કરી બેસે;
હં, હં સમજ્યો, બાવાને સંતાઇને બીડી પીતાં કોઇ દી જોએલ હશે તેથીજ. તે હમણાં પાઇને બીડી પીતો હતો. એ પેલા ઝુના પાછળ.

બિ.




# મારશો નહિ.

ઘણાં માબાપોને અને ખાસ કરીને ઘણી માતાઓને એવી એક કુટેવ પડી ગઇ હોય છે કે બાળક જરા તોફાન કરે અગર પોતાને ન ગમે એવું વર્તન કરે એટલે બાળકને એકાદ બે તમાચા કે ચોંટીયાની પ્રસાદી આપે છે. માબાપોની આ ટેવ ઘણીજ નાપસંદ કરવા જેવી છે અને તેથી વગર વિલંબે એવી ટેવ દૂર કરવી આવશ્યક છે. બાળકને આવી રીતે અવારનાર માર પડતો હોવાથી તેનાં મગજ ઉપર તેની કાયમની ઊંડી અસર રહી જાય છે અને કેટલીકવાર મોટી ઉમરે મા છોકરાં વચ્ચે વેરભાવની લાગણી બંધાઇ જતી નજરે પડે છે. સમજુ છોકરાં મોટાં થતાં અને માબાપ બનતાં પોતાનાં માબાપે કરેલી ભુલ ફરીવાર પોતાનાં છોકરાં ઉપર આચરવા તૈયાર થતા નથી, જ્યારે અણસમજુ માબાપો જાણે કે પોતાની ઉપર બાળપણમાં જે જુલમ થયો તેનો બદલો, પોતાનાં બાળક ઉપર લેતા હોય તેમ બાળકોને વાંકે કે વગર વાંકે ઢીબવાજ માંડે છે.

આ બાબતમાં એક બ્હેનનો અનુભવ ઉપયોગી લાગવાથી નીચે ઉતાર્યો છે.

'હું ૧૦ વર્ષની હતી ત્યારે અમારી પડોશમાં બચરવાળ કુટુંબ રહેતું હતું. આ કુટુંબનાં છોકરાં આખો દિવસ રમતાં, કુદતા, અનેક તોફાનો કરતાં છતાં તેમનાં માબાપ તેમને કદી પણ મારતાં નહિ. મારી મા મને ફકત આ છોકરાઓ સાથેજ રમવા દેતી, કારણ બીજાં છોકરાં સાથે હું રમું તો રખેને હું બગડી જાઉં. આથી હું ઘણીવાર મારી બાને પૂછતી કે આ છોકરાં વગર માર ખાધે આવાં 'સારાં' છે છતાં તું મને શા માટે હું સારી થાઉં માટે વારંવાર સોટી, કે ખપાટીયાંનો પ્રયોગ મારી ઉપર કરે છે ? આવા સવાલનો જવાબ શું મળતો એ મને યાદ નથી પણ એટલું તો યાદ છે કે મારી બા એમ ચોક્કસપણે માનતી કે હું ડહાપણી થાઉં એટલા માટે તેણે મારા ઉપર અવારનવાર સોટીનો ઉપયોગ કરવોજ જોઇએ અને તેમ ન કરે તો હું કોણ જાણે કેવીયે બગડી જાઉં. માર ખાધા પછી મને જે તીવ્ર મનોવેદના થતી તે હજીયે મને યાદ છે.

'૨૧ વર્ષની ઉમરે હું એક શાળામાં શિક્ષિકા બની. નાના વિદ્યાર્થીઓને સુધારવા ખાતર તેમના ઉપર કડકાઇ રાખી તેમને તાબામાં રાખવાના વિચારે મને ખૂબ મુંઝવી દીધી. અલબત મારે શિક્ષિકા તરીકે પોચાપણું નહોતું બતાવવું એટલે મારે શરૂઆતમાં કડક તો થવુંજ પડયું. પરિણામે વર્ગમાં અ-

શાંતિ અને ઘોંઘાટ વધવા લાગ્યાં. છોકરીઓને સુધારવા માટે જરા ઠપકો આપું તો તેઓ રડી પડતી અને છોકરાઓને ઠપકો આપું તો તેઓ હઠીલા અને ઠોંગી બનતા. હું વારંવાર શારીરિક સજા કરતીજ એમ તો નહોતું પણ બાળકનું અંતર ઘવાય એવી રીતે તેમની સાથે વર્તતી ખરી.

'મને લાગ્યું કે હું નિયમન પળાવવામા કાચી છુ. આથી બીજા વર્ગોમા કેમ ચાલે છે તે જોવા ઘણીવાર જતી. એકવાર એક વર્ગમાં હું દાખલ થઇ ત્યાં વિદ્યાર્થીઓને હોંશપૂર્વક પોતાનું કામ કરતા મેં જોયા. બધે શાંતી હતી. શિક્ષિકાના ચ્હેરા ઉપર પણ કડકાઇનું ચિન્હ સરખુંયે નહોતું. એ શિક્ષિકાબ્હેન મને જોઇને બહાર મળવા આવ્યાં તે વખતે જાણે શિક્ષિકા વર્ગમાં જ હોય એવી શાંતિ વગમાં હતી. એક કલાક પહેલાં આ જ વિદ્યાર્થીઓને હું શીખવતી હતી પણ કલાક પહેલાંના વિદ્યાર્થીઓમાં અને અત્યારના વિદ્યાર્થીઓમાં કેટલો બધો ફેર હતો ! આ વર્ગ જરા વિચિત્ર તો હતો જ. એક છોકરો હમેશા જરા નિશો કરીને આવતો, એક છોકરીને ભણવા તરફ વાળવાનું કામ મહામુશ્કેલ હતું, કારણ ઘરમાં તેની મા હમેશાં તેનાં હાડકાં ખોખરાં કરતી અને તેથી તેનું મગજ ખૂબ નબળું પડી ગયું હતું. એક છોકરો જન્મથીજ ઓછી મગજશક્તિવાળો હતો અને કેટલાક હલકા ખોરાકને લીધે તદ્દન નબળા અને માંયકાંગલા હતા. આથી આ વિદ્યાર્થી સમૂહને કાબુમાં રાખવાનું કામ કપરું તો હતું જ. પણ આ બ્હેનને વર્ગમાં કેમ શાંતિ જાળવવી એની આવડત હતી અને એવી કુનેહથી કામ લેતાં કે વિદ્યાર્થીઓમાં જરા પણ નારાજી ઉત્પન્ન કર્યા વગર સહુને શાંત રાખી શકતાં. તુરતજ મને સમજાઇ ગયું કે મારે જો બાળકોને સુધારવાં હોય તો મારે મારામાં ઉત્પન્ન થતા લાગણીના આવેશને વશ થઇ ધુંવાંફુવાં થવાનું છોડી દેવું જોઇએ. બાળકોને વ્યવસ્થિત કરવાની આવડત માણસે કેળવવી જોઇએ. કોઇ પણ નવા શિક્ષકને કે નવી માતાને બાળકોને વશ રાખવાનો મંત્ર આપી શકાતો નથી. બીજાને સંયમ રાખવા કહેતાં પહેલાં માણસે પોતાની ઉપર સંયમ રાખતાં શીખવું જરૂરનું છે. આ વસ્તુ મેં જાણી ખરી પણ મારા જીવનમાં એ વસ્તુને ઉતરતાં જરા વાર લાગી.

'થોડાં વર્ષો બાદ હું પોતે છોકરાંની માતા થઇ. શિક્ષિકા તરીકે ત્રણ વર્ષના અનુભવને લીધે હું સારી શિક્ષિકા ગણાવા લાગી ખરી, પણ જ્યારે મારાં પોતાનાં છોકરાંને કાબુમાં રાખવાનું આવ્યું ત્યારે વળી પાછી હું ખૂબ મુંઝાણી. મારાં એ વર્ષનાં બાળકને પણ વશ રાખવામાં મને ખૂબ મુસ્કેલી આવતી. શાળામાં જે ધોરણે કામ લેતી એ ધોરણ અહિં મારા પોતાનાં છોકરાં ઉપર અજમાવવું અશક્ય હતું. ઘણી વખત તો મારા પ્રેમ અને લાડ એટલાં વધી જતાં કે હું બાલકને વશ થઇ જતી. કેટલીક વાર હું બાળકને તમાચા પણ મારી લેતી. અને તમાચા માર્યા પછી તેનો બદલો બાળક ઉપર લાડનો વરસાદ વરસાવીને વાવી લેતી. એનું પરિણામ સારૂં ન આવ્યું. મારાં બાળકમાં તેમજ મારામાં માનસિક નબળાઇ આવી જતી. આ વખતે મને તરતજ જણાઇ આવ્યું કે ખૂબ માર માર્યા પછી ગમે તેટલા લાડ લડાવીએ તેથી તેનો બદલો નથી વળી જતો, હું બાળકને તમાચા મારૂં, વઢું કે ઠપકો આપું તેથી તરતજ બાળકને સમજાઇ જતું કે હું તેની દુશ્મન છું. આથી આખરે બાળકને ગમે તે કારણે મારવું તો નહિજ એવા નિશ્ચય ઉપર આવી અને મારવાનું છોડી દીધા પછી મારાં બાળકનો મારા તરફનો અણગમો કંઇક અંશે દૂર થયો અને મારાથી જે બાળક વાન-

વાતનાં આધું ભાગતું તેણે હવે મારી બીક છોડી દીધી.'

આવા અનુભવ ઘણી માતાઓના હશે. માબાપ એમ માને છે કે બાળકને ખૂબ વઢયા કે માર્યા પછી તેની તરફ આપણે પ્રેમ બતાવશું. બે'ક બચીઓ લેશું કે જરા લાડ લડાવશું એટલે બાળકના મન ઉપર જે ખોટી અસર થઇ હશે તે ભૂલાઇ જશે. આમ માનવું એ એક ભારેમાં ભારે ભૂલ છે. બાળકને માર્યા પછી ગમે તેટલા લાડ લડાવો છતાં બાળકમાં એક વખત આપણે વિષે બીક પેઠી તે અવારનવાર માર ખાવાને લીધે વધતી જ જવાની. કેટલાક એમ પણ માને છે કે બાળકને સમજણ પેદા થાય તે પહેલાં એટલે ત્રણેક વર્ષની ઉમર થયા પહેલાં માબાપને અણગમતું કામ બાળક કરે તો મારવામાં કંઇ વાંધો નથી; કારણ એથી બાળકનાં મન ઉપર મારની અસર લાંબો વખત ટકતી નથી. આવી માન્યતા જેમની હોય તેમને એટલુંજ કહી શકાય કે જે બાળકની સમજશક્તિ ખીલેલી નથી હોતી તેનાં મગજમાંથી મારની ખોટી અસર ભૂંસાઇ જવાની છે તેમ માબાપની માન્યતા પ્રમાણે બાળકનાં મન ઉપર મારની શુભ અસર થવાની હોય તે પણ તરતજ ભૂંસાઇ જવાની છે.

એક બ્હેન સ્વાનુભવ રજુ કરતાં કહે છે કે "મારનું પરિણામ સારૂં જ આવે છે. કારણ કે માર ખાધા પછી પણ બાળક મારી પાસે જ લાડ કરતું આવે છે."

આ હકીકત જેટલી સાચી લાગે છે તેટલી જ ભૂલભરેલી છે. શરૂઆતમાં બાળક માબાપનું હેવાયું હોવાને લીધે માબાપ ગુસ્સે હોય તો પણ તેમની તરફ આકર્ષાય છે ખરૂં પણ તે થોડો વખત સુધીજ. બાળકને અવારનેવાર માબાપ તરફથી મારની પ્રસાદી મળતી હોવાથી ધીમે ધીમે તે માબાપનું અવલંબન છોડતું જાય છે અને કાંતો દુનિયામાં તેનું કોઇ નથી એમ માનીને પાણીનાં પોષણ વિનાના કુમળા છોડની માફક હીજરાઇ જાય છે અથવા તો ઘરની બ્હાર રહેવું વધુ પસંદ કરે છે.

આપણે ઘણીવાર જોયું છે કે જે કામ કરવાથી માબાપ ગુસ્સે થશે એમ બાળકને લાગતું હોય તેજ કામ માબાપથી છાનું રહે એ રીતે કરવા બાળક પ્રેરાય છે. અને પરિણામે બાળક સદંતર ગુન્હો કરતું અટકવાને બદલે છાની રીતે ગુન્હો કરતું થાય છે. કેટલીકવાર બાળક મારને ટેવાઇ ગયું છે એમ માનીને માબાપ બાળકની ઉમર વધતાં મારની સહનશક્તિ વધી છે એમ માનીને વધુને વધુ મારતા થઇ જાય છે. આનું પરિણામ બાળકનાં મન ઉપર કેવું આવે એ સ્હેજે સમજી શકાય એવું છે. બાળકનું મન માબાપથી ખૂબ દૂર રહે છે એટલુંજ નહિ પણ માબાપને પોતાનાં દુશ્મન માનવા લાગે છે.

કેટલાંક માબાપો એમ જ માને છે કે જેમ અમે બાળપણમાં ખોટું કામ કરતાં એટલે અમને માર પડતો તેમ અમારે પણ અમારાં બાળકો ઉપર એવોજ પ્રયોગ કરવો જોઇએ, કારણ કે જેમ અમે અમારા માબાપના મારને પરિણામે આજે આવાં સારાં થઇ શકયાં છીયે તેમ આ છોકરાં પણ માર ખાઇખાઇને જ સારાં થવાનાં છે.

બાળક કંઇ કુભારનાં હાંડલાં નથી કે તેને વારંવાર ટીપી ટીપીને ઘાટદાર બનાવી શકાય. બાળક તો જીવતું, રોજ વિકાસ પામતું ફુલ છે. એની લાગણી જરા પણ ઘવાય એ રીતે એનો સ્પર્શ થાય તો તરત જ ચીમળાવા લાગશે. મોટી ઉમરે પોતે આવાં સારાં થઈ શકયાં છે એનો જશ નાનપણમાં તમાચા કે સોટી મારનાર મા બાપને છે એમ માનવું એ ભારે ભૂલભરેલું છે. માબાપના મારને લીધેજ મોટી ઉમરે માણસ લાગણીના આવેગને રોકવા અસમર્થ બને છે, મનનો સંયમ વારંવાર ખોઇ બેસે છે અને મન એટલું બધું

નબળું પડી જાય છે. કે બીજું માણસ જરા જેટલી ભૂલ કરે કે માણસ ગુસ્સે થઇ જાય છે અને ગુસ્સામાં ને ગુસ્સામાં ન કરવાનું કરી નાખે છે. અને પાછળથી મનને મનાવે છે કે આપણે જે કર્યું તે બાળકનાં હિતને ખાતર કર્યું છે માટે એમાં કંઇજ ખોટું નથી થયું. મનને આમ મનાવવું એ માનસિક નબળાઇ નહિ તો બીજું શું ?

એક વિચારકે એક ઠેકાણે લખ્યું છે કે બીજાની ઉપર ગુસ્સે થાઓ કે તરત એકથી દશ ગણજો. આનો અર્થ એટલો જ કે લાગણીના આવેશમાં કોઈ પણ કામ કરી નાખવા પહેલાં જરા વિચાર કરવો અને એ રીતે મન ઉપર કાબૂ મેળવવો.

માબાપો એમ પણ માને છે કે અમે તમાચા કે ચોંટીયાનો પ્રયોગ બાળકને સુધારવા ખાતર દવા તરીકે જ કરીયે છીયે. પણ એજ માબાપને આપણે કહીએ કે ઔષધ દિવસે દિવસે વધુ ને વધુ આકરું નથી બનતું તેમજ ઔષધનો ઉપયોગ માણસ કાયમને માટે નથી કરતો, પણ તે ધીરે ધીરે ઔષધ ઉપરનું અવલંબન ઓછું ને ઓછું કરવા માંડે છે. આ પ્રમાણે તમે મારની દવાનો પ્રયોગ દિવસે દિવસે વધારતા જાઓ છો કે ઘટાડતા જાઓ છો એનો જરા વિચાર કરજો.

બાળકનો આત્મા એક સુંદર બગીચાની જમીન જેવો છે. એ જમીન ઉપર જેવા સંસ્કાર પાડો તેવો પાક ઉતરશે. એ જમીનમાં ધતુરો વાવીને ગુલાબનાં ફૂલની આશા રાખવા જેટલુંજ ભૂલભરેલું બાળકને માર મારીને ડાહ્યું કરવું તે છે.

શરૂઆતમાં જે માબાપને બાળક ઉપર તમાચા કે ચોંટીયાનો પ્રયોગ કરવાની ટેવ પડી ગઇ હોય છે એને પૂછશું કે તમે આમ ને આમ કયાં સુધી બાળકને માર્યા કરશો ? આનો જવાબ એવો મળે છે કે ભાઇ પાકે ઘડે કાંઠા ન ચડે; એટલા માટે શરૂઆતમાં જરા હાથ બતાવ્યો હોય તો સારું. કારણ છોકરું મોટું થયા પછી કંઈ મરાશે ? આવા માબાપને કહી શકાય કે છોકરું મોટું થયું કયારે કહેવાય ? કેટલી ઉમર તમારી દ્રષ્ટીએ મોટી ગણાય ? અને જો શરૂઆતમાં બાળકને સુધારવા માટે સજા કે સજાની બીક બતાવતાં હશો તો બાળક મોટું થશે તેને બગડતું અટકાવવા શા ઉપાયો લેશો ? ઘણાં માબાપોનો અનુભવ છે કે મોટી ઉમરનાં બાળકને કાબુમાં રાખવું ઘણુંજ મુશ્કેલ થઇ પડે છે, અને તેથી ઘણાં માબાપો હતાશ થઇને કહેતાં સંભળાય છે કે આવડા મોટા છોકરાને હવે કેમ કરીને સુધારવો ? નાનું બાળક હોય તો બે લપડાક ચોડી દઇયે પણ આવડા મોટાને શી રીતે મરાય ! ખરી હકીકત તો એમ છે કે બાળક નાની ઉમરમાં માર ખાઇખાઇને એવું તો રીઢું થઇ ગયું હોય છે અને નાનપણથી જ માબાપથી છાના ગુન્હા કરવાની એવી ટેવ પડી ગઇ હોય છે કે મોટી ઉમરે માબાપને છેતરીને અથવા તો, માબાપને ચીડવવા ખાતર પણ ગુન્હા કરે જાય છે. કારણ મોટી ઉમરે બાળકની સમજણ શક્તિ ખીલતાં માબાપની નબળાઇઓ તેમની સમજમાં જલદી આવી જાય છે અને માબાપના મારમાંથી કેમ છટકી જવું એની બારીઓ શોધતાં પણ આવડી જાય છે.

કેટલાંક માબાપો કહે છે કે અમે બાળકને વારંવાર નથી મારતાં. કવચિત જ તેનો બહુ વાંક હોય ત્યારે મારવું પડે છે. આમાં બાળકના વાંકનું વધતા કે ઓછાપણાનું માપ સહુ પોતપોતાના સંજોગાનુસાર કાઢે છે. માણસ ખૂબ ગુસ્સામાં હોય, કોઇ ઉપર ખૂબ ખીજાયો હોય, આખા દિવસનાં કામથી થાકી ગયો હોય અથવા મગજ ઉપર કોઇ સાંસારિક મુંઝવણોનો બોજો અસહ્ય થઇ પડયો હોય તેવે વખતે બાળકનો નાનો એવો ગુન્હો પણ ખૂબ

જ મોટા દેખાય છે અને નજીવાં ગુન્હા માટે બાળકને ખૂબ ઢીબવા માંડે છે. માબાપનાં મગજ ઉપર કોઇ જાતનું દબાણ હોય છતાં બાળકનો શો દોષ? બાળકમા જન્મ લેવામાં કોણ કારણભૂત હતું? અને જે બાળકે જે ઘરમાં અવતાર લીધો તે જ ઘરમાં–તે જ માબાપ પાસેથી પોતાને વિષે સદ્ભાવ, પ્રેમ અને સદ્વર્તનની આશા ન રાખે તો કયાં રાખે? બાળક એટલે પ્રભુનાં આપેલાં રમકડાં. નાની ઉમરમાં આપણે નીર્જીવ રમકડાથી રમ્યાં. મોટી ઉમરે માણસને આનંદ આપવા, તેનું દુઃખ ભૂલાવવા પ્રભુએ આવાં સજીવ રમકડાં આપ્યા. એ રમકડાં સાથે રમવું એટલે તેને સારી રીતે ઉછેરવું, એના તરફ પ્રેમ રાખવો, કદી ગુસ્સે ન થવું. એની લાગણી ઘવાય એવું તેના તરફ વર્તન ન રાખવું. માબાપે પોતાના સુખને ભોગે, પોતાના આનંદને ભોગે પણ બાળકને રાજી રાખવું. એને રીબાવવું નહિ, એને હીજરાવા ન દેવું, અને ચીમળાવા ન દેવું. બગીચામાંથી વીણેલાં ફુલોને ગોઠવીને આપણે સુંદર ગજરો બનાવીને સુંઘીયે છીયે. એને બદલે ફુલને તોડીને પગ નીચે કચરી નાખતા હોઇએ તો!

દુનિયામાં ઇશ્વર માણસને અનેક અનુભવોમાંથી પસાર કરીને કેટલાય નવા પાઠો શીખવે છે. બાળકના માબાપ બનાવીને પણ ઇશ્વર ઘણુંય શીખવે છે પણ તેમાં મુખ્ય વસ્તુ શીખવે. તે સંયમ છે બાળક ન ગમતું કામ કરે તે વખતે મન ઉપર સંયમ જાળવતાં શીખવું જોઇએ. બાળકનાં સ્વાસ્થ્યને ખાતર સ્વાદ ઉપર સંયમ રાખતાં શીખવું જોઇએ. બાળકના ભવિષ્યને ખાતર શરૂઆતથી ખર્ચ ઉપર સંયમ રાખતાં શીખવું જોઇએ. આર્થિક સ્થિતિના પ્રમાણમાં ઘણાં બાળકો ઉછેરવાનું .. પડયું હોય તો વાસના ઉપર સંયમ રાખતાં શીખવું જોઇએ.

જેણે મન જીત્યું એણે જગત જીત્યું. સંયમનો આવો મહાન પાઠ શીખવનાર બાળકરૂપી સાધનનો દુરૂપયોગ કરી જો માણસ વધુ ને વધુ અસંયમી બને, લાગણીના આવેગને માર્ગ આપવાના સાધન તરીકે બાળકનો ઉપયોગ કરે, બાળકની જરા જેટલા વાંકથી મન ઉપરનો કાબુ ગુમાવી દે તો માણસની પ્રગતિ થવાને બદલે ઉલટી અવગતિ થશે. પછી પ્રભુના દરબારમાં માણસ શું મોઢું બતાવશે?

બાળકને કોઇપણ સંજોગોમાં મારવું તો ન જ જોઇએ. નાની ઉમરમાં બાળકની વિવેકબુદ્ધિ ખીલેલી ન હોવાથી અમુક કામ કરાય કે ન કરાય એની ખબર નથી હોતી. આ વખતે બાળકને ઉગારી લેવા માટે એને સારાં વાતાવરણમા મૂકી દેવું. બાળકનું મન બીજી સારી વસ્તુ તરફ વાળવું. બાળક જ્યારે મોટું થાય–સમજણું થાય ત્યારે તેની લાગણીઓ ઘવાય એ રીતે તેની સાથે વર્તવાને બદલે તેની લાગણીને જલદી અસર કરે એ રીતે તેને સમજાવીને તેની પાસેથી કામ લેવું. બાળકની સાથે કામ પાડવામાં માણસે પ્રતિક્ષણે સાવધ તો રહેવું જ જોઇએ, નહિ તો બાળકને સુધારવા જતાં આપણને ખબર ન પડે એ રીતે બીજા દુર્ગુણો પ્રવેશ કરશે.

જે રાષ્ટ્રનાં બાળકો નાની ઉંમરમાં માબાપના માર કે ખોટી ધાકને લીધે માંયકાંગલાં, નિષ્પ્રાણ અને બીકણ બની ગયાં હોય તે રાષ્ટ્રની ભાવિ પ્રજા કેવી થાય એનો ખ્યાલ સહુએ પોતપોતાની મેળે જ કરી લેવો.

માબાપોએ દેશને ખાતર, સમાજને ખાતર અને કંઇ નહિ તો છેવટે પોતાના અને બાળકના સ્વાર્થને ખાતર બાળકને મારવાની કે બાળકમાં બીક ઉત્પન્ન કરવાની ટેવ છોડી દેવી જોઇએ. *

વેણીલાલ બૂચ.

* એક અંગ્રેજી લેખ ઉપરથી વિચાર સ્પષ્ટ અને વિસ્તૃત કરીને.

# સુશિલાની નિરાશા.

સુશીલા વ્હેલી ઉઠી. ખૂબ વહેલી ઉઠી. વગર ઘડીયાળે કે અલાર્મે જાગી ગઇ. ઉઠી, ન્હાહી ધોઇ તેણે પોતાની ઓરડી સાફ કરી નાખી. વાળીને અને ત્યાર પછી ભીના કપડાંથી લુછને. પછી સુશીલા રાંગોળી પૂરવા લાગી. આગલી રાતેજ તેણે જાતજાતના ને ભાતભાતના રંગો મંગાવી રાખ્યા હતા. કેવી જાતની રાંગોળી પૂરવી તેનાં આખી રાત સ્વપ્નો આવ્યાં હતાં. સુશીલા રાંગોળી પૂરતી જતી હતી ને મનમાં ગણગણતી હતી, ' આ રાંગોળી સુંદર થઇ. આને તો જોઇને હસીજ પડશે. આ તો એને બહુ ગમે છે એજ જાત છે. આ હું હમણા નવી શીખી છું. ' સુશીલાનો ઉત્સાહ કયાંજ માતો ન હતો. હૈયે હુલ્લાસ હતો ને મ્હોં પર સુરખી હતી. હાથમાંથી સરસર રાંગોળીના રંગો જમીન પર સટકયા જતાં હતા.

આજે સુશીલાના બાપા આવવાના હતા. સુશીલા શારદામંદિરમાં ભણવા આવી હતી. બાપાએ તેને ભાવનગરથી અમદાવાદ મોકલી હતી આજે યુવક સપ્તાહનો બાળકોનો દિવસ હતો ને તેના પ્રમુખ તરીકે બાપા આવવાના હતા. ઉતરવાના હતા તો સરલાદેવી બેનને ત્યાં પણ વખત લઇ શારદામંદિરમાં આવી જવાના હતા. બાપા નવરા થાય ત્યારે આવશે એમ તેમણે ભોગીભાઇને કહેવરાવ્યું હતું. પણ બાપા સ્હવારમાંજ આવી જાય તો ? એટલે સુશીલા તો સ્હવારથીજ વ્હેલી ઉઠીને રાંગોળી કરી રહી હતી.

એમ તો બાપા સુશીલા ઉપર બહુ હેત રાખતા. તેને ભણવા પણ એકલીજ મોકલી હતી. સુશીલા જાણતી હતી કે એક બાપાજ તેના મનને સારી રીતે સમજે છે. સુશીલાનો બાપા પ્રત્યે અદ્ભુત સ્નેહ હતો. નાની દોઢ વર્ષની થઇ ત્યારથી તે હમણાં ૧૨ વર્ષની થઇ ત્યાં સુધી તે બાપાના ખોળે બેસીને મોટી થએલી. બાપાની મૂછો તાણી તાણીને તેણે મોટી કરેલી.

અને સુશીલા બાપાથી જૂદી પડી ત્યારે તો તેની લાગણી બહુ તીવ્ર થઇ હતી. બાપા આખો દિવસ સાંભરતા. બાપાએ ભણવા મોકલી છે તો ખુબ્બ ભણું એમ કરી તે ભણવામાં મહેનત કરતી. અને બાપાને નવું નવું કંઇક દેખાડવાની તેને હોંશ રહેતી. આજે તે બાપાને નવી નવી રાંગોળી દેખાડવાની હતી. તેથીજ તે સ્હવારની મહેનત કરી રહી હતી.

બાપા સરલાદેવીને ત્યાં ઉતર્યા હતા. સ્હવારમાં બાપાને શારદા મંદિરમાં જવાનું સાંભર્યું જ નહિ. સ્હવારમાં તો સરલાબેન સાથે તેઓ મોન્ટીસોરી પદ્ધતિની વાતોમાં જ રોકાઇ રહ્યા. અને ત્યાર પછી તેઓ સરલાબેન સાથે જુબીલીમીલ જોવા ગયા. ત્યાં તેમણે સોમાભાઇનું ઢોરીયાખાતું જોયું. એમ કરતાં બપોર થયા.

સુશીલાબેને તો આઠ વાગ્યા ત્યાં તો સુંદર રાંગોળી પૂરી કાઢી હતી. પોતાની ઓરડી વ્યવસ્થિત કરી નાખી હતી ને ઘડીએ ને પહોરે તે બાપાની રાહ જોતી હતી. આજે પાઠ કરવા બેસતી હતી પણ તેનું ધ્યાન તેમાં જતું ન હતું. રસ્તા પરજ પડતી બારીમાંથી તે ક્ષણે ક્ષણે બહાર જોતી હતી. બાપા આવે છે ! મોટરનું ભૂંગળું સાંભળે કે તુરત જ ડોકાયું'ને દુરથી આવતી મોટર પસાર થઇ જાય ત્યાં સુધી ત્યાંને ત્યાં મોં રાખી બેસી રહે. મોટર જાય, બાપુ ન હોય, સુશીલા નિરાશ થઇ ડોકું અંદર લે. ઘડીક આ ચોપડી લે, ઘડીક પેલી લે પણ એકેય ન ગમે

એમ કરતાં સાડાદશનો વખત થયો ને જમવા જવું પડયું. પણ ત્યા તેણે ખાધું ન ખાધું ને પાછી ઓરડીમાં આવીને બેઠી. હમણા બાપા આવશે, હમણા આવશે એમ કરતાં બે વાગ્યા. થોડીકવાર તો તેને જરા ઓઝું પણ આવી ગયું. બાપા સ્હવારના આવ્યા છે ને હજી ન આવ્યા. ભાષણતો સાંજે છે ને ! આજે સુશીલા એકલા બાપાના ધ્યાનમાં હતી. કુસમ અને સુભદ્રા ઓરડીમાં આવ્યાં પણ તેની સાથે વાત કરવાનું મન ન થયું. ટુંકી વાત કરી તેમને તેણે જાણે કે જવાનું કહ્યું. મોતીભાઇ ત્રણ વાગે આવ્યા ને સુશીલાને કહ્યું ' સુશીલા શહેરમા જાઉં છું. ત્યાં કદાચ બાપા મળશે· કંઇ ખાસ............"

સુશિલા–' ના કંઇ નહિ '

તેના મન પર એટલો બધો એકાએક ભાર આવી ગયો કે તે બોલી શકી નહિ. તેમ અંદર તો એક બે આસુ પડી ગયાં હશે પણ બહારથી તેણે તે ખાળી રાખ્યાં. મોતીભાઇ આગળ તે રડી ન શકી.

મોતીભાઇ ગયા ને સુશીલા વાટ જોતી બેઠી, હાથમા સોયો અને ઉનના દોરા લઇ ગુંથવા લાગી. પણ મો તો બારીમા ને બારીમાં કાન તો મોટરના ભૂંગળાના અવાજ તરફ ને અવાજ તરફ.

બાપા તો જમીને અંબાલાલ શેઠ સાથે ગપ્પા મારવા બેઠા. વિધવિધ વિષયની રસિક વાતો. બાપાની શેઠ સલાહ પૂછતા હતા. બાપાને કેળવણીશાસ્ત્રી તરીકે સલાહ આપવાનું ગમતું હતું.

બાપા પછી જરા સૂતા. સૂતા સૂતા સુશીલા સાંભરી. તેને થયું એને મળવા જવાય તો સારૂં. હાં, સાંજના ત્યાં જઇજ આવું. સુશીલાને મળીશ તો એને સારૂં લાગશે. સુશીલાને પૂછ્યું કે ગમે છે કે નહિં.

વિચાર કરી બાપા બે ઘડી સૂતા ને પછી ચ્હાનો વખત થયો. ચ્હા પીતાં પીતાં ને વાતો કરતાં કરતાં છેક પાંચ વાગી ગયા. એટલામાં સરલાદેવી બેનની ગાડી આવી અને સૌ વિદ્યાપીઠમાં કાકા પાસે ગયા. ઘણા દિવસે કાકા સાહેબને મળ્યા એટલે કેટલીયે વાતો ચાલી. આમ સાહિસની અને યુગધર્મની કેટલીયે વાતો ચાલી. કાકા જેવા માણસ પાસેથી બાપાને ઉઠવું કેમ ગમે અને એમ કરતાં છ વાગી ગયા. રાત્રે નવ વાગે નાટકો હતાં. ત્યાં પ્રમુખ તરીકે હાજર રહેવું જોઇએ એટલે બાકીનું કામ ત્રણ કલાકમાં પતાવાયું. સુશીલાને ગમે તેમ પણ મળવા જવું એમ વિચાર ચાલતા હતા એટલામાં પાઠક મળ્યા ને પોતાને ત્યાં તેડી ગયા. પાઠક અને બાપા જૂના દોસ્તો. એમણે તો સાત વગાડી દીધા અને ૭ા વાગે સરલાબેનને ત્યાં જમવા માટે પહોંચવુંજ જોઇએ. જમવાનો એ સમય ખાસ રાખવામાં આવ્યો હતો. બાપાએ સુશીલા પાસે જવાનો વિચાર માંડી વાળ્યો. સમાધાન કર્યું: ' રાત્રે શારદા મંદિર સાથે સુશીલા આવશે ત્યારે મળી લઇશ; એને જરા ઉત્સાહ આપવાનો છે તે આપીશ. એમ તો તે હુશિયાર જ છે.

સરએજરોડ તરફ જવાને બદલે મોટર પાછી શાહીં બાગ તરફ ઉપડી ને સુશીલાને બાપાની રાહ જોતી રાખી.

જેમ જેમ વખત જતો તેમ તેમ સુશીલાની તીવ્રતા વધવા લાગી. થોડીક વાર તો તે બેચેન થઇ ગઇ. મનમાં માઠું લાગ્યું તે પથારીમાં જઇને પડી ને આળોટી પણ ગમ્યું નહિ. રંગોળી સામે તે જોઇ રહી. બાપા નહી આવે તો ! બાપાને માટે મેં ખાસ બનાવી હતી.

સૂરજ નમવા લાગ્યો. પણ બાપાની મોટર ન આવી. સાંજના જોરબંધ ફરવા જતી મોટરો તે જોઇને થાકી ગઇ. તેની ડોક દુઃખી આવી હતી. તેની આંખ થાકી ગઇ હતી. તેના આખા શરીરમાં નબળાઇ આવી ગઇ હતી.

'બાપા ન આવ્યા. કેમ ન આવ્યા ? વખતે હજી આવશે. નાટક પહેલાં આવશે. આવશે તો ખરાજ.' સુશીલાના ઉંડા મનમાં આ શબ્દો ચાલતા હતા.

સુશીલાએ સાંજે તો જમવાની નાજ કહેવરાવી હતી.

રાતના આઠ થયા ને શારદામંદિરની છોકરીઓ અને સવિતાબેન આવ્યાં, ' સુશીલાબેન નાટક જોવા ચાલો. '

સુશીલાએ કહ્યું ' હું નહી આવું. મારે નથી જોવા. ' સવિતાબેને તેને સમજાવી. ઘણું સમજાવી સુશીલાને એમ તો નાટકો જોવાનું ગમે પણ છે. પણ તે ન ચાલી તે નજ ચાલી. તેને બાપાને મળવાનું મન હતું પણ મળવા જવાનું નહતું. બાપા આવ્યા નહી તેનો આઘાત હતો. બાપાએ નિરાશ કરી તેની ખિન્નતા હતી. અને છતાં આશાનો અંકુર હતો તેથીજ જાણે જતી નહતી. ' હજી બાપા આવે અને મને ન ભાળે તો ! અને આવીને રંગોળી જોયા વિના પાછું જવું પડે તો ! તો નકામો ધક્કો થાય. ' આવું કાંઇક મનમાં અસ્પષ્ટ હતું ને તે ન ગઇ તે નજ ગઇ.

બાપાએ તો શેઠ સાહેબની સાથે આનંદથી ભોજન લીધું. શેઠની વાતોમાં તેને બહુ રસ પડતો હતો. સુશીલા વચ્ચે વચ્ચે તો સાવજ ભૂલાઇજ ગઇ હતી.

જમી રહ્યા એટલે તો મોટર આવીને ઉભી રહી. અને ઘરઘર કરતાં સૌ રંગભૂમિ પર પહોંચ્યા. ત્યાં તો બાપા આજના પ્રમુખ હતા. તેને સમુદાય સામે ભાષણ કરવાનું હતું. કેટલાયની વચ્ચે પોતાની છાપ પાડવાની હતી. બાળજીવન ઉપર મહત્વનો સંદેશો આપવાનો હતો અને બાપા તો તેનાજ વિચારમાં હતા.

એટલામાં ભોગીલાલભાઇ નીકળ્યા ને તેણે નમસ્કાર કર્યા. પણ ત્યાંજ સરલાદેવીબેન મિ. જીન્નાની ઓળખાણ કરાવવા આવ્યાં ને સુશીલાના સમાચાર પૂછવાનો મનમાં ઉભો થએલો વિચાર બાપાના મનમાં સમાઇ ગયો.

નાટકો ચાલી રહ્યાં હતાં. બાપા, પોતાના નાટક પછીના ભાષણનો અને નાટકનો વિચાર કરતા હતા. સુશીલા નથી દેખાતી તે તેના ધ્યાન પર આવ્યું જ નહિ.

સુશીલાએ બારણું બંધ કર્યું ને ખાટલામાં પડી. હજી એમ હતું કે નવ વાગે શરૂ થાય છે તે પહેલાં બાપા આવી જાય. મોટર લઇને આવતાં કેટલીવાર ! વખતે આવી પણ જાય અને સાથે તેડી પણ જાય. એકવાર તે ઉઠી. તેણે રંગોળી બરાબર છે કે નહીં તે જોઇ લીધી. હજી તો બરાબર છે. એવીને એવીજ છે. બાપા આવે તો !

પણ નવના ટકોરા થયા એટલે અગીયાર વાગ્યા ઉપર આશાના તાંતણાને ટાંગ્યો. હજી બાપુ નાટક પછી આવે, ભોગીભાઇ સાથે ચાલ્યા આવે ને સવારે જાય. હજી તો સવારે પહેલી ગાડીમાં જવું હશે ના !

ક્યારે અગીયાર વાગે ને બાપા આવે !

મિનિટો કેમે કરીને જાય નહિ. ગંજીપા રમતાં કે વાતો કરતાં જે વખત ઓછો પડતો અને ઉડી જતો તે અત્યારે માંડમાંડ જતો હતો. સુશીલાએ મન રોકવા દિલરૂબા કાઢ્યું ને સરગમ વગાડી. પણ તેમાંથી તેના હૃદયના ખિન્ન સૂર જેવા ખિન્ન સૂરો નીકળ્યા: તે કંટાળી. સાડાદસ થયા. ત્યારથી તો સુશીલા બારીએ જઇને જ બેઠી. ઠંડી હતી પણ તેણે તે ગણકારી નહિ. જરા ઓઢીને બેઠી. બારી બંધ રાખે તો જોવાય તેમ નહતું તેથી તે તાઢ વાવા દેતી હતી. એકવાર સખત ઠંડો પવન આવ્યો ને કાગળને ઉડાડયા. સુશીલાએ કાગળની પરવા ન કરી. દીવો લઇને જોયું કે રાંગોળી તો બગડી નથી ના. ન્હોતી બગડી. હાશ કરી બારીમાં બેઠી. ત્યાં તો મોટરોના ભૂંગળાં વાગ્યાં. નાટક ખલાસ થયું હતું. અને મોટર ભાગી જતી હતી. સુશીલા જોઇ રહી હતી. કયારે ભોગીલાલવાળી મોટર આવે ને વખતે બાપા તેમાંથી નીકળે.

બાપાએ તો સુંદર ભાષણ આપ્યું. સભાજનોએ તે તાળીઓથી વધાવ્યું. શેઠે અને સરલાદેવીએ આનંદ પ્રદર્શિત કર્યો અને બાપા સરલાબેન સાથેજ તેમને ત્યાં મોટરમાં ઉપડી ગયા.

રસ્તામાં બાપાને ' સુશીલા ' એમ સાંભર્યું. પણ હવે થયું અને કાલે સવારે વહેલાં તો જવું છે. કેમ કરીશું ? પણ થયું. ચાલો સુશીલાને પત્ર લખીશું. એ તો આપણી જ છેના. જાણે અમદાવાદમાં આવ્યાજ ન હતા. સુશીલા અને હું તો આટલો વખત ભેગાંજ રહ્યા છીએને. " વિચાર ચાલતા હતા ત્યાં બંગલો આવ્યો ને બાપા પથારીમાં જઇ સુઇ રહ્યા.

આ તરફ ઘરઘર કરતી મોટાર આવી ને ભોગીલાલ ઉતર્યા; સવિતાબેન ઉતર્યા. સુશીલા ધડકતી છાતીએ અને ઝીણી નજરે જોઇ રહી હતી પણ બાપા દેખાતા નહતા. એક ધોળી ટોપીવાળું નવું માણસ છેલ્લે ઉતર્યું ને સુશીલાને થયું વખતે એ બાપા ! આશાનો ચમકારો થયો ન થયો ત્યાં તો ખબર પડી કે એ તો ચંદુભાઇએ આજે એવી ટોપી પહેરી છે.

સુશીલાએ ધડ કરીને બારી વાસી દીધી. દીવો ઓલવી નાખ્યો. પછાડ કરતી તે પથારીમાં પડી. આખી રાત તેના ડુસકાં તેના એકલા પલંગે અને ઓરડીની દિવાલે સાંભળ્યા.

ભોગીલાલે સ્હવારે સુશીલાની આંખો રાતીચોળ જોઇ પણ તે કંઇ ન બોલ્યા: સુશીલા પણ કંઇ ન બોલી. કોઇ કાંઇ ન બોલ્યું. સૌ જાણે કે વાત સમજી ગયા.

ગિ.

---

રમણિક આ અહીં મીણબત્તી કેમ ઘસે છે ?
એ તો પ્રયોગ કરીએ છીએ.
શેનો ?
મીણબત્તી ઘસેલી જગાએ કોઇ બૂટ પહેરી ચાલે તો પડે કે નહી ?
તે એવો પ્રયોગ શા માટે ?
કાલે અમારે અમારા માસ્તરને પાડવા છે.

ગિ.

# બાળઉછેર.

## ( ખાસ જાણવા જેવું. )

બાળજીવનનું પ્રથમ વર્ષ આખી જીંદગીમાં અત્યંત મહત્વનું છે. આ સમય દરમિયાન બાળક પોતાની આજુબાજુની પરિસ્થિતિને અનુકુળ થવાનો પ્રયત્ન કરે છે. બાળક આ વખતે કેવળ અસહાય હોય છે. એ હાલી ચાલી શકતું નથી અને પોતાનો વ્યવહાર ચલાવવાને સાવ અશક્ત હોય છે. એના શરીરનો બાંધો મોટા માણસના જેવોજ લાગે છે. પરંતુ ખરી રીતે એ જુદો હોય છે. બાળક એ કંઇ નાનો સરખો મોટો માણસ નથી. એટલે બાળકમાં કંઇ મોટા માણસની તાકાત ઓછા પ્રમાણમાં પણ હોય એવું તો હોતુંજ નથી. જન્મ થયા પછી અવયવો વિગેરે શરીરના દરેક ભાગમાં ખૂબ મહત્વના ફેરફાર થાય છે અને જીવનનાં શરૂઆતનાં વર્ષોમાં વિકાસ ખૂબ જલ્દીથી થાય છે.

આવી મહત્વની બાબત વિષે માબાપોને પુરૂપુરૂં જ્ઞાન મેળવી લેવાની અત્યંત આવશ્યકતા છે. અને આ લેખનો પ્રયત્ન પણ એ વિષયમાં યત્કિંચિત્ અજવાળું પાડવાનો છે.

માબાપની પહેલી અને મુખ્ય ફરજ તો પોતાનાં બાળકોની આજુબાજુ એમના વિકાસમાં સંપૂર્ણ મદદ કરતું વાતાવરણ જમાવવાની અને અનુકુળ પરિસ્થિતિ ઉત્પન્ન કરવાની છે. છોકરાંવાળા ઘરમાં જરૂરીઆતની બધી વસ્તુઓ હોય; પરંતુ નકામી ચીજોનો ખડકલો ન કરી મુકવો જોઇએ. એવા ઘરમાં બહુ ગરમી પણ ન હોવી જોઇએ; તેમજ પ્રમાણમાં વધારે ઠંડી પણ ન હોવી જોઇએ. અને ઠંડી ગરમીનું પ્રમાણનું માપ મોટા માણસને ધ્યાનમાં રાખી ન લેવું જોઇએ; પરંતુ બાળકોને અનુકુળ પ્રમાણ રાખવું જોઇએ. મોટેરાંઓને જે ગરમી સહ્ય હોય તેજ ગરમી બાળકોને અસહ્ય બને અને એના વિકાસમાં વિઘ્નરૂપ થઇ પડે. નાનું બાળક પોતાના શરીરની ગરમી ઠંડીનું પ્રમાણ જાળવી શકતું નથી. એટલે અયોગ્ય હવામાનથી બાળકને પરસેવો વિગેરે થાય અને પછીથી એની ખરાબ અસર થાય છે

ઘરમા કચરો કાઢતી વખતે બાળકની બરોબર સંભાળ રાખવી જોઇએ. આપણે કચરો કાઢતાં હોઇએ ત્યારે બાળક ઘણી વખત રડે છે. આ રડવાનું કારણ સાધારણ રીતે ધૂળને લીધે એને શ્વાસોચ્છ્વાસ લેતાં અડચણ પડતી હોય તે હોય છે.

જો કચરો કાઢતાં બાળકના નાકમાં કચરો ગયો હોય તો નાક બરાબર સાફ કરવું જોઇએ. આથી બાળકને ઘણો આરામ રહે છે.

બાળકને સવારથી સાંજ સુધી ખુલ્લી હવામાં ઘર બહાર રાખવું જોઇએ. જો હવામાં વધારે પડતી ઠંડી અથવા ભીનાશ હોય અથવા ખૂબ પવન વાતો હોય તો સંભાળ રાખવી અને બહાર ન રહેવા દેવું. બાળકને ફરવા લઇ જતાં પહેલાં એક વસ્તુ ઉપર બરોબર ધ્યાન આપવું જોઇએ. બાળકની આંખને સૂરજના ઉગ્ર પ્રકાશમાંથી બચાવી લેવી જોઇએ. બાળકને ધોળાં અથવા આછા રંગનાં કપડાં પહેરાવવાં જોઇએ. આવાં કપડાં સૂર્યનાં કિરણોનો વધારેમાં વધારે લાભ આપે છે અને એ તંદુરસ્તીને ઉપકારક છે.

જો બાળકને બાબાગાડીમાં લઇ જવાનું હોય તો તે પુરતી સગવડ ભરેલી હોવી જોઇએ. એની સ્પ્રીંગ સરસ હોવી જોઇએ,

રબ્બર ટાયર હોવાં જોઇએ અને નીચે બરોબર પાથરેલું હોવું જોઇએ. બાળક બરોબર સુઇ શકે એટલી મોટી ગાડી હોવી જોઇએ. બાળકને બહાર લઇ જતી વખતે ઋતુને અનુકૂળ પોષાક પહેરાવવો જોઇએ. બહાર રસ્તા ઉપરની ધૂળ અને મોટરકાર વિગેરેની ગેસમાંથી બાળકને બચાવી લેવું જોઇએ. જ્યાં ખૂબ વ્યવહાર ચાલતો હોય અને અત્યંત ઘોઘાટ થતો હોય તેવા રસ્તા ઉપર બાળકને ફેરવવા ન લઇ જવું જોઇએ. મુખ્ય બાબત તો એ સંભાળવાની છે કે બાળક ઉત્તેજીત થાય એવી કોઇ પણ જાતની પરિસ્થિતિ ઉત્પન્ન થવી ન જોઇએ; કેમકે બાળકના જ્ઞાનતંતુઓ અત્યંત નાજુક હોય છે; એટલે બહારની કોઇ પણ પરિસ્થિતિની એના ઉપર તરતજ અસર થાય છે. આથી કરીને જો બાળક પ્રમાણમાં વધારે ઉત્તેજીત થાય તો એનાં જ્ઞાન તંતુઓ નબળાં છે. જ્ઞાનતંતુઓનો કોઇ પણ રોગ થવાનો સંભવ છે. બાળકને બહાર ફરવા લઇ જતાં બીજી પણ એક સાવચેતી રાખવાની જરૂર છે. બાળકને દરોજ બહાર ફરવા લઇ જવાની ટેવ ન પડી જવી જોઇએ. એટલે બાળકને આપણે દરરોજ ફરવા લઇજ જવું એવી ધારણા રાખીજ બેસે એવું ન થવા દેવું જોઇએ. બાળકને બહાર ધવરાવવું પણ ન જોઇએ. અને બહાર ફરવા લઇ જઇએ ત્યારે આમ તેમ ચલાવવું અથવા કુદકા પણ ન મરાવવા જોઇએ.

બાળજીવનના પહેલા છ માસમાં ટેવો ખૂબ સહેલાઇથી પડી જાય છે. આજ સમય દરમિયાન આપણે બાળકને સારી ટેવો પાડવામાં અને ખોટી ટેવો પડતી રોકવામાં મદદ કરવી જોઇએ. જો બરોબર કેળવવામા આવે તો માસના તંદુરસ્ત બાળકને નિયમીત ઉંઘવાની અને ઉઠવાની અને નિયમધાવવાની ટેવ હોવી જોઇએ. વળી દિશાની હાજત દરરોજ નિમેલે વખતે જ થાય એવી પણ ટેવ પાડવી જોઇએ. આ મુખ્ય ટેવો છે અને આખા જીવન દરમિયાન એ પળાવી જોઇએ.

ઓછી ઉંઘ એ બાળકને નુકશાન કરનારી મોટામાં મોટી વસ્તુ છે. સારી રીતે પોષણ પામતું સાધારણ બાળક પહેલા ત્રણ માસ વીસથી બાવીસ કલાક ઉંઘવુ જોઇએ. અને ત્યાર પછી પણ પહેલા વર્ષ દરમિયાન દિવસ અને રાતનો મોટો ભાગ ઉંઘતું હોવું જોઇએ. આ પરિસ્થિતિ ઉત્પન્ન થાય માટે બે વસ્તુઓની જરૂર છે; એક બાળકની ઉંઘમાં ખલેલ ન પહોંચવી જોઇએ અને બીજું બાળક ઉત્તેજીત ન થવું જોઇએ. સવારમાં ઉંઘતા બાળકના મ્હોં ઉપર તડકો ન આવે એવી ગોઠવણ કરવી જોઇએ; કેમકે ઉંઘતા બાળકને જો વધારે પડતો પ્રકાશ મળે તો એની ઉંઘમાં ખલેલ પહોંચે છે અને તે જાગી જાય છે. નિયમસર ઉંઘી જવાની તાકાત આવી જાય એવી ટેવ બાળકને પડે તે માટે પહેલી તકે માબાપોએ પ્રયત્ન કરવો જોઇએ. બાળજીવનની શરૂઆતમાંજ આ ટેવ પડી જવી જોઇએ.

બાળકને નુકશાનકારક ટેવો ન પડે તેને માટે ખૂબ સંભાળ રાખવી જોઇએ અને એવી જાતની પરિસ્થિતિજ ઉત્પન્ન ન થવા દેવી જોઇએ. નાનાં તેમજ મોટાં બાળકોમાં એક દોષ તો સર્વ સાધારણ જોવામાં આવે છે. તેઓ પોતાના તરફ ધ્યાન ખેંચવા માટે રોવાનું શરૂ કરે છે. જો બાળક રૂવે કે દરેક વખતે તેને તરતજ ઉપાડી લેવામાં આવે અને લાડ લડાવવામાં આવે તો, દશા એવી થાય છે કે પછી તેડાવા માટેજ બાળક રોયા કરે. અને પછી તો એવી પરિસ્થિતિ આવીને ઉભી રહે છે કે તેડાવા માટે બાળક ગમે તે કરવા તૈયાર થાય. જેની બરોબર સંભાળ લેવામાં આવતી હોય તેવાં, તંદુરસ્ત બાળકો પણ

પોતાના તરફ ધ્યાન ખેંચવા માટે અને તેડાવા માટે દિવસ અને રાતનો મોટો ભાગ રોતાં જોવામાં આવે છે. આવા તો ઘણાયે દાખલા મળી શકે છે. જ્યારે બાળકને ખબર પડી જાય કે એના રોવા તરફ કોઇ ધ્યાનજ આપતું નથી ત્યારે પછીથી જાગતાં એકલાં પડી રહેવાની બાળકને ટેવ પડે છે, અને પછી પોતાની મેળે રમ્યા કરે છે. અલબત્ત જો બાળક ભૂખ્યું હોય અને રોતું હોય તો એને તરતજ તેડી લઇ ધવરાવવું જોઇએ. પરંતુ એ જો તેડાવા ખાતરજ રોતું હોય તો આપણે એના તરફ આંખ મીચામણાં જ કરવાં જોઇએ અને રોવા દેવું જોઇએ.

બાળક એક વર્ષનું થાય ત્યાં સુધી તેને હાથમાં બહુ લેવું નહિં. એને જો ધવરાવવું હોય, નવરાવવું હોય, સાફ કરવું હોય અથવા એને થોડી ઘણી કસરત કરાવવી હોય તોજ હાથમાં લેવું. એને રમવાની ઇચ્છા થાય ત્યારે જરૂર રમાડવું, પરંતુ જ્યાં સુધી એ પોતાની ઇચ્છા દેખાડે ત્યાં સુધી રાહ જોવી જોઇએ. બાળક બહુ જલ્દીથી થાકે છે અથવા ઉત્તેજીત થાય છે; એટલે એને કંઇ પણ કરવાને પ્રેરવું નહિં. એની પાસે જુદી જુદી રમતો ન કરાવવી. બાળક એ કંઇ રમકડું નથી. આપણે એની ઇચ્છાઓને માન આપવું જોઇએ, અને એના હક્કો માન્ય કરવા જોઇએ.સાધારણ બાળક ત્રણ, ચાર માસનું થાય એટલે એ પોતાનું ડોકું ઉંચુ કરવાનો પ્રયત્ન કરશે. ૭ માસનું થતાં ટટાર બેસશે અને એકાદ વર્ષનું થશે એટલે પોતાની મેળે ચાલવાનો પ્રયત્ન કરશે. આપણે એની પાસે એ વસ્તુઓ કરાવવાનો પ્રયત્ન કરવાની સહજ પણ જરૂર નથી. શરૂઆતના મહિનાઓ દરમિયાન તો બાળક લાતો ફેંકીને, પોતાના હાથ આમ તેમ ફેરવીને, રમકડાં નાખી દઇ, લઇ લેવાનો પ્રયત્ન કરીને અને એક બાજુથી બીજી બાજુ પડખું ફેરવીને, પોતાને જોઇતી કસરત લઇ લે છે.

બાળકને આનંદ આવે છે, માટે એને પોતાની આંગળીઓ કદી પણ ચુસવા ન દેવી જોઇએ. આંગળીઓ ચુસવાથી હોઠ મોટા થાય છે અને મોઢાનો ઘાટ બગડી જાય છે. એને લીધે જડબાં અને દાંત આગળ પડતા થઇ જાય છે.

બાળકના દરરોજના કાર્યક્રમમાં એને કપડાં સિવાય થોડા વખત આમથી તેમ પગ પછાડવા દેવા જોઇએ. આથી એને ઠીક ઠીક કસરત મળી રહેશે. આ વસ્તુ એ ન્હાતા પહેલાં અને રાત્રે સુતા પહેલાં કરી શકે. બાળકને પેટે ન ચાલવા દેવું જોઇએ. એનાથી બાળકને ચાલતાં મોડું આવડે છે. બાળકને ચાલણ ગાડી વિગેરે સાધનોથી ઉભા રહેતાં અથવા ચાલતાં શિખવવાની કંઇ જરૂર નથી. એનાથી બાળકને ફાયદો ન થતા નુકશાન થાય છે. આવાં કૃત્રિમ સાધનોની કંઇજ જરૂર હોતી નથી. બાળક પોતાની મેળેજ ઉભા રહેતાં તથા ચાલતાં શીખી જાય છે. અને જો એવાં સાધનો વાપરવાની જરૂર પડે તો દાકતરની સલાહ લીધા પછીજ વાપરવાં જોઇએ.

બાળકને હિંચકા નાખવા, ગદગદીયાં કરવાં, ઉંચે નીચે ઉછાળવું વિગેરે વસ્તુઓ પણ ન કરવી જોઇએ. એનાથી બાળકને થોડી ક્ષણ મઝા આવે છે, પરંતુ એનાથી ગંભીર નુકશાન થવાનો સંભવ છે, બાળકને નકામાં લાડ ન લડાવવાં જોઇએ. અલબત્ત એના તરફ પ્રેમમય ધ્યાન આપ્યા કરવું જોઇએ. બાળકને રમાડનાર માણસો ઉપર પણ ખાસ ધ્યાન આપવું જોઇએ. એ લોકો સ્વચ્છ અને તંદુરસ્ત હોવા જોઇએ, અને બાળકને ચુંબન કરવાનો હક્ક બહુજ થોડા માણસોને હોવો જોઇએ. ચુંબન કરવા માટે કપાળ એ વધારેમાં વધારે સહિસલામતી ભરેલી જગ્યા છે. શરદીવાળા લોકોના પ્રસંગમાં બાળકને ન આવવા દેવું જોઇએ અને જો એ અશક્યજ

હોય તો જેટલી શકય હોય તેટલી બધી સાવચેતી લેવી જોઇએ. બાળકને તેડી ફરનારાએ પણ સાવચેતી રાખવી જોઇએ. બાળકના મ્હોં ઉપર પોતાના શ્વાસ ન લાગે તે ઉપર પુરતું ધ્યાન દેવું જોઇએ.

બાળકને કેડે લેતાં પણ આવડવું જોઇએ. એને માટે આપણી જુની કેડે લેવાની રીત સારી છે. અથવા બાળકની કેડ નીચે એક હાથ આવવો જોઇએ અને બીજો હાથ એના માથા અને ખભા આગળ આવવો જોઇએ. એના માથા અને પીઠને, જ્યાં સુધી એ પોતે ટટાર ન રાખી શકે, ત્યા સુધી આપણે હાથ વડે આધાર આપવો જોઇએ.

સાધારણ બાળકનું વજન જો વધતું જતું ન હોય તો એના ઉપર તરતજ ધ્યાન આપવું જોઇએ. એને માટે એજ કારણ હોઇ શકે. કાંતો ધવરાવવામાં અનિયમિતા હોય અથવા ધાવણમાં જ કંઇક દોષ હોય. જો બાળકને ધવરાવવાનો વખત થયો હોય અને એ ઉંઘતુ હોય તો એને જગાડીને પણ ધવરાવી લેવું જોઇએ. એના વિકાસ માટે પોષણની જરૂર છે અને ધવરાવવાની અંદર નિયમિતતા ઇચ્છવા લાયક વસ્તુ છે. ધાવ્યા પછી બાળકને ટટાર ઉભું રાખવું જોઇએ. જેથી પેટમાંથી હવા નિકળી જાય. પછી એને પારણામા સુવરાવી શાન્ત રાખવું જોઇએ ધવરાવતાં અથવા ધાવ્યા પછી જો બાળક અસ્વસ્થ હોય તો એનું કારણ તરતજ ખોળી કાઢવાનો પ્રયત્ન કરવો જોઇએ.

બાળકને જો શીશીથી દૂધ પીવરાવવામાં આવતું હોય તો એમાં ખૂબ સાવચેતી રાખવી જોઇએ. બાળકના હાથમા શીશી ન આપતાં, મોટા માણસેજ તે વડે દૂધ પીવરાવવું. બધો વખત દૂધ આપ્યા કરે તેવીજ રીતે શીશી પકડવી જોઇએ. શીશીની ટોટી થોડા થોડા અંતરે બાળકના મોઢામાથી કાઢી લેઇ હવા નિકળી જવા દેવી જોઇએ અને બાળકને દીર્ઘ શ્વાસ લેતાં શિખવવું જોઇએ. જો બાળક પોતાની મેળે શીશીમાંથી દૂધ પી શકે તો પછી એને શીશી છોડાવી દેવી અને પ્યાલામાંથી દૂધ પીએ તેવો પ્રબંધ કરવો જોઇએ. ટોટીઓ સારા રબ્બરની બનાવેલી હોવી જોઇએ અને અંદર બહાર થઇ શકે એવી હોવી જોઇએ. કાણાં બહુ નાનાં તેમ બહુ મોટાં ન હોવાં જોઇએ.

આ શીશી જો વાપરવી જ પડે તો એને સ્વચ્છ કરવામાં ખૂબજ સાવચેતી રાખવી જોઇએ. દૂધ પાયા પછી તરતજ ઠંડા પાણીથી અને પછીથી ગરમ પાણીથી ટોટી અને શીશી બન્ને સાફ કરી નાખવાં જોઇએ. કેટલીક વખત સાબુનું પાણી લઇ તેનાથી બરોબર સાફ કરી પછી ઠંડા અને ગરમ પાણીથી બરાબર સાફ કરવી જોઇએ. ટોટી ઉપર વધારે ધ્યાન આપવું જોઇએ. જો શીશી બરાબર ન સાફ થાય તો કુચો અથવા બ્રશ રાખી સાફ કરવી જોઇએ. શીશી વાપર્યા પછી એને સાફ કરી, સહીસલામત જગ્યાએ ધૂળ વિગેરે ન ઉડે તેવી રીતે મુકી દેવી જોઇએ. ટોટી જો બરાબર કોરી કરી નાખવામાં આવે તો એ વધારે વખત ટકે છે.

શીશી બીજી રીતે પણ સાફ થઇ શકે છે. ખાલી શીશીને ઠંડા પાણીમાં મુકી પછી પાણી ઉકાળવું. પાણી ઉકળ્યા પછી ઓછામાં ઓછી પાંચ મીનીટ શીશી એમાં રાખી મુકવી જોઇએ. અને પછી ઠંડી પડયા પછી વપરાશમાં લેવી.

આ રીતે બાળઉછેરમાં અત્યંત કાળજી રાખવી જોઇએ અને એમ કરીએ તોજ આપણે આપણી ઉગતી પ્રજાને વધારે સુદ્દઢ, બળવાન અને વીર્યવાન બનાવી શકીએ. *

શંકરભાઇ.

* ( અંગ્રેજી ઉપરથી )

# " હું રહી ગયો ! "

હું લગભગ પાંચ વર્ષનો હતો તે વખતની મારી એક વિચિત્રતા મને આજે યાદ આવે છે. ટ્રેનમાં મુસાફરી કરતી વખતે ચાલતી ગાડીએ ગાડીના પેસાબખાનામાં પેસાબ કરવા હું કોઇ દિવસ જતોજ નહી. કોઇ સ્ટેશન આવે અને ગાડી ઉભી રહે ત્યારે જ હું સંડાસમાં જતો અને ભોગજોગે જો હું બહાર આવું તે પહેલાં ગાડી ઉપડે તો બીકથી હું એકદમ બારણું ખોલીને બહાર આવતો. મને એમ થતું કે " આ ગાડી તો ઉપડી અને હવે હું રહી જવાનો. " મારા વડીલોએ ગાડીની સાથે જ પેસાબખાનું પણ દોડે છે એટલે મારો રહી જવાનો સંભવ બીલકુલ નથી, આ સિદ્ધાંત મારી ઉપર ગમે તેટલો ઠસાવ્યો છતાં મારા ક્રમમાં એકાદ વર્ષ સુધી તો કશો ફેરફાર જ નહોતો થયો. હું હરવખતે મારા વડીલોની દલીલ બરાબર સમજતો; તે દલીલ હરવખત મારે ગળે પણ ઉતરતી. છતાંએ મને થતું " હવે હું રહી જવાનો ! "

સ્વતંત્ર શિક્ષણના સિદ્ધાન્તો જેને ગળે ઉતર્યા છે એવા સંસ્કારી માબાપોની સંખ્યા હિંદુસ્તાનમાં સદ્‌ભાગ્યે વધતી જાય છે. સ્વતંત્ર શિક્ષણના હિમાયતી માબાપો પોતાના બાળકોને સ્વતંત્ર શિક્ષણની સંસ્થાઓમાં મુકે છે ખરા. પણ તે સ્વતંત્ર શિક્ષણના પરિણામોના પરિપાકની રાહ જોવા જેટલી ધીરજ ઘણાજ ઓછા માબાપોમાં હોય છે. બધાને એમ જ થાય છે " હવે હું રહી જવાનો ! "

મોંટીસોરી બાળશાળાનો એવો સામાન્ય અનુભવ છે કે બાળમંદિરમાં ભણવા આવતા બાળકોને માબાપ ઘરે જુદી જ જાતની કેળવણી (!) આપે છે. બાળમંદિરમાં અદ્યતન શાસ્ત્રીય પદ્ધતિથી ઇંદ્રિય વિકાસ સધાય, અક્ષરજ્ઞાન અપાય, ગણિત શીખવાય. અને સાથે સાથે ઘરે માબાપ જૂની ઘરેડથી તેજ બાળકોને અક્ષરો ઘુંટાવે, ગણિતના પાઢા ગોખાવે અને બધી ભાત્ય રીતો અજમાવી તેના મગજમાં કહેવાતું જ્ઞાન ભરવાનો પ્રયત્ન કરે છે. આની પાછળની મનોવૃત્તિ મેં ઉપર આપેલી મારી ' રહી જવાની ' વૃત્તિ જેવી છે.

માણસ ગમે તેટલો સંસ્કારી કે સદભિરુચિવાળો હોય તો પણ આસપાસની પરિસ્થિતિ સાથેની સરખામણી કરીને જ પોતાનો માર્ગ નક્કી કરવાની તેની વૃત્તિ હંમેશા જાગૃત હોય છે. આ બાળશાળા બાળકને જે કેળવણી આપે છે. અથવા તો બાળશાળામાંથી બાળક જે કેળવણી મેળવે છે તે સંગીન છતાં અદષ્ટ છે. ચિરસ્થાયી છતાં સૂક્ષ્મ છે. દુનિયા કેળવણીનો આંક લેવા બેસે ત્યારે કોઈ પણ એક બાહ્ય ચિહ્ન માગે છે; સ્વીકારે છે. જેના કાન વીંધેલા તે હિંદુ; જેના કાન વિંધેલા નહી તે અહિંદુ, મુસલમાન. જેને ચોટલી હોય તે હિંદુ; જેને ચોટલી ન હોય તે મુસલમાન. આવી જાતની સ્થૂળ કસોટીઓમાં જેમ સમાજ માને છે તેમજ જેને ૪૦ સુધીની હાર મ્હોડે આવડે, લાંબા લાંબા ગુણાકાર યંત્રની માફક કરતાં આવડે, કાઠિયાવાડના બધા રાજ્યોની નામાવળિ મ્હોડે હોય, વનરાજ ચાવડા વિષેની ઇતિહાસના હલકાં પાઠ્યપુસ્તકોમાં લખેલી લીંટીઓ ગમે તેમ મ્હોડે આવડતી હોય—આવું બધું હોય ત્યારેજ

બાળક ભણ્યું છે યા તો ભણેલું છે એમ સમાજ માને છે. મોન્ટીસોરી બાળશાળામાં જતાં બાળકો આવાં પરિણામો બતાવી શકતાં નથી, કારણુ બાળશાળામાં જે તે જ્ઞાન આપવાને બદલે જ્ઞાન લેવાની શક્તિ ખીલે એવી યોજના હોય છે. તેથી આ બધાં ચિહ્નો બાળમંદિરમાંથી નીકળતા બાળક પાસે નથી દેખાતા. મા કે બાપ આગળ બાળમંદિરનું બાળક ઉભું રહે ત્યારે તેને આંક નથી આવડતા, ભૂગોળ નથી આવડતી, વાંચતા નથી આવડતું–એવા ' નથી આવડતું ' ની પરંપરાથી તે ચમકે છે. તેને થાય છે કે પાડોશીના છોકરાને આ બધું આવડે છે. મારાજ છોકરાને આમાંનું કશું આવડતું નથી. હું રહી ગયો !

આ ' હું રહી ગયો ' ની વૃત્તિ ભીપણુ છે; બીકણુ છે. ઘેટાવૃત્તિ છે. આવી વૃત્તિ રાખવાવાળા માબાપોમાં આત્મવિશ્વાસનો અભાવ છે, સત્યનિષ્ઠા ઓછી છે. દુનિયાના હજારો બાળકો ઉંધે રસ્તે જાય છે તેમાંથી પોતાનું બાળક બચ્યું અને સીધે રસ્તે જવા લાગ્યું એ માટે સાનંદ મગરૂર થવાને બદલે કાલ્પનિક ભયને લીધે માબાપ પોતાનો છોકરો ' રહી જશે ' એમ માનીને તેને દુનિયાના બીજા બાળકોના ટોળામાં ભેળવી દે છે. પરિણામે બાળકને નુકશાન થાય છે અને માબાપની અભિલાષા અતૃપ્ત રહે છે.

કેળવણી અને ગોખંપટ્ટી બે ભિન્ન વસ્તુઓ છે. ગોખંપટ્ટીનેજ મહત્ત્વ આપવું હોય તો પાંજરાનો પોપટ મહાપંડિત ગણાશે. ભૂગોળનાં નામો ગોખ્યા યા ૬૭ ની હાર અચૂક બોલી ગયો તેથી બાળકમાં શું ફેરફાર થયો ? એ કેળવાયેલો ગણાય ? ૧૦ વર્ષ સુધીનો સમય બાળકે બધું એકઠું કરવામાં, શક્તિઓ ખીલવવામાં ગાળવાનો છે. કુશલ સેનાપતિ યુદ્ધની શરૂઆત કરતાં પહેલાં પોતાની સેના અને દારૂગોળો એકઠો કરે છે. તેમજ કુશળ કેળવણીકાર ૧૦ વર્ષ સુધીમાં બાળકની બધી ઇંદ્રિયો શુદ્ધ અને સતેજ બનાવી તેની વૃત્તિઓને યોગ્ય દિશામાં વાળી, ૧૦ વર્ષ પછીના કાર્યને ઝીલવા માટે તૈયાર કરી રાખે છે. બીજી ભાષામાં કહેવું હોય તો આગળ જ્યાં જે મનુષ્યતામાં પ્રવેશવાનું છે તેની પ્રાથમિક તૈયારી ૧૦ વર્ષ સુધીમાંતે બાળકને કરવાની રહે છે.

દુનિયા દીવાની છે એમ કહે છે તેમાં શંકા નથી. જાણુતા છતાં ન જાણુવાની શક્તિ દુનિયામાં અજબ છે. મેં ઉપર બતાવેલા વિચારો આજકાલ કેવળ નવા તો નજ કહેવાય છતાં એ વિચારોને અમલમાં મૂકવા જેટલી હિંમત કયાંક કયાંક હોય તો. ખરી રીતે તો પોતે જેને સત્ય માને છે તે વસ્તુને આચરણમાં મૂકવાનો આગ્રહ દરેક વિચારક માબાપે રાખવો જોઇએ. આમ કરવાની અંદર પોતાનો બાળક દુનિયાથી પાછળ પડશે એવો ભય રાખવાની જરૂર નથી. હજારો છોકરાં તણાઇને પાણીમાં ડુબી જાય છે અને મારો એકલાનોજ છોકરો ડુબ્યા વગરનો રહી જાય છે. હાય, હાય શું થશે ? એવી જાતની ચિંતા વિચારી માબાપોને શોભતી નથી.

કેળવણીનું બેવડું ધોરણ બાળકને જેટલું નુકશાન કરે છે તેટલું નુકશાન ભાગ્યેજ બીજી વસ્તુ કરી શકે. બે પરસ્પર વિરોધી વસ્તુઓના અવલંબનથી બન્ને વસ્તુઓ પરસ્પર નાશકારક બને છે. બાળમંદિરની સ્વતંત્ર કેળવણી સાથે જૂની પ્રથાની ગોખંપટ્ટી મૂકવાથી બાળકની બુદ્ધિ બધિર થાય છે; ઇંદ્રિયો હતબલ બને છે. માટે એક વિચાર લીધો તેને બરાબર પકડી રાખવાની હિમ્મત માબાપોએ બનાવવી જોઇએ.

ગો. રા. કુલકર્ણી.




# પ્રશ્નોત્તરી.

૧ બાળક ઉપર માતાની છાપ વધારે પડે છે કે પિતાની?

બધો આધાર માબાપ પર છે. એમાંથી જે બાળકમાં વધારે રસ લેતું હોય, જેની પાસેથી બાળકના જીવનને પોષક તત્વો વધારે મળતાં હોય, જેણે બાળકના દિલની મૈત્રી વધારે સાધી હોય તેની છાપ બાળકપર વધારે પડે છે. કોઇ જગાએ માતાની તો કોઇ જગાએ પિતાની.

૨. આપણા બાળકને અન્યના બાળક પર ક્રોધ આવે અને તે તેને દોડીને મારવા જાય તો તેમ કરવા દેવું? ન કરવા દઇએ તો તેનું સ્વાતંત્ર્ય રોક્યું ગણાય નહિ?

અલબત્ત, બીજાને મારવા જનાર બાળકને રોકવુંજ જોઇએ. તેમાં તેનું સ્વાતંત્ર્ય નહિ પણ સતંત્રતાજ રોકી ગણાય. કોઇ વ્યક્તિ અસામાજીક થઇ સમાજમાં રહી ન શકે.

૩. કોઇને વિશે આપણે જૂદા જૂદા મતો ધરાવતા હોઇએ તો તે બાળક સાંભળે તેમ આપણે બોલવા કે નહિ?

૪. બીજા વિષેના આપણા હલકા અને સંકુચિત મતો ન બોલવા. પરન્તુ ઉદાર, નોખેલા અને સાચા મતો બોલવામાં હરકત નથી.

પ્ર. ૪. જો મા અને બાપ બાળકની હાજરીમાં સામસામે લડે તો બાળકને શો ફાયદો થાય? માબાપે પોતાનું જીવન ઉઘાડું રાખવું ન જોઇએ?

ઉ. હા લાભ થાય અને તે એકે બાળક લડવાની કળા શીખે. આવે પ્રસંગે માતપિતાઓ હલકી ગાળાગાળી કરતાં હોય તો તે પણ શીખે. આપણે બગીચો ખુલ્લો રાખીએ તો તેમાંથી સુગંધ આવે. ને પાયખાનું ખુલ્લું રાખીએ તો તેમાંથી દુર્ગંધ આવે. આનો વિવેક જાળવી માબાપે ઉઘાડું જીવન જીવવું.

પ્ર. ૫. બાળક આપણને મારે તો આપણે માર ખાઇને સહિષ્ણુતાનો પાઠ ન આપવો? અથવા શું કરવું?

ઉ. જરૂર. ગમે તે ઉમરે બાળક આપણને મારે તો આપણે આપણા પૂરતું સહિષ્ણુતો રહેવુંજ પડે, તેને સામેથી મારવું કે વઢવું નહિ. માત્ર સહનંજ કરી લેવું. પરન્તુ તુરતજ આપણે ચેતી જવું જોઇએ. શા માટે બાળક આપણને મારે છે તેની શોધ કરવી જોઇએ. આપણા જેવા કોઇ મારકણા વડીલ પાસેથી તે મારવાની કળા શીખ્યું હશે, અથવા આપણા નમાલા અને પોચાપણાને લીધે બાળક આપણા ઉપર ગુલામીનું રાજ ભોગવતા લાગતું હશે અથવા એવુંજ

કંઇ ગંભીર કારણ તે આપણને મારે છે તેની પાછળ હશે જેને માટે દઢ અને સંગીન ઉપાયો લેવા જોઇએ.

પ્ર. ૬ બાળકની કોઇ એક બાબતમાં એક મરજી હોય અને આપણી બીજી હોય પણ બન્નેની દૃષ્ટિ સાચી હોય તો શું કરવું ?

ઉ. તો બાળકને બાળકની મરજી પ્રમાણે કરવા દેવું ને આપણે આપણી મરજી પ્રમાણે કરવું.

પ્ર. ૭ શું બાળકે આપણા ધર્મના વિચારો ગ્રહણ કરવાજ જોઇએ ? અગર બાળક ધર્મના વિચાર વિનાજ રહેવું જોઇએ ?

ઉ. બાળક ધર્મના વિચારોની મીમાંસા સમજી શકતું નથી માટે ધર્મના વિચારો ગ્રહણ કરવા કે ન કરવા એવી સ્થિતિમાં તેને મૂકવુંજ નહિ. નાનામાં નાનું બાળક પણ આપણી પાસેથી ધાર્મિકતા ગ્રહણ કરી શકે છે. આપણા ચારિત્ર્યની છાપ તે સહજ રીતે લેજ છે. માટે આપણે આપણી ધાર્મિકતા અને ચારિત્ર્ય ઉજ્વલ રાખવાં. ધર્મના વિચાર વિના કોઇ મનુષ્ય રહી જવાનું નથી. યોગ્ય કાળે તે આવશેજ.

૮ બાળકને ખાસ ઉછેરવા માટે ખાસ જ્ઞાન ન લઇએ તો પણ બાળકો શું મોટાં થતાં નથી ? તેમાં શું બગડી જાય છે ? ખેતીનું જ્ઞાન લીધા વગર ખેતી કરવા નીકળીએ ને ખેતીમાંથી રૂપીયે પાઇ જેટલું યે નજ નીપજે તો તેમાં શું બગડી જાય ? બી નાખીએ ને વરસાદ આવે ને કંઇક તો ઉગશેજ ને કયાંક કયાંક તો દાણા બેસશેજ ને મૂઠી બે મૂઠી કણ તો નીકળશેજ. ખાંડી બે ખાંડી દાણા ન પાકયા તો તેમાં શું બગડી ગયું ?

૯ ઘરકામ અને ધંધા આડે બાળકને વીસારી મૂકવું પડે તો તેનો શો ઉપાય ?

ઉ. ઉત્પન્ન થઇ ચુકેલાં બાળકોને અનાથાશ્રમમાં મુકવાં ને બ્રહ્મચારી જીવન ગાળીને મન માને તેટલાં ઘરકામ અને કામધંધા કર્યાં કરવા. જ્યારે બાળકો સામે જોવાની ફુરસદ આવે ને ખાસ બાળક માટેની ઇચ્છા થાય ત્યારે સંસારજીવનમાં પ્રવેશ કરવો.

પ્ર ૧૦ છેક જન્મે ત્યારથીજ કુશળ શિક્ષણશાસ્ત્રીઓ બાળકો માટે છાત્રાલય જેવી સંસ્થાઓ કાઢે તો સારું નહિ ? તો માબાપોનો કેટલો બધો ભાર ઓછો થાય ?

ઉ. જો બાળઉછેરનો માબાપોને ભાર લાગતો હોય તો તો અનાથાશ્રમો સ્થાપવા પડે. તેને છાત્રાલય ન કહેવાય. કુશળ શિક્ષણશાસ્ત્રી તો માબાપને માબાપની ઉચ્ચ ભૂમિકા પરથી બેજવાબદાર પશુજીવનમાં નજ ઉતરવા દે.

પ્ર. ૧૧ બીજું તો ઠીક પણ બાળક ચોરી કરે કે જૂઠું બોલે ત્યારે તો તેને શિક્ષા કરવીજ જોઇએ ના ? એમ ન કરીએ તો એ કેમ સુધરે ?

ઉ. બીજું તો ઠીક પણ બાળક ચોરી કરે કે જુઠું બોલે ત્યારેજ ખાસ શિક્ષા ન કરાય. એમ કરીએ તો બાળક સુધરેજ કેમ ?

પ્ર. ૧૨ બાળક બીડી પીએ તો તેને થપાટ મારી ઠેકાણે ન લાવવો ? અગર શું તેને બીડી પીવા દેવી ?

ઉ. નહિજ. થપાટથી તે ઠેકાણે આવેજ નહિ. હા કદાચ થપાટ ખાધા પછી બીડી છાનામુના પીવાની હુશીયારી કેળવી લે. તેમજ તેને બીડી પીવા પણ ન દેવી બાળક નાનું હોય તો બીડી હાથમાંથી હળવેથી લઇને ફેંકી દેવી; ન પીવી એમ કહેવું. બીડી હાથ ન આવે તેમ કરવું.

પીનાર બાળક મોટું હોય તો તેનાથી થતું નુકશાન તેને સમજાવવું. ન માને તો

જ્યાં પરસ્પર વચ્ચે પ્રેમ હોય ત્યાં આખરે સત્યાગ્રહ કરવો.

પ્ર. ૧૩ માબાપો સરલતાથી બાળ શિક્ષણમાં રસ લેતા થાય તેનો શો ઉપાય બતાવો છો ?

ઉ. ઝડપ કરતી આંખ ઉઘાડે એવું કડક અંજન માબાપની આંખમાં આંજવું.

પ્ર. ૧૪ આપણે બાળકથી શોભીએ એ તમને પસંદ છે કે બાળક આપણાથી શોભે તે પસંદ છે ?

ઉ બે વચ્ચેજ પસંદગી કરવી પડે તો મારા બાળકથી હું શોભવાનું પસંદ કરૂં. પણ વધારે પસંદ કરવા જેવું તો દરેક પોતાનાથી શોભે તે છે.

પ્ર. ૧૫ સર્વ શ્રેષ્ઠ એવો કયો વારસો આપણે બાળકને આપીએ તો આપણું જીવતર કૃતાર્થ થાય ?

ઉ. તંદુરસ્ત શરીર સાથે તંદુરસ્ત મન.

પ્ર. ૧૬ બાળક મોટું થાય ત્યારે તેને સમાજમાં મુશ્કેલી ન પડે માટે તેને રડવા કુટવા વગેરેનું પહેલેથીજ શિક્ષણ આપવું ન જોઇએ ?

ઉ. સમાજમાં મુશ્કેલી ન પડે માટે રડવા કૂટવા જેવી નમાલી અને બાયલી કળા શીખવવા કરતાં મરી ફીટવાની કળાજ શીખવીએ. એ એકજ કળા હોય તો બધુંજ આવડે. રડવું કુટવું હોય તો તેમ કરતાં યે આવડે ને ન રડવું હોય તો સમાજની સામે થતાંએ આવડે.

પ્ર. ૧૭ મોટું બાળક નાના બાળકપર પોતાનો મત લાદતું હોય અને પોતાની મરજી પ્રમાણે કરાવતું હોય તો તેના વ્યક્તિ-સ્વાતંત્ર્ય વચ્ચે આપણાથી કેમ અવાય ?

ઉ. મોટા બાળકના સાચા વ્યક્તિસ્વાતંત્ર્યની આડે આપણે નજ આવીએ. પણ નાના બાળકને વ્યક્તિપારતંત્ર્યમાંથી જરૂર બચાવીએ. એકનું સ્વાતંત્ર્ય તે બીજાનું પારતંત્ર્ય ન જ હોઇ શકે.

પ્ર. ૧૮ બાળક બેઠું બેઠું ઘરની બારીઓના કાચ તોડે, પેપરવેટ તોડે તો શા માટે તેને ના પાડવી ? એ પોતાની જીજ્ઞાસા-વૃત્તિ તો તૃપ્ત નથી કરતું ?

ઉ. ખરી રીતે સાચા ઉદ્યોગને અભાવે બાળક આવા ધંધામાં પોતાની શક્તિ વેડફી નાખે છે. આ રોગ ભયંકર છે. ધારો કે બાળકને જીજ્ઞાસા છે તોપણ તે અસામાજીક રીતે તો તૃપ્ત નજ કરાય. આજે કેમ તૂટે તે જોવા માટે કાચ તોડનાર બાળક કાલે કદાચ અંદરની રચના જોવા માટે તમારૂં માથું ફોડે !

પ્ર. ૧૯ બાળકને ફોસલાવવાથી તે સીધું ચાલે છે તો તેને શા માટે તેમ ન ફોસલાવવું ?

ઉ. તેનો તેમ કરવાથી પ્રાણ હણાય છે માટે તે સીધું ચાલતું દેખાય છે કારણ કે તે પોતાનો પ્રાણ ખોઈ બેઠું હોય છે.

પ્ર. ૨૦ જૂના લોકો કહેતા કે 'બુધે છોરૂં છાના રહે.' તો એમને શું અક્કલ ન હતી ? તમેજ હમણા ડાહ્યા થઇ ગયા કે માર મારવામાં ભૂલ સમજો છો ?

ઉ. ના. જૂના લોકોને અકકલ ન હતી એમ નહિ. જૂના લોકોએ ત્યાં સુધી અનુભવ્યું 'બુધે છોરૂ છાના રહે ! તેમણે ડાહ્યા થઇને તેમ લખ્યું. તેનાથી આગળ વધીને અમે જોઇ શકીએ છીએ કે ' બુધે છોરૂ બંડ કરે ' અથવા ' બુધે છોરૂ માનહીન બને ': અમારો અનુભવ ડાહ્યાં થઇને અમારે પણ કહેવો જ જોઇએ ના.

પ્ર. ૨૧ બાળકને માટે કાયદો કરીએ કે સાચું જ બોલવું તો બાળક પછીથી શું કદી જૂઠું બોલશે ખરૂં ?

ઉ. કાયદો કરીએ કે બાળક કદી માંદુ ન જ

પડવું જોઇએ તો પછીથી બાળક કદી માંદુ પડશે ખરૂં કે?

પ્ર. ૨૨ ભાવે કે ન ભાવે પણ ગમ્મે તેવો ખોરાક બાળકે ખાતાં શીખવું ન જોઇએ? જો તે તેમ ખાતાં નહિ શીખે તો આગળ પર હેરાન નહિ થાય? પરાણે ખવરાવવાથી તેને શું નુકસાન જવાનું હતું?

ઉ. જોરજુલ્મીના યુગમા તમે કહો છો તે અક્ષરશઃ સત્ય છે. સ્વાતંત્ર્યના યુગના વિચારો ભિન્ન હોય.

પ્ર. ૨૩. આપણે પોતે પણ જો ઉપરીઓની ખુશામદ કરીએ છીએ ને ખુશામત તો ખુદાને પણ પ્યારી છે એમ કહેવાય છે તો શા માટે આપણે બાળકને ખુશામત કરતાં ન શીખવવું?

ઉ. આપણે આપણા જેવો આપણા ખુદાને બનાવીએ છીએ એ તો ઠીક. એમા ખુદાને કશી ખોટ જવાની નથી. પણ આપણે આપણા જેવાં આપણાં બાળકોને બનાવવાનો લોભ ન રાખીએ તો ઠીક. બીજા ખુશામતીયાંને આપણે હરામખોર કહીએ છીએ. માટે બાળકને તે હરામખોરીમાથી બચાવીએ.

પ્ર. ૨૪ છોકરાંઓ રમકડાંને ઘડીકમાં તોડી ફોડી નાંખે છે તો તેને શા માટે ઉંચી અભરાઇ પર મૂકી રાખી સાચવવાં નહિ?

ઉ. રમકડાંને અભરાઇ પર રાખી બાળકોને તે માટે વારંવાર 'ના' પાડવાની અને બાળકને વારંવાર માગવાની ઉપાધિમાંજ નાખવું હોય તો તેમ કરવું. નહી તો બાળકને રમકડું ભાંગવા દઇને આપણે સંતોષ માનવો કે છ આઠ આનામાં એટલી અક્કલ વેચાતી મળી કે આવાં રમકડા બાળકના કામન જ નથી.

પ્ર. ૨૫ બાળકો નાનપણથી નાટકો ચેટકો કરે, મોઢાં ચીતરે, ગાયનો ગાય એ તે કાંઇ સારૂં કહેવાય? એમ કરવાથી છોકરા બગડી ન જાય?

ઉ. હા, સારૂં કહેવાય. એમ ન કરવાથી છોકરા બગડી જાય. આપણે નાનપણમાં એવું ન કરવા પામ્યા માટે બગડી ગયાં ને માટેજ છોકરાઓની નિર્દોષ રમતોના નિર્દોષતા જોઇ શકતાં નથી કે તેમની કલાત્મક પ્રવૃત્તિની કિંમત આંકી શકતાં નથી.

તારાબેન.



# બાપાને ક્યારે મળવું.

લક્ષ્મીદાસ ડૉક્ટર હતા. ધીકતી પ્રેક્ટીસ હતી. એક ઘડીની પુરસદ ન હતી. સ્હવારે ઉઠે ત્યાં તો કોઇને કોઇ બોલાવવા આવ્યું જ હોય. તેને આજ કારણે બાળકો ઉઠે તે પહેલાં નાહી ધોઇ દૂધ પી તૈયાર થઇ જવું પડતું.

એકવાર સ્હવારે ઘરમાંથી બહાર નીકળ્યા પછી તેઓ બાર વાગે સાડાબાર વાગે માંડ માંડ આવતા. દરદીઓની તપાસ કરતાં કરતાં તે પોતાના ખાનગી દવાખાને દસ વાગે પહોંચતા. અને ત્યાં પહોંચતા ત્યારે દરદીઓ ક્યારના કંટાળતા બેઠા હોય.

દસથી બે અઢી કલાક ક્યાં જાય તેની લક્ષ્મીદાસને ખબર જ ન રહેતી. એટલું બધું કામ રહેતું.

બારવાગે સાડાબાર વાગે તેઓ ઘેર આવતા. તેમને માટે જમવાનું ખાસ ઉનું રાખવામાં આવતું. અગીયાર વાગે ઘરનાં બાળકોને બાળમંદિરે જવું પડતું.

બપોરે બે અઢી કલાક લક્ષ્મીદાસ વિશ્રાન્તિ લેતા. પણ ચાર વાગ્યા પછી તો તે ભાગ્યેજ ઘરમાં મળે. વળી પાછી દરદીઓની તપાસ કરવા આવવાની માગણી. વળી પાછું સાંજે પાંચ, થી ૬-૩૦ સુધી પોતાનું દવાખાનું.

લક્ષ્મીદાસ ટેકસબના-શોખીન હતા. દરદીને ભૂલે પણ ક્લબને ન ભૂલે, બ્રીજ અને બીલીયર્ડ તે કદી પણ પડવા ન દે. રમવામાં અને રમવામાં રોજ તો નવ વાગેજ પણ કોઇ કોઇ વાર તો દસ પણ થઇ જાય.

લક્ષ્મીદાસ ભાઇનો સાંજે જમવાનો વખત સૌથી છેલ્લો અને મોડો રહેતો. અત્યારે પણ રસોઇ ઢાંકી રાખવી પડતી. નાનાં છોકરાંને ઉંઘ આવતી હોય ને મોટાઓને ભૂખ લાગી હોય એટલે ઘરમાં રસોઇ તો વહેલી થઇ જતી.

આ પ્રમાણે લક્ષ્મીદાસ ભાઇનો કાર્યક્રમ હતો.

પણ લક્ષ્મીદાસભાઈ રવિવાર પાળતા. તે દિવસે સાંજે દવાખાનું બંધ રાખતા. તે સાંજે ક્લબમાં પણ ન જતા. પણ બાળકોને તથા કુટુમ્બને લઇ ઘણું ખરું ફરવા જતા. અથવા ઘરમાં કંઇ કંઇ જાતની ગમ્મતો રમતો ચલાવતા.

ઘરમાં સૌથી નાનો રસિક હતો લક્ષ્મીદાદાસને તે બહુ વહાલો હતો. લક્ષ્મીદાસ રાત્રે આવે ત્યારે તે સુતો હોય અને જાય ત્યારે પણ ઉંઘતો હોય એટલે લક્ષ્મીદાસ તેના પર હમેશા હાથ ફેરવે, તેને બચી લે, તેની કાલી ઘેલી વાતો તેની બા પાસેથી સાંભળી સંતોષ લે. બીજાં છોકરા નાના મોટાં તો કોઇ કોઇ સવારે વહેલાં ઉઠે, કોઇ કોઇ મોડા સુવે એટલે લક્ષ્મીદાસની સાથે વાત કરવાનું, ગમ્મત કરવાનું તેમને મળતું. લક્ષ્મીદાસ ખરેખરા આનંદી સ્વભાવના હતા. ઘરમાં આવતા ત્યારે તો દવાખાનું અને પ્રેક્ટીસ ભૂલી જતા.

રવિવારની સાંજ હતી. અગાસીમાં બેઠા બેઠાં સૌ ગમ્મત કરતા હતા. નાનો રસિક લક્ષ્મીદાસના ખોળામાં બેઠો હતો. તેને ત્રણ વર્ષ થયા હતા. તે ઘણો ચાલાક હતો-બહુ બોલકો હતો. મોન્ટીસોરી શાળામાં તેની મોટી બેન સાથે કજીઆ કરીને રોજ જતો ને ત્યાંના શિક્ષકોનો પણ પ્રિય થઇ પડયો હતો.

રમતાં રમતાં બાપાની દાઢીયે હાથ ફેરવી રસિકે લક્ષ્મીદાસને પૂછયું 'લલુભાઇ, તમે કોક કોક વારજ કેમ આવો છો ?'

તમે અમારા બાલમંદિરમાં સોમવારે રજા હોય છે તે દિ સવારથી આવતા હો તો કેવી મજા પડે ? તો તો આખો દિ ગમ્મત થાય.

લક્ષ્મીદાસ—લે ગાંડા હું તો રોજ અંહીજ છું. અંહીજ રહું છું.

રસિક—ના, ના ખોટી વાત. ખોટું બોલો છો. તો તો હું તમને ભાળું ના.

લક્ષ્મીદાસ—એ તો તું રોજ સૂતો હોય છે તે પહેલાં મારે બહાર જવું પડે છે.

રસિક—એટલું બધું વહેલું ?

લ૦ હાસ્તો. દરદીઓને વહેલા તપાસવા જવું પડે છે.

ર૦ ઠીક પણ તમે અંહી રહેતા હો તો પાછા કયારે આવો છો ?

લ૦ બપોરે જમવા આવું છું પણ તે વખતે તમે બધા નિશાળે ગયા હો છો.

રસિકે બા તરફ જોઇ પૂછયું 'હેં બા, સાચી વાત.' બા કંઇ બોલી નહિ.

રસિક કહે એતો કોણ જાણે. એક વાર બાલમંદિરમાં નહિ જાઉં એટલે ખબર પડશે.

લ૦ પણ સોમવારે તારે રજા હોયજ છે ના. તે દિવસે હું બપોરે ઘેરજ હોઉં છું ના.

ર૦ મારે હવે જોવું જોશે. ગયા સોમવારે અમે સ્હવારથી સાંજ સુધી આથીને ત્યાં ગયા હતા. તે પહેલાના સોમવારે અમારે બાલમંદિર હતું.

વચ્ચે બાએ કહ્યું: તે પહેલાના બે સોમવારે તો તમારેજ બહારગામ જવાનું બન્યું'તું. ખરૂં. લગભગ દોઢ બે માસથી તો સોમવારે બપોરે તમે કોઈ ભેગા થયાજ નથી.

લક્ષ્મીદાસે ભવાં ચડાવી ડોકું ધૂણાવ્યું.

રસિક કહે પણ રાતેય તમે નથી દેખાતા. કાકા, મોટાભાઇ, મોટીબેન બધાય અમે સાથે જમીએ છીએ પણ તમે નથી હોતા.

બાએ જરા કટાક્ષમાં કહ્યું: એ તો રાતે રોજ કલબમાં જાય છે. તમે ઉંઘી જાઓ છો ત્યારે આવે છે. કોઇ વાર તો બહુ મોડા આવે છે.

બાને કલબ નો'તી ગમતી. આખો દિવસ પ્રેકટીસ માટે બહાર રહેવું પડે તે તો ઠીક પણ મોડી રાત સુધી પાછું કલબમાં રહે તે તેને સારૂં નહોતું લાગતું. બાએ આ પ્રસંગે લાગ જોઇ આટલો કટાક્ષ કર્યો.

પણ લક્ષ્મીદાસને માટે આટલો કટાક્ષ પણ બસ હતો. અગર તેટલાની પણ તેને જરૂર ન હતી. રસિકે પહેલો પ્રશ્ન પૂછયો ત્યારથીજ તેણે અંતરમાં વિચાર કરવા માંડયો હતો. તેની આંખ આગળ તેનું આખા દિવસનું કાર્ય તર્યું. એક વાત તેને સ્પષ્ટ દેખાણી. જે બાળકો માટે પોતે આખો દિ કમાયા કરે છે તેને પૂરાં મળાતું પણ નથી! રસિક સૂતો હોય ત્યારે બહાર જવાનું અને ઉંઘતો હોય ત્યારે ઘેર આવવાનું. એ સ્થિતિ કેવી શોચનીય અને ભયંકર. આમાં કયાં હું એના આનંદી બોલનો લ્હાવો લઇ શકું? કયાંય હું એના ઉછળતા બાળજીવનમાં આનંદ અને રસ ભરી શકું. પોતાના પ્રિય ફરજંદની સાથે રમવાં ખેલવા અને તેની સાથે આનંદ અનુભવવાનો લ્હાવો હું હાથે કરીનેજ છોડી દઉં છું.

રસિકે ફરી વાર બાપાની દાઢીએ હાથ ફેરવી કહ્યું: બાપુ કેમ બોલતા નથી. ચાલો

એક ગમ્મત કરી હસાવો. પાછા તમે તો કેટલાયે દિવસે દેખાશો.

રસિકના બોલે લાગેલું તીર લક્ષ્મીદાસની છાતીમાં વધારે ઉંડું ઉતર્યું ને અંતરને બહુ ભેદી નાખ્યું.

લક્ષ્મીદાસે કહ્યું: ત્યારે હું રોજ સાંજે આવું ને રોજ આપણે ગમ્મત કરીએ તો? રસિકના ગાલ લાલ થઈ ગયા. તેણે ગળે કોટી કરી કહ્યું: તો હું તમને રોજ રોજ એક એક ટીકડી આપું.

સૌ હસી પડયાં. લાગણીથી ઘેરાએલું વાતાવરણ જરા હળવું પડયું.

લક્ષ્મીદાસે કહ્યું—જો ' રસિક હવેથી હું કલબમાં નહી જાઉં અને દવાખાનેથી સીધો ઘેરજ આવીશ. અને આપણે સૌ સાંજે ફરવા જઇશું. પછી છે કાંઇ ? રસિકને સારૂં લાગ્યું. રસિકની બાને તો મનમાં હાશ થયું.

તે દિવસથીજ લલુભાઇએ કલબમાં જવું બંધ કર્યું. એટલું નહી પણ પ્રેકટીસને બહુ વિશાળ કરવાનું માંડી વાળી કંઇક ઘરમાં રહેવું. બાળ બચ્ચાં સાથે આનંદ લેવો એ તરફ જવાનું શરૂ કર્યું.

ગિ.

## ચણાનો લોટ.

" ચંપા કાકી થોડોક ચણાનો લોટ આપોને, મારી બા મંગાવે છે. "

" તે ચણાનો લોટ તો કાલેજ થઇ રહ્યો. ને દળવા આપ્યા છે તે આવ્યા નથી. "

" પણ કાલે તો મેં તપેલીમાં ભાળ્યો'તો કાકી. "

" તે કાલનો લોટ પડયો રહેતો હશે. ઘર છે તે કાંઇ જોતો હશે કે નહી ? "

" પણ થોડોક જ હોય તો જુઓને કાકી. જરાક કઢીમાં નાખવો છે. "

" કીધું નહિ બાપુ, થઇ રહ્યો છે. નીકર મારે શું કામ ખોટું બોલવું પડે ને ના પાડવી પડે. "

રાધા લોટ વિના પાછી ગઇ. જીવીએ બાને પૂછયું 'હેં બા લોટ તો માટલીમાં છે ને ના કેમ પાડી ? તું બા ભૂલી ગઇ'તી ?

' અરે ભૂલે શું ? એમ વારે વારે લોટ આપે પાર કયાં આવે ! ચંપાકાકીને તો રોજ માગવાના હેવા પડયા. '

" પણ બા તું તો કહેતી હતી કે હું ખોટું નથી બોલતી. "

તે ખોટું ન બોલે ત્યારે સાચું બોલે ? સાચું બોલીએ તો તો ઘર ખાલી થઇ જાયના ?

જીવી થંભી ગઇ !

તેનું પ્રમાણીક મન વ્યવહાર નીતિનો આ મહાન પાઠ એકાએક ગળે ઉતારી ન શક્યું

ગિ.

# ગોવિંદ કાકા.

ગોવિંદકાકા બહુ કડક હતા. ઘરમાં એક માજી, મોટાભાઇ ગોવિંદલાલ, મોટાભાઇના નાનાભાઇ, મોટાભાઇના પત્ની મણી અને વલ્લભ, નટુ અને વાસન્તી આટલા જણાં રહેતાં હતાં. ગોવિંદલાલ છોકરાના કાકા થાય એટલે સૌ તેને ગોવિંદકાકા કહેતા.

નાનપણથીજ કાકાનો સ્વભાવ તીખો હતો. નાનો દીકરો એટલે માજીએ ખૂબ લાડ લડાવેલા. લાડમાં ને લાડમાં તે ભણવું ભૂલ્યા. લાડમાં ને લાડમાં તે લાંગરા થઈ ગએલાં. માજીનું પણ પુરું પાધરું ન માને. ને મણીભાભીને તો ઘડીએ ને પહોરે ખસીયાણાં પાડે ને ભાગતાં ભોં ભારે કરાવે.

ઘરમાં છોકરાં ન હતાં ત્યાં સુધી તો ગોવિંદકાકાનો સ્વભાવ જાણે કે સૌ સાંખી લેતા. મોટાભાઇ બહુ ગરવા હતા તેથી એના મોઢાંમાંથી કદિ કવેણ નીકળ્યો નહિ. મણીભાભી તો જાણે સહન કરવામાં એક્કા ને માજીના મનમાં તો ગોવિંદનો એક વાંક ન વસે.

પણ ઘરમાં છોકરાં થયાં ને ગોવિંદકાકા તેને ડનરે, ખીજવે, હેરાન કરે, રમવા ન દે. એ જોઇને તો મણીભાભી મનમાં મનમાં આખાંયે બળી મરે ને મોટાભાઇને પણ થાય કે આ સારૂં નહિ. કોઇવાર માજી એના પર છેડાઇ પડે. પણ તે છેડાઇ પડે એટલુંજ. લાડકવાયા છોકરાને નહી મરાય ને મારવા જાય તો સામે થાય

ગોવિંદકાકા જો કે છોકરાને રંજાડતાં છતાં તે મૂરખ હતા. તે છોકરાને પીડા કરી બેસતા પણ તે ક્રૂર ન હતા. પણ તે એવા અલગારી હતા કે છોકરાં તેનાથી ત્રાહી ત્રાહી પોકારતા અથવા મોટા હતા છતાં તે છોકરાની સાથે લડી પડતા, વાદ વદતા. ટુંકમાં. ઘણીવાર બાળક સાથે બાળકજ બનીજતા.

મણીભાભી તેને જ્યારે તે ઠેકાણે હોય ત્યારે કહેતા: જુઓ ગોવિંદભાઇ, છોકરાને છેડીએ નહિ. બિચારાને રમવા દઇએ. એના રમકડાં વીંખીએ નહિ, એની ચોપડીઓ ફેંદીએ નહિ. પણ ગોવિંદકાકાને મન તો જાણે પત્થર પર પાણી. મોટાભાઇ તો એને સાચવી લે. એને બનતાં સુધી બતાવે નહિ. પણ છોકરાને તે કનડે એટલે તે બાબતમાં શું કરવું તેનો વિચાર કરે. વખતે કંઇક કહે અને વૃદ્ધ માજીને દુઃખ લાગે તો.

ચોમાસું આવ્યું ને ફળીયામાં એક આંબો ઉગ્યો. છોકરાંએ તેને પોતાનો કર્યો ને ફરતો ક્યારો કર્યો. આંબાએ નીચે ચાર ને ચાર ઉપર આઠ પાન કાઢયાં. ત્યાં એકવાર બકરૂં પેસી ગયું અને આંબાના ત્રણ ચાર પાન ખાઇ ગયું. ત્યારથી સૌ છોકરાંએ બાને બાપુ ને સૌને કહ્યું ' ભાઇ જે જાય આવે તે ફળીયાની ખડકી બંધ કરતું જાય. આગળીયો ખેંચતું જ જાય. '

મણી ભાભી અને મોટાભાઇને તો-આગળીયો ખેંચીને જવા આવવાની ટેવજ હતી. માજી તો કોકવાર જ બહાર જાય પણ એ તો રહ્યું જૂનું માણસ. એ બારણું બંધ કર્યા

વિના બહાર પગ મૂકેજ નહિ. પણ ગોવિંદ કાકાને ગગનમાં ગાજે. તે તો ઉલટા છોકરાને ખીજવવા લાગ્યા. ' યાદ રાખો એકવાર આખોય આંબો બકરાં આગળ ખવરાવી દઉં. ને એમ નહિ તો તમે સૂઇ જાઓ ત્યારે મૂળમાંથીજ ખેંચી નાખું. '

છોકરાનાં કાળજાં ફડકી ઉઠે. મણીભાભીને થાય કે આ ગોવિંદકાકાથી તો જૂદા રહેવું સારૂં. મોટાભાઇને પણ આવી વાત સાંભળે ત્યારે એક વાર તો માજીને કહી નોખા થવાની વાત કાઢવી પણ વળી થાય કે એનો પંડ બેઠો છે ત્યાં સુધી કયાં બાપનું ઘર ભાંગી નાંખવું ને ડોશીના જીવને પીડા દેવી.

બિચારાં મણીભાભી, મોટાભાઇ ને બાળકો સહન કર્યાં કરે.

ગોવિંદકાકો બારણું બંધ કરીને જાય જ નહિ. એટલે આ હડી કાઢીને ઘરની બહાર રઝળવા. પાછળથી માજી કે મણીભાભી જે હોય તે બારણું બંધ કરી દે. ને જ્યારથી એકવાર આંબાના પાંદડાં બકરૂં ખાઇ ગયું ત્યારથી તો મણીભાભી ને છોકરાં હોય ત્યારે છોકરાં બારણું વાસવાની કાળજી રાખ્યાં જ કરે.

એકવાર છોકરાં નિશાળે ગએલાં. મણીભાભી રસોડામાં અબોટ કરતાં હતાં ને ભાઇસાબ બારણું ભટકાવી બહાર ચાલ્યા ગયા. માજી દાંતે બજર દેતાં હતાં. એને એમ કે આ ઘડીએ મોં ધોઇ બારણું વાસું છું. મણીભાભીને એમ કે આ જરાકવાર લાગશે એટલામાં બહાર જઈ બારણું વાસી દઇશ.

પણ એટલામાં તો બકરૂં આવ્યું , ને આંબાના બધાંય પાન ખાઇ ગયું. માજી હટ હટ કરે ને ઉભા થઇને કાઢે ત્યાં તો આંબો હતો નહતો. ત્યાં તો મણીભાભી દોડતાં આવ્યાં પણ આંબો તો ખલાસ હતો.

મણીભાભી અને માજી બન્નેની આંખમાંથી આંસુ ખરી પડ્યાં. ' બાપડાં છોકરાંનો માંડ ઉછરેલો આંબો ને ખરેખર એ આંબો છોકરાંને બહુ વહાલો હતો. તેઓએ હેત કરીને ઉછેરેલો હતો. તેઓ તેને રોજ પાણી પાતા. કયારામાંથી કચરો કાઢી નાખતા. અને રોજને રોજ નવા પાંદડાં ગણતાં. ત્યાં બેસીને સવાર સાંજ પોતાના પાઠ કરતાં.

ઘેર બાળકો આવ્યાં ને ફળીયામાં પગ દીધો કે તુરતજ આંબાની જગા પર આંખો ગઈ. પણ ત્યાં આંબો નહી. ત્રણે બાળકો હાંકાબાકા બની ગયાં. કોઇ કાંઇ બોલ્યું નહિ: મૂંગા મૂંગા કયારા પાસે ત્રણે ગયાં ને તેમની આંખમાંથી આંસુ ખરી પડ્યાં.

ત્યાં બા આવી. તેની આંખ પણ ભીની હતી. માજીએ છોકરાંને માથે હાથ ફેરવી ઘરડી આંખ લૂતાં લૂતાં કહ્યું ' ઇ તારા કાકાના કામ છે. આજથી ઇ મારા ઘરમાં નહિ. '

ત્યાં મોટાભાઇ કોરટમાંથી આવ્યા ને બધી વાતની ખબર પડી. તે મુંગા મુંગા પોતાની બેઠકમાં ગયા ને શું કરવું ને શું કહેવું તેનો વિચાર કરવા લાગ્યા. હજી બધાં કયારા પાસે બેઠાં હતાં ત્યાંજ ગોવિંદ કાકો બારણું ભટકાવતો આવ્યો. પણ તે અરધે રસ્તેજ થંભી ગયો.

ડોશીએ ધ્રૂજતા સ્વરે અને ધ્રૂજતો હાથ લંબાઇ કહ્યું ' મારા ઘરમાં જ નહી તું. ગોવલા આજથી તું ઘર બહાર. આ બાપડાનો આંબો ખવરાવી દીધો. નોતું કીધું કે આગળીયો વાસીને જ જજે. '

કોણ જાણે કેમ પણ આજે ગોવલાના ઘરણ મરી ગયા હતાં. તે સામો થઇ ન શકયો. ઉદ્ધતાઇ પણ ન કરી શકયો. તે શરમાઇ ગયો. તેને મર્મનો ઘા લાગી ચૂકયો હતો. તે બાળકોનું, માનું, અને મણીભાભી તથા મોટાભાઇનું ગંભીર અને શોકમય મોઢું

જોઇને પાછો જ પછી ગયો હતો...તેનાથી પણ રડી જવાયું ને તે બોલી ઉઠયોઃ—

"હવેથી હું બારણું બંધ કરીશ. હવેથી હું ડાહ્યો થઇશ." તે સાંજથી સ્હવાર સુધી કોઇ કોઇની સાથે જાણે કે બોલ્યું જ નહિ. રાતે મણીભાભીએ ખીચડી કરી હતી તે થોડી થોડી ખાઇને સૂતાં.

પણ સ્હવારે છોકરાં ઉઠીને જુએ છે ત્યાં તો આંબાની જગાએ આંબો છે. ગોવિંદ કાકો કોકના વાડામાંથી એક કાઢી આવ્યો હતો. રાત આખી તેને ઉંઘ નહોતી આવી.

છોકરાં હરખાઇ ગયાં. ગોવિંદ કાકાએ વાડ બનાવી આપી. ને સૌ તેની ફરતાં પાઠ કરવા બેઠાં. તે દિવસ તો ગોવિંદ કાકો પણ ત્યાંજ બેસી રહ્યો. મણીભાભી અને મોટાભાઇના આનંદની તો વાતજ શી ને માજી દાને બજર દેતાં આવ્યાં ને કીધું 'જો ગોવલા, આંબો તો લઇ આવ્યો પણ પાછો બારણું ઉઘાડું મૂકસો નહિ ?

ગોવો કહે 'હવે હોય માડી'?

આ એક એવો બનાવ બન્યો કે તે દિવસથી ગોવિંદ કાકો ડાહ્યો ડમરો થઇ ગયો.

હવેથી તે રોજ છોકરાં સાથે હેતપ્રીતથી રમે છે. મણીભાભી સાથે મીઠી વાતો કરે છે. માજીનું કહ્યું પણ માને છે ને મોટાભાઇએ એને કચેરીમાં આઠ રૂપીયામાં નોકર રખાવ્યો છે ત્યાં પણ સારૂં કામ કરે છે.

માજી, ભાભી, ગોવો, મોટાભાઇ ને છોકરાં સૌ આખું કુટુમ્બ રોજ મજા કરે છે.

ગિજુભાઇ.

## અથાણું.

જા, રસીલા ફઇબાને ત્યાંથી અથાણું લઇ આવ જોઇએ.

રસીલા ફઇબાને ત્યાં ગઇ. ફઇબાએ હોંશથી આવકાર આપ્યોઃ અથાણાની એક પછી એક બધી બરણીઓ ઉઘાડી ને સારૂં સારૂં અથાણું આપ્યુંઃ

રસીલા અથાણું લઇને ઘેર આવી. રસીલાએ, એની બાએ ને સૌએ અથાણું ખાંત કરીને ખાધું.

બપોરે બાની બેનપણી આવી. રસીલાની બા વાતો કરતા હતાં. છે ને ફઇનો જીવ. અથાણું મગાવ્યું તો આપ્યું ભુંડું ભુખ જેવું. હશે ગયા વરસનું. ને આપ્યું એટલુંઃ છે એનો કાંઇ જીવ !

* * *

ત્રણ દિવસ પાડોશમાંથી રમાબેનની દીકરી હંસા રસીલાને ત્યાં અથાણું લેવા આવી. બાએ વધારામાં રસીલાને એક કોરે બોલાવીને કહ્યુંઃ જો એ તો રોજ ને રોજ લેવા આવે છે. એમ દઇએ તો પાર કયાં આવે. કાઢી આપ પેલી બરણીમાંથી ગયા વરસનું ઘણું છે તે અથાણું. ને એ તો લઇને આવી છે મોટું છાલીયું; થોડુંક ભરી દેજે.

બપોરે રસીલાની બાની બેનપણી આવી. રસીલા કે'તી હતી. બા, અમારે તો અથાણું આપી આપીને જ ખુટી જાય. આડોશી પાડોશી સૌ માગવા આવે. ને નાયે કાંઇ પડાય છે. ને થોડું યે કાંઇ અપાય છે ? ને છે તે ઘરમાં તો જેવું તેવું હોય તે ખવાય પણ બહાર તો સારૂં જ દેવું જોવેના.

* * *

રસીલા તો મનમાં ને મનમા સમસમી ગઇ. રસીલાને આજે બાએ કેવું હલકાઇનું શિક્ષણ આપ્યું !

ગિ૦

# બાળકો ! તમારે ભીમસેન બનવુ છે ?

લેખકઃ ડૉ. અમૃતલાલ હ. પટેલ, ડી. પી. એચ.
હેલ્થ ઓફીસર, સુરત.

ડૉકટર સાહેબનો આ લેખ બાળકો માટે અત્યંત ઉપયોગી છે. પરંતુ માબાપોને પણ એમાંની સૂચનાઓ કામ લાગશે. માબાપો આ લેખ જરૂર પોતાના બાળકોને વાંચી સંભળાવે. **તંત્રી.**

વ્હાલા બાળકો ! તમારા માનીતા લેખક રાજેશ્રી ગીજુભાઇએ મને તમારે વાચવા માટે એક લેખ લખી મોકલવાનું નોતરૂં દીધું છે. રમત ગમતની અને આનંદ ઉપજાવે તેવી વાર્તાઓ તો તમે 'ગુણસુંદરી'ના આ અંકમાં ઘણીએ વાંચશો પણ તે વાતોથી કાંઇ તમે ભીમસેન બની નહિ શકો. મારે તો તમને મોટા, જાડા, મજબુત અને શૂરવીર કેમ બનવું તે બતાવવાનો વિચાર છે. તમે ઘાઘરા જેવો ચોરણો પહેરેલો પઠાણ કદાપિ જોયો છે ? તે કેટલો મોટો જાડો અને મજબુત દેખાય છે ? તમે રેલગાડીમા આખી બેઠક પર નિરાંતે પથારી કરીને પઠાણને સુનેલો કોઇક વખત જોયો હશે. તેની બેઠક પર કોઈ બેસવાની હિમત પણ નથી કરતું. પોતડી અને પાઘડી પહેરેલા બીજા ઉતારૂઓ લપાઇને ગાડીમાં ઉભા રહેશે પરંતુ પેલા પઠાણ ભાઇને તો ઉઠાડવાની વાતજ નહિ કરે; ( અને વધારામાં બધા એમ બોલીને મન વાળશે કે "સાળો જંગલી છે, બાળોને એનું નામ, એવા જડને તે કોણ બોલાવે " ) પરંતુ આ આખી વાતમાં રેલના ઉતારૂઓ પઠાણના બાહુબળથી ડરે છે. આનું કારણ શું ? કારણ એ કે પઠાણ મજબુત છે ને બીજાં નમાલાં ને નબળા છે. પેલા બધા પઠાણ જેમ મજબુત બને તો પઠાણ બધાને જગ્યા કરી આપશે ને માન આપશે. હા, એ ખરૂં કે બળની સાથે જ્ઞાન અને વિવેક હોય તોજ તમે સારાં લાગશો. પઠાણોનો રાજા અમાનુલ્લા તે જાતે પઠાણ છે, તેનું ચિત્ર તમે જુઓ તો તમને તેનો ચ્હેરો બહુ ગમશે. તે ભણેલો ગણેલો અને સાથે સાથે પહેલવાન જેવો મજબુત છે.

વ્હાલા બાળકો ! તમે બાળ રામાયણ અને બાળ મહાભારત કદાચ વાંચ્યા હશે. તેમાંથી તમને સૌથી વધારે કોણ કોણ ગમ્યાં ? હું ધારૂં છું કે તમે બધા એકે અવાજે બોલી ઉઠશો કે ભીમસેન અને હનુમાન તમારા પ્રિય ભીમસેનનો ટીખળી સ્વભાવ તમને બહુજ પસંદ પડતો હશે. કુંતા માતા એક દાતણ માંગે ત્યારે બાવળનું આખું ઝાડ મૂળીયા સહિત ઉખેડીને ભીમસેન કુંતા માતા પાસે લાવે તે સાંભળીને તમને હસવું આવ્યું હશે. હિમાલય પહાડમાંથી સંજીવન બુટ્ટી લાવવાનું હનુમાનજીને કહ્યું ત્યારે આ વાનરરાજ લંકાથી કુદકો મારીને હિમાલય તો પહોંચ્યા પરંતુ સંજીવન બુટ્ટીના ઝાડની ઓળખ ભુલી ગયા એટલે તેમણે

હિમાલય પહાડમાંથી એક ડુંગરોજ તેના ઝાડવા સાથે ઉપાડી ખાંધે લીધો અને કુદકો મારી લંકા પહોંચ્યા. આ વાત સાંભળીને પણ તમને હસવું આવ્યું હશે. તમને પણ કદાચ એમ થયું હશે કે તમે પણ ભીમ અથવા હનુમાન જેવા મજબુત હો તો કેવું સારૂં ?

તમારામાનાં ઘણાં બાળકો માંદા જેવા અને બાયકાંગલા કેમ છે તેનો તમે કદી વિચાર કર્યો છે ? તમારા મહોલ્લાના છોકરાઓ જ્યારે બધા સાથે રમે છે ત્યારે તેમાંના સૌથી વધારે બાળવાન છોકરાનું તમારે કહ્યું માનવું પડે છે અને તેનાથી બધા ડરો છો તે વાત ખરી કે નહિ ? " બળીયાના બે ભાગ " એ કહેવત તમે સાંભળી છે ?

આ બધી વાતો ઉપરથી તમને એમ નથી લાગતું કે પોતેજ બળવાન્ બનીએ એટલે બીજા બળીયાથી ડરતા મટીએ.

પણ બળવાન થવું શી રીતે ? શરીર માટી ચોપડવાથી કાંઇ જાડા થવાય છે ? આંક શીખવા માટે જેમ દેશી હિસાબની ચોપડી આવે છે તેમ બળવાન થવાનું શિખવા માટે કોઇ ખાસ ચોપડી નથી આવતી. બળવાન થવું હોય તો તે તમારા હાથની વાત છે. બળવાન થવાના મુખ્ય ત્રણ ઇલાજ છે. અંગ કસરત, નિયમિત જીવન અને સાદો પણ પુષ્ટિકારક ખોરાક.

મુંબઇમાં રહેનાર પેલા મશહુર પહેલવાન પ્રોફેસર શાહનો આઠ વર્ષનો નાનો છોકરો લોખંડની સાંકળ તોડી શકે છે તે વાત તમે સાંભળી છે ? આઠ વર્ષના બાળકમાં આટલું બળ ક્યાંથી આવ્યું તેની તમને ખબર છે ? તે બાળકના આટલા મોટા શરીરબળના કારણો, અંગ કસરત, નિયમિત જીવન અને સાદો અને પુષ્ટિકારક ખોરાક છે.

અંગકસરત કોને કહે છે તે તમો જાણો છો ? સવારમાં વ્હેલા ઉઠી ઠંડા પાણીએ નાહીં જુદી જુદી જાતના કસરતના દાવ કરવા તેને અંગકસરત કહે છે. આવી કસરત ખુલ્લી હવામાં કરવી જોઇએ. ઉઠબેસ, દંડ, દોડવું, કમાન કરવી, મુગદળ ફેરવવા આ બધી કસરતો વગર ખર્ચે થઇ શકે છે અને તેનાથી શરીર મજબુત થાય છે. શરીરના સ્નાયુ (માંસના લોચા) સખત અને મજબુત થાયછે આવી કસરત કર્યા પછી તમારે દુધ પીવું જોઇએ. દુધ ન મળે તો કાંઇ પીવું નહિ પરંતુ ચ્હા તો પીવીજ નહિ. કસરત સાંજે પણ કરવી જોઇએ. બપોરે તડકામાં કસરત કરવી નહિ અને જમ્યા પછી પણ કરવી નહીં.

નિયમિત જીવન તે શું તમે કહી શકશો ? ગમે ત્યારે ખાવું, ગમે ત્યારે સુવું અને ગમે ત્યારે ઉઠવું તે અનિયમિત જીવન કહેવાય. દુનિયામાં કોઈ વસ્તુ નિયમ વગર ઉન્નતિને પામતી નથી. કુદરત પણ નિયમિતતાથી જ કામ કરે છે. કુદરત જો અનિયમિત થઇ જાય તો આપણને કેટલી બધી તકલીફ પડે ? સુરજ જો બાર કલાક દેખાવાને બદલે સામટો ચોવીસે કલાક દેખાય તો તમને ઉંઘવામાં કેટલી અડચણ પડે ? અને વળી જો કદાચ બાર કલાક નહી દેખાવાને બદલે સામટો ચોવીસ કલાક ન દેખાય તો તમે શું કરો ? આવીજ રીતે કુદરતની જેમ તમારે પણ નિયમિત સુવું જોઇએ અને નિયમિત ઉઠવું જોઇએ. વળી તમારી ઇચ્છાઓને તમારે અંકુશમાં રાખવી જોઇએ. રમત પણ નિયમપૂર્વક અમુક વખત માટેજ કરવી જોઇએ. અભ્યાસના કલાક નિયમિત રીતે વાંચનમાં ગાળવા જોઇએ. આમ તમે કરો તો તમારી તંદુરસ્તી સુધરે, તમે મજબુત અને પહેલવાન થઈ શકો.

સાદો અને પુષ્ટિકારક ખોરાક કયો તે તમે જાણો છો ? દરરોજ લાડવા ખાવા કે

બજારમાંથી મોંઘી મીઠાઇ વેચાતી લઇને ખાવી તે નુકસાનકારક છે. જીભને ભાવે તે બધી ચીજો હંમેશાં ફાયદાકારક નથી. તમારામાંના કેટલાકને ગળી વસ્તુઓ બહુ ખાવી ગમતી હશે. તમારામાંના કેટલાક તો દુધમાં સાકર ન મળે માટે કંકાસ કરીને તે પોતાની મા પાસેથી પરાણે સાકર લેતા હશે. પૈસો મળે તોજ નિશાળે જઇશ એવું કહેનારા પણ ઘણા હશે. નિશાળે વેચાતું લાલાનું તીખું તમતું ભેળ તમને બહુ ભાવતું હશે પરંતુ તમને ખબર છે કે તમને દુબળા પાતળા અને કમજોર બનાવવામાં લાલાનું ભેળ અને બજારની મીઠાઇઓ કેટલી બધી જોખમભરી છે ? બજારની મીઠાઇઓ ઉપર અસંખ્ય માખીઓ બેઠેલી હોય છે અને તે મીઠાઇ બહુ નુકશાન કરે છે. તેનાથી તમને ઝાડા અને બદહજમી થાય છે તે યાદ રાખજો. લાલાના ભેળથી તમને ખાંસી અને ફેફસાની બિમારીઓ થાય છે અને તેની અંદર અતિશય મરચાં અને આમલી આવવાથી તમારી હોજરી ખરાબ થઇ જાય છે. તમારામાંથી ચ્હા કેટલા બધા પીતા હશે ? નાના બાળકોને તો ચ્હા ઝેર સમાન છે તે તમે જાણો છો ? ચ્હા પીવાથી હોજરી કમજોર થઇ જાય છે, તે ખાધેલું પચાવી શકતી નથી અને તેને લીધે તમારૂં લોહી પાણી જેવું થઇ જાય છે. તમે કેટલાક ગરીબ માબાપના બાળકો હશો અને કદાચ તમારા માબાપ તમને દુધ આપવાને શક્તિમાન ન હોય તો તમે દુધ પણ નહિ પીતા હો પરંતુ ચ્હાતો પીશો જ નહિ. મને ખબર છે કે તમારામાંના કેટલાકના માતાપિતાઓએ તમને પોતાના અજ્ઞાનને લીધે બચપણથીજ ચ્હા પીવાની ટેવ પાડી હશે અને તમને જો દરરોજ ચ્હા ન મળે તો તમે કજીયા કરતા હશો. પરંતુ હું તમને ખાત્રી આપું છું કે ચ્હા પીવાથી તમને ફાયદો તો નથીજ પણ વધારામાં નુકશાન જ છે. માટે તમારા માબાપ તમને ચ્હા આપતા હોય તો તે પીવાની ના પાડશો અને તેને બદલે તમે બીજું કાંઇક સાદું, સસ્તું અને પુષ્ટિકારક ખાવાનું માંગશો. ગોળપાપડી, ગોળમાં બનાવેલા ચણા કે તલની ચીકી, મમરા, દુધ અને દુધ નહિ તો દુધપાણીમાં સાકર નાંખી લીલી ચ્હા અને ફુદીનો નાંખી બનાવેલો ઉકાળો પીશો પણ ચ્હાતો પીશોજ નહિ. તાજાં પાકેલાં ફળ તમે ખુબ ખાજો. કાચાં ફળ બિલકુલ ખાશો નહિ. મરચાં અને ખટાશ અને વધારે પ્રમાણમાં તેલ તે પણ તમને બહુ નુકશાન કરે છે.

છેવટમાં યાદ રાખશો કે ઉપર બતાવ્યા પ્રમાણે જો તમે અંગકસરત, નિયમિત જીવન અને સાદો અને પુષ્ટિકારક ખોરાક આ ત્રણ વસ્તુનું સેવન કરશો તો તમે ભીમસેન જેવા બનશો.

---

ચાલો આપણે ઘર ઘર રમશું ?

પણ બા કોણ થશે ? બાના જમડોળા કાઢતા આવડશે ? ખૂબ ખીજાવું પડશે.

ને બાપા કોણ થશે ? ખોટાં ખોટાં માંદા પડતાં આવડવું જોશે. દાક્તર આવે ત્યારે ઉંહ ઉંહ કરતાં કોને આવડશે ?




મોટી સભા ભરાણી હતીઃ દરેકે દરેક જ્ઞાતિના સ્ત્રીઓ અને પુરુષો હાજર હતા. તમામ ધંધાદારીઓ પણ હાજર હતા. મુત્સદ્દીઓ, શિક્ષકો, લેખકો અને રાજકારણી પુરુષો પણ હાજર હતા.

સભાનું કામકાજ ત્રણ દિવસથી ચાલતું હતું. ભાષણો અને ચર્ચાઓ થઇ ચૂકયાં હતાં. આજે માત્ર ઠરાવોજ બાકી હતા.

પ્રમુખ પધાર્યા ને એક પછી એક બધા ઠરાવો તેમણે પ્રમુખસ્થાનેથી મૂકયા ને સર્વાનુમતે પસાર થયા. આ ઠરાવો નીચે પ્રમાણે હતા.

### ઠરાવ ૧ લો:

બાળક આપણા દેશનું, આપણી પ્રજાનું, અને આપણું પરમ ધન છે. બાળક આપણો સાચો વારસો છે. બાળક ઉપર આપણો બધો ભવિષ્ય કાળ અવલંબેલો છે માટે આપણા જીવનની પ્રવૃતિઓમા સૌથી પહેલી અને અગત્યની પ્રવૃત્તિ તરીકે બાળઉછેર અને બાળશિક્ષણની પ્રવૃત્તિને ગણવામા આવે છે.

### ઠરાવ ૨ જો:

એમ માલૂમ પડ્યું છે કે માર મારવાથી બાળકના શરીરને દુઃખ થાય છે, તેથી તેની બુદ્ધિ વધતી નથી, તેની સ્મરણશક્તિ તેજ થતી નથી, તેની નીતિ બળવાન થતી નથી. પણ ઉલટું માર ખાવાથી બાળક મૂંડું અથવા હિચકારું બને છે, માર ખાઇને તે રીઢું થવાથી ઢોર જેવું નીભરું બને છે, માર ખાવાથી તે બીજાને મારતાં શીખે છે અને મોટાંઓ ઉઠીને નાનાંને, નિર્બળને અણસમજુને બીજી રીતે રસ્તાપર લાવવાને બદલે મારવા ઉઠે છે એ શરમભરેલું ને નબળાઇભરેલું લાગે છે માટે હવે પછીથી કોઇપણ સ્વમાની માણસ બાળકને મારશે નહિં. દરેક માણસ પોતાના ઘરમાંથી શિક્ષાનો બહિષ્કાર કરશેઃ દરેક શાળા શિક્ષાને હાંકી કાઢશે.

### ઠરાવ ૩ જો:

વળી એમ પણ જોવામાં આવ્યું છે કે ઇનામ આપવાથી બાળક લાલચુ અને અભિમાની બને છે અથવા જ્યારે ઇનામ નથી મળતું ત્યારે અદેખું અને આળસુ બને છે, તેમજ ઇનામથી ઘડીભરનો ખોટો ઉત્સાહ ચડે છે અર્થાત્ ઇનામ એક જાતનો માદક, ઉત્તેજક પદાર્થ ગણી તેનો સર્વથા સર્વત્ર બહિષ્કાર કરવો જોઇએ. આખી પ્રજામાંથી કોઇ પણ જાતના ઇનામો દેવાની કોઇ પણ રીતિને સ્વીકારવામાં આવતી નથી.

### ઠરાવ ૪ થો:

એમ ઠરાવવામાં આવે છે કે દરેક ઘરમાં બાળક વિશે નીચેની બાબતો પર નોંધ રાખવામાં આવશે. અને દર માસે તે 'બાળ વિકાસ સમિતિ' તરફ મોકલી આપવામાં આવશેઃ

૧ બાળકનું માસિક વજન.
૨ બાળકની છમાસિક ઉંચાઇ.
૩ બાળકની દર માસમાં આવેલી માંદગી, પ્રકારો અને ઉપચારો.
૪ બાળકે બોલવાની શરૂઆત કયારે કરી.
૫ બાળક ચાલતાં કયારે શીખ્યું ?
૬ બાળક કેટલા માસ સુધી ધાવ્યું ?
૭ બાળકને કોણ ધવરાવે છે ?
૮ બાળકની માની તબીયત કેવી છે ?
૯ બાળક દીઠ કેટલો ખાસ ખર્ચ થાય છે.
૧૦ બાળક ગુજરી ગયું હોય તો તેની ખબર.

ઠરાવ ૫ મો:

એમ ઠરાવવામાં આવે છે કે દરેક કમાનો માણસ પોતાની કમાણીનો ૧/૨૦ ભાગ બાળહિતને માટે જુદો કાઢશે અને ' બાળવિકાસ બૅંક 'માં જમા કરાવશે. આ નાણું પ્રજાના બાળકો માટે બાળ—સાર્વજનિક કામમાં વપરાશે.

ઠરાવ ૬ ઠ્ઠો:

' બાળવિકાસ સમિતિ ' જે પત્ર માબાપોએ અવશ્ય વાંચવું જોઇએ એમ ઠરાવે તે દરેક માણસે વાંચવું જ પડશે.

ઠરાવ ૭ મો:

' બાળવિકાસ સમિતિ 'એ નીચેના કાર્યો કરવા એમ ઠરાવવામાં આવે છે:

૧ દર માસે બાળ મરણ અને જન્મ સંખ્યા મેળવી પ્રગટ કરવી.
૨ તેનાં કારણો શોધી જાહેર કરવાં.
૩ દર માસે માબાપો તરફથી આવેલા આંકડાઓમાંથી અગત્યની હકીકત તારવીને પ્રજા પાસે મૂકવી.
૪ વારંવાર માબાપોને વ્યાખ્યાનો આપવા, સિનેમા, મેજીકલેન્ટર્ન વગેરેની મદદથી તેમને બાળજીવન વિકાસમાં રસ લેતા કરવા.

વગેરે વગેરે જે જે કામોથી બાળશિક્ષણને સહાય્ય મળે તે બધું કરવું.

ઠરાવ ૮ મો:

એવું ઠરાવવામાં આવે છે કે ભવિષ્યના બાળકોના હિતની ખાતર ચાલુ વાતાવરણમાં નીચે પ્રમાણે તાત્કાલિક સુધારા કરવા.

૧ કોઇએ નકામો ઘોંઘાટ કરવો નહિ.
૨ ઘરમાં કે બહાર કોઈ પણ પ્રકારની ગંદકી ન જોઇએ.
૩ બાળકની હાજરીમાં કોઇપણ ગલીચ વાત ન થાય.
૪ બાળકની હાજરીમાં જૂની જંગલી ટેવોનું પ્રદર્શન ન થાય.
૫ બાળકની હાજરીમાં લોકરૂઢીની બીમી અને કજીયાળી વાતો ન થાય.
૬ બાળકની હાજરીમાં હલકાઇ ને ટીંગાઇ ન થાય.
૭ બાળકની ખાતર ઉપરની બધી ઉણપોમાંથી મુક્ત થવા સૌ પ્રયત્ન કરે.

ઠરાવ ૯ મો:

આ સભા ઠરાવે છે કે બાળક નાનું છે જ્યાં તે પણ માણસ છે માટે તેને ઘરમાં અને બહાર નાના શરીરના સઘળાં હક્કો છેજ. અને તે મળવા જોઇએ. તેને માટે ઘરમાં એસાયદી જગા જોઇએ, તેને માટે રેલગાડીમાં સુખથી બેસી શકે તેવી જગાઓ જોઇએ. તેને માટે તેના વિકાસ અને સુખને માટેના સાધનોની ખાસ જુદી દુકાનો જોઇએ. તેમને માટેના બાગો, સંગ્રહસ્થાનો, પુસ્તકાલયો,

ક્રીડાંગણો વગેરે સ્વતંત્ર, અલાયદા ને વ્યવસ્થિત જોઇએ.

**ઠરાવ ૧૦ મો:**

એમ ઠરાવવામાં આવે છે કે દરેક માણસે પોતાની આવડત અને શક્તિનો અમુક ભાગ બાળજીવન વિકાસ અર્થે આપવો જોઇશેઃ આ કામ તેણે વિનામૂલ્યે પ્રજા સેવા અર્થે કરવું જોઇશે. દાખલા તરીકે લેખકે બાળ પુસ્તકો મફત લખવા જોઇશે; છાપવાવાળાએ મફત છાપવા જોઇશે; કડીયા, સુતાર, લુહાર, વગેરે કારીગરોએ બાળમંદિરો, બાળપુસ્તકાલયો, બાળનાટકશાળાઓ વગેરે વિનામૂલ્યે કરી આપવા પડશે. એવીજ રીતે દરેકે દરેક માણસ પોતાની સેવા બાળસાર્વજનિક કાર્યમાં વિના મૂલ્યે આપશે.

**ઠરાવ ૧૧ મો:**

દરેકે દરેક ગામ, અને શહેરમાં બાળકો માટેની નીચેની જગાઓ ગામના રહીશોએ વહેલી તકે તૈયાર કરવી જોઇશે. મોટા શહેરોમાં લત્તે લત્તે તેવી સ્થિતિ ઉભી કરવી પડશે.

૧ બાળ વાચનાલય.
૨ બાળ કસરતશાળા.
૩ બાળ નાટકશાળા
૪ બાળ સંગ્રહસ્થાન.
૫ બાળ કલામંદિર.
૬ બાળ આરોગ્યશાળા ( Clinic )
૭ બાળકો માટેની ખાસ દરજીની દુકાન.

**ઠરાવ ૧૨ મો:**

દરેકે દરેક માબાપને માથે ફરજ રહેશે કે તેણે પોતાનાં ત્રણ વર્ષની ઉપરના બાળકને દર વર્ષે ૧૦૦ માઇલ જેટલો પ્રવાસ કરાવ્યો જ છે: ' બાળસાર્વજનિક પ્રવાસ સમિતિ ' ને માથે માબાપોને આ બાબતમાં તમામ રીતે દોરવાની ફરજ મૂકવામાં આવે છે.

**ઠરાવ ૧૩ મો:**

એક પણ બાળક હવેથી શહેરમાં રખડશે નહિ. એક પણ બાળક બજારમાંથી પાઇ પૈસાની છૂટક ચીજો લઇ ખાશે નહિ. એક પણ બાળક જ્યાં ત્યાં હગવા કે પેશાબ કરવા બેસશે નહિ: આ બાબતમાં માબાપનીજ જવાબદારી રહેશે અને માબાપજ તકસીરવાર ગણાશે.

ગિજુભાઇ.

---

એ છોકરાઓ શું કરે છો ?
માસ્તર માસ્તર રમીએ છીએ ?
તે એમ રમાતું હશે ?
તું તો એને વઢે છે ને ધમકાવે છે.
તે માસ્તર અમને એમ જ કરે છે તો.



# રાધાબાઈનો વિવેક

રાધાબેન દર્શન કરીને પાછાં આવતાં હતાં. મનમાં વિચાર કરતાં હતાં. પેટમાં ભૂખ તો લાગી છે હજી રાંધવું પડશે. અત્યારે ક્યાં રાંધું ? ને બા તો ગામ ગઇ છે એટલે એકલીનું કરવું પડશે. ચાલને જીવકોરને ત્યાં થઇને જતી જાઉં. જમવાનો વખત હશે ને આગ્રહ કરશે તો બેસી જઇશ.

'ચાલો રાધા બેન અમારી સાથે જમશો કે ?'

'ના, ના, તમે જમો.'

'પણ જમવાનો વખત થયો છે તે બેસી જાઓ.!

'ના, ના, મને ઉકવાજ દો. મારે ઝટ જઇને રાંધવું છે. હું તો દર્શને ગઇ હતી.'

'ત્યારે તો બેસીજ જાઓ. અત્યારે મોડાં ક્યાં રાંધશો કારવશો ?'

'મોડું તો થયું જ છે. પણ બા, ગામ ગયાં છે તે એકલી જ છું એટલે રાંધીશ.

'ઓહો ત્યારે તો બેસીજ જાઓ. તમારે એકલાં માટે ક્યાં મહેનત કરવી. ચાલો ઉઠો જોઇએ.'

'એકલાનું તો ઠીક. એ તો એક દિની મહેનત બચે પણ મને એટલી બધી ભૂખે નથી લાગી.'

'તે ભાવે એટલું ખાઓ. તમે પાટલે બેસો તો ખરાં. લલી પાટલો નાખ જોઇએ ?'

'એ રહેવા દે પાટલો નાખવો. મને અત્યારમાં નહી ફાવે ! કાંઇ બહુ મોડું નથી થયું.'

'અરે, આ અત્યાર છે ? ૧૧॥ તો થયા છે, નાખ નાખ, લલીતા પાટલો નાખ જોઇએ.'

'શું તમે આગ્રહ કરો છો !'

'શું તમે આગ્રહ કરાવો છો !'

'આગ્રહ નથી કરાવતી. મારે ખાવું હોય તો મને કહેતાં ક્યાં નથી આવડતું. આ તો ઘરજ છે ને !'

'ત્યારે તો બેસી જાઓ. લ્યો હવે આપણે મોડું થાય છે'

'તમે બેસી જાઓને. મને હજી ભૂખ નથી લાગી.

'થોડુંક ખાઓ. કહો આમાંથી તમને ગમે તે ખાઓ.'

'થોડુંક શાક આપો. ચાલો એ ચાખીએ. તમારે હાથે એ સારૂં થાય છે.'

'વાહ, શાક તો સુંદર થયું છેઃ મારે હાથે આવું કેમે કરીને થતું જ નથી."

"ત્યારે જરા વધારે તો."

"જરાકજ વધારે નાખો."

"આ ઢોકળાનું એકજ બટકું ચાખો શાક સાથે સારૂં લાગશે."

"લાગે છે તો બહુ મીઠું. ઢોકળાંને ખટાસ સરસ ચઢી છે. આજે શું કાંઇ છેક આટલું બધું બનાવ્યું છે."

"હવે જરા મુરબ્બા સાથે ઢોકળાને ચાખો."

"પણ મારૂં પેટ દુઃખે છે. ને એમાં વળી ઢોકળું છે. ઢોકળાં તો મને બહુ ન સદે. લાગે તો મીઠાં"

"તો રહેવા દ્યો. આ જરાક મોહનથાળ લ્યો'

"ના એમ તો ઢોકળું ભાવે છે તે ખાધાનું જરા મન થાય છે. એક બટકું ખાઉં તો પેટમાં દુઃખશે ?"

"અરે એ તો તમારો વ્હેમ છે. ખાઓ."

"મારે આવાં ઢોકળાં કરતાં શીખવું જોશે. શીખવશોના. '

"હોવે, પણ હવે જરાક મોહનથાળ ચાખો."

'અરે જરાક જરાક કરતાં તો ..પણ જરાક કકડો મૂકજો. '

'કોણે કર્યો આ મોહનથાળ ?'

'તમને ભાવ્યો ખરું ? એક જરાક, વધારે નહી, જરાક લ્યો. '

'જો જો વધારે ન પડે. હજી પેટતો ફાલનું ભરેલું છે ને ભૂખ બરાબર નથી લાગી."

'એ પણ આ પૂરી તો રહી ગઇ.'

'હવે પૂરી નહિ, હવે બહુ થશે. '

'હવે ચાખો તો ખરા. આ રૂખીએ કરી છે. એમાં કંઇક નવીનતા છે!'

'નવીનતા હોય તો લાવો ત્યારે. જોઇએ રૂખીબાઇએ શું કર્યું છે ?'

'અરે રૂખી, આતો પૂરી નહી ચાખી હોત તો રહી જવાતઃ આતો એકને બદલે બે ખાઇ જવાય."

'ત્યારે આ એક બીજી લ્યો."

'પણ હવે નજ ચાલે.'

'ન શું ચાલે. એક પૂરી કઇ વિસાતમાં.'

'પણ મારે તો ખાવુંજ ન હતું.'

'તે આ કયા ખાધું કહેવાય. આ તો ચખણી' એ રૂખી, પેલા ઘુઘરા રહી ગયા. જરાક ચાખવા જોશે. ઘુઘરા ને બરફી લાવ તો ?"

'તમે તે કાંઇ છો. તમને આ બધું આવડે છે શી રીતે ? અમે તો બધું બજારમાંથી મંગાવીએ."

"અરે રૂખી, પાસેજ મઠો પડ્યો છે ને ચખાડતી નથી ? આ શેવ તો મૂકીજ નહિ."

"એ, હવે રહેવા દ્યો. હજી મારે રાંધવું છે."

"અરે આ તો ચખણી છે. જરા જરા ખાધું એમાં શું ?"

"શેવ ને મઠો સારાં લાગે છે. તમારો મઠો છે કાંઇ!"

"થોડોક વધારે લ્યો"

"થોડોક હં ને જરાક શેવ"

"લ્યો હવે વધારે નહિ પીરસીએ. આટલો ભાત ને ઓસામણ લ્યો."

"ભાત તો ઠીક પણ ઓસામણ તો લાવો."

"ભાત સાથે જરા દહીં લ્યો.".

"હેં એ ઠીક પડશે પણ જરાક હં. મારું પેટ બરાબર નથી. બે દિવસથી ભૂખ કયાં લાગે છે."

"ચાલો ત્યારે હવે છેલ્લે છાશ છે. ભાવે તો થોડીક લ્યોને ન ભાવે તો કાંઇ નહિ. એનો આગ્રહ નહિ. '

'તે છાશ તો મને બહુજ ભાવે છે. જરાક મીઠું ધાણાજીરૂ નાખોને. મને એવી ભાવે છે."

રાધાબાઇ હાથ મોં ધોઇ સોપારી ખાઇને ગયાં.

ગિ.



# બાળવાચન

આજે બાલસાહિત્ય સારા પ્રમાણમાં બહાર પડવા માંડયું છે. ગઇ કાલે આપણે બાળકોને જેટલાં પુસ્તકો અપાવી દેતાં હતાં તેના કરતાં ઘણા વધારે પુસ્તકો આપણે તેને અપાવી દઇએ છીએ. આપણે તે ખર્ચ વ્યાજબી એટલુંજ નહિ પણ ઉપયોગી ગણ્યો છે. બાળકો પણ હોંસે હોંસે એક પછી એક પુસ્તકો વાંચ્યે જાય છે ને જ્ઞાન અને આનંદ લૂંટે છે. કેવા સુંદર દિવસો આવ્યા!

પણ આપણે બાળકોને પુસ્તકો માત્ર અપાવી દઇને છૂટી શકીએ નહિ. પૈસા ખર્ચવાનું કામ સહેલું છે. પૈસાનો યોગ્ય વ્યય કર્યો છે કે નહિ તેની કાળજી ન રાખવાથી ખર્ચેલ પૈસા પાણીમાં જાય છે એટલુંજ નહિ પણ નુકસાન કરે છે. પૈસાને ખર્ચ્યા પછી તેને ઉગાડવાનું કામ અઘરું છે.

માટે જે બાલસાહિત્ય આપણે બાળકોને અપાવી દઇએ તે આપણે પોતેજ પહેલાં તો વાંચી જઇએ. 'જોઇ જઇએ' એમ પણ નહિ 'વાંચી જઇએ.' બાળકો વાંચવા અધીરા બન્યાં છે. વાચનકાર્ય સ્વતઃ આનંદદાયક છે, પણ કેવું વાચન તેમના હાથમાં આવે છે, આવવું જોઇએ તે આપણે જોવું જોઇશે. વાચન આનંદ આપીને વાંચનાર પર તેની સારી નરસી છાપ પાડવા સમર્થ છે. એટલા માટે ઘરમાં જેમ કોને આવવા દેવો ન દેવો એ બાબતમાં ઘરના અમુક નિયમો હોય છે તેમ કેવું વાચન બાળકના હાથમાં મૂકવું ન મૂકવું એ બાબતમાં પણ જાગૃતિ જોઇએ. અને તેથી આપણે બાળકોના હાથમાં બાલસાહિત્ય મુકતાં પહેલાં જાતે જોઇ જવું જોઇએ.

હજી તો ગુજરાતમાં બાલસાહિત્ય શરુઆત માત્ર કરે છે. અને ખરાબ બાલસાહિત્ય બહાર પડવાની કદાચ ઘણી વાર છે. અને જાગૃતિ રહે તો તેવું સાહિત્ય કદિ બહાર પડશેજ નહિ; છતાં આપણી જવાબદારી તો પહેલેથીજ ઉભી છે અને તે આપણે કદી નજ ભૂલીએ. ઘરમાં આવતું દરેકે દરેક પુસ્તક આપણે વાંચી જવું જોઇએ.

આમ કરવાથી આપણે બાલસાહિત્યની કદર કરતાં શીખીશું. બાલસાહિત્યને વસાવવાથી બાળકોને તથા સાહિત્યકર્તાઓને વાચન અને ધનના લાભ થાય. પણ સાહિત્યની કદર થતી જાય તો સારૂં સાહિત્ય આગળ વધે ને મોળું સાહિત્ય પાછું પડે. આજે જ્યારે બાળસાહિત્યની રૂચી વધીછે ત્યારે જૂદી જૂદી દૃષ્ટિએ બાલસાહિત્ય બહાર પડવા લાગે તો તેને ટકવા ન ટકવાનો ઠરાવ આપણે માબાપો તેની યોગ્ય કદર કરીને કરી શકીએ છીએ.

આપણે પોતે જ્યારે બાલસાહિત્ય વાંચીશું ત્યારે આપણને એક બીજો લાભ થશે: બાળકો માટે લખનારાઓ બાળકોને સામે રાખીને લખે છે, તેમણે લખવું જોઇએ એ ખરી વાત; પરન્તુ બાળકો માટે ક્રમસર

લખનાર ગમે તેવા લેખક પણ સાચો ક્રમ આપી શકે નહિ. પ્રત્યેક બાળકની કક્ષા બીજાથી જૂદી છે અને તેથી અંદાજ કહી શકાય કે અમુકથી અમુક ઉમ્મર વચ્ચે આ ચોપડીઓ આપવા જેવી; પરન્તુ એની વધારે ઝીણવટ તો આપણે માબાપોજ વિચારી શકીએ, આપણે બાળકો વચ્ચે રહીએ છીએ, તેમની શક્તિ જાણીએ છીએ, અને તેથી જો આપણે પોતે જ પુસ્તકો વાંચીએ તો આપણને ખબર પડશે કે કયું પુસ્તક પ્રથમ ધરવા જેવું છે અને કયું નથી. આપણાં પોતાનાં બાળકો પુરતો વાંચનનો ક્રમ આપણે જાણી શકીએ છીએ અને તે પ્રમાણે આપણે તેને પુસ્તકો આપીએ તો વધારે લાભ થાય.

વળી આપણે પોતે આજના બાલસાહિત્યને એટલા માટે વાંચીએ કે આપણે જ્ઞાનસમૃદ્ધ થઇએ. એ તો બાલસાહિત્ય છે એમ કહી એને બાળકો માટે બાજુએ ન મૂકવું. આપણી બધાની સાહિત્યરસિકતા અને સમજણ કયાં છે તે આપણે જાણતા નથી. અને ઘણાએ હજી બાલસાહિત્ય વાંચીને બાળકો સાથે પોતાને પણ લાભ આપી શકે છે. આપણે મોટા થયા એટલે મોટાં ન સમજાય તેવાં પુસ્તકો લઇને બેસવાને બંધાયા નથી. આપણને સમજાય, જ્ઞાન સાથે ગમ્મત આપે એવાં પુસ્તકો આપણે ખસૂસ વાંચવા જોઇએ, અને બાલસાહિત્ય એક એવું વાંચન છે.

બાલસાહિત્ય વાંચ્યા પછી તમે બાલ સાહિત્યના સર્જકો પાસેથી ખૂટતી બાબતો માગી શકશો. બાલસાહિત્ય માત્ર એકજ દિશામાં દોડયું જતું હશે તો તમે બાળકોના હિત ખાતર તે તરફ સાહિત્યકોનું ધ્યાન ખેંચી શકશો. બાળકોને માત્ર શું ગમી જાય છે તેજ એક કસોટી લઇ સાહિત્ય રચવાની પ્રવૃત્તિ સાચી છે કે ખોટી છે તે ઉપર આપણે વિચાર કરવો જોઇશે. તેમ ખાસ સાહિત્ય માત્ર ડાહ્યું ઉપદેશભર્યું અને બાળકોને ઝટ ચારિત્ર્ય અને નીતિમાં ઘડી નાખે તેવું નીકળે તેજ તે બાળકોને આપવું અને બીજું નહિ તેનો પણ વિચાર કરવાનું હાથ ધરવું પડશે.

બાળસાહિત્ય આપણે વાંચીને કહી શકીશું કે જીવન-ઉપયોગી સાહિત્યની જે જે દિશાઓ હોઇ શકે તે તે બધી દિશામાં બાળસાહિત્ય જઇ શકયું છે કે નહિ. સાહિત્યનું કામ માત્ર મનરંજન નથી તેમ બાળસાહિત્યનું કામ પણ તેવું નથી. જે સાહિત્ય પ્રેમળ મા જેમ આનંદ સાથે શરીર મનથી વધવાનું પોષણ આપે તે સાહિત્ય અને તેજ બાળસાહિત્ય. જો આપણે સાહિત્યની દૃષ્ટિએ બાળસાહિત્યને વાંચીને તેવી કસોટી નહિ કાઢીએ તો બાલસાહિત્યને નુકસાન થશે; બાળકોને નુકસાન થશે ને સાહિત્ય સમસ્તને નુકસાન થશે.

સાહિત્ય સમસ્તને નુકસાન એટલા માટે થશે કે બાળસાહિત્ય અને સાહિત્ય બે જૂદી ચીજો નથી. બાળસાહિત્ય એ સાહિત્યનો પાયો છે અગર ખરૂં કહીએ તો સાહિત્ય પોતેજ છે. પાયા ઉપર ઇમારત છે એમ બાલસાહિત્ય ઉપર સાહિત્ય છે. આજે બાલસાહિત્ય હલકામાં હલકું લખો અને વંચાવો એટલે આવતી કાલે ઉચ્ચ સાહિત્ય ભયંકરમાં ભયંકર થશે. આજનું બાલ સાહિત્ય જેટલું સ્વચ્છ, પ્રાણવાન્, વિવિધ, અને સર્વગ્રાહી થશે તેટલું આવતી કાલનું સાહિત્ય થશે. માટે આપણે બાલ સાહિત્યની કસોટી કાઢયા જ કરીએ.

પણ આપણે વેદીયા ન થઇએ. બાલકોને નિર્દોષ એવા બધી જાતના સાહિત્યની જરૂર છે. એકલાં ઘી ગોળ પોષણ નથી આપતાં તેમ અમુક જાતનું જ એકલું સાહિત્ય પૂરૂં પોષણ નહિ આપે. માટે સંકુચિત દૃષ્ટિએ આપણી કસોટી ન થાય. 'ધર્મનીતિ જોઇએ.

નીતિ જોઇએ ' એમ કદી બાલસાહિત્ય-પ્રદેશ ટુંકો ન ઇચ્છવો. ગપ્પાથી માંડી જ્ઞાન સુધીના, વિનોદથી માંડી ગંભીરતા સુધીના, જીવનના જાતજાતના પ્રદેશોનું બાલસાહિત્ય આપણે માગવું અને તે બાળકોને આપવું.

આપણે આજની ઘડીએ બહુ ચીકણા તો ન થઇએ. થોડુંએક અધરૂંપધરૂં, થોડુંએક ભાષાની ભૂલોવાળું, થોડુંએક જરાતરા વિચારની ખામીવાળું બાલસાહિત્ય જવા દઇએ. અત્યારે ઉછરતું બાલસાહિત્ય ઉત્સાહથી વધાવી લઇએ. માગણી બહુ સખ્ત ન કરીએ. પણ ખામીઓ આપણે જાતેજ સુધારીને બાળકોને સામાન્ય ભૂલોમાંથી બચાવી શકીએ. અને તેથી પણ આપણે બાલસાહિત્ય વાંચતા રહેવાની જરૂર છે.

બાળસાહિત્ય ખરીદયા પછી અંહી પણ ન અટકાય. આપણે પણ બાળકો સાથે બાળસાહિત્યનો આનંદ લઇએ. આપણે એની સાથે વાંચીએ. બધું બાળસાહિત્ય બાળકો જાતે વાંચી શકે એવું નથી. પણ સાંભળીને તેનો આનંદ લેવા જેવું પણ હોય છે. આપણે જો આ બાળસાહિત્ય વાંચી સંભળાવશું તો બાળકોને આનંદ આપવા ઉપરાંત પ્રત્યક્ષપણે સમજી શકીશું કે કયું પુસ્તક તેમને ગમ્યું અગર ન ગમ્યું, કઇ ભાષા તેમને કઠણ પડી, પડી; કયા પ્રાંતીય શબ્દોએ બાળકના આનંદને ઓછો કર્યો. અને બાળકો કાંઇ લેખકોને લખી મોકલવાના નથી કે ભાષાના આ સુધારા કરો, અને બાળકની સામે બેસી વાંચી સંભળાવતાં બાળકને જે મુશ્કેલી પડે તે જાણ્યા વિના આપણે બાળકને માટે ' માફક ન માફક ', ' અઘરૂં સહેલું ' એમ કહેવું એ બરાબર નથી. મારા એક મિત્રે મને હમણાંજ કહેલું છે કે આપણે ના હતા અને આપણો જેટલો સાહિત્ય સમજણમાં વગેરેમાં પ્રવેશ હતો અર્થાત્ બધી બાબતમાં આપણી શક્તિ હતી તેના કરતાં આજનાં બાળકોની શક્તિ ઘણી વધારે છે. અને તેથી આપણી દૃષ્ટિએ નહિ પણ બાળકની દૃષ્ટિએ આપણે જોતાં શીખવાનું છે. માટે પણ આપણે બાળકો પાસે વાંચી સંભળાવવું અગર તેમની નજર સાથે નજર મેળવી સાહિત્યની કિંમત કાઢતાં શીખવું. બાળક ચોપડી વાંચે નહિ, કહેવા છતાં હાથમાં લે નહિ, સંભળાવતા ગમે નહિ, પરાણે સંભળાવીએ તો ઉંઘી જાય તેવી ચોપડી ગમે તેવા પ્રતિષ્ઠિત બાળસાહિત્યકે લખેલી હોય તોપણ આસ્તેથી તેને ઉંચે મૂકવી. બાલસાહિત્યમાંથી બાદ કરવી. તેની સ્વતંત્ર સાહિત્ય તરીકે ગમે તેટલી કિંમત હોય કે ઉપયોગીતા હોય તોપણ તેની ચિંતા ન કરવી.

બીજું ચોપડીઓ ખરીદ્યા પછી ચોપડીઓ ફાટીતૂટી ન જાય ને એવીને એવી રહે એ માટે તેના ઉપર સખ્ત ચોકી પહેરો ન રાખવો. આપણે બાળકોને સારાં સારાં કપડાં લઇ આપીએ છીએ પણ તેને કબાટમાં મુકી દઇએ છીએ. કોઇ કોઇ વાર પહેરવા આપીએ છીએ તો ઘણીજ ચેતવણી લઇને કપડાં ન બગડે તે માટેની ટોકણી તો ચાલુજ હોય છે. એમજ આપણે રમકડાંને કબાટની કે ઘરની શોભારૂપ ઘણીવાર રાખીએ છીએ અને બાળકોને રમવા માટે તે લાવેલાં હોવા છતાં બાળકોને તે જોવાના રહે છે. આટલી હદ સુધી પુસ્તકો સબંધે નથી બનવાનું. પણ ચોપડીઓ બહુ જાપતામાં રહે, અને અત્યંત સાચવણ મુખ્ય અને વાચન પછી, વખતે ડાઘો પડયો તો ચોપડી ન મળે, ચોપડી ફાટે તો ગુસ્સો ચડે આટલી હદે ન જવાય તે જોવું. બાળ-ચોપડીઓની બાબતમાં ઘણીવાર સખ્ત જાપતાને બદલે ઉલટી બેદરકારી પણ જોવામાં આવેછે.

ઠીક, હવે બાળકોને ચોપડીઓ અપાવી દીધી છે—વાંચવા ઘો–જેમ ફાવે તેમ. અને ખરેખર કેટલેક સ્થળે જોવામાં આવે છે કે બાલસાહિત્યની ચોપડીઓની જાણે કે કશી કિંમતજ નથી. જ્યાં ત્યાં રખડતી હોય છે. ફાટેતૂટે તેની પરવાજ નથી. કારણ કે આ બાબતમાં કોઇ રોકતું નથી. કારણ કે એક તૂટશે તો બીજી મળશે કેમકે બાપા પૈસાવાળા છે ને છોકરાંને મોઢે માગ્યું અપાવે છે. અગર તો બા કે બાપા પોતે લેખક છે એટલે ચોપડી તો ઘરમા પાકે છે.

સખ્તાઇ અને આવી બેદરકારી બન્ને જવા જોઇએ. બાળસાહિત્યના પુસ્તકોની યોગ્ય સાચવણુ, વ્યવસ્થા અને સન્માન સચવાય તેવી પરિસ્થિતિ ઘરમાં પેદા કરી તેની આવશ્યકતાની છાપ બાળકો પર પાડવી.

આપણે ઘરમાં પુસ્તકાલયની સંસ્થા ઉભી કરીએ. પુસ્તકાલય એટલે પુસ્તકો મૂકવાની જગા એટલુંજ નહિ પરન્તુ પુસ્તકોનું વર્ગીકરણ. વર્ગવાર નંબરો. વર્ગવાર મૂકવાનું સ્થાન. વર્ગવાર અને સામાન્ય યાદી અને 'ઇસ્યુબુક.' અને આ બધું બાળકોને સોંપેલું, બાળકોએ કરવાનું. ઘરમાં એકથી વધારે નાનાં મોટાં બાળકો હોય ત્યા મોટું બાળક પુસ્તકાલયનો મંત્રી થઇ શકે. આપણે તેને વર્ગીકરણ કરવામાં મદદ કરીએ. આથી યોગ્ય વિભાગ કરવાનું બાળકને સુઝશે. કોઇ નાલાયક ચોપડીને બાતલ કરી ચોપડીનો પણ બહિષ્કાર થઈ શકે તે સમજાવીએ. કિંમતી ગણાતી ચોપડી પણ ફેંકી દેવડાવીએ. પુસ્તકાલયનો મંત્રી સૌને ચોપડીઓ વાંચવા આપે ને લે. આ એક જાતની તેને તાલીમ થશે. મંત્રીપદના વારા પણ કઢાવી શકાય. વારા કરવાથી સૌને તાલીમ મળે. સૌ જવાબદારી સમજે. એટલે વાંચતી વખત સંભાળીને વાચવાનું અને પાછળથી સુવ્યવસ્થાથી મૂકવાનું સૌને આવડે. જરા આગળ વધીએ તો આ નાની એવી સંસ્થા દ્વારા બીજું પણ શીખવી શકાય: પુસ્તકાલયનું બજેટ. કેટલાં ને કેવાં પુસ્તકો આવતે વર્ષે કે આવતે મહીને ખરીદવાં તે નક્કી કરવામાં આવે. મા કે બાપ તેમના પ્રમુખ થઇને બેસે. અને બાળકોએ દરખાસ્તમાં મૂકેલાં પુસ્તકોને સૌ ભેગાં મળી પૈસાની સ્થિતિ ધ્યાનમાં રાખી મજુર નામંજુર કરે. જીવનને માટેની આ કાંઇ જેવી તેવી તાલીમ નહિ થાય. માબાપો જરા કલ્પક જોઇએ. જરા વખતનો ભોગ આપનાર જોઇએ. જરા સમજદાર જોઇએ.

જ્યાં એકજ બાળક હોય ત્યાં તેને માફક આવે તેવી વ્યવસ્થા ગોઠવી આપવી અને તેને તેનો જવાબદાર કરવો. મતલબ કે પુસ્તકો આપણે પોતે કબજામાં રાખવા નહી તેમ બાળકોના હાથમાં જવાબદારી વિના ફેંકી દેવાં નહિ. બાળકોને વધારે ને વધારે જવાબદાર બનાવતા જવુ ને પુસ્તકો તેને સોપતા જવું. આપણી આખી સંપત્તિનો વારસો આપણે આજ રીતે બાળકોને આપી શકીશું. તેઓને આજ રીતે લાયક કરી શકીશું. પણ કબાટમાં પુસ્તકો રાખીને તેમને આપણે કદી યોગ્ય કરી શકીશું નહિં.

પુસ્તકાલય સાથે વાચનાલય આવે છે. બન્ને એલાયદાં એકાદ ઓરડીમાં રાખી દેવામાં આવે તો ઠીક. બાળકો પણ નાના શહેરીઓ છે. તેઓ આપણી જેમ દાવકાઇથી વાચનાલયમાં બેસીને પુસ્તકો વાંચી શકે છે. એવી વ્યવસ્થા કરી આપવાથી તુરત જ ખાત્રી થશે. અને વાચનાલય વળી એક ઓર તાલીમ આપશે. વાચનાલયમાં શાંતિથી અને વ્યવસ્થાથી વંચાય એ એક નિયમ તેમને ઘણી રીતનું નિયમન આપશે. દરેક માબાપ આ દિશામાં કંઇ ને કંઇ અવશ્ય કરી જુએ.

વધતા જતા બાળ સાહિત્યની બધી ચો-

પડીઓ બધાં માબાપો ખરીદી ન શકે; જો કે પુસ્તક પ્રગટ કરનારાઓ તો એમજ ઇચ્છે છે કે દરેકે દરેક પુસ્તક ઘરમાં વસાવવું જોઇએ. હા, પૈસા હોય તો વધારે સગવડની દૃષ્ટિથી જેટલું મોટું પુસ્તકાલય કરીએ તેટલું ઓછું પણ તેમ ન પહોંચી શકાય તો બધાં સારાં પુસ્તકો બાળકોને વાચવા મળે તેની ગોઠવણ તો અવશ્ય કરવી જ જોઇએ. પાંચ સાત સાધારણ કુટુમ્બો, શેરીના કુટુમ્બો, ચાલીમાં વસનારા કુટુંબો જૂદી જૂદી ચોપડીઓ મંગાવે અને પુસ્તક વિનિમય કરે. દરેક ઘરનાં પુસ્તકો પાચ છ ઘર વચ્ચે ફરે ને દરેક ઘરનાં બાળકો તેનો લાભ લે. આવું થાય તો ઓછા ખર્ચે ઘણાં પુસ્તકો વાંચવાની વ્યવસ્થા થાય. પછી તો આ વ્યવસ્થાને અંગે જે જે યોગ્ય નિયમોની જરૂર પડે તે તે થતા જાય અને તેનું સૌ પાલન કરે. અખતરો ચાલે તો લાભ થાય નહીતર સૌ પોતપોતાને ઘેર તો છેજ.

માબાપો કે જેઓ બાલસાહિત્ય વસાવે છે અને પોતાનાં બાળકોની પ્રગતિમાં મદદ કરે છે તેઓ દુનિયાના બાળકો ખાતર એ ધર્મ પણ સ્વીકારે કે સારાં સારાં પુસ્તકોની હમેશ તેઓ શિફારસ કરતા રહે અને એ રીતે બાલસાહિત્ય વાચન વધે તેમાં મદદ આપે. ઘણીવાર ધનિક માબાપો સુધી બાળસાહિત્યનો અવાજ પહોંચતો નથી, ઘણી વાર જાહેરખબરોથી માણસો બ્હીએ છે. ઘણીવાર જાહેરખબરો સુદ્ધાં ન વાંચનારા માણસો હોય છે તેઓ બધાને બાળકો છે ને તેમને સુવાચનની જરૂર પણ છે. માટે દરેક માબાપ સારા બાલસાહિત્યનો ફેલાવો કરવાનો પ્રયત્ન કરે.

ગિજુભાઇ.

---

## સસ્તા લવાજમની યોજનાની મુદત વધારી છે.

રૂ. ત્રણના વાર્ષિક લવાજમને હિસાબે એક સાથે ત્રણ વર્ષના ગ્રાહક થનારને રૂ. નવમાં ત્રણ વર્ષ સુધી માસિક આપવાની યોજનાની મુદત દીવાળી સુધીની રાખી હતી. કેટલાકની ચાલુ માંગણીને પરિણામે એ મુદત

**ઓગસ્ટ ૧૯૨૯ સુધી**

વધારવામાં આવી છે. એ યોજનાના નિયમો નીચે પ્રમાણેઃ

(૧) સપ્ટે. ૧૯૨૮ થી ઓગસ્ટ ૧૯૩૧ સુધીના ત્રણ વર્ષ માટે રૂ. ૯ ભરવા.

(૨) સપ્ટે. ૧૯૨૮ થીજ ગ્રાહક થવાય; વર્ષની અધવચથી નહિ થવાય.

(૩) લવાજમની રકમ વ્યવસ્થાપકને મોકલવી; એજન્ટોને ત્યાં ભરવી નહિ.

* * *

[ સુધારોઃ આ અંકમાં પાનાના નંબરો છાપવામાં ભૂલ થઇ છે. પાન નં. ૫૬ પછી પાન નંબર ૫૫૭ ચાલુ થાય છે. એ ૫૫૭ થી ૫૭૨ સુધીનાં પાનાનાં નંબર સુધારી લેવા વિનતિ છે વ્ય. સુ. ]




નાનપણમાં શેરી કે નિશાળમાં રમતો રમ્યા પછી તથા હાલમાં કેટલીક શાળાઓમાં રમાતી રમતો જોયા પછી મેં બાલમંદિરમાં રમાતી રમતો જોઇ. તેમાંથી મને જે જાણવાનું મળ્યું છે તે નીચે દર્શાવું છું.

નાનપણમાં શિક્ષક કહેતા કે જાવ રમત રમો. એટલે બધા એક સામટા દોડીએ, અને રમતની જગ્યાએ પહોંચતા પહેલાંજ પડી આખડી રડમરડી કરીએ.

૨. ત્યાં ગયા પછી પાર્ટી પાડવાની હોય તો " એ મારામાં " ને " એ મારામાં આવે " એમ કહી કહી ખૂબ ગરબડથી પાર્ટી પાડીએ.

૩. હારજીતની સરત હોય.

૪. રમત શરૂ થયા પછી બીજા પક્ષને હરાવવા કપટ ને છેતરપીંડી થાય.

૫. એ હાર્યો, પકડયો. ના ના. તમે લુચ્ચાઇ કરી, આમ કરો તો અમે નથી રમતા, વગેરે વગેરે શબ્દોથી બધા ખૂબ ઘોંઘાટ કરી મૂકતા.

૬, રમતમાં સામા પક્ષને દુશ્મનજ જોતા અને તે છેલ્લે સુધી. ઘણા દિવસ સુધી પણ દુશ્મનાવટ ચાલતી.

૭. હારેલી ટુકડીને જીતેલી ટુકડીવાળા હાર્યા હાર્યે કહી ખૂબ ખીજવે. હારેલી ટુકડીથી સહન ન થાય તો સામે લડાલડી થાય. અને એ લડાલડીના કંકાસો ઘેર જાય ત્યાં માબાપને કહીને પણ વધારે થાય. જે ફરી માબાપો શિક્ષકોને ફરીયાદ કરે કે ફલાણી છોકરીએ મારી છોકરીને ધક્કો માર્યો, હાર્યા હાર્યા કહી ખીજવ્યું, તો આ અમે કંઇ અહીં રમવા નથી મોકલતા. એ આંકડા જે સાસરે જતા સુધીમાં શીખે તે સારૂ મોકલીએ છે. ધક્કા ખાવાનું મારી છોકરીનું ગજુ નહિ. વગેરે વગેરે કહેતા.

૮ જે વર્ગની રમત રમાતી હોય તે વખતે બીજા વર્ગોમાં ઘોંઘાટને લીધે બીલકુલ કામ થતું નહિ.

૯. રમતોમાં વેરવૃત્તિ, સ્પર્ધા વગેરેજ અવગુણો પોષાતા.

ઉપર લખેલ બાબતો ઉપરથી વાંચક જોઇ શકશે કે આવી રીતે રમતો રમ્યાથી અમે કંઇ જ ફાયદો મેળવી શકયા નહિ હોઇએ. તેમ હાલની કેટલીક શાળાઓમાં રમાતી રમતો ઉપર પ્રમાણે જ રમાતી હોવાથી ત્યાંના બાળકોને પણ કંઇ લાભ થતો નથી. આવી રીતે રમતો રમાડવી તેના કરતા રમતં ન રમાડવી કે ન રમવા દેવી એમાંજ ઘણો ફાયદો છે. કેમકે આવી રીતે રમત રમવાથી ફાયદો તો થતોજ નથી પણ નુકસાન પાર વગરનું છે. આવા નુકસાનો આ બાળઉદ્ધારના જમાનામાં હવે નજ સહન કરવા જોઇએ. એમ મારૂ દ્દઢ માનવું થાય છે.

ઉપર મેં મારો પોતાનો તથા હાલમાં કેટલીક બીજી જગ્યાએ રમાતી રમતોનો યથાશકિત અનુભવ આપ્યો. હવે શ્રી દ. મૂ. બાલમંદિરના બાળકો રમે છે તેમાંથી થયેલ અનુભવ રજુ કરૂં છું.

૧. આચાર્ય 'રમત હવે રમવાની છે' એમ કહ્યા પછી તરતજ કેપ્ટન નીમવા માટે રમનાર પૈકી એક-એકના નામ બોલી તેના ઉપર મત લઇ વધુ મતે કેપ્ટનની નીમણૂંક કરી દે છે.

૨. રમતોમાં જે જે નિયમો હોય છે તેનાથી રમનાર પૈકી બધાને પ્રથમ માહીતગાર બનાવવામાં આવે છે.

૩. નવા રમનાર હોય અને ભૂલ પડી જાય તો અણસારાથી કે સીસોટીથી રમત થંભાવી કેપ્ટન તેને ભૂલ બતાવે છે.

૪. રમનાર પૈકી કેપ્ટન સિવાય કોઇએ કશું બોલવાનું નહિ. બોલવાની ખાસ જરૂર હોય તો કેપ્ટનની રજાથીજ બોલી શકાય.

૫. કેપ્ટનની રજા સિવાય બોલી જવાય તો માર થાય. એટલે તે રમતની બહાર. એટલે રમતમાંથી નીકળી જાય. આ નિયમ કેપ્ટનને પણ લાગુ પડે છે. એટલે કે ખાસ કામ સિવાય ટેવને લીધે નકામો બૂમ બરાડો પડાઇ જાય તો તે પણ જાતે રમત બહાર થાય. અને ત્યાંથી કેપ્ટન તરીકે જે કામ હોય તે કર્યા કરે.

૬. રમત પુરી થાય એટલે રમત પુરી થઇ એમ કહી, ફરી રમવું હોય તો રમે છે. બે પાર્ટી હોવા છતાં કે રમત હારજીતવાળી હોવા છતાં તમે હાર્યા કે અમે જીત્યા એમ કહી બાળકો બોલતા નથી.

૭. રમતમાં પોતાથી ટેવને લીધે નકામું બોલાઇ જવાય તો કેટલાક બાળકો તો પોતાની મેળેજ રમતમાંથી નીકળી જાય છે. કેટલાક કેપ્ટનનો ઇસારો કે અણસારો મળે કે તરત બહાર જાય છે. ત્યાં દલીલ કે ખોટા લાગવાપણું બાળકોને થયું હોય એમ જોયું નથી.

૮ રમત રમતાં રમતાં આમ ભૂલથી બોલાઇ જતાં જતાં જેટલા માર થતા જાય તે બહાર જાય. બાકીના રમ્યા કરે. છેક ઓછા થઇ જાય. કે બધા માર થઇ જાય તો કેપ્ટનની રજાથી ફરી બધાની રમત શરૂ થાય છે.

૯ રમત રમ્યા પછી હાંફતા ફાંફતા આનંદ કલ્લોલ કરતા ગિજુભાઇની ઘેર જવાની રજા લેવા અને નમસ્કાર કરવા આવે છે.

૧૦ એકવાર રમતમાં કેપ્ટન માર થયો. મેં પૂછ્યું, તમે પણ માર ? તે કહે હાસ્તો ! નિયમ તે નિયમ. મારી ટેવ જતીજ નથી. એટલે તે કાઢવી જોઇએને ? આટલી ઉમ્મરે ટેવ, અને તે આવી ખરાબ હોવાથી કાઢવાના પ્રયાસો મેં કોઇપણ શાળાના બાળકોમાં નથી જોયા. ઉપરના નિયમો અને તેમાંથી બાળકોને રમતોથી થતો શારીરિક, માનસિક અને આત્મિક ફાયદાનો જે શુભ હેતુ હોવો જોઇએ તે સચવાતો જોઇ મારૂં હૃદય આનંદથી ઉભરાયું.

**પ્રેમીબેન મં. પટેલ.**

# ખોરાક કેમ પકાવવો.

સખ્ત તાપથી પદાર્થમાંથી બિટૅમિન્સ તત્વ ઓગળી—બળી ચાલ્યું જાય છે માટે:

૧. આપણા રસોડામાં પગપેસારો કરી ચૂકેલા પ્રાયમસ કરતાં લાકડાના ચૂલા અથવા એવાજ ધીમો તાપ આપનાર ચૂલા ઉપર અન્ન તૈયાર કરવું.

૨. કોલસાની સગડીઓ પણ આજે વપરાય છે તે એક રીતે તો સખ્ત તાપ આપનારીજ છે.

૩. આજના પ્રચલિત તાપમા છાણાં લાકડાંનો તાપ જ ધીમો છે. તેનાથી ધારીએ તેટલો ધીમો તાપ મેળવી શકીએ છીએ.

૪. આજના ગડબડીયા અને ઉતાવળીયા કામધંધાને લીધે સ્ત્રીઓને પણ ઝડપ દઇને ખૂબ તાપ કરીને અર્ધા કલાકમાં રસોઇ કરી નાખવાની ટેવ પડતી જાય છે, તે અત્યંત નુકસાનકારક છે. ભાત, દાળ, શાક, રોટલી, દૂધ વગેરે બધુંજ ધીમે તાપે અને પૂરતો વખત લઇને રંધાવાં જોઇએ.

૫. નવા ચૂલાઓની શોધ ન થાય ત્યાં સુધી લાકડા બાળવાના ચૂલાજ આજની ઘડીએ બધી રીતે સગવડભર્યા છે. માત્ર રસોડામા ધુમાડીયું, પવનને જવાની યોગ્ય દિશા, અને સારી જાતનું બળતણ વપરાવું જોઇએ. કારણકે ચૂલામાં જૂદી જૂદી ડિગ્રીની ઉષ્ણતા મેળવવાની યોજના છે. ઓલે ચૂલે તદ્દન નહિ જેવી ઉષ્ણતા પણ રાખી શકાય ને ભાત કે શાક ચડે તેટલે સુધી તેને વધારી શકાય. તે સિવાય ચૂલામાથી દેવતા ખેંચીને કે પાસેની સગડીમાં મૂકીને ગમે તેટલી ડિગ્રીની ઉષ્ણતા મેળવી શકીએ તે છતાં મૂળ ચૂલાને જરાએ વાંધો આવતો નથી. તેમજ મૂળ ચૂલામાં યે પ્રાયમસ જેટલો સખ્ત તાપ પણ જોઇતો હોય તો તે રાખી શકાય ને ધીમો પણ રાખી શકાય. પ્રાયમસ બહુ ધીમો પાડીએ તો બગડી જાય છે ને એકજ જગ્યાએ તાપ લાગતો હોવાથી ચૂલાના ધીમા તાપને તોલે તેનો તાપ આવતો નથી. સગડી સળગતાં વાર લાગે છે. સળગ્યા પછી થોડો વખત બહુજ સખ્ત હોય છે ને પછી મંદ પડવા લાગે છે તે ફરી ફરીથી કોલસા નાખીને તેજ કરવી પડે છે. લાકડાં ખેંચી લેવાં કે અંદર ગોઠવી દેવા જેટલી આ સાદી ક્રિયા નથી. ચડતી વસ્તુ નીચે ઉતારીને કોલસા નાખવા પડે ને કોલસા સળગે ત્યાં સુધી રાહ જોવી પડે. ને સળગે ત્યારે એટલા સખ્ત થાય કે વસ્તુને મંદ તાપે ચડવા દેતા નથી.

ચૂલામાં ધુમાડો ન થાય એવી ગોઠવણ કરવાની જરૂર છે ને તે દિશામાં શોધખોળ થવી જોઇએ. આપણી સાયન્સ વગેરે ભણેલી સ્ત્રીઓ આ કામ ઉપાડી લે તો કેવું સારું ? બીજું ચૂલા કે સગડીનો તાપ આજુબાજુમાં ઘણો નકામો જાય છે તેનો ઉપયોગ કરી લેવા બાબતમાં પણ શોધખોળ કરવી જોઇએ.

(૨) રાંધવાના અનેક પ્રકારો છે.

૧. વરાળ ઉપર બાફવું, જેમ કે ઢોકળાં બફાય છે.

૨. પાણીમાં ચડાવવું, જેમ ભાત રંધાય છે.

૩. વાસણમાં શેકવું, જેમ ધાણી ચણા શેકાય, રોટલી શેકાય છે.

૪. ભાઠામાં શેકવું, જેમકે ચપાતી, રોટલા, રીંગણાં, સકરીયાં, બટેટાં વગેરે શેકાય છે.

૫. તેલમાં ચડાવવું—આખા રીંગણાં મરચાં, ભીંડા વગેરે ઘણા શાકભાજીઓ.

૬. તેલ ઘીમાં તળવું ભજીયાં, પૂરી વગેરે.

વિટેમિન્સ રહે તે માટે ધીમો તાપ જોઇએ. તે દૃષ્ટિએ પહેલો સૌથી ઉત્તમ પ્રકાર ને છેલ્લો સૌથી ખરાબ ને એ ક્રમમાંજ બીજાની કિંમત સમજવી.

(૩) એમાંથી એમ પણ ફલિત થાય કે રાંધવામાં ત્રાંબાપીતળ કે લોઢાના વાસણો વાપરીએ તેનાં કરતાં માટીનાં વાસણ સારાં કેમકે તે ધીમો તાપ આપી શકે છે. જ્યારે ધાતુ ઝટ સખ્ત ગરમ થાય છે. લોઢી કરતાં માટીની તાવડી રોટલી રોટલા માટે સારી છે,

(૪) કઠોળ વગેરેની છાલ ઉતારીને દાળ કરીને ખાવાં કરતાં આખા પલાળીને કાચા અથવા બાફીને ચાવીને ખાઇએ એ વધારે સારૂં. ચણા, વટાણા, ચોળા વગેરે ભઠ્ઠીના શેકેલાં ચવેણાં લેવા કરતાં પલાળીને ઘરે ઠીકરામાં ધીમે તાપે જરા નરમ રહે તેમ શેકેલાં બાળકો માટે વધારે સારા. તે થોડા નરમ રહે તેથી બાળકો બરાબર ચાવી પણ શકે છે.

(૫) સીઝનમા બહારગામ ફળો બહુજ સસ્તા હોય છે. જેમકે ભાવનગરમાં જમરૂખ, દાડમ, લીંબુ જુનાગઢ વગેરેમાં સીતાફળ. વસઇ વગેરે તરફ કેળાં. નાસિક વગેરે તરફ દ્રાક્ષ, પૂનામાં અંજીર, વરાડ નાગપુર તરફ સંત્રા. ઘણી જગ્યાએ ટમેટાં, ને લગભગ બધા ગામડાંમાં મૂળા, ગાજર ચીભડાં વગેરે. ગામડાંમાં બોર, ગુંદાં, પીલુ વગેરે. પણ એનો લાભ બીજી સીઝનમાં મળતો નથી. બહારગામથી ફળો મંગાવવા સામાન્ય અને ગરીબ કુટુંબોને પાલવેજ નહિ. માટે સુકવણી, મુરબ્બાઓ અને શરબતો ખૂબ કરવાં જોઇએ જેથી સસ્તું ને પુષ્કળ હોય ત્યારે ફળો ખરીદીને આખા વરસ માટે તેનો ઉપયોગ થાય.

આપણે સામાન્યતઃ એક કેરીનો ઉપયોગ એમાં કરીએ છીએ પણ બીજા ફળોનો પણ ઉપયોગ શોધી કાઢીએ.

જેમ કે મુરબ્બાઓ—ટમેટાં, જમરૂખ, ગાજર, સંત્રા, સક્કરચંદ, કરંદા, આલુ, બદામ વગેરે ઘણા ફળોનો થઇ શકે ને વરસ વરસ ટકી શકે છે. બધાં ફળોનો કરી જોવો જોઇએ.

૨. દ્રાક્ષ, દાડમ, સંત્રા, લીંબૂ, વગેરે રસાળ ફળોના શરબતો બનાવીએ.

૩. સૂકવેલાં ફળો પણ સૂકા મેવાના રૂપમાં ઘણાં મળે છે, પણ ઘરે બનાવવા શીખીએ તો સસ્તાં પડે. બીજું દ્રાક્ષ, અંજીર આલુબદામ વગેરે પ્રચલિત સુકો મેવો છે. પણ સૂકાં કેળાં, ફણસ પોળી, આંબા પોળી, વગેરે ઘણો સુકો મેવો ઘેર બની શકે છે. ને તેનો તે પ્રદેશમાં તો ઉપયોગ થાય જ ને વધારે પ્રમાણમાં બનાવાય તો બીજા પ્રદેશોને પણ તેનો લાભ મળી શકે.

૪. કોહળા પાક થાય છે તે રીતે કાકડી, રતાળુ, કોહળું, ગાજર, કાચા ચીભડા વગેરેનો પાક કરીને પણ તે ટકાવી શકાય. આજે છૂટી છૂટી આ વસ્તુઓ તે શ્રીમંતાઇના શોખ તરીકે વપરાય છે. પ્રમાણમાં તે મોંઘી પણ બને છે. ખરી રીતે તેને બાળકના જરૂરી ખોરાક તરીકે સમજવી જોઇએ. બાળકોના ખોરાકમાં ફળોને યોગ્ય સ્થાન આપવા ખાતર સસ્તામા સસ્તી રીત તરીકે તેને સ્વીકારવી જોઇએ. એ દિશામાં સસ્તું કેમ પડે તેના પ્રયોગોથી નક્કી કરી ગરીબમાં ગરીબના બાળકને તે પૂરી પડે એવી વ્યવસ્થા થવી જોઇએ.

**તારાબેન.**

# બાળકો માટે થોડીએક વાનીઓ.

**પાકા ટમેટાં:**

**કચુંબર:**

૧ પાકા ટમેટાં ઝીણાં સુધારી તેમાં થોડી ખાંડ; થોડું મીઠું નાખવું અને જરા લીંબુનો રસ નીચોવવો.

**શાયતું.**

૨ ઉકળતા પાણીમાં ટમેટાં મૂકી બે મિનિટ ઢાંકી દેવાં. પછી નીચે ઉતારી પાણીમાંથી કાઢી લેવાં. ઠરી જાય એટલે ચોળીને એક રસ કરી દેવા. પછી તેમાં થોડું દહીં, મીઠું ને ખાંડ નાખવાં. તદ્દન નાનાં, વરસ દોઢ વરસનાં બાળકને પણ એ રસ ભાવે છે. ઘણાં બાળકો તે ભાત સાથે ને રોટલી સાથે પણ ખાય છે.

**સુપ અથવા ઓસામણ.**

૩ ઉપર પ્રમાણે બફાએલાં ટમેટાં એક સ્વચ્છ લુગડામાં મુકી હાથથી દાબી બધો રસ નીચોવી લેવો. આ રસમાં મીઠું, ખાંડ, થોડી કોથમીર નાખી, ઠીક પડે તો થોડા ઘીથી તેને વઘારી દેવો. વઘારમાં જીરૂં અને થોડી હિંગ નાખવી. મોટાંઓના સ્વાદ માટે મરચું, ધાણાજીરૂં, ને મેથીનો વઘાર હોઇ શકે. પણ બાળકો માટે મરચું મશાલો વર્જ્યજ ગણવાં. મેથીના વઘારથી અંદર મેથીના કડવા દાણા આવે તે બાળકો પસંદ કરતાં નથી ને તેથી સૂપજ પીવાનું છોડી દે છે. તેથી મેથીનો વઘાર ન કરીએ તો ચાલશે. આ સૂપ સરસ પુષ્ટિકારક અને લોહી શુદ્ધ કરનાર મનાય છે. મોટાઓ પણ તે પીએ તો ખોટું નહિ.

**મુરબ્બો**

૪. ઉપર પ્રમાણે ટમેટા બારી નીગે કાઢી લેવા. પછી તેની છાલ ઉતારી બધાં છુંદી નાખવા. તેમાં એક શેર ટમેટાં ને એક શેર ખાંડ એ પ્રમાણમા ખાંડ નાખી તેને ચૂલા ઉપર ચડાવવા તેનું પાણી બળી થોડી ચિકાસ ને જાડાઇ આવે ત્યાં સુધી ઉકાળવું. સાધારણ ઘટ્ટ થાય એટલે તેમાં એક શેર ટમેટાં દીઠ ચાર મોટા લીંબુનો રસ નાખવો અને થોડું ઉકાળીને ઉતારી લેવો. મુરબ્બો બહુ ચીકણો ન થઇ જાય તેમજ કાચો ન રહી જાય તેની સંભાળ લેવી પડે. કાચો રહે તો ટકે નહિ. બરાબર થએલો મુરબ્બો ચોખી બરણીમાં ભરીને મોઢું બાંધીને રાખીએ તો વરસ વરસ ટકે છે. આ મુરબ્બામાં થોડો આદુનો રસ પણ નખાય છે. ખાટા લીંબુની છાલ નાખીએ તો તેની વાસ બહુ સારી આવે છે. રસ નીચોવ્યા પછી છાલ પાણીમાં ઉકાળી લેવી ને પછી તેની અંદરના પાતળા ધોળા પડદા ચપ્પુથી ઘસીને કાઢી નાખવા ને પછી કટકા કરવા. એટલે તેની કડવાશ નીકળી જાય છે ને વાસ રહે છે.

**ચણાની દાળ:**

**કચુંબર:**

૧ દાળ ગરમ પાણીમાં ચારેક કલાક પલાળવી. પછી તેને સાધારણ વાટી નાખવી. તેમાં લીલા નાળીએરનું ખમણ, ને મીઠું નાખવું. જરાક ખાંડ ભભરાવવી ને ખાટા લીંબુનો રસ નીચોવવો. ઠીક પડે તો થોડા તેલનો હીંગ રાઇનો વઘાર તેના ઉપર રેડવો. લીંબુને બદલે કાચી કેરીનું ખમણ પણ સ્વાદિષ્ટ લાગે છે.

**ચટણી:**

૨. પલાળેલી ચણાની દાળ, મીઠું, કોથમીર, થોડું જીરૂં ને થોડી હીંગ ભેગું કરીને વાટવી. તેના ઉપર જરા લીંબુ નીચોવવું.

**શેકેલા ચણા:**

રાત્રે ગરમ પાણીમાં પલાળી રાખવા. સવારે પાણીમાથી કાઢી તેને થોડું મીઠું ચોળીને રાખવું. પછી ધીમે તાપે લોઢીમાં અથવા તવીમાં શેકવા.

તારાબેન.



# નોંધ.

**માત્ર બોલીએ છીએ:**

અલબત્ત આજે ભણેલ વર્ગમાં બોલવાની એક ફેશન થઇ ગઇ છે કે આજે શાળામાં અપાતું શિક્ષણ સંતોષકારક નથી. કોઇ રાજકીય વાતાવરણમાંથી ચૂસેલા વિચારો બોલશે કે આજનું શિક્ષણ ગુલામગિરીનું છે; કારકુનો બનાવનારૂં છે; પરાવલંબી બનાવનારૂં છે; ઉદ્યોગ ધંધાને નાબુદ કરનારૂં છે; આળસુ ને ઇઝીચેયર ફિલસુફો પેદા કરનારૂં છે વગેરે વગેરે. નવા શિક્ષણના વિચારો સાંભળેલા કદાચ કહેશે કે આજનું શિક્ષણ સ્વાતંત્ર્યને હણનારૂં છે; સર્જનવૃત્તિનું ખુન કરનારૂં છે; લાગણીના શુદ્ધ આવિર્ભાવને દબાવનારૂં છે વગેરે વગેરે. આરોગ્યની દૃષ્ટિએ બોલનારા ડાક્ટર વગેરે પાસેથી વિચારો સાંભળીને કેટલાંએક એમ પણ બોલશે કે આજની શાળાઓ ક્ષય મરકીના સાગરો છે; સ્વચ્છતા કે બીજી આરોગ્યની કશી ટેવો તેમાં અપાતી નથી ઉલટી હણાય છે; વગેરે. સામાજિક ધાર્મિક નૈતિક અનેક દૃષ્ટિએ આજના શિક્ષણ ઉપર વિચારકો ટીકા કરે છે; ને આપણો ભણેલો વર્ગ તે સાંભળે છે; કાંઇક સમજે છે; ને પોતે પણ તે ઉચ્ચારે છે. થોડા દિવસ પછી ન ભણેલો વર્ગ પણ એજ વાકયો ઉચ્ચારવા લાગશે. પણ આ બધાનો કેટલો અર્થ છે? માત્ર હવા આમથી તેમ ઉડાડવા જેટલો જ, માત્ર અર્થ વગરના શબ્દો ઉચ્ચારવા જેટલો જ.

કારણ કે આપણે જે બોલીએ છીએ તે સાગે સાચ એમજ છે એમ આપણને લાગ્યું હત તો એ ને એજ સ્થિતિ વર્ષ પછી વર્ષ ચાલીજ રહી છે તે એક મિનીટ-પણ આપણે નભાવી લેત ખરૂં કે? આજે તો આપણે એક જ શ્વાસમાં શાળાની બુરીઓ બોલીએ છીએ ને તેજ શ્વાસમાં આપણા બાળકને તેજ શાળામાં દાખલ કરવાની વાત પણ બોલીએ છીએ. તેજ ગુલામગિરિનુ શિક્ષણ આપણા બાળકને લેવા માટે શાળામાં હોંશે હોંશે ને ખંતથી મોકલીએ છીએ. તેજ સર્જન શકિતના ખુન કરનારી શાળાને આપણાં બાળકનોયે ભોગ વિના સંકોચે ચડાવીએ છીએ. તેજ ક્ષયના ઉછેરસ્થાનોમા આપણા મોંઘા મૂલાં બાળકોને બિનફિકત બેસાડીએ છીએ. તેજ ધર્મ નીતિ કે સામાજિક શિક્ષણનો વિચાર સરખોયે ન કરનારી શાળામાં આપણા બાળકોનું જીવન ઘડાવવા મોકલીએ છીએ.

કારણ કે આપણે માત્ર બોલીએ છીએ.

**બાળકોની મૈત્રી**

ઘણા બાળપ્રેમીઓ બાળકોના મિત્ર થવા, બાળકને હેતથી ભેટવા, તેને પ્રેમ કરવા ચાહે છે; અને તે માટે પ્રયત્ન કરે છે. બાળકોને જોઇને ઉપાડી લેવાં, તેમને છાંતીએ ચાંપવાં, કે બચી ભરવી એ મિત્ર થવાની રીત અસભ્ય અને જંગલી તો છેજ. ઉપરાંત તેથી બાળકો આપણાં મિત્ર બની શકતાં નથી. બાળકને આવો બલાત્કાર ગમતો નથી; તેમને આપણો અત્યાચાર અસહ્ય લાગે છે; તેમાં તેમને માનહાનિ લાગે છે. અને એમ લાગે એ યોગ્ય જ છે. બાળકને કહીએ કે હું તારો મિત્ર છું, હું તારામાં રસ લઉં છું, હું તારૂં કલ્યાણ ઇચ્છું છુ, તો તે પણ નકામું છે.

બાળકની પ્રવૃત્તિઓમા આપણે સહકાર કરીએ, તેનાં સર્જનની આપણે કદર કરીએ, તેની મુશ્કેલીને વખતે આપણે તેને મદદ રૂપ થઇને તેના વિકાસનો માર્ગ ઉઘાડી દઇએ ત્યારે જ તે પોતાનું દીલ ખોલે છે. અને ત્યારે જ તે આપણો મિત્ર બને છે.

વળી મિત્રને ભેટી પડવાની બાબતમાં પણ બાળક ઘણું જ સસ્કારી માલમ પડયું છે. અજાણ્યાને ભેટી પડવું કે બાચી લેવી તે સામાન્યતઃ

તેઓ પસંદ કરતાં નથી. બાળક પોતે તો ત્યારે જ આપણને ભેટી પડે છે અથવા આપણી પાસે આવીને વ્હાલ કરવા માગે છે કે જ્યારે તેનું મન આપણી સાથે મળી જાય છે; જ્યારે તે આપણો મિત્ર બનેલું હોય છે. તેના લાગણીના આવિર્ભાવો એટલા બધા સુરુચિભર્યાં અને સંસ્કારી હોય છે. તેને આપણે સ્પષ્ટપણે કદી પણ ધક્કો ન મારવો જોઇએ. '

આપણે મોટાંઓ બાળકોના મિત્રો થવા માટે બાળકોના ખરા સમજનાર, તેના ખરા મદદગાર, ખરા પ્રાણપોષક થવું પડશે. બાળકોના મિત્રો થવું અત્યંત મહત્ત્વનું અને ભાગ્યવાળું છે. તેની મૈત્રી, તેની બથી અત્યન્ત આનંદદાયક છે. પરંતુ તે માટેય તપશ્ચર્યાની જરૂર છે.

**બાળકોનાં મિત્રો**

જેમણે આપણા બાળકની મૈત્રી સંપાદન કરી છે તેમને આપણે પણ આવકાર આપીએ. પછી ભલે બાળકના મોટા મિત્રો હોય કે તેના બાળમિત્રો હોય. આપણા ઘરમાં જેમ આપણા બાળકનું માનનીય અને કાયદેસર સ્થાન છે તેમજ તેમના મિત્રોનું પણ સ્થાન હોવું જ જોઇએ. આપણે જેમ આપણા બાળકને સન્માનીએ તેમજ તેમના મિત્રોને પણ સન્માનીએ. આપણે જેમ આપણા બાળકમાં રસ લઇએ છીએ તેમજ તેમનાં મિત્રોમાં પણ રસ લઇએ. આપણે જેમ આપણા બાળકના હિત માટે સાવચેત રહીએ છીએ તેમજ બાળકના મિત્રોના હિત માટે પણ રહીએ.

બાળકોનાં મિત્રોને બેસવા ઉઠવા માટે, યોગ્ય જગ્યા આપીએ. તેમના ખાવા પીવાની આપણે સંભાળ લઇએ. અને તેમની પ્રવૃત્તિઓને યોગ્ય અવકાશ આપીએ. એકંદરે આપણા બાળકને સ્નેહ કેળવવાની, મૈત્રી સાધવાની પૂર્ણ તક આપીએ.

આજે આપણા સામાન્ય વ્યવહારમાં તેને સ્થાન જ દેખાતું નથી. બાળક પોતાના મિત્રને જમવા કે રમવા આમંત્રણ આપે એ વાત આપણા કાને નવી ને તેથી અસહ્ય લાગે છે. આપણું બાળક આજ લાગે ઘરમાં જે અવ્યવસ્થા કરે છે તે આપણે તેના તરફના પ્રેમથી સહન કરીએ છીએ પણ બાળકના મિત્રોના આવવાથી થતી અવ્યવસ્થા આપણને અસહ્ય હોય છે. આપણા બાળકની ગડબડ ઘોંઘાટ આપણને પ્રિય લાગે છે. કાંઇ નહિ તો સહ્ય તો હોય જ છે. પણ બાળકના મિત્રના આવવાથી થતો ઘોંઘાટ અસહ્ય થઇ પડે છે.

અર્થાત એનો અર્થ એમ નથી કે આપણે બાળકોને અને બાળકોના મિત્રોને અવકાર આપતા આપતા પોતાને માટે ઘરમાં જીવવાનું સ્થાન જ ખોઇ બેસીએ. બાળકો અને તેમનાં મિત્રો પોતાના યોગ્ય સ્થાને જ રહે, મોટાંઓ પ્રત્યે ને મોટાંની પ્રવૃત્તિ પ્રત્યે માન રાખીને જ વર્તે. તેમજ ગડબડ ઘોંઘાટ એ જ બાળકોના જીવનનો આનંદ છે, ને વ્યવસ્થિતતા એટલે ક્યરામણ છે એવું નથીજ.

આપણે આપણા બાળકને 'વ્યવસ્થા ને શાંતિના નિયમો આપીએ તે તેમના મિત્રોને પણ આપીએ.

કહેવાની મતલબ એટલી જ કે બાળકના મિત્રોનું સ્થાન પણ સ્વીકારીએ. તેમના આવવાથી જે કાંઇ થોડી ઘણી અગવડો ઉભી થાય અથવા થોડું ઘણું જે ઘસાવું પડે તે માટે આપણે આનંદથી ને હોંશથી તૈયાર થવું.

**કરી બતાવવું**

મારા પાડોસમાં એક બાળક હતું. તેની બાને મેં કહ્યું કે એ દાડમના દાણા આખા ગળી જાય છે તે ચાવવાનું ને થુંકવાનું શીખડાવો ને તે કહે "આ તો નાનું બાળક છે. આટલામાં તેને ક્યાંથી આવડે ?"

એક દિવસે મારી પાસે તે બાળક આવ્યું હતું ત્યારે તેને મેં દાડમના દાણા આપ્યા. એક એક દાણો હું મોઢામાં નાખું. ચાવીને દાણો બહાર કાઢું ને તેને બતાવું. બાળક દોઢ બે વરસનું હતું. પહેલાં પહેલાં તેણે એમને એમ દાણા બહાર થુંક્યા. પણ થોડીજ વારમાં તે તેનો રસ ગળીને બી થુંકવા શીખી ગયું.

આમજ એકવાર બીજા બાળક પરત્વે બન્યું હતું. મેં બાળકના બાને કહ્યું કે " તેને કોગળા કરતાં શીખડાવો ને." માતાને લાગ્યું કે આટલા નાના બાળકને તે ન આવડે. તે કહે, " હજી તો તેની મોટી બેનનેય કોગળા કરતાં આવડતા નથી તો આને ક્યાંથી જ આવડે. "

મેં બાળકના દેખતાં પાણી મોઢામાં લઇ દુર કરી થુંકી નાખવાનું શરૂ કર્યું. બાળકને તેમાં મજા પડી. તે પાણી લઇ તેમ કરવા લાગ્યું. પ્રથમ

(પ્રથમ પાણીનો બરાબર કોગળો થતો નહિ. મોઢામાંથી) જેમ તેમ બહાર આવે ને અર્ધું પેટમાં જાય. પણ એની સામે રોજ એક બે વાર હું એમ કર્યા કરૂં. થોડાજ દિવસમાં બાળક સરસ મોઢું સાફ થાય તેમ કોગળા કરતા શીખ્યું. જ્યારે તેનાથી બે વરસે મોટી બેનને હજી તેમ કરતા આવડતું ન હતું.

સમધારણ બાળકને આવી આવી મોઢાની, હાથની પગની વગેરે ક્રિયાઓ આપણે દોઢ બે વરસે કરી બતાવીએ ને વારંવાર બતાવીએ તો બાળક તે ક્રિયા શીખી લે છે. એટલું જ નહિ પણ તેમ શીખવામાં તેને મજા પડે છે.

મોટી ઉમરના બાળકની ઘણી અણઘડ ક્રિયા આપણા યોગ્ય વખતે બતાવવાના અભાવે જ અણઘડ રહી જાય છે. ને પછી આપણે તેને વઢીએ કે સરખા કોગળા કર, સરખો ચાલ, સરખો બેસ તો કેમ ચાલે !

યોગ્ય વખતે જ નાની નાની બધી ક્રિયાઓ આપણે કરી બતાવી તેને પાઠ આપવા જોઇએ.

**નાનો માળી**

બાળકને શું ભેટ આપવી એમ ઘણાંઓને પ્રશ્ન થતો હશે. મોટે ભાગે કોઇ ખાવાનું આપતાં હશે. કોઇ ઘરેણાં કપડાં દેતાં હશે. પણ તેને જો બગીચાનાં નાનાં નાનાં સાધનો આપો તો બાળકને ખુબ આનંદ થશે. ને જતે દહાડે તમે પણ તેના ઉભરાતા આનંદથી છલકાઇ જશો.

નાનાં એવાં કોદાળી પાવડા, નાનું એવું દાતરડું, નાની ડોલ ને ઝારી આપજો. બાળકને પોતાનો બાગ કયાં કરવો તેનું સૂચન કરી દેજો. બાગ કેમ થાય તેની તેને કલ્પના ન હોય તો તેની સાથે કામ કરી તેને દિશા સૂચવો. પછી તો માત્ર તેમાંથી નીકળતાં મીઠાં ફળો જ ચાખવાનું રહેશે. હા. બાળકની દાડમી કે કેળ ઉપરથી તમને દાડમો નહિ મળે. તેના ઘઉં કે બાજરા ઉપરથી તમને પોંક નહિ મળે. તેના ગુલાબ કે રોઝર ઉપરથી મધુર ફુલો નહિ મળે. પણ તેનાથીયે વધારે મધુર વધારે મીઠાં એવાં ફળ ફુલો મળશે.

એક, તો આવા કામથી બાળક તંદુરસ્તીમાં ખુબ સુધરતું માલુમ પડશે.

બીજું, પોતાના પ્રિય ઉદ્યોગમાં મસ્ત રહી બાળક પોતાની માનસિક શક્તિમાં પણ ઘણું તેજ થતું દેખાશે.

ત્રીજું, બાળક આગળ એક અદ્ભૂત દુનિયા ઉઘડશે. કુદરતના એક અદ્ભૂત ચમત્કારનો તે સાક્ષી બનશે. નાના સરખા સુકાઇ ગએલા દાણા જમીનમાં નાખી દીધા. ને ચાર દિવસે બધું લીલું છમ થઇ જાય. રોજને રોજ ઉંચું ને ઉંચું થતું જાય. જતે દહાડે એના ઉપર ફુલ બેસે, ફળ બેસે. બધું અદ્ભૂત છે, સુંદર છે. બાળકને અપરિચિત આનંદ આપનારૂં છે.

બાળકને સોંપી દીધેલા જમીનના કટકામાં એ ગમે તે વાવી જુએ. ઘરમાં જેટલા દાણા હોય, રાઇ મેથીથી માંડીને કઠોળ, ઘઉં, બાજરો, બધું તે વાવી જુએ. કેમ ઉગે, તેના ઉપર કેવાં ફુલ બેસે, કેવી શીંગો કે ડુંડીઓ કે ફળો બેસે બધું જુવે ને પછી બીજું વાવે. એના બાગને સામાન્ય બાગના નિયમો લાગુ પાડવા નહિ. પણ તે બાળકની એક પ્રયોગ ભુમિ ગણી બાળકને ત્યાં પ્રયોગ કરવા છૂટાં મૂકવાં. યોગ્ય જણાય ત્યાં અથવા બાળક સલાહ માગે ત્યાં તેને સલાહ સૂચના આપવા ચૂકવું નહિ. બાળક પોતાના આનંદમાં જોડાવા નોતરે ત્યારે બાલિશ પ્રવૃત્તિ તરીકે તેને અવગણવી નહિ, કે વધારે મહત્વના કામમાં હોવાથી તેમાં જોડાવાનું ચૂકવું નહિ.

આ નાનો માળી જીવનનો કેટલોય અમૂલ્ય આનંદ લુટતો દેખાશે ને આપણું યે જીવન આનંદથી ભરી દેશે.

**પ્રાણીઓ પળાવો**

આપણે આપણો વ્હાલ બાળક ઉપર ઠલવીએ છીએ, બાળકને ખવરાવવા પીવરાવવામાં તેમને ઓઢાડવા સુવરાવવામાં આપણે આપણા માતૃભાવને પિતૃભાવને અવકાશ આપીએ છીએ. તેમના રક્ષણ જવાબદારી વેંઢારવામાં જ જાતને કૃતકૃત્ય માનીએ છીએ. આ બધી ભાવના બાળકમાં પણ બીજ રૂપે હોય છે. અને તે તેને વિકસાવવા માગે છે. તે માટે આપણે તેને જરૂર મદદ કરવી ઘટે.

ઘણાંઓએ એમ ભૂલથી માન્યું કે બાળકોને ઢીંગલી પોતીયાં રમવા દઇને અને તેમની ઘરઘરની રમતને ઉત્તેજીને આ કાર્ય સધાશે પણ એ બરાબર નથી. ઢીંગલી કે ઘરઘરની રમત ઉત્તેજવાથી આપ

બાળકને સાચાને અભાવે તરંગથી છવી લેવાનો રસ્તો માત્ર આપીએ છીએ. તરંગમાં કલ્પેલા પંચ પકવાન્નોથી કોઇ દિવસ કોઇનું પેટ ભરાયું નથી. તેમજ તરંગમાં માની લીધેલાં ઢીંગલાં બાળકો ઉપર વ્હાલ ઠાલવીને બાળકો પ્રેમ કેળવી શકતાં નથી.

બાળકોને તો વ્હાલ ઠાલવવા માટે સાચી છવતી વસ્તુઓ આપીએ એજ જરૂરનું છે. એકાદ બિલાડું કે કુત્તું કે ઘેટું કે પોપટ કે કુકડીનાં પિલાં કે સસલાં વગેરે ઘરમાં રાખવાથી બાળકને અપરંપાર લાભ થાય છે.

એક તો એમાં બાળક વ્હાલ કરે તેનો સાથે સાથ પ્રત્યુત્તર મળી શકે છે. તેથી તેનામાં ખરી સહાનુભૂતિ ને પ્રેમ જન્મે છે. બીજું બાળકથી કેવળ પોતાના તરંગ પ્રમાણે વર્તી શકાતું નથી. સામે છવતું પ્રાણી હોવાથી બાળકને સાચી વાસ્તવિક દુનિયામાં જ આવવું પડે છે. ત્રીજું, તેને સાથે સાથ ખવરાવવા પીવરાવવામાં, ન્હવરાવવા ધોવરાવવામાં તેને રોકાવું પડે છે. તેથી તેનામાં કાલ્પનીક ક્રિયા કરીને સાચા કામની અણઘડતા રહેતી નથી. પણ સાથે સાથ જ બધું કરવાનો આનંદ પણ મળે છે; ને તે કામની સુઘડતા પણ તેનામાં આવે છે.

ચોથું, બાળકનું કુદરતી રીતે પ્રાણીછવન તરફ ધ્યાન ખેંચાય છે. તેમની ખાસિયતો તે ઝીણી નજરે અવલોકે છે; ધ્યાનમા રાખે છે. તેનું વૈજ્ઞાનિક અવલોકનશક્તિને આ રીતે મદદ મળે છે.

એકંદરે માણસાઇથી માંડીને વૈજ્ઞાનિક સુધીના ઘણા લાભો તેમાંથી જન્મે છે. તેથી જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યા માબાપોએ બાળક માટે એકાદ પ્રાણી તો પાળવું જ. અને બાળકને પોતાને તેની સારવાર કરવાની તક આપવી. તેના પરત્વેની સાચી જવાબદારી તેને લેવા દેવી. છતાં તે પ્રાણીમાં આખું કુટુંબ રસ લે એ તો જરૂરનું છેજ

**બાળકને ફરવા લઇ જશો?**

પોતાનાં બાળકોને ફરવા લઇ જનાર માબાપો વિરલા છે; કારણ કે શ્રીમંત માબાપો એ કામ નોકર ચાકરને સોંપી દેતા હશે; ગરીબ માબાપો નોકર ચાકરને અભાવે ફરવા જવાનું બંધ રાખતા હશે. છતાં મુંબઇ જેવા શહેરોમાં ( વસ્તીના પ્રમાણમાં કાંઇ નહિં તોપણ ) ઘણાં લોકો બાળકોને લઇને ફરવા નીકળતાં જોઇશું. પણ એ લોકો મોટે ભાગે બાળકોની દૃષ્ટિએ ફરવા નીકળેલા હોતા નથી. બાળકોને સાથે લઇને નીકળેલા હોય છે. બાળકો મોટાંઓ સાથે જાય છે ત્યારે મોટાંઓ ગાડી કે ક્યાંક અમુક જગ્યાએ ઉભી રાખે છે. પછી બાળકો જરા તરા આમ તેમ કરે છે. અથવા ગાડીમાં તેઓ બેસીજ રહે છે; અથવા માબાપોની સાથે સાથે ફરે છે.

આ જાતના ફરવા દરમ્યાન બાળકોને રેતીમાં ખુબખુબ રમવા મળ્યું છે, કે દરિયામાં પગ પલાળવા મળ્યા છે કે એવી બાળકોની રમત ગમત તેમને મળી છે એવું ક્વચિતજ બને છે, મોટે ભાગે બાળકને કિંમતી કપડાં પહેરાવીને લઇ જવામાં આવે છે ને બાળકને કપડાં ન બગડે તેવી રીતે ફરવાનું હોય છે.

પણ ધારો કે સાંજે માબાપો બાળકને સજ્જ કરાવીને બૅંડ સ્ટૅંડ ઉપર કે બગીચામાં કે ચોપાટી કુલાબા ઉપર રેતીમાં લઇ જાય છે અને બાળકને ત્યાં પુષ્કળ રમવા દે છે. તોપણ મુંબઇ જેવા મોટા શહેરમાં બાળક માટે તેટલુંજ ફરવાનું નથી.

બાળકને મહિનામાં એકાદવાર શાકમાર્કેટો જોવા લઇ જઇએ : તો તેને ત્યાં કેટલાંય વિધવિધ શાકો ઉત્તમ રીતે ગોઠવેલાં જોવા મળે. બાળક પુછે તો શાકભાજીનાં નામો આપશો. બાળકને નવું જણાતું શાક વેચાતું લઇને ઘરે તેના સ્વાદથી તેને વાકેફ કરજો.

કોઇવાર ફળ માર્કેટમાં લઇ જઇએ. ફળ માર્કેટ ફળોના અનેક રંગોથી શોભતું હોય છે અને વાસથી મહેકી રહેલું હોય છે. મોટા શહેરોમાં આવા માર્કેટો બાળકોનાં સંગ્રહસ્થાનોનું કામ સારી શકે.

કોઇવાર બંદર ઉપર લઇ જઇ કેટલી જાતનાં વહાણો ત્યાં પડેલાં હોય છે; માળ કેમ કઢાય છે તે બતાવી શકાય. વળી વિલાયતની સ્ટીમર કેવી હોય તે બતાવવી શક્ય હોય તો દરિયામાં થોડે દૂર ફરવા પણ લઈ જઇ શકો.

કોઇવાર બજારના જુદે જુદે રસ્તે નીકળીને બજારમાં કેટલી વસ્તુની દુકાનો હોય; કેટલા પ્રકારના દુકાનદારો હોય; ને કેટલા વિધવિધ પ્રકારના ખરીદવાવાળા હોય તે બતાવતા ને જોતા જઇ શકો. તે વખતે કાંઇ પણ ખરીદવાનો વિચારજ ન રાખવો

ને બાળકને પણ તે વાત ચોક્કસ કહી દેવી. કારણ કે "આ લઇએ ને આ લઇએ" એવી વૃત્તિ આવે કે શુદ્ધ જોવાની વૃત્તિ ચાલી જાય છે. ને તટસ્થ જોનારે જોકીની ગમ્મત પણ ચાલી જાય છે.

કોઇવાર જૂદાં જૂદાં કારખાનાં જોવા લઇ જઇએ. કોઇવાર મિલ્સ; કોઇવાર બેકરી કોઇવાર કોઇ પુલનાં કે એવાંજ મોટાં મોટાં બાંધકામનાં કામો ચાલતાં હોય તે બતાવવા લઇ જઇએ ને બાળકમાં વૈજ્ઞાનિક તેમજ એંજીનિયરીંગ રસ જગાડીએ. તો કોઇવાર મોટી લાયબ્રેરીજ બતાવીએ.

કોઇવાર દાદર માહીમ વગેરે બાજુમાં જઇ શાકભાજીની કે ફળફુલોની વાડીઓ હોય તે બતાવવા લઇ જઇએ.

મ્યુઝિમ કે વિક્ટોરીયા ગાર્ડન્સને તો સંભારી દેવાની બહુ જરૂર જણાતી જનથી છતાં બહુ થોડાં માબાપો આવાં સંગ્રહસ્થાનોનો બાળકો માટે ઉપયોગ કરતાં દેખાય છે.

જો આપણે અઠવાડિયામાં એક દિવસ પણ બાળકો માટે કાઢી રાખીએ ને તે દિવસે જાતેજ બાળકો સાથે વાતચીત કરતાં કરતાં તેમને આવું આવું જોવા લઇ જઇએ તો તેમને ઘણી જોવાની દૃષ્ટિ મળશે. જીવનનો થોડોક વિશાલ ખ્યાલ આવશે, તેમની વૈજ્ઞાનિક તેમજ જ્ઞાન મેળવવાની બુદ્ધિ ઘણી સતેજ થાશે. ને આપણી ને તેમની વચ્ચેનો અંતરનો સંબંધ વધારે ગાઢ ને વધારે નિકટ થતો જશે. ફરવા જવું ત્યારે જેમ ખરીદવા ન જવું તેમજ મિત્રો કે સગાં સંબંધીઓને મળવા માટે પણ ન નીકળવું. ફરવા જવું ત્યારે તો ફરવાજ જવું.

બાળકને ભેટ આપવાના જૂદા જૂદા પ્રસંગો આપણા જીવનમાં આપણે

**ભેટ કોણ આપે ?** યોજ્યા છે. તે પ્રસંગો આપણે તપાસવા ઘટે છે.

અને યોગ્ય લાગણીના યોગ્ય આવિર્ભાવ તરીકે આવતી ભેટોજ આપણે બાળકને આપવાનો તેમજ બીજાને આપવા દેવાનો રિવાજ રાખીએ. તેમાં કેટલાએક પ્રસંગો અથવા રિવાજો બાળક માટે કેવળ નિષિદ્ધ ગણવા.

ઉપરિ અમલદારને રાજી રાખવા સારૂ હાથ નીચેનો નોકર વર્ગ બાળકો માટે ભેટ લાવે તે અસ્વીકાર્ય ગણવી. લાગવગથી પોતાનો માલ વધારે ખપે અથવા પોતાને વધારે કામ મળે એ વિચારથી અમલદારોને ત્યાં વેપારીઓ, મિસ્ત્રીઓ વગેરે બાળકોને ભેટો મોકલે છે તે પણ અસ્વીકાર્યજ હોય.

કોઇને ત્યાં મેમાન તરીકે વધારે દિવસ રહેવું પડયું, તેનું ખાધું પીધું, તે ઋણના બદલામાં માણસો બાળકના હાથમાં દસ પાંચ રૂપીયા આપે કે કાંઇ મિઠાઇ મેવો લાવી દે તે પણ નિષિદ્ધ. સગાસંબંધીઓ સામાજિક ફરજમાંથી છૂટવા ખાતર બાળકને કાંઇ આપે છે તે પણ નિષિદ્ધ. એવાજ બીજા કોઇ પણ જૂદા હેતુથી આપેલી ભેટો બાળકો. નજ સ્વીકારે. ને આપણે પણ તે બાબતમાં ચોક્કસ 'ના' પાડવાની હિંમત અને ખુલ્લાપણું રાખવું.

બાળકોનાં મિત્ર કેવળ મિત્રભાવે જે બાળકને અર્પણ કરે છે તે બાળક જરૂર સ્વીકારે. તેમજ આપણા મિત્રો સ્નેહભાવે આપણા બાળકોને કાંઇક આપે તે બાળકો જરૂર સ્વીકારે.

સગાં સંબંધીઓ પ્રેમથી બાળકને જે કાંઇ આપે તે બાળક જરૂર સ્વીકારે.

ભેટમાં ભેટની વસ્તુની કિંમતનો પ્રશ્ન નથી. ગમે તે માણસને ગમે તે કારણસર આપણા બાળકને કાંઇ આપી જવાનો અધિકાર ન જ હોય.

મૈત્રીભાવ આ એકજ અધિકાર છે ને તે જેણે મેળવ્યો હોય તેમને ભેટ દેવાનો અધિકાર પ્રાપ્ત થાય.

**તારાબેન.**

**રમતમાંથી સામાજીક શિક્ષણ !**

હો કાં'ના કુંવર હો કાં'ના કુંવર
તમે કેટલા ભાઇ કુંવારા હો રાજ
અચકો મચકો કારેલી.
અમે પાંચ ભાઇ કુંવારા હો રાજ
અચકો મચકો કારેલી.
તમને કયી વહુ ગોરાં ગમશે હો રાજ
અચકો મચકો કારેલી.
અમને (છોકરીનું નામ)—ગોરાં ગમશે હો રાજ
અચકો મચકો કારેલી.
એવી કાળીને શું કરશો હો રાજ
અચકો મચકો કારેલી.
એ કાળી કામણગારી હો રાજ
અચકો મચકો કારેલી.
એને સુંદલો ઘરેણું લે'રી હો રાજ
અચકો મચકો કારેલી.

એને સુંદર્યો ઘરેણું આપશું હો રાજ
અચકો મચકો કારેલી.
વગેરે વગેરે

આ રમત–જોડકણામાં સમાજમાં અત્યારે પ્રવર્તતી રૂઢિઓનું પ્રતિબિંબ છે. બાળકો નાનાં હોય તે વખતે જ માબાપો તેના માટે વહુ કે વર લાવવાની વેતરણમાં હોય. બાળકને કહેવામાં આવે છે કે "તારા માટે ફલાણી વહુ લાવશું ?" "આ કાળીને તો મારા ફલાણા માટે ન લેવાય." આ વિચાર–વાતાવરણમાંથી આ રમત જન્મી હોય એમ લાગે છે.

રમતના નિર્દોષ આનંદમાં આ સામાજિક કુરૂઢિના પ્રતિબિંબને કયાં ગોઠવી મારીએ ? બીજું લગ્નનો મૂળ વિષયજ બાલ્યાવસ્થામાં રમતગમત કે વિનોદના રૂપમાં આગળ ધરવા જેવો નથી. રમતનાં જે ખરાં તત્વો છે તે આ રમત રમવાથી ફલિત થતાં નથી. અલબત, છોકરીઓ હોંશથી ને આનંદથી રમતી હશે ખરી; પણ તેથી કાંઈ તે રમત રમવા યોગ્ય ઠરતી નથી. આમાં તો માત્ર અશિક્ષિત ઘરોમાં થતી વાતોનો પડઘો જ છે.

વહુ 'કાળી' અને તેનેય વળી હાજર છોકરીનું નામ દઇ દઇને ઉલ્લેખ, તેને આટલું જોઇશે, આવા સંજોગોમાં રહેશે વગેરે સામાજિક કરીયાવરના નિયમો સાથે રૂઢિના બંધનો પણ રમતમાં ગોઠવી દીધેલા ! સુંદર સામાજિક શિક્ષણ !

બાળકોને આવા વિષયોથી બચાવીજ લઇએ.

છોકરીઓને સામસામાં ગાવું ને જવું વગેરે જે પ્રિય તત્વો છે તેને માટે આધુનિક લોકકવિઓએ બીજાં તંદુરસ્ત રમત જોડકણાં તૈયાર કરી આપવાં જોઇએ.

પ્રભુલાલ જ. ધોળકીઆ.

## ઉકેલ કરશો ?

[ અમે ઇચ્છીએ છીએ કે વાચકો આ વાંચે, વિચારે અને બીજા વાચકોના લાભાર્થે પોતાનો ઉકેલ અમારા તરફ મોકલે. યોગ્ય શાસ્ત્રીય ઉકેલને 'ગુણસુંદરી' દ્વારા પ્રગટ કરવામાં આવશે. તંત્રી. ]

કમલા મારી પાડોશણની દીકરી. દીકરીને કેળવવાની બાબતમાં પાડોશણ મારી સાથે સંમત છે. હમણાં ચાર મહિનાથી જ એ મારી પડખે રહેવા આવી છે.

કમલા ચાર વર્ષની છે, એક રીતે ચાલાક ને દીર્ઘ બુદ્ધિની છે ને એક રીતે મંદ બુદ્ધિની છે. ઘરનાં કામકાજે બીજી વ્યવહારીક બાબતોમાં તેને ઉંમરના પ્રમાણમાં સારું સૂઝે છે. બીજી લૌકિક બાબતોમાં તેનું બહુ ધ્યાન નથી પડતું.

કમલા અમારી પડખે રહેવા આવી ત્યાં પ્રશ્ન ઉભો થયો. કમલા વગરપૂછે આવે, જ્યાં ત્યાં અડે, ગમે તે વસ્તુ ઉપાડે ને તેનો ગમે તે ઉપયોગ કરે. તાળાં કુંચી, સ્ટવનો સામાન, મારી દીકરીનાં રમકડાં, પુસ્તકો, રેંટીયો કશું જ સુરક્ષિત રહે નહિ ના પાડીએ તો સમજે નહિ અથવા ભૂલી જાય અથવા ધ્યાનમાં રાખીને વિરૂદ્ધ વર્તે.

મને પ્રશ્ન થયો આને બીજાની સ્થિતિને સન્માનવાનું ભાન નથી. માટે તે ખ્યાલ આપવો જોઇએ.

મેં પાડોશણને સલાહ આપી કે કમલાને તમારી વસ્તુ લેવાની બાબતમાં નિયમો આપજો. ને કમલાને પોતાની વસ્તુઓ રાખવા દેજો. તેની વસ્તુઓ તેની રજાથીજ લેવાય વગેરે રાખજો એટલે તે બીજાની વસ્તુઓ પ્રત્યે પણ યોગ્ય માન જાળવશે.

મારે ત્યાં તો તેને રજા વગર આવવાની મેં 'ના' પાડી. બારણામાંથી તે પૂછે કે "આવું ?"

હું તેને મારા કામની વસ્તુને રજા વગર ન અડવાની શરતે આવવા દઉં.

તેના ઘરમાં પરિણામ કાંઇક ઠીક દેખાણું. તેની બાની વસ્તુ હવે તે વીંખી નાખતી નથી, પોતાના કપડાં ને રમકડાં બરાબર ગોઠવે છે.

પણ મારા ઘર પ્રત્યે સમાધાનકારક પરિણામ આવ્યું નથી. થોડા દિવસ તેણે સાવચેતી રાખી એટલે રજા લેવાની પદ્ધતિ મેં ઢીલી મૂકી. તે ગમે ત્યારે આવે ને રમે. પણ હું પોચી થાઉં કે તે વસ્તુનો ગેરઉપયોગ શરૂ કરે છે. હું સખ્ત થાઉં કે સીધી ચાલે છે. આ એક મુશ્કેલી.

બીજી, અત્યારસુધી "આ મારું છે, અમારું છે એને અડતા નહિ" વગેરે બાપા તેની પાસે ન હતી. તે હવે તેને મળી ગઇ છે. તેની સાથેની છોકરીઓને તે હમેશ ના પાડયા જ કરે છે. આ અમારું પગથીયું છે, એને અડવાનું નહિ. આ અમારો થાંભલો છે, આ અમારું ઝાડ છે" વગેરે ગમે તેને અમારું કહીને બીજાને અડવાની ના પાડવાનો તેને શોખ લાગ્યો છે.

આ બાબતમાં મારી કયાં ભૂલ થઇ, તેમજ હવે શું કરવાથી કમલા મારા તારાના જંજાળમાંથી છૂટે ને બીજાનું વીંખી નાખતી મટે તે સવિસ્તર જણાવશો.

એક બ્હેન.

# દ્વિતીય મોન્ટેસોરી સંમેલન

## પત્રિકા ૧.

આ સંમેલન આવતી વસંત ઋતુમાં લગભગ ફાગણ શુદમાં **શારદામંદિર** તરફથી અમદાવાદમાં ભરવાનું નક્કી થયું છે.

સંમેલનની પ્રવૃત્તિનાં મુખ્ય ત્રણ અંગો બનશે. ૧ જ્ઞાનચર્ચા વિભાગ, ૨ પ્રદર્શન વિભાગ અને ૩ રંજન વિભાગ.

**જ્ઞાનચર્ચા:**—ખાસ તૈયાર કરેલ મંડપમાં સવાર અને સાંજના શાંત વખતે જુદા જુદા વિષયો પર વ્યાખ્યાનો થશે, પ્રવચનો થશે, અભ્યાસ અને અનુભવની દૃષ્ટિવાળા નિબંધો વંચાશે, પ્રશ્નોત્તર થશે. આખા ગુજરાતની બાળકેળવણીની પ્રગતિની સરવઇ રજુ થશે.

ગુજરાત અને ગુજરાત બહારના બાળકેળવણીમાં-મોન્ટેસોરી પદ્ધતિમાં રસ લેતા અભ્યાસીઓ, શિક્ષકો, કેળવણીકારો આવશે. યુરોપ અને અમેરિકામાંથી મોન્ટેસોરીના ઉપાસકોના સંદેશ અને નિબંધો આવશે. ખુદ મૅડમ મોન્ટેસોરીનો નિબંધ અને હિંદને સંદેશ પણ આવશે.

સમાજમાં ચર્ચાતી અને કાંઇ અજબ કુતુહલ વૃત્તિથી જોવાતી આ પદ્ધતિનાં તત્ત્વો પર પ્રકાશ પાડનારી આ ચર્ચા થશે.

**પ્રદર્શન વિભાગ:**—આ વિભાગની વ્યવસ્થામાં ત્રણ દૃષ્ટિબિંદુ નજર આગળ રહેશે. ૧ પ્રવૃત્તિ દર્શન, ૨ બાલગૃહ, ૩ સંગ્રહસ્થાન. તેની રૂપરેખા ઘણે ભાગે નીચે મુજબની હશે.

**પ્રવૃત્તિ દર્શન:**—૩ થી ૯ વર્ષનાં મોન્ટેસોરી બાલમંદિરના બાળકોએ કરેલું કામ ગોઠવવામાં આવશે. એટલા નાનાં નાનાં બાળકોનાં ચિત્રો, માટીકામના નમુના, ગાણિતિક ક્રિયાઓના નમુના કે નકશા, વગેરે મૂકવામાં આવશે.

બાળકોના અભ્યાસ દર્શાવતી શિક્ષકની નોંધપોથીઓ, પ્રયોગોને અંગે કરેલા નકશાઓ, બાળકોનો ખોરાક, બાળકોનો પોષાક, બાળકોનું સંગીત, બાળકોનું વાચન, બાળકોનાં ઇંદ્રિયશિક્ષણનાં સાધનો, બાળકોનું સંવર્ધન દર્શાવતા કોઠા વગેરેમાંથી જેટલું જેટલું મળશે તેટલું બધું મુકાશે.

**બાલગૃહ:**—બાળકોને માટે એક સામાન્ય ઘરમાં કેવી વ્યવસ્થા હોવી જોઇએ તે દર્શાવતું એક બાલગૃહ યોજવામાં આવશે.

બાળકનો ઓરડો, તેનું રાચ, તેનો પોષાક, તેનું રમવાનું, તેનું વાચવાનું, તેનું ખાવાનું, તેનાં શિક્ષણસાધનો એવું એવું બાળકોની જ દૃષ્ટિએ વ્યવસ્થિત ગોઠવણી દર્શાવતું આ બાલગૃહ હશે.

સામાન્ય ઘરની સગવડ દર્શાવતા આ બાલગૃહ સાથે એક ગરીબ ઘરમાં બાળકનું સ્થાન કેવું હોઇ શકે તેનો ય નમુનો બતાવવામાં આવશે.

**સંગ્રહસ્થાન:**—બાળકોને કેવા પદાર્થો ગમે છે તે બતાવનારૂં આ સંગ્રહસ્થાન કેળવણીની દૃષ્ટિએ ગોઠવાશે. તેમાં સારાં સારાં આલોચિત ચિત્રો; પશુ પક્ષી, વગેરેના માટીના નમુનાઓ; જાત જાતનાં પીંછાં, કોડીઓ, છીપો, શંખલાઓ, વનસ્પતિના નમુનાઓ, જુની કારીગરીના નમુનાઓ વગેરે હશે.

**રંજન વિભાગ:**—આખા દિવસના પરિશ્રમથી થાકેલા મ્હેમાનોને આરામ અને શાંતિને અર્થે રાતના રંજનાત્મક કાર્યક્રમ રહેશે. એક દિવસ બાળકો પોતાના રાસ, ગરબા, સંગીત, કસરતના પ્રયોગો અને સંવાદોથી અતિથિઓને સત્કારશે. એક દિવસ શિક્ષકવર્ગ તરફથી નાટક, અભિનય,

સંગીત, વગેરે રજુ થશે. એક દિવસ મોન્ટેસોરી બાલમંદિરની ચાલુ પ્રવૃત્તિ દર્શાવનારી ફીલ્મ અને બીજું એવું દાર્શનિક પ્રોગ્રામ બતાવવામાં આવશે.

**વાતાવરણઃ**—સંમેલનનું વાતાવરણ શહેરથી બહુ દૂર નહિ, છતા શહેરની ધમાલ અને ધાંધાટથી બચી શકાય એવી શાંત અને સુઘડ જગાએ જમાવવા વિચાર રાખ્યો છે.

જ્ઞાનચર્ચા માટે એક ખાસ મંડપજ ઉભો કરવામાં આવશે. પાસે જ બંગલામાં પ્રદર્શન ગોઠવાશે. વિનોદવાટિકા પણ એક જુદી વ્યવસ્થામાં છતાં ત્યાંજ રહેશે. મ્હેમાનોના ઉતારા અને એમને જમાડવાની સગવડ પણ આસપાસ નજીકમાંજ રહેશે અને આ રીતે સંમેલનનું વાતાવરણ એકસુરીલું કરવાનો પ્રયત્ન કરવામાં આવશે.

**પ્રચાર કાર્યઃ**—શહેરમાં મોન્ટેસોરી પદ્ધતિ અને સંમેલનના કાર્યની દિશા સૂચવતા વ્યાખ્યાનો—ભાષણો પોળે પોળે ગોઠવવામાં આવશે, શિક્ષકોની અને માબાપોની સભાઓ વગેરે ઉપરાંત પત્રિકાઓ દ્વારા આવી જ માહિતી સ્થાનિક અને બહારનાઓને વખતો વખત આપી આખા ય ગુજરાતનું અને ખાસ કરીને અમદાવાદનું ધ્યાન એ દિવસો દરમિયાન બાળકોનોજ વિચાર કરતું કરવા પ્રયત્ન કરવામાં આવશે.

કામની વહેંચણી પ્રમાણે દરેક પેટા સમિતિઓ પોતપોતાના કામે લાગી ગઇ છે.

સેવક
ભોગીલાલ ત્રિભુવનદાસ
રણછોડલાલ અમૃતલાલ
મંત્રીઓ
દ્વિ. મો. સં. સમિતિ.



## ના. શાસ્ત્રીને આવકાર



સો. જમુબાઇ ઠક્કર, સર લલ્લુભાઇ શામલદાસ, સૌ. જયશ્રી રાયજી, સૌ. શારદા મ્હેતા, ના. શાસ્ત્રી, રા. કરશનદાસ ચીતલીઆ
સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ, લેડી તાતા, સૌ. તારા બ્હેન માણેકલાલ, રા. કે. છો. દેસાઇ, સૌ. હંસા મ્હેતા.



પુસ્તક (?) મું.] એપ્રિલ ૧૯૨૯. [ અંક ૨ જો.

## યમુનાંને આરે

[ સારંગ : " રાજા, તારા ડુંગરીઆ પર બોલે ઝીણા મોર, " એને મળતો રાગ ]

ક્હાન, તારાં કામણગારાં નયણે નાચે મોર !
નયણે નાચે મોર, એણે કીધાં કામણ ઓર !
—રે હાં, નયણે૦—

મોરલાં નાચે ને દિલડાં રાચે રે;
ચાખે રસ, ચન્દ્રશું ચકોર, રે ચકોર, રે ચકોરઃ
—નયણે૦—

ક્હાન, તારી કીકીકેરા બોલે બંસી મોર !
બોલે બંસી મોર, ડોલે ડેલડ આઠે પ્હોર !
—રે હો, બોલે૦—

મોરલી બાજે ને અંતરમાં આજે રે—
ગાજે શો મહુલો ઘનઘોર, રે ઘનઘોર, રે ઘનઘોરઃ
—બોલે૦—

ચમકે ચપળા આભમાં, ટમકે બાદલનીર;
પલકે પળપળ પોપચું, પ્રીતમ પેખે તીર !

જુમનાંને ઘાટે રે, ટળવળું તુજ માટે રે;
વાટેથી વળગ્યો :
થાતો ના અળગો—
એ ચિત્તચોર, રે ચિત્તચોર. રે ચિત્તચોર,
કોરે કાળજકોર !
—ક્હાન !

કેશવ હ. શેઠ.




# સિંધી સ્ત્રી-સમાજ

લેખકઃ રા. જદુરાય ઠી. ખંધડીઆ

મુંબઇમાં જ્યાં જ્યાં હિંદુધર્મના મંદિરો આવેલા છે ત્યાં ત્યાં સફેદ સુરવાળ, ઉપર સફેદ લુંગડું, પગમાં સપાટ અને નાકમાં વાળી સાથે સજ્જ થઇને જતું એકાદ્દ મુલતાની સ્ત્રીજુથ જોઇએ ત્યારે આપણે સાધારણતઃ માની લઇએ છીએ કે આ સિંધી-સ્ત્રી-સમાજ છે. તેનું એક અંગ છે, એક પ્રતિનિધિ છે તેની ના નથી પરંતુ તેમાં સમસ્ત સિંધનું પ્રતિનિધિત્વ નથી.

સમસ્ત સિંધની સ્ત્રીસમાજ કેવી છે તેનો ખ્યાલ ગુજરાતી બ્હેનોને આપવા માટે હું આ તક લઉં છું.

એ ખ્યાલ મેળવવા મારવાડ જંકશનથી થરપારકરનું રણ વીંધીને પશ્ચિમનો સમુદ્ર કે કચ્છના સોનમીઆની બંદરથી બલુચિસ્તાનની નરહદ સુધી વર્ષો સુધી ભટકવા કરતા એકલાં કરાંચી શહેરમાંજ એક ઉંડી નજર નાંખવી વધારે ઇચ્છવાજોગ છે. જેમ પશ્ચિમ, દક્ષિણ અને મધ્ય હિંદમાંના બધા રસ્તાઓ મુંબઇ તરફ દોરે છે, તેમ સિંધની બધી સમાજ નદીઓ કરાંચી-સાગરમાં આવી વિરમે છે. ઉત્તર હિંદ, ઇરાન અને અરબસ્તાનના બધા રસ્તાઓ હાલ તો ત્યાં ભેગા થાય છે. કરાંચી એ મુંબઇનું આજનું હરીફ છે. ઉત્તર હિંદનું મુંબઇ છે. આવતી કાલનું હવાઈ સ્ટેશન છે. લંડન કરાંચી સાથેનો હવાઇ વ્યવહાર જાણે મીયાગામ-ડભોઈની રેલ્વે હોય તે પ્રમાણે નિયમિત જે તારીખે આ 'ગુણસુંદરી' માસિક પ્રગટ થાય છે તે તારીખે શરૂ થઇ ચૂકયો હશે.

મુંબઇ જેવા પચરંગી એ કરાંચી શહેરમાં બીજું જોવા જાણવાનું ઘણું છે, છતાં આ સ્થળે તો એ શહેરના સિંધી-સ્ત્રીસમાજ વિષે લખું તોજ ઉચિત લેખાશે.

કરાંચી શહેરમાં વસ્તી ૨૧૬૮૮૩ ની છે. આખા હિંદુસ્તાનમાં તે વસ્તીના પ્રમાણમાં પાચમે નંબરે આવે છે. ઇંગ્લાંડના શહેરો સાથે સરખાવતાં કરાંચી ન્યુકેસલ-ઓન-ટાઇનની બરાબરી કરે છે. પરાંઓ સાથે લેતાં કુલ વસ્તી ૫૪૨૦૬૫ ની ગણાય અને તેમાં આશરે ૨૦૭૦૦૦ સ્ત્રીઓ છે. આ સ્ત્રીઓમાંથી ૧૭૧૭૫ સ્ત્રીઓ નોકરી, ધંધા મજુરી વગેરે દ્વારા પોતેજ પોતાનો નિર્વાહ કરે છે જ્યારે બાકીની સ્ત્રીઓ પુરૂષાધીન છે.

કરાંચી શહેરની બે લાખની વસ્તીમાંની એ સિંધી સ્ત્રીસમાજમાં હિંદુ સ્ત્રીઓ આશરે ૫૫૦૦૦, મુસ્લીમ આશરે ૪૫૦૦૦, પારસી ૫૦૦, ક્રીસ્ચીયન ૪૫૦૦, જૈન ૫૦૦, યાહુદી ૩૦૦. શીખ ૭૦૦ વગેરે છે.

આ પરથી આપણે જોઇ શકીએ છીએ કે કરાંચીનો સિંધી સ્ત્રીસમાજ તે ઉપલા ૧૧૫૦૦૦) સ્ત્રી વ્યક્તિનું જુથ છે. હિંદુ સ્ત્રી સમાજનીચે પ્રમાણેની કોમોમાં વહેંચાયલો છેઃ-

ગુજરાતીઃ

૧) પારસી ૨) કચ્છી ભાટીયા. ૩) કચ્છી અને કાઠિયાવાડી વાણીયા. ૪) કચ્છી અને કાઠિયાવાડી લોહાણા. ૫) કાઠિયાવાડી બ્રાહ્મણ. ૬) કારીગર વર્ગ. ૭) ખોજા મેમણ અને વહોરા.

**સીંધી:**

(૧) સીંધી પંજાબી. ૨) પુષ્કરણા બ્રાહ્મણ. ૩) સીંધી સારસ્વત બ્રાહ્મણ ૪) સીંધી વાણીયા. ૫) સાતા. ૬) નસરપુરી અને શિકારપુરી. ૭) સીંધી બ્રહ્મક્ષત્રિય. ૮) છાપરૂ પંચવર્ણ. ૯) ભાઇબંધ. ૧૦) દેસાઇ અને હૈદરાબાદી આમીલ. ૧૧) સરાઇ.

ઉપલા વર્ગીકરણ પરથી જણાશે કે સિંધી હિંદુ સ્ત્રીસમાજ જુદી જુદી ૧૧ કોમોનો બનેલો છે.

ઉપર વર્ણવ્યા પ્રમાણેનો પહેરવેશ પહેરનાર માત્ર નંબર ૪, ૫, ૬, ૭, ૮, ૯, અને ૧૧. છે. સીંધી પંજાબી સ્ત્રીઓ પઠાણશાહી સુરવાળ પહેરી ઓઢણું ઓઢે છે. પુષ્કરણા અને સારસ્વત બ્રાહ્મણો લગભગ કચ્છી પહેરવેશ પહેરે છે. ૧૦ નંબરના આમિલો બધાથી જુદા પડે છે. એક પારસી કન્યા કલ્પો અને તેને ચડ્ડી મોજાને બદલે એક ઇજાર પહેરાવી દ્યો એટલે તમને આબાદ આમિલ કન્યા મળી આવશે. મુંબઇમાં પારસી કોમ કેળવણી, સત્તા, ધન વગેરેમાં જેટલી આગળ પડતી છે તેટલીજ સિંધમાં આ આમિલ કોમ છે.

આ કોમમાં સ્ત્રીઓમાંથી તમને મેટ્રીક, ગ્રેજ્યુએટ તો રસ્તે ચાલતાં હાથમાં આવશે. તેમની માતૃભાષા અરબી-સિંધી હોવા છતાં હવે તો ઘરમાં પણ પારસીઓની માફક અંગ્રેજી ભાષા બોલવાનો પવન શરૂ થઇ ગયો છે. ટેનીસ રમે છે. છુટોક સાઇકલ પર ફરવા નીકળે છે. મોટરો હાંકે છે. એવું કોઇપણ ક્ષેત્ર નથી જ્યાં આમિલ સ્ત્રી ન પ્હોંચી-વળી હોય. એમનામાં સ્ત્રી-કેળવણીના આટલા બધા પ્રચારનું કારણ શું તે તપાસતાં મને જે હકીકત જણાઇ છે તે તો વિચિત્ર છે, અને આવું પરિણામ જોતાં ચરડાઓના કેન્દ્રિસ્તાનોને ઘડીવાર ટોપી ઉતારવાનું મન થઇ જાય છે! આમ એમ છે કે એમનામાં વરને વાંકડો આપવાનો રિવાજ હોવાથી (ગુજરાતમાં અનાવિલ કોમમાં આ રિવાજ છે. ને "અનાવલ" ને "આમિલ" એ બે શબ્દોમાં પણ કેટલું સાંકેતિક સામ્ય છે ? ) કન્યાના માબાપોનો મરો થતો. એ મોટી ખોટમાંથી ઉગરી જવા માટે તેમણે કન્યાઓને ખૂબ ભણાવવા માંડી, ને કોલેજમાં મોકલી જેથી કરી કન્યા પોતાનો જીવનસાથી વગર પૈસે શોધી શકે! ભણેલા વરરાજાઓ પણ પૈસા કરતાં ભણેલી જીવન સહચરીને વધુ પસંદ કરે! આ પરિણામ જોતાં, જેમ નરસિંહ મહેતાને પ્રભુ મળ્યા તે માટે મહેતાજી તેમના ભાભીને આભારી હતા, તેમ આ સ્ત્રીકેળવણીના પ્રચાર માટે આ કોમ વાંકડાના રિવાજનેજ આભારી છે! મારી તો સલાહ છે કે જે કોમોમાં સ્ત્રી કેળવણી સુલભ ન હોય તે કોમોમાં જબરજસ્ત વાંકડાનો રિવાજ દાખલ કરવો જોઇએ! પરંતુ આ કોમના સ્ત્રીસમૂહમાં એક ખામી મોટી છે. તેઓ લાજ નથી કાઢતી, પડદો નથી પાળતી. બુરખો નથી ઓઢતી, છતાં તેમને ઘેર તેમનો પુરૂષ વર્ગ ન હોય ત્યારે કોઇ પણ પુરૂષથી જવાય નહિ એવો શિષ્ટાચાર ચાલે છે! તમે જાઓ તો તમને કોઇ જવાબ નહિ આપે! કેળવણીનું જો આજ પરિણામ હોય તો એક ભરવાડણ અને ગ્રેજ્યુએટ આમિલ "મડમ"માં મને ઝાઝો ફેર નથી લાગતો!

બીજી કોમોની સ્ત્રીઓમાં ખાસ જોવા જાણવા જેવું નથી. ગુજરાતમાં જે બાદીના રહેલા છે ને બધા અહીં પણ છે! લાજ, ધર્મઘેલછા, કુથલી, અવિદ્યા લુગડાં દાગીનાના લોભ વગેરે વગેરે શું મુંબઇ કે શું કરાંચી "પ્રભુના સૂજેલા બંદાઓ" "જીવો" સરખા છે!

અહીં કન્યાશાળાઓ ખૂબ છે. ઉપર જણાવેલી દરેક કોમ ઓછામાં ઓછી એક કન્યાશાળા ધરાવે છે પરંતુ તે પ્રાથમિક શિક્ષણ પુરતીજ.

ગિરનિસુસ્તોના દેશમા ગિરનિપણો પગલે પગલેજ થાય તેમાં શી નવાઇ! હાય ને, એટલુંજ.

# અભિમાનના અગ્નિમાં !

લેખકઃ રા. ચુનીલાલ જયશંકર ઓઝા.

રૂપગૌરવથી ડોલતી, ચંપકવર્ણી સોનાએ આજે પતિદેવના પ્રાંગણમાં પ્રથમ પગલાં કર્યાં હતાં. સોના શરમાળ તો નહિ, પરંતુ સ્નેહાળ હતી. અતિ વાચાળ તો ન જ કહેવાય પરંતુ કંઇક વાચાળ તો હતી. કંઇક બુદ્ધિશાળી પણ હતી. છતાં સ્ત્રીઓના સ્વાભાવિક દોષોમાંના એકાદ દોષના દષ્ટાંતરૂપ હતી. શાસ્ત્રકારોએ સ્ત્રીના સ્વાભાવિક આઠ દોષ જણાવેલા છે. તેમાં મિથ્યાભિમાન પણ છે. એ મિથ્યાભિમાન પોતાના રૂપગૌરવથી કહો, પોતાની કંઇક બુદ્ધિમત્તાથી કહો, કે પોતાની સ્વચ્છંદ યુવાનીથી કહો, પરંતુ કાંઇક વિશેષ અંશમાં તેનામા ઘર કરીને રહેલું હતું.

મનુષ્ય દૃષ્ટિ હંમેશાં પારકાના દોષ જુએ છે, પોતાના ગુણ જુએ છે. અનુભવી વિદ્વાનો કહે છે, સુખને સરળતાથી મેળવવું હોય તો પારકાના ગુણ જુઓ, પોતાના દોષ જુઓ. પરંતુ સ્ત્રી અને તેમા પણ થોડી ઘણી કેળવણી પામેલી અને વિદ્યા, રૂપ અને યૌવનના મદથી અભિમાનવાળી થયેલી મિથ્યાભિમાની સ્ત્રી, અનુભવી વિદ્વાનોનું કથન સાભળે, તેના પર વિચાર કરે, અને તેને આચારમા ઉતારે, ત્યારે તો વિદ્વાનોને કાન પકડી પોતાની ભૂલ કબુલ કરવી પડે અને શાસ્ત્રકારોને પોતાના કથન ઉપર હડતાલ મારવી પડે !

સોના સાસરીઆમાં આજે આવી હતી. હોંશ કોડ કોડભરી હતી. સગીન્હાલી યુવાન સ્ત્રીઓ, નાની નણંદો અને મીઠી મશ્કરીખોર પાડોશણોના હાસ્યવિનોદના મર્મો ઝીલતી, આરંભમાં સંકોચાતી પરંતુ ઉત્તરો દેતી, અને વળી નિઃસંકોચ બેધડક મર્મના ભેદ ફોડતી દિવસભર હસતી રમતી અનેરો રંગ માણી રહી હતી.

સ્નેહી સંબંધીની વાતો, રસિક છતાં, હૃદયમાં તેને લુખી જણાતી હતી. યુવાન રસિક હૃદય રસરાજના સમાગમને અંતરથી ઇચ્છતું રસરાત્રિનાં પગલાંના પડઘા સાંભળવા આતુર હૃદયે વાટ જોતું હતું !

× × ×

સુશીલ દિનેશ અભ્યાસમાં આસક્ત હતો. અંતર રસિક હતું. કાવ્યાદિના અધ્યયનથી રસવૃત્તિ પોષાઇ હતી. સ્વભાવે વિનોદી છતાં થોડાબોલો હતો. શાંત અને ગંભીર છતાં પૂર્ણ સ્નેહવિકસિત હૃદયવાળો હતો.

× × ×

નાટયકાવ્યનો અભ્યાસી દિનેશ અત્યારે કલ્પના સૃષ્ટિમાં કાઇ કાંઇ ભાવભર્યાં ચિત્રો જોઇ રહ્યો છે! પ્રથમ મિલન, મધુરમિલન, હૃદયમિલન, સ્નેહમિલનનાં વિવિધ ભાવમય ચિત્રો, ચિત્રપટ માફક તેની સન્મુખ પ્રત્યક્ષ થઇ મીઠી લાગણીઓ ઉત્પન્ન કરી રહ્યાં છે!

પરંતુ કુદરત ઘણીવાર આવી મીઠી લાગણીઓમા મહાલવાનો યોગ લાંબો કાળ ટકવા દેતી નથી. ઇર્ષ્યાળુ કુદરત ! એક સુંદર ભાવભર્યું ચિત્ર તેની દૃષ્ટિએ તરવરે છે. ચંપકવર્ણી સોના, મધુરા નૂપુરના ઝંકાર કરતી, મૃદુ મૃદુ હસતી, શરમથી નેત્રોને નીચા ઢાળતી, પ્રફુલ્લ હૃદયે શૃંગારગૃહમા આવી છે. આવતાં પગની ગતિ અટકી છે, સ્થિર થઇ ઉભી છે, હાથમા પુષ્પમાળા છે, છતાં શરમને લીધે હાથ પાછળ સંતાડી રાખ્યા છે, શુ બોલું, હું બોલું, એ બોલે. એવા એવા વિચારમા છે ત્યા દિનેશ પોતાના પર્યંક પરથી ઉતરી તેની પાસે જાય છે. પ્રિયે ! બોલવા જાય છે, ત્યા તેનો મિત્ર રસેશ પાછળથી છાનોમાનો આવે છે, અને તેની રસભરી વાણીમા પ્રશ્ન કરે છે.

"કેમ ! શાં સ્વપ્નાં જોઇ રહ્યા છો !" . "તું નડતો ને નડતો" જરા ચમકી દિનેશ બોલી ઉઠયો. રસેશઃ "અરે પણ હજી તો એકલા જ બેઠા છો. ભાભી સાહેબ તો લલનાસમાજમાં લ્હેરે ચઢયાં છે, ત્યાં તમને શું નડયો ?"

દિનેશઃ—"તારા સાથે તકરારમાં ઉતરી શકાય તેમ નથી." રસેશઃ "તારી જીભ ઉપર અંકુશ ઓછો છે."

રસેશઃ—"બસ અત્યારથી જ આમ ! ઠીક ત્યારે જઉં છું !"

દિનેશઃ—"ના ના; હું તો હસું છું."

રસેશઃ—"હશે. હું તારી સુખવાસનામાં વિશેષ અંતરાયરૂપ નહિ થાઉં. હું હવે જાઉં છું. પરંતુ દિનેશ ! તું બહુ થોડાબોલો છે. રસિક છતાં હૃદય ખોલી શકતો નથી. માટે..."

દિનેશઃ—એવી એવી સલાહોની મારે જરૂર નથી.

રસેશ ચાલ્યો ગયો.

× × ×

ગગનમાં તારા એક પછી એક ચમકારા કરવા લાગ્યા. સોનાના હૃદયમા પણ સુખના કાલ્પનિક ચમકારા ઉઠવા લાગ્યા. ક્ષણે ક્ષણે હૃદય આતુરતાથી વધારે વધારે ધબકતું ગયું.

× × ×

દિનેશ પલંગપર સુતો છે. સુતો સુતો વાંચે છે. વાંચતાં વાંચતાં દૃષ્ટિ દૂરના દાદર ઉપર દોડાવે છે. આશાભરી દૃષ્ટિ નિરાશ થઇ પાછી વળે છે. ! અનેક વાર આ પ્રયત્ન કર્યો. આખરે કંટાળ્યો ! ચોપડી ફેંકી દીધી. પ્રકાશ ઝાંખો કર્યો, નેત્રો બંધ કર્યાં !

× × ×

હવે સોના આવી. દાદર ચઢી પણ નૂપુરનો ઝંકાર થયો નહિ. ધીરે ધીરે ચોરના પગલે તે ચઢી. લજાતી, સંકોચાતી દૂર ઉભી રહી. પલંગ તરફ દૃષ્ટિએ ફેંકી, શરમથી પાછી ખેંચી લીધી. મિથ્યા કલ્પનાનો પવન મગજમાં સુસવાટ કરતો જાગી ઉઠયો. મનમાં જ ગણગણી ઉઠીઃ "છે કાંઇ હોંસ ! છે કાંઇ હોંસ ! છે કાંઇ ઉમળકા ! હતભાગ્ય ! સોના ! તું દુર્ભાગી છે ! કૉલેજમાં ભણતા છોકરાના હૃદયનો વિશ્વાસ ! હૃદય ! એ વિશ્વાસ ખોટો છે !"

પ્રથમ ગ્રાસે મક્ષિકા !

સોના હતાશ થઇ ગઇ. તેનાં ગાત્રો ઢીલાં થઈ ગયાં. તેના મગજમાં ચક્કર આવવા લાગ્યાં ! તે દૂર એક ખુણામાં જઇ બેસી ગઇ. બેઠી ! અંતર મુંઝાયું ! રડી પડી ! આંસુઓ સારતી ત્યાં જ પડી રહી ! મારે શી ગરજ કે હું તેને જગાડું, એવા મિથ્યાભિમાનથી કાલ્પનિક દુઃખાગ્નિમાં બળતી પડી રહી !

× × ×

થોડી જ વારે દિનેશ નેત્રો ઉઘાડયાં. દૃષ્ટિ ફેરવી. ઝાંખા પ્રકાશમાં ખુણામાં સોનાને સુતેલી જોઇ ! દિનેશ પણ કલ્પનાને ઘોડે ચઢયો. અભિમાની સ્ત્રી ! ઉપર આવી પરંતુ પતિદેવ પ્રતિના વર્તનથી કેટલી અજ્ઞાન ! કેવી મૂર્ખ ! ત્યાં ખુણામાં જઇ સૂઈ રહી ! છે કાંઇ ગરજ ! છે કાંઇ સ્નેહ !

દિનેશનું હૃદય પણ એ રીતે ચણચણી રહ્યું ! મધુર મિલનનાં સ્વપ્નાં ઉડી ગયાં ! બોલાવું ?...ન બોલાવું. શા માટે બોલાવું ! કરતાં કરતાં બળતા હૃદયે જ રાત્રિ વ્યતીત કરી ! કલ્પનાનું ઘૃત મધ્યે મધ્યે એ જ્વાલાને વધારે પ્રજ્વલિત કરતું !

સુખશય્યાનાં ભોગોત્સુક બંનેએ પ્રથમ રાત્રિ એ જ રીતે વીતાવીઃ મિથ્યા કલ્પના અને અભિમાનના અગ્નિમાં !

× × ×

એ અગ્નિ શાંત ક્યારે અને કેવી રીતે થયો એ જાણવા આતુર હૃદયોએ સોના અને દિનેશ **હૃદયમિલનની રહસ્યવાર્તા** પ્રકટ કરે ત્યાં પર્યંત ધૈર્ય ધરવાની અગત્ય છે. વિશેષ ઉત્સુક હૃદયોએ સુવર્ણપુરમાં વસતી સોનાને અથવા દિનમણિ નગરમાં દિનેશને પૂછી જોવું !

# યાચના.

અંતરની આછી વાતડી રે,
આછી ઝબુકે આશ રે, કુળદેવી !
એક જ દીલની યાચના રે.
ખીલી સંસારની વાડિયે રે,
પુરજે પ્રાણવંત વાસ રે, ભાગ્યદેવી !
વાડીની એટલી વાંછના રે. ૧
સૂનો આંબો ને વેલડી રે,
વેલડી વાંછે ફુલ રે, કુળદેવી !
એક જ દીલની યાચના રે.
સુંદર સરોવર સોહતાં રે,
પંકજ હોય જો પ્રફુલ્લ રે, ભાગ્યદેવી !
વાડીની એટલી વાંછના રે. ૨
વિલસે વસન્ત વન વાડિયે રે,
ફુલે ફોરે છે પરાગ રે, કુળદેવી !
એક જ દીલની યાચના રે.
મ્હારા મધુરા માંડવે રે,
એવો ખીલાવો બાગ રે, ભાગ્યદેવી !
વાડીની એટલી વાંછના રે. ૩
વનમાં તે ગાજે મોરલો રે,
વાડીમાં આવે બસંત રે, કુળદેવી !
એક જ દીલની યાચના રે.
કોયલ કોઇ કોઈ કુંજમાં રે,
ઉતારો એવી હસંત રે, ભાગ્યદેવી !
વાડીની એટલી વાંછનો રે. ૪
વન-વનમાં પંખી ખેલતાં રે,
ચંચુમાં ચુંગી ભરંત રે, કુળદેવી !
એક જ દીલની યાચના રે.
મ્હારા તે પ્રાણનું પંખી રે,
ચાહેછે માતૃ-આનંદ રે, ભાગ્યદેવી !
વાડીની એટલી વાંછના રે. ૫

નારાયણજી દ્વિવેદિ



# મોરનું તોરણ.

લેખિકા: બ્હેન સવિતા મનુભાઈ મ્હેતા

તોરણ જેટલું લાંબુ લેવું હોય તેટલી લાંબી લાકડાની અગર કપડાની પટી લેવી. નમુનાને માટે જોઇતી ચીજો નીચે પ્રમાણે લેવી.

૭૦૦ સફેદ ગોળ મોતી.
૩૦૦ ભુરા ખુણાવાળા મોતી.
૧૧૫ પીળા ખુણાવાળા મોતી.
૮૦ લાલ ખુણાવાળા મોતી.
૭૦ ધોળા ખુણાવાળા મોતી.
૫૦ લીલા ખુણાવાળા મોતી.
૨ કાળા ખુણાવાળા મોતી.
૧૬ ભુંગળી ધૂપેલીયા રંગની.
૨૦ નંબરની આંટીનો દોરો.

પહેલા ૧૬ ભુંગળીના કાનસ વતી એક ભુંગળીના ત્રણ લેખે અડતાલીસ સરખા કટકા કરવા.

અને પછી દરેક હાર લેતાં પહેલાં એક પીળુ મોતી, એક સફેદ ખુણાવાળુ મોતી અને એક ભુંગળી લેવી અને પછી નીચે લખ્યા મુજબ મોતી લઇ હાર કરવી. દરેક હારમાં ભુંગળી અને મોતી લેવાનું ભુલતા નહિ.

હા. ૧. પચીસ ધોળા મોતી લઇ હાર પટી સાથે જોડી દો.

હા. ૨. અગીયાર ધોળા મોતી, ૭ ભુરા, અને આઠ ધોળા લઇ હાર જોડી દો.

હા. ૩. બે ધોળા, એક ભુરુ, એક ધોળુ, એક ભુરુ, ચાર ધોળા, આઠ ભુરા, સાત ધોળા લઇ હાર જોડી દો.

હા. ૪. ત્રણ ધોળા. બે ભુરા. ચાર ધોળા દશ ભુરા. ૭ ધોળા. લઇ હાર જોડી દો.

હા. ૫. બે ધોળા. એક ભુરૂ. બે ધોળા. એક ભુરૂ. બે ધોળા. બાર ભુરા. પાંચ ધોળા. લઇ હાર જોડી દો.

હા. ૬. ૭ ધોળા. પાંચ ભુરા. બે પીળા આઠ ભુરા. બે ધોળા. એક ભુરૂ. એક ધોળુ લઈ હાર જોડી દો.

હા. ૭. એક ધોળુ. એક ભુરૂ. એક ધોળુ. એક ભુરૂ. ત્રણ ધોળા. બે ભુરા. એક પીળુ. બે ભુરા. એક પીળુ. એક ભુરૂ. ચાર ધોળા. એક ભુરૂ. એક કાળુ. ત્રણ ભુરા. બે ધોળા લઇ હાર જોડી દો.

હા. ૮. બે ધોળા. બે ભુરા. ત્રણ ધોળા. ૭ ભુરા. ૭ ધોળા ત્રણ ભુરા. એક ધોળુ. એક ભુરૂ. એક ધોળુ લઇ હાર જોડી દો.

હા. ૯. એક ધોળુ. એક ભુરૂ. બે ધોળા. એક ભુરૂ. બે ધોળા. ૭ ભુરા. ૭ ધોળા. બે ભુરા. ચાર ધોળા. લઇ હાર જોડી દો.

હા. ૧૦. પાંચ ધોળા. ત્રણ ભુરા, એક પીળુ. ચાર ભુરા. ૭ ધોળા. એક ભુરૂ. પાચ ધોળા લઇ. હાર જોડી દો.

હા. ૧૧. સાત ધોળા. એક ભુરૂ. એક પીળુ. ત્રણ ભુરા. ૭ ધોળા. એક ભુરૂ. ૭ ધોળા. લઈ હાર જોડી દો.

હા. ૧૨. ૭ ધોળા. બે ભુરા. એક પીળુ. બે ભુરા. ચૌદ ધોળા. લઇ હાર જોડી દો.

હા. ૧૩. પાંચ ધોળા. ત્રણ ભુરા. એક પીળુ. બે ભુરા. આઠ ધોળા. બે પીળા. ચાર ધોળા. લઇ હાર જોડી દો.

હા. ૧૪. ચાર ધોળા. ચાર ભુરા. એક પીળુ. એક ભુરૂ. ચાર ધોળા. બે લીલા. બે ધોળા. ચાર પીળા. ત્રણ ધોળા લઇ હાર જોડી દો.

હા. ૧૫, ત્રણ ધોળા. પાંચ ભુરા. એક ભુરૂ. ત્રણ ધોળા. એક લીલુ. બે ધોળા. એક લીલુ. એક ધોળુ એક પીળુ. એક લાલ. બે પીળા. ત્રણ ધોળા. લઇ હાર જોડી દો.

હા. ૧૬. બે ધોળા. સાત ભુરા. એક ધોળુ. એક ભુરૂ. બે ધોળા. એક લીલુ. ત્રણ ધોળા. એક લીલુ. ચાર પીળા. ત્રણ ધોળા. લઇ હાર જોડી દો.

હા. ૧૭. બે ધોળા. બે ભુરા. એક પીળુ. ચાર ભુરા. બે ધોળા. એક ભુરૂ. બે ધોળા. બે લીલા. બે ધોળા. [illegible] પીળા. ચાર ધોળા. લઇ હાર જોડી દો.

હા. ૧૮. બે ધોળા. સાત ભુરા. સાત ધોળા. એક લાલ. આઠ ધોળા. લઇ હાર જોડી દો.

હા. ૧૯. ચાર ધોળા. ત્રણ ભુરા. એક પીળુ. એક ભુરૂ. ૭ ધોળા. ત્રણ લાલ. સાત ધોળા. લઇ હાર જોડી દો.

હા. ૨૦. પાચ ધોળા. એક ભુરૂ. બે પીળા. એક ભુરૂ. બે ધોળા. એક લીલુ. બે ધોળા. ચાર લાલ. એક ધોળુ. બે લાલ. ચાર ધોળા. લઇ હાર જોડી દો.

હા. ૨૧. ત્રણ ધોળા. બે લાલ. એક ધોળુ. બે ભુરા બે ધોળા. બે લીલા બે ધોળા. આઠ લાલ ત્રણ ધોળા. લઇ હાર જોડી દો.

હા. ૨૨. ત્રણ ધોળા, ત્રણ લાલ, ત્રણ ધોળા, બે લીલા, ચાર ધોળા, એક લાલ, ત્રણ સફેદ ખુણાવાળા. ચાર લાલ, બે ધોળા લઇ હાર જોડી દો.

હા. ૨૩. ત્રણ ધોળા, ત્રણ લાલ, બે ધોળા બે લીલા, ચાર ધોળા, એક લાલ, બે સફેદ ખુણાવાળા, એક પીળુ, બે સફેદ ખુણાવાળા, બે લાલ, ત્રણ ધોળા લઇ હાર જોડી દો.

હા. ૨૪. ત્રણ ધોળા, ત્રણ લાલ, આઠ લીલા, એક લાલ, એક સફેદ ખુણાવાળું, ત્રણ પીળા, એક સફેદ ખુણાવાળું, એક લાલ, ચાર ધોળા લઇ હાર જોડી દો.

આટલી હાર લીધા પછી એક મોર અને અડધાં ઝાડનો નમુનો થશે. ત્યાર પછી બીજી હાર તે વીસમીથી એક સુધી લઇ જાવ આથી બે મોરને એક ઝાડનો ચિત્રમા આપ્યા પ્રમાણે સુંદર નમુનો થશે. પછી જેટલું લાંબુ લેવું હોય તેટલી લંબાઇ લઇ જાવ આથી એક સરસ મોરનું તોરણ થશે.



એક વક્તાએ છાપાંના ખબરપત્રીને જણાવ્યું કે હજુ પોતાને અનેક જગાએ વ્યાખ્યાનો આપવાનાં હોવાથી પોતાનું ભાષણ પ્રકટ થાય એવી તેની ઇચ્છા નથી. કારણ કે તેઓ બીજી સભાઓમાં હાજરી પણ આપી શકે. બીજે દિવસે છાપામાં છપાયું—

" શ્રી...ઘણું સુંદર વ્યાખ્યાન આપ્યું હતું. તેમણે ઘણી ઘણી સુંદર વાતો કરી હતી પરંતુ અમારાથી તે આપી શકાય એમ નથી. "



# વાંક વિધાતાનો !

લેખક: રા "મયૂખ"

વ્હાલી પ્રિયંવદા,

શું લખું બ્હેન ? સળગતા સંસારની ભયાનક જ્વાળાઓમાં હું મનમાં ને મનમાં બળી ઘણી રીઝાઇ મરૂં છું. મ્હારી માતાએ મ્હને ગળથુથીમાંજ વિષ કેમ ન દીધું ! ઇશ્વર દયાળુ કહેવાય છે પણ એને દયાજ ક્યાં છે ? મ્હને જન્મ આપ્યો તો આ સડેલા હિંદુસંસારમા શે જન્માવી ? આ બધું વિચારતાં મ્હારા હૃદયમા દાઘના ભડકા ઉઠે છે. જગતમાં જન્મીને મ્હેં સુખ નથી જોયું ! આનંદ પણ નથી માણ્યા. મ્હારા વદન ઉપરનાં હાસ્ય રેલાઇ ગયા છે–મ્હારા હૃદયમાં વિષાદનેજ સ્થાન છે. વાંક વિધાતાનો ! ત્યા કોનો દોષ દઉં !

મ્હારા પિતાએ દિકરી સુખી થાય એ આશાએ કુલીન અને ખાનદાન કુટુંબમાં પાંચ હજારની પરઠણ આપીને મ્હારૂં લગ્ન કર્યું: પણ એમની એ આશાના મિનાર તૂટી પડ્યા બહેન શું કહું ? જગતમા મ્હારા જેવું દુઃખ કોઇનેય ન હજો.

સાસરિયાંમાં મ્હારે કોઇ ન હતું. મ્હારા પતિ નિરંકુશ સ્વચ્છંદિ વાતાવરણમા ઉછર્યા હતા. દુર્ગુણોના મહાસાગર હતા. એમનામા કયો દુર્ગુણ નહિ હોય એજ વિચારનો પ્રશ્ન થઇ પડે. હું વયમાં આવેલી એટલે મ્હારા પિતાએ મ્હને સાસરે વળાવી. પહેલું અઠવાડિયું તો ઠીક ઠીક પસાર થયું; પણ પછી તો મ્હારા પતિનું રૂપ પ્રકાશમાં આવ્યું.

કુલીનને ઓછીજ કેળવણીની જરૂર હોય છે ? એમના હૃદયમાં ભણતર એટલે અકુલીનને કન્યા મેળવવાનું એક સાધન ! આવો ફાંકો હંમેશાં કુલીનતાના ખડખાંઓ, પૂર્ણ હેવાનીયતથી ભરેલાં હોવા છતાંયે રાખે છે. સ્ત્રી એમને મન ફુરસદના સમયે રમવાનું રમકડું છે–અવકાશી આનંદ મેળવવાનું સાધન છે. એની કિંમત, આપણા હિંદુ સમાજમાં હલકામાં હલકું કામ કરનારી–વાસણ માંજનારી કે ઝાડૂ કાઢનારીના જેટલીયે નથી. સ્ત્રીનો કાંઇ જીવ છે ? એ કાંઇ માણસ છે ? ચોપગાં જનાવરની એના કરતા વધુ સંભાળ લેવાય છે.

શાસ્ત્રકારો ડોંમડીમ વગાડીને કહે છે કે પતિ એટલે પૃથ્વી ઉપરનો પ્રભુ; દુનિયા ઉપરનો દેવ ! ભલે પછી એનામાં–પ્રભુતા કે દેવત્વ કાંઇ ન હોય. શાસ્ત્રકારોએ એને પ્રભુતા વરાવી જ દીધેલ છે ને ! ઓછી જ એને મેળવવી બાકી રહે છે !

મ્હારા પૃથ્વી ઉપરના પ્રભુ કુલીન રહ્યા એટલે એમને કેળવણીની જરૂર તો જણાયેલી જ નહિ ! કોણ જાણે નાનપણમાં પાટી ઉપર ધૂળ નાખી હોય તો ! માબાપ શૈશવમાં જ દેવ થયેલાં એટલે કાકાને ત્યાં ઉછર્યા. માબાપવિહોણા બાળકને કાંઇ કડવું કહેવાય ? લોઢો ચૂંટી ખાય ! કાકાએ એ બીકે એમના પર જરીય અંકુશ ન રાખ્યો અને એમનું જીવતર એળે ગયું. દુરાચારી વાતાવરણની છાપ બચપણથી જ એમના ઉપર પડી. મ્હારો સંબંધ બાંધવા ગયેલા ત્યારે મ્હારા પિતાને તેમણે ઉઠાં ભણાવેલાં. એમના કાકાએ કહેલું કે, ' મ્હારો પ્રિયકાન્ત હજુ ભણે છે. ' મ્હારા પિતા સીધી લીટીના માણસ એટલે આ રૂઢિપૂજકોની જાળમાં ફસાયા. અને રૂપીઆ પાંચ હજારની પરઠણે એ કુલીન વરની સાથે મ્હારૂં સગપણ નકકી થયું–અમે પરણ્યાં. દુનિયાનો કાયદો છે કે ' પરણ્યા એટલે પાદશાહ ' ' મૂળ મીયાં ગાંડા અને ભાંગ પીધી; ' પછી બાકી શું રહે !

દુરાચરણી મિત્રોની સલાહથી એમણે કાકા સાથે ઝઘડો કીધો; અને અમે જુદાં થયાં. કાકાની પાસેથી એમના પિતાએ મૂકેલી મિલ્કત અને પરઠણના રૂપીઆ લઇ લેવાયા. સ્વચ્છંદીને હવે કોઇ કહેનાર કે પૂછનાર ન હતું. કોઇક વખત હું કાંઇ કહેતી તો મ્હારો વાંસો એવડો થઇ જતો. બહેન ! શું કહું ? આજે મ્હારૂં એકે અંગ એવું નથી કે જે ખોખરૂં ન થયું હોય. વિના વાંકે હું–નિરપરાધીનો એ નરરાક્ષસ મારીમારીને દમ કાઢતો. પરણે પૂરા પાંચ માસેય ન વીત્યા ત્યાં તો આ દૈયાહોળીમાં સળગીને મ્હારૂં શરીર નંખાઇ ગયું. મ્હારા ચ્હેરા પર નૂર ન રહ્યું. તે દારૂ પીએ, ગાંજો પીએ, જુગાર રમે અને પરસ્ત્રીગમન કરે, કશુંયે બાકી ન હતું. આ હૈયાની મારપીટ અને નારકી જીવનથી હું કંટાળી ગઇ. દોઢ બે વરસમાં એણે મિલ્કત ફના કરી. મ્હારા અંગ ઉપરનાં ઘરેણાં વેચી ખાધાં. ઘરબાર ગુમાવી દીધું. પૂરૂં બે ટંક ખાવાનાયે સાંસા થયા. હવે મ્હારાથી ન રહેવાયું. મ્હેં એમને કહ્યું, ' હજી કાંઇ સમજો. મ્હારૂં ગરીબનું કહ્યું માનો. ભલે આપણી પાસે પૈસો નથી, તો કાંઇ ચિંતા નહિ, એ દુરાચારીઓની સોબત મૂકી દો અને કાંઇ નોકરી ધંધો કરો. સન્માર્ગે ચાલતાં સુકી બાજરો મળશે તે ખાશું પીશું ને આનંદ કરશું. ' ત્યાં તો એ નરાધમે મ્હારાં માબાપને ન કહેવાય એવાં વચનો કહ્યાં અને ધોકે ને ધોકે મ્હારાં હાડ ભાંગી નાખ્યાં. એ સમયે હું સગર્ભા હતી. મ્હારા પેટમાં પાંચ માસનું બાળક હતું. એણે તો ક્રોધમાં ને ક્રોધમાં મ્હારા પેઢામાં એ પાંચ લાત લગાવી દીધી. એ હેવાનને શું ? હું બેભાન થઇ. ફસડાઇ પડી. બે ત્રણ દિવસમાં મ્હને કસુવવાડ થઇ. મ્હારા શરીરની સર્વ શકિત હરાઇ ગઇ. એ દુષ્ટે મ્હને એક ઓરડીના અંધારા ખુણામાં નાખી મૂકી. મ્હારાં દયાળુ કાકીજીને ખબર પડી હશે એટલે તે આવ્યાં અને મ્હારી–સારવારમાં રહ્યાં. મ્હારા કાકાજીએ મ્હારે માટે દવાનો પ્રબંધ કર્યો. એ દયાળુ વડિલોની કૃપાથી અને એમની કાળજીભરી સારવારથી હું બચી. હવે તો મ્હારા પતિએ ઘરમાં આવવાનું યે બંધ કર્યું. છચોક જુગાર અને વ્યભિચારમાં એ મસ્ત બન્યા. પાસે પૈસા ખૂટયા એટલે ચોરી કરતાં શીખ્યા. એક ચોરીના કેસમાં એમની ટોળકીને પકડવામાં આવી અને આરોપ સાબીત થતાં દરેકને ત્રણ ત્રણ વરસની સખત મજુરી સાથે જેલ મળી. કાકીજી મ્હને તેમને ત્યાં લઇ ગયા. કંઇક મ્હારૂં શરીર સારૂં થયું. મ્હારા પિતાજીને મ્હારા કાકાએ બધું લખી નાખેલું એટલે તેઓ આવ્યા અને મ્હારી સ્થિતિ જોઇ ઘણાજ ખિન્ન થયા.

અત્યારે હું પિતાજીને ત્યાં છું. મ્હારૂં શરીર ઘણુંજ અશક્ત થઇ ગયું હતું. કારણ કે એ નામર્દાનો દુષ્ટ રોગ મ્હને લાગુ પડયો હતો અને મ્હારે આખે ય શરીરે ગરમી નીકળી હતી. એ દુષ્ટે હું ત્યાં હતી ત્યારે તો ન-જ પત્તા દીધી પણ અહીં મ્હારા પિતાને ત્યાંય એના દુષ્ટ રોગે મ્હારો પીછો ન મૂક્યો. સારી દવા અને સારવારથી મ્હને આરામ થયો. હવે મ્હારા શરીરમાં નવું જોમ આવવા લાગ્યું છે. ભૂત જીવનના બનાવો સ્વપ્નવત થયા છે. જેલમાંથી કદાચ એ છૂટીને આવે તોય એને ત્યાં તો હું નથી જ જવાની. મ્હારા પિતા પણ એ નરરાક્ષસને ત્યાં મ્હને મોકલનાર નથી. કુલીનતા અને ખાનદાનીના મોહમા દિવો લઇ કુવામા પડ્યાની ભૂલ એમને સમજાઇ છે. અને મ્હને કોઇ વાતે ઓછું ન આવે એવા બધા પ્રયાસો એ કરે છે

મ્હારી સલાહથી એમણે એક ત્યક્તાશ્રમ કાઢ્યો છેઃ એમાં મ્હારા જેવી દુઃખી સધવાઓને તેમજ વિધવાઓને આશ્રય મળે છે. સવાર સાંજ આશ્રમમા સારા બોધદાયક પુસ્તકો વાંચવામા આવે છે; અને નિર્દોષ રમતગમતમાં કાળ નિર્ગમન થાય છે. આશ્રમને અંગે એક ઉદ્યોગશાળા ખોલી છે અને તેમા રૂ પીલવાથી માંડીને હાથવણાટની શાળો ઉપર કાપડ વણવાનું કામ દરેક બ્હેન કરી શકે તેવું શિક્ષણ આપવામા આવે છે. અમે ખાદી બનાવીયે છીએ અને એનાંજ વસ્ત્ર પહેરીયે છીએ. વધે તેટલું કાપડ ગામમાં વેચાય છે. અમારૂં કાપડ મોંઘું પડવા છતાંયે સમાજ સ્વીકારે છે. કારણ કે સમાજને જ પાપે તિરસ્કૃત થયેલી, પવિત્ર જીવન ગાળતી, દુઃખી બ્હેનોની એ પ્રસાદી છે. એ આવકમાંથી આશ્રમનો ખર્ચ નીકળે છે. હું એ દુઃખી બ્હેનોની સેવા કરૂં છું. અને એમના અંતરની આશિષ મ્હારા હૃદયમાં સેવાભાવનો નવ ઉત્સાહ અને બલ પ્રેરે છે.

હાલમાં તો હું મઝામાં છું. ત્હારી કુશળતાનો પત્ર નથી તો લખજે.

તું તે અમને શાની સંભારે! સાસરી ખૂબ સદી ગઇ લાગે છે! પૂર્વજન્મના પુણ્યે ત્હને પ્રિયંવદભાઇ મળ્યા છે, નહિ તો...

ત્હને અને પ્રિયંવદભાઇને મ્હારાં માતુશ્રી ઘણું જ સંભારે છે. એક વખત આશ્રમ જોવા તો આવી જાવ. એવું તે શું છે કે પિયેર સાંભરતુંજ નથી! વરણેલી તો નથી થઈ ગઇને!? ક્યારેક સ્નેહીઓનેય સંભારવાં પડે, હો કે, ભૂલી ન જવાય.

ત્હારાં પૂજનીય સાસુજીને મ્હારાં પાયેલાગણ. પ્રિયંવદભાઇને ઘટિત. અને પેલો તોફાની પંકજ તો રહીજ ગયો. બામારી બામારી કહી કહીને મ્હારો જીવજ કાઢી નાખતો ખરૂંને! એને મ્હારાં સ્નેહચુંબન. અને ત્હને?

સાંભરતી હોઉં તોઃ—

**શકુંતલાનાં સ્નેહ-સ્મરણ.**

---

સ્ટેશનથી ઘરે જતાં ઘણુંજ મોડું થયું એટલે અંધારું થવા આવ્યું હતું. રસ્તો ઘણો ઉજ્જડ હતો. તે જતો હતો ત્યાં પાછળ કોઇ આવતું હોય એમ લાગ્યું એટલે તેણે વધુ ઉતાવળે ચાલવા માંડ્યું પાછળની વ્યક્તિ પણ વધુ ઉતાવળે ચાલવા લાગી. આથી વધુ શંકા ઉપસ્થિત થતાં એક કુવાને ફરતે ને ફરતે પાંચ વખત ફેરો કર્યો. પાછળ પેલી આકૃતિએ પણ એજ પ્રમાણે કર્યું. હવે ધીરજ ન રહેતાં એ વ્યક્તિની સામે જઇ તેણે પૂછ્યું: " તારે શું જોઇએ છે ? મારી પાછળ કેમ પડ્યો છે ? "

" હું આ પાર્સલ મી. ......ને પહોંચાડવા જાઉં છું. સ્ટેશનના મજુરે મને તમારી પાછળ જવાથી મી. ......નું ઘર મળશે એમ કહ્યું. કારણ કે તે વખારી ખાતામાં જ રહે છે. "

# જનની

તારલા ઘડીક ચમકી આથમે;
એના ઉરનો અખંડ ઉજાસ રેઃ
જનની સખી ! જુગજુગ જીવો રે.

સરિતાનાં નીર કદિ ખુટતાં;
એના ઉરમાં સાગરભર્યો સ્નેહ રેઃ
જનની સખી ! જુગજુગ જીવો રે.

જગદેવી જગને ઝુલાવતી;
કંઇ બાળને ઝુલાવે એની માત રેઃ
જનની સખી ! જુગજુગ જીવો રે.

પુનમે પુરો પ્રકાશે ચન્દ્રમા;
એની પ્રીતિનો અખંડ પ્રકાશ રેઃ
જનની સખી ! જુગજુગ જીવો રે.

પ્રભુને ભળાવી પ્રાણ જગ ઉંઘે;
માત ખોળે નિશ્ચિંત ઉંઘે બાળ રેઃ
જનની સખી ! જુગજુગ જીવો રે.

સાગરમાં ભરતી ઓટ આવતા;
એના હૈયાના હેતને ન ઓટ રેઃ
જનની સખી ! જુગજુગ જીવો રે.

ચમકે શીળી ચન્દ્રમાની ચાંદની;
એમાં જગજન ઉલ્લાસે ન્હાય રેઃ
જનની સખી ! જુગજુગ જીવો રે.

ચમકે એવી માતૃસ્નેહ ચાંદની;
એમાં રમતાં આનંદે એનાં બાળ રેઃ
જનની સખી ! જુગજુગ જીવો રે.

' રસિક '

# શહેરનું સ્ત્રીજીવન

લેખક : રા " પ્રસાદ ".

લેખાંક: ૪' થો–ચારૂલતા.

ચારૂલતાને કાંઇ પૈસાના લોભે તેના બાપે નાનપણમાં પરણાવી નહતી, પણ પુત્રીને પરણાવવાનો લ્હાવો લીધા વિનાજ પોતે લાકડાં ભેગાં થઇ જાય એ ધાસ્તીથી તેમણે ચારૂનું લગ્ન તે આઠ વરસની હતી ત્યારેજ કરી નાખ્યુ હતું. નવમું વરસ બેસતાંજ ચારૂ વિધવા થઇ, અને પિતાને પણ ખોયો. માતા તો નાનપણમાંજ મૂકીને ચાલી ગઇ હતી, જેથી તેની વૃદ્ધ કાકીને ત્યા જઇ રહી. કાકીને આગળ પાછળ કોઈ હતું નહિ, તેથી તેણે ચારૂને ભણાવી. ચારૂ મૂળથીજ ચાલાક હતી, તેથી તેણે સહેલાઇથી સાત ચોપડી પુરી કરી, અને નીશાળેથી ઉઠી ગયા પછી બાકીનો સમય નવલકથાના વાંચનમા ગાળવા માંડયો.

ધીમે ધીમે તેણે યુવાવસ્થામા પ્રવેશ કરવા માંડયો. ને વિચારશીલ હતી, સમજુ હતી. પોતાની સ્થિતિનો ખ્યાલ ને બરાબર સમજી. સખીઓના ગૃહસંસારના વાતો સાંભળી તેને કેમ અદેખાઇ ઉત્પન્ન ન થાય ? પોતાને આ સુખનો અધિકાર નથી એ વિચારજ તેનું કાળજુ કંપાવી નાખતો. નવલકથાનું વાચન, સખીઓનો સુખી સંસાર, અને પોતાની વિધવાવસ્થા જેનાં તેનું મન કાબુમા ન રહ્યું. તેણે અધઃપતનમા પગ માડયો.

જ્યા સુધી માણસ અધઃપતન તરફ વળતુ નથી, ત્યા સુધીજ બધી શરમ અને મર્યાદા તેનામા વાસ કરી રહે છે. અધઃપતનમાં પગ મૂકતા પહેલાંજ તેનુ હૃદય ડંખે છે, તેની મનોવૃત્તિઓ વચ્ચે તુમુલ યુદ્ધ જામે છે, પણ એકવાર તેમાં પગ મૂક્યા પછી દરેકનામાં શરમ અને મર્યાદાનો અંશ ઓછો થતો જાય છે.

ચારૂની બાબતમાં પણ તેમજ બન્યું. તેણે ન્યાતજાતનો ભેદ રાખ્યા વગર પોતાનું હૃદય એક દારૂડીઆને અર્પ્યું ' તે જાણતી હતી કે આ માણસ શરાબ અને સુંદરીમાં ચકચુર રહે છે, છતાં તેનેજ દિલ દેવાનું કારણ કાંઇ કલ્પી શકો છો ?- ચારૂ ભણેલી હતી, તેનામાં સારાસાર સમજવાની શક્તિ હતી, હિન્દુ-સમાજની જાલીમ રૂઢીઓને તે ધીક્કારતાં શીખી હતી છતાં આવા માણસનો આશરો તેણે કેમ પસંદ કર્યો ? તેણે જોયુ કે હિન્દુ-સમાજમાંથી કોઇ સુશીક્ષિત નવજુવાન બેધડક બહાર આવીને તેનો હાથ પકડી પુનર્લગ્ન કરવા તૈયાર નથી. તેણે ઘણા યુવકોને કસી જોયા, પણ જાહેર રીતે કોઇએ તેનો હાથ પકડવાની હીંમત કરી નહિ. તેને સ્પષ્ટ રીતે દેખાયું કે હિન્દુસમાજ બાયલા, હીચકારા અને વાણીશૂરા યુવાનોથીજ ઉભરાઇ જાય છે. તેના મનની આવી સ્થિતિનો આ દારૂડીઆએ લાભ લીધો તેણે ખુલ્લી રીતે ચારૂને પોતાના ઘરમાં રાખી. દારૂડીઆ માણસને " આબરૂ " જવાની ચીંતા હોતીજ નથી, અને ક્ષણીક મોહના ફસાઇને તે ગમે તેવા વચનો આપતાં પણ અચકાતો નથી. ચારૂ તેની આ બાજીનો ભોગ થઇ પડી છે. તે નથી જાણી શકી કે આ માણસે લગ્ન કરવાનું વચન મોહના કેફમાં આપેલું છે. હાલ તો ચારૂ ખુશીથી તેના મકાનમાં રહે છે, સૌભાગ્યવતી જેવાં વસ્ત્રો સજે છે, બધા અલંકારો પહેરે છે, અને કપાળમાં કુમકુમનો ચાલ્લો કરતાં પણ ડરતી નથી–કુવે પાણી ભરવા જતાં કે તળાવે કપડાં ધોવા જાહેર રીતે બેધડક સૌભાગ્યવતીનાં વસ્ત્રો પહેરીને જતાં અચકાતી નથી. પેલાને તે વૈદિક વિધિથી લગ્ન કરવા વારંવાર સમજાવે છે પણ તે તો તેને મીઠા બોલથી ગમે તેમ સમજાવી દે છે. પરંતુ તે તેને જીંદગી પર્યંત પાળશે ખરો કે ! અને ન પાળે તો કોનો વાક !

## ગુજરાત કોલેજની હડતાલ



**મીસ મંદાકિની પંડિત**

વિદ્યાર્થીની બ્હેનોનાં આગેવાન પ્રીન્સીપાલે એમની સ્કોલરશીપ ખુંચવી લેવાની ધમકી આપી હતી છતાં અડગ રહી એમણે પીકેટીંગ કર્યું હતું.




લેખિકા : શ્રી. સુરજબ્હેન ચં. કાજી.

કાશ્મીર પૃથ્વી ઉપરનું સ્વર્ગ અથવા નંદનવન કહેવાય છે. નંદનવન એક કલ્પીત વન છે, જ્યારે કાશ્મીર તો સાચેજ એક સૃષ્ટિસૌંદર્યથી ભરપુર પ્રદેશ છે; એને નંદનવન કહે છે તે અસ્થાને નથીજ. કાશ્મીરના કુદરતી દેખાવોનું વર્ણન વાંચી ઘણી વખત એ રમણીય સ્થાન જોવાની ઉત્કંઠા થતી: પ્રભુએ એ ઇચ્છા પૂરી કરી.

મુંબાઇથી રાવળપીંડી (૧૦૪૨-માઇલ) જવાને બોમ્બે-પેશાવર મેલ બહુ સગવડ ભરેલો છે. ૪૬ કલાકમા પહોંચી જવાય છે, ત્યાં મૉટર લૉરી મળી રહે છે. શ્રીનગર ત્યાંથી ૧૯૯ માઇલ દુર છે. ૩૮ માઇલ મુકયા પછી સની બેંક ૬૦૫૦ ફીટ દરીયાઇ સપાટીથી ઉંચુ આવે છે. મરી હીલસ જવા માટે બે માઇલ ઉંચે જવું પડે છે. અંહી પાઇનના ઝાડોથી ભરેલા ડુંગરો, તથા નીચે ખીણ અને હરીયાળા મેદાન એ બધાથી દેખાવ ખુશનુમા લાગે છે. ૪૧ માઇલ મુકયા પછી કુહાલા આવે છે ત્યાંથી કાશ્મીરની હદ શરૂ થાય છે, અને જેલમ નદી (બે મહીનામાં બરફ ઓગળવાને લીધે વધારે પાણી વધારે રહે છે) પુર જોશમાં સાપોલીઆની માફક વાંકી ચુંકી થતી, અફળાતી, ઘુઘવાટ કરતી ઠેઠ શ્રીનગર સુધી સાથ આપતી આવે છે. શ્રીનગર સુધીમાં ૧૧ પડાવ આવે છે, દરેક પડાવ આગળ ડાક બંગલો છે. ગરી ૭ મો પાડવ છે, અને લગભગ વચ્ચવચ આવે છે, એટલે અમે ત્યાં રાત રહ્યા હતા. ડાક બંગલા પાસે જેલમ તાલ સુર સાથનું મધુરૂં સંગીત સંભળાવી રહી હતી, આગળ ગુલાબના કમાન જેવા માંડવા તથા કૃષ્ણકમળના ફુલોની સુવાસ, શાન્ત વાતાવરણ, આ બધું સર્જનહારની મહત્તા દર્શાવના મુંગો બોધ આપતું.

ગરી મુકયા પછી ચીનારી આવે છે. અહીં ચીનારના કેટલાક મોટા મોટા ઝાડો નજરે પડે છે. ચીનારના પાંનરા ઘણા ખરા ચારથી પાંચના ઝૂમખામાં હોય છે. પાણીના ઝરણા તો અંહી તંહી ધસારાબંધ પડતા દેખાયજ છે. સરૂના ઝાડને મળતા એક જાતના ઝાડો અહીં બહુ છે, તે તથા દેવદારના ઝાડો અને નીચે લીલુંછમ ઘાસ, તેના ઉપર પીળા લાલ સફેદ ફુલો, એ તો જાણે કુદરતે તરાહ પાડી ગાલીચો બીછાવ્યો હોય એમ લાગે છે. બે મહીનામા રંગબેરંગી ગુલાબ પુષ્કળ થાય છે, ખીલે છે, અને કરમાય છે. અગીઆરમો

એકઠા થાય છે. તે લીડાર નદીને મળે છે. અંહી ચારે તરફ ડુંગરો આવી રહ્યા છે. કોઇ વાર તો એમ ભુલાવો ખવાય કે અંહીથી બહાર જવાનો રસ્તો કયાં હશે? અંહી જુન મહીના પછી રહેવાય છે. તોએ ઠંડી અને વરસાદ કોઇ વાર નડે છે. તંબુમા રહેવાનું એટલે બહુ વરસાદ આવે તો તંબુમાં પાણી આવવાનો સંભવ ખરો.

પહેલગામ જતાં અવંતીપુર, અનંતનાગ અથવા ઇસલામાબાદ, અછાબલ, મારટંડ, તથા વેરીનાગ આવે છે. અવંતીપુરમાં મંદીરોના ખંડીયર શીવાય હવે કંઇ નથી. અનંતનાગમાં પાણીના ઝરા છે, તેનું પાણી બાંધી લઇ તળાવ જેવું કર્યું છે ખીર-ભવાની માતાનું મંદીર છે. ગભ્ભા આસન અંહી બનાવે છે. મારટંડમાં સુર્યનારાયણનું મંદીર છે, અને પાણીના ઝરા છે. આ સ્થળ જાત્રાનું ગણાય છે. અમરનાથ જનારા પહેલા અહી આવે છે. અછાબલમાં બગીચો લગભગ નીશાત બાગને મળતો છે. તંબુ માટે સારી જગા છે. પાણીનો ઝરો છે જે ઉત્તમ ગણાય છે.

વેરીનાગ ૯૦૦૦ ફીટ ઉંચે છે, ત્યાંથી જેલમ નીકળે છે. અસલ મોગલ બાદશાહના વખતનો અહિં બગીચો છે. ત્યાંના દેખાવ મનહર છે.

પહેલગામથી જતાં ચંદનવાડી, શેષનાગ અને પંચતરણી આવે છે. ટટ્ટુ ઉપર જવાય છે. કેટલીક જગાએ રસ્તો ખરાબ છે. ત્યાં ઉતરવું પડે છે. શેષનાગ તથા કોલ્હઇ બંન્નેના પાણી ખળખળાટ વહી જાય છે, તેમજ ઉંચા ડુંગરો ઉપરથી પાણીના ધોધ પણ સુંદર દેખાય છે.

શેષનાગ ૧૨૦૦૦ ફીટ છે. ઝોજપાલ થઇને અહીં દશ માઇલે પહોંચાય છે. ડુંગર ઉપર પાણીનું તળાવ મોટું છે, જે જુન સુધી ઠરી ગયલું રહે છે; પછી ઓગળી જાય છે એટલે મોટો ધોધ પડે છે. ભાવિક જાત્રાળુ અહિં ગમે તેમ ડુબકી મારવામાં સાર્થક માને છે. પંચતરણીમાં પાંચ નદી મળે છે. અહીંથી અમરનાથ પાંચ માઇલ છે અને બરફ ઉપર થઇને જવું પડે છે. લોકો સવારમાં જઇ બપોર પહેલા પંચતરણી પાછા આવે છે. અમરનાથના લીંગ વિષે એવી દંતકથા છે કે એક સફેદ કબુતરની જોડ ત્યાં બળેવને દિવસે દર્શન કરવા આવે છે તે મહાદેવજીના ગણ છે એમ કહેવાય છે. જે લોકો અમરનાથની સાથે આના દર્શન કરે છે તે ભાગ્યશાળી ગણાય છે. કાળ કેટલાએ અવનવા બનાવો ભુલાવતો હશે પણ કેટલાક દિવ્ય દ્રશ્યો તો સ્મૃતિના પટ ઉપર જીવનમાં ચેતન રેલાવતા લાંબો વખત રહેતા હશે. કાસ્મીરના દશ્યો એવાજ પ્રકારનાં છે.

---

**બદલો.**

એક ખુબસુરત નટીને ધણીજ કિંમતી મોતીની માળા મળી. કોઇ ઉઠાવગીર તે ચોરી જવા ન લલચાય માટે ટેબલ ઉપર જ તે રાખી સાથે કાગળની એક કાપલી રાખી. કાગળની કાપલી પર લખવામાં આવ્યું હતું કે "આ માળાનાં મોતી બનાવટી છે. ખરાં મોતીની માળા તો તિજોરીમાં છે." એક રાત્રે બહારથી પાછા ફરતા તેને માળા ચોરાયલી જણાઇ. કાગળની કાપલી હતી તેને બદલે બીજીજ નજરે પડી તે ઉપર લખાયલું હતું: "સાચી માળા ભલે ત્રીજોરીમાં રહી અને આ માળા બસ છે."

# કોઇ ઝીલો

## રાસ.

હાં...રે...કોઇ ઝીલો,
સલૂણા! કોઇ ઝીલો,
ઝીલો મધુરી ચાંદની...હાં...રે...કોઈ ઝીલો.

રૂપાનાં ફૂલસમા તારલાની સંગમાં,
રમતી રમતીયાળ આભના ઉછંગમાં,
પ્રેમનાં પીયૂષસમી પૃથ્વીમાં ફેલાય...
કોઇ ઝીલો !
ઝીલણહાર ! ઝીલો !
ઝીલો રસધાર એ ઝીલાય તો !

આભની અટારીએથી અવનીને આંગણે
રસીયાંને કાજ સખે ! ચાંદની રેલાય છે !
ઉરમાં અકથ્ય ભાવ જોતાં ઉભરાય...
કોઇ ઝીલો !
રસીકવર ! ઝીલો !
ઝીલો એ ચાંદની ઝીલાય તો !

વિષ્ણુના વિરાટપાદ વ્યોમથી સરી પડી,
શંભુની જટારી ભવ્ય ભોમમાં રમી રહી;
મનડું એ જાહ્નવી નિહાળી મલકાય...
કોઇ ઝીલો,
યોગીન્દ્ર ! કોઇ ઝીલો !
ઝીલો એ જાહ્નવી ઝીલાય તો !

ઉભી એ ઉજળા આકાશગંગ કાંઠડે,
ગેંદો ઉછાળી હીરાતારલાની એ હસે;
ને હાસ્ય એ રૂપાળું, મીઠું, ભોમમાં ફેલાય...
કોઈ ઝીલો,
સલૂણા ! કોઇ ઝીલો !
ચંદાનાં હાસ્ય એ ઝીલાય તો !

'સમિતિંજય'.



# સૌંદર્યની નિશાળ

## સૌંદર્યની શોધમાં :

લેખકઃ " મસ્ત-ફકીર "

સૌંદર્યની સંપૂર્ણ વ્યાખ્યા આપવાનું કાર્ય સહેલ નથી. સુંદરતા તો જોનારાની આંખમાં રહેલી છે. લયલા શ્યામ વર્ણની હતી. એવી' કાળી ઓરતપર મજનુન કેમ દીવાનો બન્યો હતો તે કોઇએ તેને પુછતાં મજનુને જવાબ આપ્યો હતો કેઃ—

" લયલાકુ દેખ લો મજનુનકી આંખસે. "

કોઇ વ્યક્તિ, વસ્તુ કે દશ્ય નીહાળી એકને તેમાં અદભુત સુંદરતા દેખાય, બીજાને તેની ઝાંખી સરખી પણ ન થાય. જોનારમાં જેટલી રસિકતા, સંસ્કારિતા, બુદ્ધીની પ્રગલ્ભતા તે પ્રમાણમાજ સૌંદર્ય દર્શન તે કરી શકે.

માનસશાસ્ત્રીઓ અને વૈજ્ઞાનિકો તેમ છતાં સૌંદર્યશાસ્ત્રમાં ઉંડા ઉતર્યા છે. અને સુંદરતા શામાં રહેલી છે તે તેમણે બતાવ્યું છે. કોઇ વ્યક્તિ, વસ્તુ કે દેખાવ જોતાં દીલમાં કુતુહલ મિશ્રિત આનંદની લાગણી થાય તો જાણવુ કે તેમાં ખુબસુરતી કે સૌંદર્ય છે.

સૌંદર્યમાં પ્રમાણ અને તાલ હોવા જોઇએ તાલ વગરનું સંગીત એ જેમ સંગીત નહી તેમ પ્રમાણ વગરનું બદન બેડોળ કહેવાય. સંગીતમાં જેમ તાલની જરૂર છે તેમ માણસનાં હલન ચલન અને બોલવામાં તાલની જરૂર છે. ઢંગધડા વગરનું માણસ સુંદર ન કહેવાય.

સુંદર આરસનું પુતળું જોતાં આંખ ઠરે. પણ હંમેશા એ પુતળું આનંદ ન આપે. સુવર્ણ કે હીરાને જ્યારે જુઓ ત્યારે તેમાં સૌંદર્ય દેખાય. કારણ તેમાં પળે પળે પલટાતો પ્રકાશ છે. સુર્યની રોશનીનો તણખો છે. હેમ ચમકે, હીરો ઝબકે એટલે મનોહર લાગે. તેમ જે પુરૂષ કે સ્ત્રીમાં ચમક હોય, બુદ્ધિની તીક્ષ્ણતા, તીવ્રતા અને ચપળતા હોય, તે વધારે ખુબસુરત લાગે.

દરેક દરેક બ્હેનમાં કાંઇ ને કંઇ સુંદર તત્વ રહેલું હોય છે. જોનારે તે પારખવું જોઇએ.

કોઇની ચામડીનો રંગ સુંદર હોય, કોઇની આંખો, કોઇના વાળ, કોઇનું બદન તો કોઇનો સ્વભાવ કે આવડત સુંદર હોય. હલન ચલનની સુંદરતા જેને અંગ્રેજીમાં Grace કહે છે એ 'ગ્રેસ' વગરનું બાઇડ઼ એ બાઇડ઼ નહી પણ બોતડું કહેવાય.

શ્રી. બહુ ઉમરવાડીયાએ એક સ્થળે લખ્યું છે કે જગતની પ્રજાઓ એક સ્થળે એકઠી થઇ, દરેકે પોતાની સુંદરમાં સુંદર વસ્તુઓ રજુ કરી. મીસરે પોતાનાં પીરામીડો બતાવ્યાં, ગ્રીસે પોતાનાં પુતળાં રજુ કર્યાં. જાપાને પોતાના ફુલોના બાગ નઝર કર્યા, ચીને પોતાનો હુન્નર દેખાડયો, ઇગ્લંડે પોતાનાં મશીનો અને અમેરીકાએ પોતાનાં સાહસો પ્રદર્શનમાં મુક્યાં, ગુજરાતે પોતાની સુકુમાર સ્ત્રીઓ રજુ કરી અને એ ઇનામ જીતી ગયું.

ગુજરાતી બ્હેનોના જેવો સુંદર પોષાક જગતભરની સ્ત્રીઓમાં નથી. હીંદની બ્હેનોની સાડી જોઇ સૌંદર્યને પારખનાર મેડેમ રૂથ સેંટ ડેનીસ અને મુલ્ક મશહુર આના પાવલોવા આફ્રીન થઇ ગયાં હતાં.

આપણામાં સૌંદર્ય પુષ્કળ ભર્યું છે. પણ ખોટા રીવાજો, ખોટી માન્યતાઓ, અને બે પરવાહીથી એ સૌંદર્ય ખોવાઇ જાય છે, અને માટેજ તેની શોધમાં નીકળવું પડે છે.

પરાણે વૈધવ્યથી અને સમાજ રીતમની ભઠ્ઠીમાં ઘણીએ લાવણ્યવતી બ્હેનોનું રૂપ વેડફાઇ

જાય છે, ચુસાઇ જાય છે, ઉડી જાય છે. યોગ્ય ઉમર થયા પહેલાં બ્હેનો માતા બને તો પછી સૌંદર્ય ત્યાં રહેતું નથી.

કેટલીક બ્હેનો ખોટા ખ્યાલોથી પોતાના રૂપની લેવી જોઇતી કાળજી લેતી નથી. વડીલો અને મોટેરાંઓ તરફથી તેના મગજમાં એવો ખ્યાલ પેસાડવમાં આવેલો હોય છે કે પોતાનાં શરીર અને સૌંદર્યનું જતન કરવું એ આછકડાવેડા છે. પણ આ ખ્યાલ ખોટો છે. જગત સમસ્ત સારામાં સારા સ્વરૂપમાં રહ્યું થવું એ દરેક સ્ત્રી કે પુરૂષનો ધર્મ છે. સુંદર દેખાવામાં શરમાવાની જરૂર નથી.

સુંદર દેખાવા પ્રયાસ કરવો તેમાં ખોટું નથી, પણ તે પર મર્યાદા અને મર્યાદાની લગામ હોવી જોઇએ. સુંદર બનવાના પ્રયાસમાં અતિરેક થાય તે ફેશન કે નખરાં કહેવાય છે. ફેશનેબલ થયા વિના, નખરાંબાજ બન્યા વિના બ્હેનો સુંદર દેખાઇ શકે છે.

જે સ્ત્રી પોતાનું વ્યક્તિત્વ નથી સ્હમજતી, પોતાના પતિ આગળ પણ જે પોતાનું સ્વમાન નથી જાળવી શકતી તે બદનમાં અને ચામડીના રંગમાં સુંદર હોય છતાં દેખાતી નથી. પતિની દાસી થનારી તેના દીલની સાહ્ની ના બની શકે.

કેટલીક બ્હેનોને જુલ્મી સાસરીયાં કે મુર્ખ મિજાજી પતિ એવો ખ્યાલ આપે છે કે તે સોટ અને અક્કલ વગરની છે. કાળે કરીને એ બ્હેન ખુદ પોતે પણ એમ માને છે કે તે

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ.

—કાર્યક્રમ—

### સ્વ. જમનાબાઈ સક્કઇ સંવત્સરી

તા૦ ૮ મી એપ્રિલ ૧૯૨૯ ને સોમવારે મંડળનાં સદ્ગત પ્રમુખ જમનાબાઇ નગીનદાસ સક્કઇની સંવત્સરી હોવાથી તે દિવસે સાંજે સાડા ચાર વાગે (સ્ટૅ. ટા.) મંડળના હોલમાં મેળાવડો થશે.

### ફીઝીકલ કલ્ચરથી થતા ફાયદા વિષે ભાષણ.

તા૦ ૧૨ મી એપ્રિલ ૧૯૨૯ ને શુક્રવારે સાંજે સાડા ચાર વાગે (સ્ટૅ. ટા.) મંડળના હોલમાં મી૦ દેહસુરસ્પ સરકારી ફીઝીકલ કલ્ચરથી થતા ફાયદા વિષે ઉપયોગી વિવેચન કરશે.

### વક્તૃત્વ કળાની ઇનામી હરિફાઇ માટે મેળાવડો

તા૦ ૧૬ મી એપ્રિલ ૧૯૨૯ને મંગળવારે બપોરે ત્રણ વાગે (સ્ટૅ. ટા.) મંડળના હોલમાં વક્તૃત્વ કળાની હરિફાઇ માટે એક મેળાવડો કરવામાં આવશે. **"ભાવિ પ્રજા કેવી હોવી જોઇએ"** એ વિષય ઉપર લગભગ ૧૨ થી ૧૫ મિનિટ સુધી હરિફાઇમાં ભાગ લેનારાઓએ મોઢેથી વિવેચન કરવું પડશે.

જે બ્હેનો આ હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતા હોય તેમણે તા. ૧લી એપ્રિલ સુધીમાં પોતાના નામ મંડળની ઓફિસમાં નોંધાવવા જોઇએ.

ચાર જણને નીચે મુજબ સ્વ લેડી પરસનબાઇ ગોકળદાસ પારેખ વક્તૃત્વ કળા ફંડમાંથી ઇનામો આપવામાં આવશે. ૧લું ઇનામ સોનાનો મેડલ ૨ જું ઇનામ રૂ. ૧૦) ત્રીજું ઇનામ રૂ ૫. ચોથું ઇનામ રૂ. ૪.

### લેખિત ઇનામી પરિક્ષા

મંડળનાં સભાસદોને તથા અન્ય ગુજરાતી હિંદુસ્ત્રીઓને સવિનય જણાવવામાં આવે છે કે **વિભક્ત તથા અવિભક્ત કુટુંબની** ભાવના વિષે જે કોઇ બ્હેનો નિબંધ લખવાની પરીક્ષામા બેસવા ઇચ્છતી હોય તેમણે પોતાના નામ ઠેકાણા સાથે મંડળના સરનામે સેક્રેટરીઓ ઉપર તા. ૧૦મી એપ્રિલ ૧૯૨૯ સુધીમાં મોકલી આપવા.

મજકુર વિષય ઉપર નિબંધ લખવાની પરીક્ષા તા. ૨૦ મી એપ્રિલ ૧૯૨૯ ને શનીવારે બપોરે દોઢ વાગે (સ્ટૅ. ટા.) મંડળના હોલમાં લેવામાં આવશે નિબંધનું લખાણ ફુલસકેપ કાગળ ઉપર એક બાજુ લગભગ પાંચથી છ પાનામાં સમાવેશ થાય તેટલું હોવું જોઈએ નિબંધ લખવાને કાગળ વગેરે મંડળમાંથી આપવામાં આવશે.

હરિફાઇમાં ફતેહમંદ થનારાઓને અનુક્રમે નીચે પ્રમાણે સ્વ. પાર્વતીબાઇ હરજીવનદાસ ત્રીભોવનદાસ સ્મારક ફંડમાંથી ઇનામો આપવામાં આવશે. ઇનામો રૂ. ૧૫ ૧૧, ૯, ૭, ૫, ૪, ૩.

### સભાસદોને ખબર.

મંડળનાં સભાસદોને અત્યંત આગ્રહપૂર્વક વિનંતિ કરીએ છીએ કે જેઓએ હજી સુધી ચાલુ વર્ષનું પોતાનું લવાજમ ભર્યું નથી તેઓએ તા૦ ૩૦ મી એપ્રિલ સુધીમાં મંડળની ઓફિસમાં ભરી જવું.

જાતે અક્કલ વગરની પુતળી છે. મગજની આ સ્થિતી થાય ત્યારે તેનામાં રહ્યું સહ્યું સૌંદર્ય હોય એ પણ ઉડી જાય છે.

બ્હેનો તમે પ્રભુ પ્રત્યે ભક્તિભાવ રાખો તેમાં મને વાંધો નથી. તમે મંદીરમાં શ્રદ્ધાથી દર્શન કરવા જાવ તેમાં પણ હું કંઇ ખોટું જોતો નથી. પણ ઇશ્વર અને તમારી વચમાં ગોસાઇઓ, ધર્મ ગુરૂઓ, મહારાજો કે શાસ્ત્રીબાવાઓ જેવા દલાલોની શું જરૂર છે ? ધર્મ પાળો પણ અંધશ્રધાળુ ન બનતાં. અંધશ્રધાળુ બનનાર બ્હેનો વેવલી અને પેમલી બની જાય છે. પોતાનાં બાળકો અને પતિને ઘેર વા ખાતા મૂકી જે વેવલી "જે જે" ધુમ મારતી પરોઢીયામાં ઠાકોરજીને મંદીરે દોડી જાય છે તે ઠાકોરજીને કદી પ્રસન્ન નથી કરી શક્તી. વેવલાવેડા અને ખુબસુરતીને આડવેર છે.

શરમ, મર્યાદા અને મ્હલાજો એ તો બ્હેનોની આંખમાં અને રીતભાતમાં હોવાં જોઇએ. લાજ અને ઘુમટાના મુર્ખાઈ ભરેલા રીવાજથી સૌંદર્ય ચીમળાઇ જાય. છે.

માણસની લાગણીઓની ચ્હેરાના સ્નાયુઓ પર અસર થાય છે એ તો જોઇ શકાય એવી વાત છે. મન આનંદમાં હોય ત્યારે ચ્હેરા પર આનંદની રેખાઓ પડે છે. કોઇ યુવાન કે યુવતી હસે છે ત્યારે તેનો મુખડો મનોહર લાગે છે. ક્રોધ અદેખાઇ, અને બ્હીકથી ચ્હેરાપર સખ્ત લાઇનો પડે છે. મેં એવા પણ દાખલા જોયા છે કે ઘણી ખુબસુરત બ્હેનો માત્ર તેમના તીખા અને ખીજાળ સ્વભાવથી પોતાનું રૂપ સમય જતાં ગુમાવી બેસે છે.

જ્યાં બૈરાંઓ કુથલી કરવા બેસે છે ત્યાંથી રૂપ ઉભી પુછડીએ નાસે છે. નિંદા, ટાપલાં, કુથલી અને કજીયા એ ખુબસુરતીને આડવેર હોય છે. ઉપરાઉપરી પ્રસુતીથી પણ ઘણી બ્હેનો રૂપ ગુમાવી બેસે છે.

પડી ગયેલી ટેવ અને રીવાજથી બ્હેનો હમેશ ન્હાય છે, માથું ઓળે છે, શણગાર સજે છે અને વસ્ત્રો પરિધાન કરે છે, પણ એ ક્રિયાઓ પાછળ બુદ્ધિનો ઉપયોગ કેટલી બ્હેનો કરતી હશે ? વાળ શું છે ? તે કેમ સુંદર અને મજબુત થાય તેનો વિચાર કેટલી સ્ત્રીઓ કરતી હશે ? વળી વેણીની ગુંથણીમાં નવી નવી સ્ટાઇલ કેટલી થોડી બ્હેનો કરી જાણે છે ? આ દેશમાં પુરૂષો અને સ્ત્રીઓ દરરોજ ન્હાય છે પણ ઘણાંઓ તો એ ક્રિયા જાણે વેઠ ઉતારતાં હોય તેમ થોડામાં થોડાં પાણીએ અને થોડામાં થોડા સમયમાં પતાવી દેવામાં મગરૂરી સમજે છે.

આપણા દરરોજના વ્યવહારમાં અને જીવનના ક્રમમાં આપણે જ્યારથી ધર્મને દાખલ કર્યો ત્યારથી સાદી સમજ અને અક્કલ ઉડી ગયાં. ન્હાવું જોઇએ એ ધર્મ મનાયો, એટલે કેમ ન્હાવું જોઇએ એ ભાન ન રહ્યું.

તંદુરસ્ત બદન હોય તોજ તે સુંદર રહી શકે. કસરત વગર ખુબસુરતી ના ખીલે. આપણી બ્હેનો ટેનીસ રમે કે યુરોપ અમેરીકાની મહીલાઓની માફક ફુટબોલ કે એવી મર્દાની રમતોમાં ભાગ લે તો તેમાં હું તો કંઇ ખોટું જોતો નથી. પણ હાલ એટલાં આગળ ન જઇ શકે તો પણ આપણી બ્હેનો ધારે તો ઘરકામ કરતાં કરતાં શરીરને કસરત આપી શકે છે. આપણી લોટ દળવાની ઘંટી સારામાં સારી રીતે બદનનાં, કમરના ઉપલા ભાગનાં અવયવોને ખીલવે છે. સાંબેલાંથી ખાંડવાથી, છાશ વલોવતાં તેમ કુવામાંથી પાણી ભરતાં પણ એ એક પ્રકારની કસરત થાય છે એમ ખ્યાલ રાખીએ તો શરીરને કસી અને મજબુત કરી શકાય છે. તમારા ગરબા અને રાસનાં પ્રોગ્રામ વધારો, અને એકને એક ચીલે તાળીઓ પાડી ફેર *કુંદડી ફરવાને બદલે તમારા ગરબા અને રાસમાં* નવાનવા ટેબલો અને બેલેટો ગોઠવી આપણા દેશની લોકકથાઓ અને સુંદર પૌરાણીક કથાઓ તેમાં રજુ કરો.

આના પાવલોવા સાઠ વર્ષની છે. પણ રંગભુમી પર નૃત્ય કરે છે ત્યારે વીસ પચ્ચીસ વર્ષની લાગે છે. તમે બ્હેનો નૃત્ય ન કરી શકો તો ગરબા અને રાસ રમવાના પ્રસંગો જેટલા બને તેટલા વધારે ક્યો, અને એ જાતનાં નૃત્યથી બદનમાં નવું બળ અને હુલ્લાસ મેળવો.

ખરું સૌંદર્ય અંદરનું છે. બહારનું નહી. મગજ કેળવાયરું હશે તોજ ચ્હેરા પર રૂપનો

પ્રકાશ પડશે. કેળવણી વગરની રૂપાળી બ્હેન થોડા જ વખતમાં કાચની પુતળી જેવી અનઆકર્ષક નિરખનારને લાગશે. મારાં નિરીક્ષણમાં મને તો એ જણાયું છે કે જેમ સ્ત્રીઓ વધારે ભણેલી સંસ્કારી અને સારી આર્થિક સ્થિતિવાળી તેમ તેમનામાં રૂપનો વિકાસ વધારે. મારો અનુભવ તો એ છે કે આજ કાલ સમાજના જુના વીચારના અને અજ્ઞાન લોકોને ચકડોળે ચહડેલી કોલેજમાં અભ્યાસ કરતી યુવતીઓ સમાજનું સહુથી આકર્ષક અને ખુબસુરત અંગ છે.

મારા એક મિત્ર ઈશ્વરલાલ વીમાવાળાએ સુરતની બ્હેનો અગાઉ ઘર કામ કરતાં કે નવરી બેઠી હોય ત્યારે હીંચકે બેઠાં બેઠાં ખાયણાં ગાતી તેનો સંગ્રહ કરી એક ન્હાનકડું પુસ્તક બહાર પાડયું છે. તેની પ્રસ્તાવનામાં તે પ્રશ્ન પુછે છે કે બ્હેનોના ગળામાંથી એ જુનાં રાગો, ગરબાઓ અને રાસો કયાં ઉડી ગયા? વાત એમ બની છે કે જુના પ્રેમાનંદનાં ઓખાહરણ અને એવા રાગો તરફ નસ્કોરૂં ચડાવી બ્હેનોએ તે વિસાર્યાં અને નવું કંઇ આવ્યું નહી. સુંદર બનવા માટે બ્હેનોએ લલિતકળા જેવી કે ચિત્રકળા, ભરતગુંથણ અને કાવ્યકળામાં રસ લેવો જોઇએ.

સંસ્કારિત અને રસિકતા વ્યક્તિઓમાં જેમ જેમ વધતી જાય, જીવન જેમ જેમ વ્યવસ્થિત, પ્રમાણબદ્ધ અને તાલબદ્ધ થાય તેમ તેમ સૌંદર્ય અને માધુર્યનો વિકાસ થાય.

નિત્ય યૌવનની ચાવી એટલીજ છે કે નબળાઇ અને ઘડપણનો વિચાર સરખો ના કરવો, નિયમીત બદનને કસવું અને હરહંમેશ ખુશમિજાજમાં રહેવું.

જે ઘરમાં કલેશ, કંકાસ હોય, આવક કરતાં ખર્ચ વધારે પ્રમાણમાં રહેતું હોય ત્યાં સૌંદર્ય રહેતું નથી.



—અંબરથાઇ જહાંગીર ગાંધી.

૧. માર ... થવું.

૨. એ ...સીજ વખત લડયાં.

૩. લવ...ખાં છે કે પરણે છે!" પતિએ ચીડાઇને કહ્યું.

...., એમજ છે. પરંતુ તેમાં સ્ત્રીઓ શું કરે? તેઓ પુરૂષો સિવ




**મહારાજા શ્રી ભગવતસિંહજી પાઠય પુસ્તક માળા અને વાચનમાળા :** પુસ્તક ૧ થી ૩ અને ચોપડી ૧લી થી ૭મી તેમજ **વાચનમાળા શિક્ષણ :** પ્રકાશક : શ્રી વિદ્યા અધિકારી કચેરી, ગોંડલ.

કેળવણીના પ્રસાર માટે સફળ પ્રયાસો કરનાર તરીકે કાઠિયાવાડમાં ગોંડલ રાજ્ય જાણીતું છે. એ રાજ્યના વિદ્વાન અને સહાનુભૂત નામદાર ઠાકોર સાહેબના મુરબ્બીવટ હેઠલ રાજ્યના બાહોશ અને વિદ્વાન વિદ્યા અધિકારી રા. ચંદુલાલ પટેલના શુભ પ્રયાસનું સુંદર ફળ આ બન્ને ઉપયોગી માળાનાં પુસ્તકો છે. ગોંડલ રાજ્યે સ્ત્રીકેળવણી ફરજિયાત કરી છે; પરિણામે છોકરાઓ પણ ફરજિયાત ભણે છે. મેટ્રીક થનાર બાળાને રાજ્ય તરફથી રૂ. ૫૦૦ અને બી. એ. થનારને રૂ. ૧૦૦૦ નું ઇનામ અપાય છે. પરિણામે આજે ગોંડલ બીજા રાજ્યોને મુકાબલે કેળવણીમાં ઘણું આગળ વધ્યું છે.

આ બન્ને માળાના પુસ્તકો નવા યુગની વાચનમાળા કેવા દૃષ્ટિબિંદુથી તૈયાર થવી જોઇએ તેનો સુંદર પદાર્થપાઠ શીખવે છે. રા. પટેલની રાષ્ટ્રીય દૃષ્ટિ અને કાર્યશક્તિનું એ અદ્‌ભુત પરિણામ છે. બ્રિટિશ હિંદ સ્વતંત્ર હોય–સ્વરાજ્ય ભોગવતું હોય તો કંઇક આવા પ્રકારની વાચનમાળાનો ઉપયોગ આપણી શાળાઓમાં થાય. આ પુસ્તકોમાં શિક્ષણશાસ્ત્રના કુદરતી ક્રમ અને નિયમોને અનુસરીને બાળકોમાં દેશભક્તિ પ્રેરે એવી શૈલીમાં હિંદની સંસ્કૃતિનો પરિચય રા. પટેલે કરાવ્યો છે. ઇતિહાસ, ભૂગોળ, રાજવીઓ, રાષ્ટ્રનેતાઓ, સાહિત્ય, વ્યાકરણ વગેરે અનેક વિષયોને પરતું સ્થાન અપાયું છે. આદિકવિ નરસિંહ મહેતાથી માંડીને આજના અર્વાચીન સાહિત્યકારોની કૃતિઓ સુધીનું સાહિત્ય એમાં વણી લેવાયું છે. આ પુસ્તકો ગોંડલ રાજ્યમાં જ ન રહેતાં તેમનો ઉપયોગ ગુજરાતની સર્વ શાળાઓમાં વિસ્તારવો જોઈએ. આપણા દેશી રાજ્યો જરૂર એને પ્હેલી તકેજ અપનાવે. શહેરોની મ્યુનીસીપાલીટીઓ પણ પોતાની શાળાઓમાં એ પુસ્તકોનો ઉપયોગ છૂટથી કરી શકે છે પુસ્તકોની ઉપયોગિતા, કદ, છપાઇ વગેરે જોતાં મૂલ્ય પડતર જ રાખવામાં આવ્યું હોય એમ લાગે છે. અમે આ શુભ અને સફળ પ્રયત્ન માટે ગોંડલ નરેશને તેમજ રા. પટેલને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ.

**નરવીર લાલાજીઃ** લેખકો : રા. કકલભાઇ કોઠારી અને રા. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશકઃ શ્રી "સૌરાષ્ટ્ર" કાર્યાલય, રાણપુર. મૂલ્યઃ ૦–૧૦–૦

ભારતના નરવીર લાલાજીની જીવનકથા અને જીવન–સ્મૃતિ આ નાનકડા પણ સુંદર પુસ્તકમાં બન્ને લેખકોની લાક્ષણિક લોકપ્રિય શૈલિમાં આલેખાઇ છે. પંજાબના એ સિંહે દેશને ખાતર કેટલો આત્મભોગ આપ્યો છે તેની ઝાંખી ગુજરાતના વાચકો આ પુસ્તકમાંથી કરી શકશે. ભાઇ મેઘાણીએ આલેખેલી જીવન–સ્મૃતિ નવલકથા કરતાંય વધુ રોમાંચક છે. અમને ખાત્રી છે કે વાચક પ્રજા આ પ્હેલી આવૃત્તિ જલ્દીજ ખૂટાડી દેશે.

**શિક્ષણપત્રિકાઃ ભેટ અંકઃ** તંત્રીઓઃ રા. ગિજુભાઇ અને શ્રી તારાબ્હેન. બાલમાનસના આ બે ઉંડા અભ્યાસીઓના જ્ઞાનનો લાભ "ગુણસુંદરી" ના વાચકોને બાળક અંક દ્વારા ત્રણ વર્ષથી મળે છે. એમના તંત્રીપદે ચાલતું માસિક "શિક્ષણ પત્રિકા" માબાપો અને શિક્ષકો માટે અણમૂલી સામગ્રી પૂરી પાડે છે. વાર્ષિક લવાજમ ફક્ત રૂ. ૧–૦–૦ છે. જે ઘરમાં બાળક હોય તે ઘરમાં એ માસિક આવવુંજ જોઇએ. એ માસિકનું

વર્ષ માહા મહિને પૂરું થતાં તંત્રીઓએ બાળકોને ઉપયોગી થાય એવા વાચન સાથેનો એક ભેટ અંક આપ્યો છે. બાળકોને ઉપયોગી અને આનંદદાયક વાચન એ ભેટ દ્વારા આપવા માટે તંત્રીઓને અમે ધન્યવાદ આપીએ છીએ.

**ભજનિકાઃ** કર્તાઃ રા. અરદેશર ફરામજી ખબરદાર. મૂલ્યઃ કાચું પૂઠું: ૦-૧૪-૦; પાકું પૂઠું: ૧-૪-૦. મળવાનાં ઠેકાણાં: શ્રી ખડાયતા પ્રેસ, ચાર રસ્તા, અમદાવાદ; રા. જદુરાય ડી. બંધડીઆ, જન્માષ્ટમી બીલ્ડીંગ, મુંબાઇ, ૪ અને કર્તા પાસેથી, માઉન્ટ રોડ, મદ્રાસ.

રા. ખબરદારના નામથી અજાણ્યો હોય એવો ભાગ્યેજ કોઇ રસિક વાચક ગુજરાતમાં હશે. જાતે પારસી છતાં શુદ્ધ અને સંસ્કારી ગુજરાતી ભાષા લખનાર તરીકે રા. ખબરદાર જાણીતા છે. ગુજરાતના અર્વાચીન કવિઓમાં તેમનું સ્થાન ઉંચુ છે. અત્યાર પ્હેલાં ગુજરાતના રસિક વાચકવર્ગે તેમના અનેક કાવ્યસંગ્રહોનો સત્કાર કર્યો છે. આ પુસ્તક ગુજરાતના ભજન સાહિત્યમાં સુંદર ઉમેરો કરે છે. એમાંના ભજનો કવિએ વેદનાકાળમાં લખ્યા હોઇ અંતરના ઉંડાણમાંથી નીકળતા ઉદ્‌ગારોથી ભરેલા છે અને ભક્તિભીના ગુજરાતનો તે જરૂર આદર પામશે. કાવ્યો ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યના ત્રણ ખંડોમાં વ્હેંચેલા છે.

**રસદ્વારઃ** પ્રવેશકઃ કુ. વિનોદિની રમણભાઇ નીલકંઠ, બી. એ. સોલ એજન્ટઃ મેસર્સ ગટુલાલ એન્ડ કંપની, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪. મૂલ્યઃ ૦-૧૦-૦.

સુશિક્ષિત અને સંસ્કારી તેમજ સાહિત્યક માતપિતાની પુત્રી પાસે જેવાં સાહિત્યસર્જનની આશા આપણે સહજ રાખી શકીએ તેવાં સુંદર સાહિત્યરત્નોથી આ નાનકડું પણ આલ્હાદક પુસ્તક ભરેલું છે. આ પુસ્તકમાં સંગ્રહેલાં લેખો મૂળ "શિશુમંડળ" તરફથી નીકળતા હસ્તલિખિત માસિક "મુકુલ" માટે લખાયાં હતાં. તેને પુસ્તકાકારે પ્રકટ કરી ગુજરાતી સાહિત્યમાં એક સુંદર પુસ્તક ઉમેરવા માટે અમે બ્હેન વિનોદિનીને ધન્યવાદ આપીએ છીએ. એમાંનો પ્રત્યેક લેખ કે સ્કેચ રસસાહિત્યનું સુંદર રત્ન છે અને અમારી ખાત્રી છે કે ગુજરાતના રસિક વાચકવર્ગનો તે અત્યંત આદર પામશે.

**ચુંબન અને બીજી વાતોઃ** પ્રકાશકઃ શ્રી પ્રસ્થાન કાર્યાલય. મૂલ્યઃ રૂ. ૧-૪-૦

પુસ્તકનું નામ વાંચી કોઇએ ભડકવાની જરૂર નથી. વાચકવર્ગની રસવૃત્તિ આ પુસ્તકના વાચનથી જરાય બગડશે નહિ, એની ખાત્રી આપી શકાય. એથી ઉલ્ટું એ રસવૃત્તિને ઉંચે લઇ જવાનો એક સફળ પ્રયત્ન આ પુસ્તકના પ્રકાશનથી થાય છે. પરદેશી ભાષાના સાહિત્યમાંથી ચુંટી ચુંટીને અનુવાદ કરેલી આ આઠ વાર્તાઓ વાર્તાશોખીન વાચકવર્ગનો શોખ સંતોષવા સાથે પરભાષામાં કેવું સુંદર સાહિત્ય સર્જાય છે અને ગુજરાતી સાહિત્ય એ દૃષ્ટિએ કેટલું પછાત છે તેની ઝાંખી કરાવશે. આ પ્રયત્ન માટે પ્રકાશકને ધન્યવાદ.

**અમેરિકાનું સ્વાતંત્ર્યયુદ્ધઃ** શ્રી સરસ્વતી ગ્રંથમાળા, પુ. ૩. પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્યઃ ૦-૨-૦.

શ્રી પ્રસ્થાન કાર્યાલય તરફથી આ ઉપયોગી ગ્રંથમાળાની યોજના થઇ છે. એનાં પ્રથમ બે પુસ્તકો અત્યંત આદર પામ્યાં છે. આ પુસ્તકમાં અમેરિકાએ ઈંગ્લાંડની ધુંસરી કેવી રીતે ફગાવી દીધી તેનો સરલ ઇતિહાસ રા. જીવનલાલ હરિપ્રસાદ દીવાનની સુંદર કલમે આલેખાયો છે. અત્યારને સમયે એ ઇતિહાસ હિંદની પ્રજાને અત્યંત માર્ગદર્શક અને પ્રેરક બનશે. આ પ્રકારના સાહિત્યની આપણે ત્યાં હજી ઘણી ખોટ છે, તે પૂરવા માટે લેખક તેમજ પ્રકાશકને ધન્યવાદ ઘટે છે.

**જાતક કથા સંગ્રહઃ ભાગ ૧ઃ** પુ. ૪, પ્રકાશક ઉપર પ્રમાણે. મૂળ સંગ્રાહકઃ અ. ધર્માનંદ કોસંબી. અનુવાદકઃ બ્હેન લીલાવતી છોટાલાલ પરીખ. મૂલ્યઃ ૦-૨-૦.

ભગવાન ગૌતમબુદ્ધની પૂર્વજન્મની અનેક કથાઓ પ્રચલિત છે, અ. કોસંબીએ પાલીભાષામાંથી એ કથાઓ એકઠી કરી મરાઠીમાં ઉતારી છે અને તેનો અનુવાદ આ પુસ્તકમાં થયો છે. અનુવાદની સુંદર અને સરલ ભાષા માટે અમે બ્હેન લીલાવતીને અભિનંદન આપીએ છીએ અને આવાં અનેક ફળ તેમની કલમમાંથી મળે એમ ઇચ્છીએ છીએ.

**ઉંધિયુંઃ** બાફનારઃ રા. છોટાલાલ દાદાભાઇ જાગીરદાર. પીરસનારઃ રા. કેશવલાલ હ. શેઠ, ખડાયતા પ્રેસ, અમદાવાદ. ભાવઃ રૂ. ૧-૮-૦.

હિની એ પુસ્તકમાં આપી છે, અને વાચક પ્રજા એ જ્ઞાનનો મોટી સંખ્યામાં લાભ લઇ શકે તે માટે પડતર કીમતેજ તે અપાય છે. સ્ત્રીઓ આ પુસ્તક જરૂર વાંચે. એના વાચનથી ક્ષયને ઉત્તેજે એવી તેમની કેટલીક ટેવો જરૂર નાબુદ થશે. પુસ્તક પ્રકાશક તેમજ લેખક પાસેથી મળી શકશે. જેઓ પોષ્ટથી મગાવવા ઈચ્છતા હોય તેમણે પ્રકાશકને ૦-૩ આનાની ટીકીટો મોકલવી.

ઈંડીઆઃ સંપાદકઃ રા. જ્ઞાનાંજન નિયોગી આ નાનકડા પુસ્તકમાં હિંદની વસ્તી, ભાષા, ખેતી, પશુધન, જુદા જુદા ઉદ્યોગો વિ. વિષે ઉપયોગી આંકડા અને માહિતી ટુંકમાં અપાયાં છે. પુસ્તક અંગ્રેજીમાં છે. જેમને એ સંબંધી અભ્યાસ કરવો હોય તેમને એ પુસ્તક રા. દેવજી દયાળ ઠક્કર, એન. મેજીસ્ટ્રેટ, ઝરીઆને સરનામે લખવાથી મળી શકશે.

**સાદી શીખામણઃ** પુ. ૬ ઠું. પ્રકાશકઃ રા. મગનલાલ શંકરભાઇ પટેલ. મળવાનું ઠેકાણું: મેસર્સ જે. એમ. પંડયા એન્ડ કંપની, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ, ૨ મૂલ્ય રૂ. ૩-૦-૦.

આ લોકપ્રિય પુસ્તકનો છઠ્ઠો ભાગ પ્રકટ થઇ ગયો છે. આગલા પુસ્તકોની જેમ, આમાં પણ વિવિધ પુસ્તકોમાંથી દોહન કરીને ઉપયોગી લેખાંશો-વાતો અને કાવ્યો પ્રકાશકે ભેળાં કર્યાં છે. એક સાથે એ સર્વ પુસ્તકો વાંચી ન શકાય એ કુદરતી છે. અને તેથી વાચકોને આ પુસ્તક સસ્તામાં સારો લાભ આપશે.

**સાભાર સ્વીકારઃ** (૧) **હિન્દુસ્તાનઃ** તં. રા. અં. સુ. શાહ. પુ. ૬; અંક ૧૨-૧૮. (૨) **કપોલ પત્રિકાઃ** તં. રા. ગો. ર. બાપુભાઇ. વ ૧; અંક ૯-૧૦. (૩) **પોલીસપત્રિકાઃ** તં. રા. નાં. ગઢીઆ. પુ. ૨; અંક ૨૭-૩૦. (૪) **મલબાર સમાચારઃ** તં. રા. મા. ગો. જોશી. પુ. ૩; અંક ૩૫. (૫) **નવું ચેતનઃ** તં. રા. રા. કા. ચૌહાણ. પુ. ૩; અંક ૨. (૬) **વનિતા વિજ્ઞાનઃ** તંત્રી: શ્રી બાઇ ગૌરી મુન્શી અને શ્રી. શીવગૌરી ગજ્જર વ. ૨૦; અંક ૧૧-૧૨. (૭) **સમાજ સેવકઃ** વ્ય. રા. ગો. હી. ઠક્કર. વ. ૫; અંક ૮-૯. (૮) **પ્રચારકઃ** પ્ર. સ્વામી ધર્માનંદજી. વિધવા અંક પુ. ૪; અંક ૧. (૯) **યશોદાઃ** તં. રા. ચ. ન. દોશી. વ. ૨; અંક ૨૧-૩. (૧૦) **સમાલોચકઃ** તં. રા. ર. ગો. ત્રિપાઠી. પુ. ૩૩; અંક ૪-૫. (૧૧) **ખડાયતા મિત્રઃ** તં. રા. કે. હ. શેઠ. વ ૧૫; અંક ૪. (૧૨) **પાટીદારઃ** તં. રા. ન. ઇ. પટેલ વ. ૬; અંક ૪. (૧૩) **નવયુગનો યુવકધર્મઃ** લેખકઃ નરસિંહભાઇ ઇ. પટેલ. ઉમરેઠ વિદ્યાર્થી સમેલનને પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ (૧૪) **રીપોર્ટઃ** રા. ધા. વ્યાયામ મંદિર સોજીત્રા સંવત ૧૯૮૪. (૧૫) **રીપોર્ટઃ** શ્રી સાહિત્ય રસિક બન્ધુ મંડળ, બરવાળા ૧૯૨૭.

## લગ્ન કરાવતાં મંદિરો.

જાપાનમાં કુમારિકાઓ અને અપરિણીત યુવાનો મંદિરોની ખાનગી મુલાકાત લીએ છે અને ત્યાં સુખદાયક લગ્ન માટે પ્રાર્થના કરે છે. જાપાનના લોકો કેટલા કાળથી આ રિવાજનું પાલન કરતા આવ્યા છે અને આજે પણ એવાં ઘણાં મંદિરો છે જેમાં લગ્ન કરાવવાની અજબ શક્તિ હોવાનું મનાય છે. ટોકીઓમાં એવાં કેટલાંક મંદિરો છે જેમાં અનેક અપરિણીત યુવક યુવતીઓ આવી પ્રાર્થના કરે છે. બીજાઓ પણ આ મંદિરોની મુલાકાત લીએ છે એટલે લગ્ન માટે પ્રાર્થના કરવા આવેલાઓને અંદરથી ચુંટી કાઢવા મુશ્કેલ થઇ પડે છે. આકાબુના હોનમાચી-એ નાં ઇનુમો ટાઇશા નું પેટા મંદિર ટોકીઓ નાં સૌથી વધુ શક્તિવાન મનાય છે. આ મંદિર ઓકુનીનુશીનો-મીકોટોને અર્પણ કરેલું છે. યતસુકમીદઇમ સાથેના તેના પ્રણયે આ મંદિરને લગ્નના આશીર્વાદ આપવાની પ્રબળ શક્તિ આપી હોવાનું કહેવાય છે. યાતસુકમીદઇમ રહેનારા લોકો ઘણા હતા તેથી ઓકુનીનુશી સાથે તેનું લગ્ન થવામાં તેઓએ અનેક મુશ્કેલીઓ નાખી. પ્રદિપ ની કુદરતી ઓકુનીનુશીએ પોતનાં બધાં કપડાં કે ઘરેણાં ગુમાવ્યાં તેમ છતાં ફક્ત તુટ્યાં કપડાં ભેર યતસુકમીદઇમને મળ્યો છતાં તેની જ સાથે તે પરણ્યો. તેથી એમ મનાય છે કે જે કોઇ ઇનુમો ટાઇશામાં પ્રાર્થના કરે તેના પ્રેમમાં જરૂર સફળતા મળે. રાજધાનીથી ઈનુમો ટાઇશા ઘણુંજ આઘે હોવાથી ટોકીઓમાં તેનું પેટામંદિર સ્થાપવામાં આવ્યું છે.




# સ્ત્રીજગત્

## હિન્દ

**ના. શાસ્ત્રીને આવકાર:** દક્ષિણ આફ્રિકા હિંદના પ્રતિનીધિ તરીકે ગયલા ના. શ્રીનિવાસ શાસ્ત્રી ત્યાંથી પાછા ફરતાં તેમને ભગિની સમાજ તરફથી તા. ૧૮ મી ફેબ્રુ.એ લેડી દોરાબ તાતાના પ્રમુખપદે આવકાર આપ્યો હતો. આ પ્રસંગે જાણીતા સન્નારીઓએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. બાળાઓના મંગલાચરણ બાદ લેડી તાતાએ ભાષણ કરી શાસ્ત્રીજીને આવકાર દીધો હતો, જેનો તેમણે જવાબ વાળ્યો હતો.



રા. મિસિસ કાશીબાઇ પટેલ, ગ્લાસગોથી એફ. આર. સી. એસ. ની ડીગ્રી મેળવી ટુંક સમયમાં હિંદ પાછાં આવે છે.

**મુંબાઈના હુલ્લડમાં** ઘરબાર વિનાના થયલાં અનેક નિરાધાર સ્ત્રી પુરૂષોને અને મારનો ભોગ બનેલાને મદદ કરવાનો વિચાર કરવા સ્ત્રીઓની એક સભા લેડી ગઝેરબાનુ તાતાના પ્રમુખપદે મળી હતી. આ સભામાં હિંદુ, પારસી, મુસ્લીમ અને યૂરોપીઅન બ્હેનોએ ભાગ લીધો હતો. સંકટ નિવારણના અને નાણાં ભેળા કરવાના કામ માટે નીમાયલી કમિટિમાં લેડી લક્ષ્મીબાઇ સૌ. લીલાવતી મુન્શી, સૌ. હંસા મ્હેતા, શ્રી. રસિકમણી દેસાઇ, સૌ. બચુબાઇ ડફ્ફર, સૌ: ગંગાબાઈ પટેલ, શ્રી ડાહીબ્હેન દેસાઇ વગેરે હતાં. તેમણે જુદે જુદે સ્થળે તેમજ હોસ્પીટલોમાં ફરી અનાજ કપડાં વગેરેની મદદ પ્હોંચાડી હતી.

**કામદાર સ્ત્રીઓના લાભાર્થ** એક કાયદો મુંબાઇની ધારાસભાએ તા. ૧૫મી માર્ચે પસાર કર્યો છે. આ કાયદા મુજબ સુવાવડ દરમિયાન–પ્રસવ પ્હેલાં અમુક સમય અને તે બાદ અમુક સમય સુધી–ભરણ પોષણ માટે કામદાર સ્ત્રીઓને ઠરાવ્યા પ્રમાણે નાણાં આપવાની કારખાનાના માલીકોને ફરજ પડશે આખા ઇલાકામાં કામદાર સ્ત્રીઓની સંખ્યા ૬૦૦૦૦ ની છે અને આ કાયદા મુજબ માલીકોને દર વર્ષે રૂ. ૧૧૨૫૦૦૦ આપવા પડશે.

**રમતગમતો:** મુંબાઈની ભાટીઆ વોલંટીઅર કોરના આશ્રય હેઠલ એક રમતગમતનો સમારંભ તા. ૯ મી માર્ચે સૌ. બચુબ્હેન ડફ્ફરના પ્રમુખપદે થયો હતો. સ્ત્રીઓને માટે પાણીનું બેડું માથે લઇ ચાલવાની શરત રાખી હતી અને તે માટે રૂ. ૫૧, ૩૦, અને ૨૦ ના ત્રણ ઇનામો હતાં. કન્યાઓ માટે લાડી ફેરવવાની હરીફાઇ પણ હતી.

**શ્રી ગુ. હિં. સ્ત્રી મંડળ** તરફથી બંગાળાના પબના જીલ્લામાં ઠાકુર અનુકુળચંદ્ર સ્થાપિત નવિન

હિતી એ પુસ્તકમાં આપી છે, અને વાચક પ્રજા એ જ્ઞાનનો મોટી સંખ્યામાં લાભ લઇ શકે તે માટે પડતર કીમતેજ તે અપાય છે. સ્ત્રીઓ આ પુસ્તક જરૂર વાંચે. એના વાચનથી ક્ષયને ઉત્તેજે એવી તેમની કેટલીક ટેવો જરૂર નાબુદ થશે. પુસ્તક પ્રકાશક તેમજ લેખક પાસેથી મળી શકશે. જેઓ પોસ્ટથી મંગાવવા ઈચ્છતા હોય તેમણે પ્રકાશકને ચાર આનાની ટીકીટો મોકલવી.

**ઈંડીઆ:** સંપાદક: રા. જ્ઞાનાંજન નિયોગી આ નાનકડા પુસ્તકમાં હિંદની વસ્તી, ભાષા, ખેતી, પશુધન, જુદા જુદા ઉદ્યોગો વિ. વિષે ઉપયોગી આંકડા અને માહિતી ટુંકમાં અપાયાં છે. પુસ્તક અંગ્રેજીમાં છે. જેમને એ સંબંધી અભ્યાસ કરવો હોય તેમને એ પુસ્તક રા. દેવજી દયાળ ઠક્કર, ઓન મેજીસ્ટ્રેટ, ઝરીઆને સરનામે લખવાથી મળી શકશે.

**સાદી શીખામણ:** પુ. ૬ ઠું. પ્રકાશક: રા. મગનલાલ શંકરભાઇ પટેલ. મળવાનું ઠેકાણું: મેસર્સ જે. એમ. પંડયા એન્ડ કંપની, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨. મૂલ્ય: રૂ. ૩-૦-૦.

આ લોકપ્રિય પુસ્તકનો છઠ્ઠો ભાગ પ્રકટ થઇ ગયો છે. આગલા પુસ્તકોની જેમ, આમાં પણ વિધવિધ પુસ્તકોમાંથી દોહન કરીને ઉપયોગી લખાણો-વાતો અને કાવ્યો પ્રકાશકે ભેળાં કર્યાં છે. એક સાથે એ સર્વ પુસ્તકો વાંચી ન શકાય એ કુદરતી છે. અને તેથી વાચકોને આ પુસ્તક સસ્તામાં સારો લાભ આપશે.

**સાભાર સ્વીકાર:** (૧) **હિન્દુસ્તાન:** તં. રા. અં. મુ. શાહ. પુ. ૧; અંક ૧૨-૧૮. (૨) **કપોલ પત્રિકા:** તં. રા. ગો. ર. બાપુભાઇ. વ ૧; અંક ૯-૧૦. (૩) **પોલીસપત્રિકા:** તં. રા. ના. ગઢીઆ. પુ. ૨; અંક ૨૭-૩૦. (૪) **મલબાર સમાચાર:** તં. રા. મા. ગી. જોશી. પુ. ૩; અંક ૩૫. (૫) **નવું ચેતન:** તં. રા. રા. કા. ચૌહાણ. પુ. ૩; અંક ૨. (૬) **વનિતા વિજ્ઞાન:** તંત્રી: શ્રી બાળ ગૌરી મુન્શી અને શ્રી. શીવગૌરી ગજ્જર વ. ૨૦; અંક ૧૧-૧૨. (૭) **સમાજ સેવક:** વ્ય. રા. ગો. હી. ઠક્કર. વ. ૫; અંક ૮-૯. (૮) **પ્રચારક:** પ્ર. સ્વામી ધર્માનંદજી. વિધવા અંક પુ ૪; અંક ૧. (૯) **યશોદા:** તં. રા. ગ ન. દોશી. વ. ૨; અંક ૧-૩. (૧૦) **સમાલોચક:** તં. રા. ર ગો ત્રિપાઠી. પુ. ૩૩; અંક ૪-૫. (૧૧) **ખડાયતા મિત્ર:** તં. રા. છે. છ શેઠ વ ૧૫; અંક ૪. (૧૨) **પાટીદાર:** તં. રા. ન. ઇ. પટેલ વ. ૬; અંક ૪. (૧૩) **નવયુગનો યુવકધર્મ:** લેખક: નરસિંહભાઇ ઇ. પટેલ. ઉમરેઠ વિદ્યાર્થી સમેલનને પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ (૧૪) **રીપોર્ટ:** રા. ધા. ન્યાય મંદિર સોજીત્રા સંવત ૧૯૮૪. (૧૫) **રીપોર્ટ:** શ્રી સાહિત્ય રસિક બન્ધુ મંડળ, બરવાળા ૧૯૨૭.

---

## લગ્ન કરાવતાં મંદિરો.

જાપાનમાં કુમારિકાઓ અને અપરિણીત યુવાનો મંદિરોની ખાનગી મુલાકાત લીએ છે અને ત્યાં સુખદાયક લગ્ન માટે પ્રાર્થના કરે છે. જાપાનના લોકો કેટલા કાળથી આ રિવાજનું પાલન કરતા આવ્યા છે અને આજે પણ એવાં ઘણાં મંદિરો છે જેમાં લગ્ન-કરાવવાની અજબ શક્તિ હોવાનું મનાય છે. ટોકીઓમાં એવાં કેટલાંક મંદિરો છે જેમાં અનેક અપરિણીત યુવક યુવતીઓ આવી પ્રાર્થના કરે છે. બીજાઓ પણ આ મંદિરોની મુલાકાત લીએ છે એટલે લગ્ન માટે પ્રાર્થના કરવા આવેલાઓને અંદરથી ચુંટી કાઢવા મુશ્કેલ થઇ પડે છે. આકાબુના હોનમાચ-એ નાં ઇઝુમો ટાઇશાનું પેટ મંદિર ટોકીઓમાં સૌથી વધુ શક્તિવાન મનાય છે. આ મંદિર ઓકુનીનુશીનો-મીકોટોને અર્પણ થયેલું છે યત સુકુમીડાઇમ સાથેના તેના પ્રણયે આ મંદિરને લગ્નના આશીર્વાદ આપવાની પ્રબળ શક્તિ આપી હોવાનું કહેવાય છે. યત સુકુમીડાઇમને ચહનારા લોકો ઘણા હતા તેથી ઓકુનીનુશી સાથે તેનું લગ્ન થવામાં તેઓએ અનેક મુશ્કેલીઓ નાખી. પ્રદિપ [illegible]ની યુક્તિથી ઓકુનીનુશીએ પોતનાં બધાં કપડાં કે ઘરેણાં ગુમાવ્યાં તે મરવા પડ્યા હતા. કપડાં ભેર યતસુકુમીડાઇમને મળ્યો છતાં તેની જ સાથે તે પરણી. તેથી એમ મનાય છે કે જે કોઇ ઇઝુમો ટાઇશામાં પ્રાર્થના કરે તેના પ્રેમમાં જરૂર સફળતા મળે. રાજધાનીથી ઇઝુમો ટાઇશા ઘણુંજ આઘે હોવાથી ટોકીયોમાં તેનું પેટામંદિર બાંધવામાં આવ્યું છે.

હતું. સૌ. શાન્તાદેવી શાહે સંગીતનો લાભ આપ્યો હતો. એજ મંડળના આશ્રય હેઠળ રા. જમનાદાસ દ્વારકાદાસે "જીવન" ઉપર ભાષણ આપી સ્ત્રીઓને બંડખોર થવાની સલાહ આપી હતી, (૨) ગુજરાત સ્ત્રી કેળવણી મંડળના આશ્રયે તા. ૧૮ મી ફેબ્રુ. એ બ્હેન વિનોદીની નીલકંઠ, બી. એ એ પદ્દણાની કેળવણી પરિષદ વિષે ભાષણ આપ્યું હતું.

**સુરતની કસ્તુરબા કન્યાશાળાની** બાળાઓને ઇનામો વહેંચી આપવાનો મેળાવડો ફેબ્રુઆરી માસમાં મુંબઇ ધારાસભાના સભ્ય રા. બા. કાલેનાં પ્રમુખપદે થયો હતો. શાળાનો હેવાલ વાંચતાં માનદ અધ્યાપિકા શ્રીમતિ માલતી દિક્ષિતે જણાવ્યું કે છ વર્ષ ઉપર આ શાળાની સ્થાપના થઇ હતી. કોઇ પણ જાત કે કોમના ભેદ વિના શાળામાં અત્યારે ૧૨૫ બાળાઓને લેખન, વાંચન, હિન્દી, ગુજરાતી, સંસ્કૃત તેમજ સીવણ, ગુંથણ તેમજ અન્ય ગૃહોપયોગી કેળવણી આપવામાં આવે છે. શિક્ષણપ્રેમી બ્હેનો અને બંધુઓ જરૂર એને નાણાની મદદ કરે. નાણાને અભાવે સંસ્થાને બહુ સ્હેવું પડે છે.

**શુદ્ધિ અને લગ્નઃ** મૂળ રજપૂત જાતિની પણ પાછળથી ખ્રિસ્તિ થયથી બે બાળાઓની શુદ્ધિ વડોદરાની આર્યકુમાર સભાએ બે વર્ષ પ્હેલાં કરેલી. એ બન્ને બ્હેનો ઇટોલા કન્યા ગુરૂકુલમાં શિક્ષિકા તરીકે કામ કરતાં. એ બ્હેનોમાંથી એક શ્રી. વીરમતીના લગ્ન ધર્મજના પાટીદાર રા. અંબેલાલ સાથે અને બીજી—શ્રી. સરલાના લગ્ન આંધ્રના વતની અને સ્કાઉટ કમીશનર મી. એ. કામેશ્વરરાવ સાથે રહિવઆર્યસમાજમાં પંડીત મેઘાવ્રતજીએ કરાવ્યા



**મીસ ભાગવત, બી. એ.**
ગુજરાત મહિલા પાઠશાળાના આચાર્યા. ગુજરાત કોલેજની હડતાળ પ્રસંગે વિદ્યાર્થીઓને સલાહ આપવા નીમાયલી કમિટિમાં એમણે આગળ પડતો ભાગ લીધો હતો.

હતા. શ્રી. માલતીબ્હેન. દિક્ષિત અને બીજાં ઘણાંઓએ હાજરી આપી હતી.

**શિક્ષણવર્ગોઃ** સુરતના મહિલા વિદ્યાલયમાં મોટી ઉમ્મરની સ્ત્રીઓ માટે શિક્ષણવર્ગો કાઢવામાં આવ્યા છે. આ વર્ગોમાં ભરત, ગુંથણ, શીવણ, સંગીત, અંગ્રેજી વગેરે વિષયો શીખવાય છે. ૨૩ બ્હેનો દાખલ થયાં છે. વર્ગનો સમય બપોરે ૨ થી ૪ નો છે.

**મંદિરમાં અનાચારઃ** સુરતથી પ્રકટ થતા સદ્દયોગી "પ્રતાપમાં" આ પ્રમાણે સમાચાર મળે છેઃ "એક વણિક કુમારિકા મંદિરે છાશ લેવા ગઇ હતી. છાશ આપનાર બુઢ્ઢો ખાંગરીઓ "છાશ ઉપર છે" કહી તેને ઉપર લઇ ગયો અને દાનત બગાડી છોકરીએ ચીસો પાડી. આસપાસના લૈયાઓએ બુઢ્ઢાની ખબર લીધી ને છોકરી બચી ગઇ. બુઢ્ઢાને મંદિરમાંથી બરતરફ કર્યો છે." શ્રદ્ધાળુ બ્હેનો જરૂર આમાંથી ધડો લે.

**"નિર્દય લગ્નઃ"** સુરતના રતીલાલ ભાઇદાસે ૧૪ વર્ષની ઉમ્મરની પુત્રીના લગ્ન તા. ૧૮ મી ફેબ્રુ એ મુંબાઇના ૫૨ વર્ષના માણેકલાલ નાથાભાઇ જોડે કર્યાં. આ લગ્ન સામે વિરોધ કરવા સ્ત્રી પુરૂષોની એક મોટી સભા શ્રી અનસૂયાબ્હેન હેરાન. પ્રમુખપદે "એક નિર્દય લગ્ન" એ મથાળા સાથે હેંડબીલો પ્રકટ કરી આગેવાનોએ બેલાવી હતી આ પ્રસંગે ડૉ. ધીયા, ડૉ. ચમલાલ, સ્વા. પરમાનંદજી વગેરેના વિવેચન થયાં હતાં. કન્યાના બાપે સત્તર આગેવાનોને એ માટે નોટીસ આપી છે.

**બાળસપ્તાહઃ** મહારાણીશ્રી ચીમનાબાઇ

પ્રસુતિ અને બાળહિત સંઘના આશ્રય હેઠળ બાળ સપ્તાહ અને આરોગ્ય પ્રદર્શન લેડી કાવસજી જહાંગીરે તા. ૧૮ મી માર્ચે ખુલ્લું મૂક્યું હતું. આ સમારંભને અંગે "બાળઉછેર" વિષે ઇનામી નિબંધ માંગ્યો છે, અને બાળકોને નવડાવા સંબંધી હરિફાઇ ગોઠવી છે. સૌથી તંદુરસ્ત બાળકને ચાંદીનો કપ અપાશે. કેટલાંક ભાષણો પણ થશે. ડૉ. હાથીગોરી ત્રિવેદીએ આ સમારંભ માટે ખુબ શ્રમ ઉઠાવ્યો છે.

**સ્ત્રી-કેળવણી પરિષદ મંડળઃ** વડોદરામાં આ મંડળ સ્થાપવા તા. ૨૩ ફેબ્રુ.એ સ્ત્રીઓની એક સભા શ્રી. કમળાદેવીના પ્રમુખપદે મળી હતી. મિસિસ તૈયબજી અને મિસિસ હલંકરે પટણાની પરિષદના સંસ્મરણો કહ્યા હતા. તે પછી મંડળના અધિકારી ચુંટાયા હતાઃ સૌ. શારદાબ્હેન પ્રમુખ; મિસ નસ્વ ઉપપ્રમુખ; મીસ તૈયબજી મંત્રી; સૌ ચીકસન અને સૌ. સરલા મ્હેતા, સહમંત્રીઓ; મિસિસ વાડીઆ ખજાનચી મંડળ વર્ષ દરમિઆન માબાપોને ફરજિઆત પ્રાથમિક કેળવણી પોતાના બાળકોને આપવા પ્રેરશે અને બાળલગ્ન વિરૂદ્ધ લડત ચલાવશે.

**વૃદ્ધ અને કજોડાં લગ્નઃ** વડોદરાની ધારાસભાના સભ્ય કરજણના વકીલ રા. લલ્લુભાઇ પટેલે આ માટે એક બીલ તૈયાર કર્યું છે. "વૃદ્ધ લગ્ન" એટલે:જે લગ્નમાં વરની ઉમ્મર ૫૦ વર્ષની યા તેથી વધુ હોય અને કન્યાની ઉમ્મર ૧૮ વર્ષની યા તેથી ઓછી હોય તે, એમ આ બીલમાં ઠરાવ્યું છે. "કજોડાં લગ્ન" એટલે જે લગ્નમાં વરની ઉમ્મર ૧૯ વર્ષની અંદર હોય અને કન્યા કરતાં નિદાન બે વર્ષે મોટા ન હોય તે, એમ જણાવ્યું છે. કાયદાનો ભંગ કરી વૃદ્ધ લગ્ન કરનાર કરાવનારને માટે ૭ માસની કેદ અને રૂ. ૫૦૦ સુધી દંડ અને કજોડાં લગ્ન માટે એક માસની કેદ અને રૂ. ૨૦૦ સુધી દંડની સજા ઠરાવી છે.

**ધન્યવાદઃ** અમદાવાદના શેઠ અમૃતલાલ કાલીદાસે પોતાની પુત્રીના લગ્ન પ્રસંગે રૂ. ૫૦૦૦ કેળવણી માટે દાનમાં આપ્યાં છે, તે માટે તેમને ધન્યવાદ. બીજા શ્રીમંતો લગ્નની ધામધુમ અને ખર્ચ ઓછાં કરી તેમનું અનુકરણ કરે એમ ઇચ્છીએ છીએ.

**નાટ્ય પ્રયોગોમાંઃ** (૧) અમદાવાદમાં રા. હરિન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયે પોતાનો લોકપ્રિય નાટક રીટર્ન ટોગ એંડ્રોટ" (વિલાયતથી આવેલો) ભજવી બતાવ્યો હતો. એ નાટકની નાયિકાનું પાત્ર સુંદર અભિનયથી બ્હેન વિનોદીની નીલકંઠે ભજવી બતાવ્યું હતું. (૨) સુરતની વિશ્વકર્મા જયન્તિ પ્રસંગે બે બ્હેનોએ નાટ્યપ્રયોગોમાં ભાગ લીધો હતો.

**ડૉ. મોતીબાઇ કાપડીઆ હોલઃ** અમદાવાદની સોન્વર્ષની છેલ્લાં ૪૦ વર્ષથી સેવા કરી રહેલાં ડૉ. મીસ મોતીબાઇ કાપડીઆની ઉદાર સખાવતને પરિણામે માધવબાગમાં સ્ત્રીઓ માટેના હોલનું ખાત મૂહુર્ત કરવાની ક્રિયા કલેકટરનાં પત્ની મિસિસ ગેરેટને હાથે થઇ હતી. આ પ્રસંગે લેડી વિદ્યાબ્હેન નીલકંઠે ડૉ. મીસ મોતીબાઇની સેવાઓ વર્ણવી હતી; અને ૧૯૧૧ થી હોલ માટે શરૂ વિચાર આજે ૧૮ વર્ષે કેવા સંજોગોમાં પાર પડ્યો છે તે જણાવ્યું હતું. આ હોલમાં એક સ્ત્રી-ઉપયોગી લાઇબ્રેરી પણ રખાશે અને હોલ સર્વ કોમની સ્ત્રીઓની સભાઓ માટે વપરાશમાં લેવાશે. એની વ્યવસ્થા મહિલા મંડળના હાથમાં છે. એ મંડળની ઉન્નતિ કરવામાં પણ ડૉ. મીસ મોતીબાઇએ ઘણો કીમતી ફાળો આપ્યો છે.

**વસુમતિ બહેન વિધવાશ્રમ** વિસનગરમાં ફેબ્રુઆરી માસમાં સર મનમોહનદાસ રામજીએ ખુલ્લું મુક્યું તે વખતે તેમણે જણાવ્યું કે વિધવાઓની મોટી સંખ્યાનું મૂળ કારણ બાળલગ્નો છે જે આ, સમાજને શારીરિક તેમજ માનસિક બન્ને રીતે હાનિકારક છે. સર મનમોહનદાસના રૂ. ૧૦૦૦ તેમજ બીજાઓના મળી કુલ્લે રૂ. ૩૦૦૦, આશ્રમને મળ્યા હતા.

**મીસ તેહમીના** સીનેર, બી. એ., એસ. ટી. સી. ડી. ને ભાવનગર રાજ્યે શિક્ષણશાસ્ત્રનો વધુ અભ્યાસ કરવા એક વર્ષ માટે ઇંગ્લાંડ મોકલ્યાં છે. પાછાં ફર્યાં પછી તેમને કન્યાશાળાનો ચાર્જ સોંપાશે.

**વીર રજપુતાણીઃ** વીરપુરના તળાવ પારીની ઝાડીમાં સુવ્વરોનો ત્રાસ વધી ગયેલો. ના. ઠાકોર સાહેબની તબિઅત સારી ન હતી. રાણીસાહેબ કુંવરીઓ અને કુમાર દિલીપસિંહને લઇ તેમનો



સો પાઉંડનું ઇનામ
મીસ એલન ગોરસીને સંપૂર્ણ સુઆકૃતિ સૌંદર્ય માટે મળ્યું હતું. પ્રખ્યાત શીલ્પી મી. ટાફ્ટ પરીક્ષા કરે છે,

શિકાર કરવા નીકળ્યા. તેમણે બે સુવ્વરને ગોળીથી મારી નાંખ્યા અને ત્રીજાને ઘાયલ કર્યું. ઘાયલ સુવ્વર ઝાડીમાં ભરાતાં વીર કુમારે તેની પાછળ જઇ ભાલાથી ઠાર કર્યું. એ વીરાંગનાને ધન્યવાદ.

**સુશિક્ષ્ડઃ** પોરબંદર તાબે છાયામાં ગાંધી અંત્યજ આશ્રમ સ્થપાયું છે. આ સંસ્થાના નિભાવ માટે પોરબંદર સુશિક્ષ્ડની યોજના થઇ છે. રા. લોઢીઆ બેરીસ્ટરનાં પુત્રી બ્હેન સૌભાગ્યવતીએ એ માટે ઘેરેઘેર ડબ્બાઓ મૂકી તે ભેળાં કરવાનું પોતાને માથે લીધું છે. અંત્યજ બાળકોને ખાદી આપવા નાણાં પણ એ બ્હેન ઉઘરાવી લાવ્યાં છે. એ સેવા માટે ધન્યવાદ.

**સિંધની સ્ત્રી-જાગૃતિઃ** ...પુરમાં શ્રી ...ની ... કરનાર શ્રી. દમયંતી દેવીના પ્રયાસથી લાગલગાટ ચારે દિવસ સ્ત્રીઓની મોટી સભા મળી હતી. પ્હેલે દિવસે મિસિસ હુટ અને બીજે દિવસે મિસિસ હર્ડસન પ્રમુખસ્થાને હતાં. છેલ્લા બે દિવસ સાધુ શ્રી વસવાનીએ પ્રમુખસ્થાન લીધું હતું. પાંચ બ્હેનોએ ભાષણો કર્યાં હતાં અને બે નાટ્ય પ્રયોગો ભજવાયા હતા.

**મુસલીન સ્ત્રી પરિષદની** બેઠક હૈદરાબાદમા લેડી અસમન જાહના પ્રમુખપદે મળી હતી. તેમણે પોતાના ભાષણમાં જે સ્ત્રીઓ ધર્મ અને ઇસ્લામની સંસ્કૃતિની ભાવનાઓને ઠોકરે મારી પ્રગતિ કરવાના વલણમાં મારે છે. તેમને ઠપકો આપ્યો હતો. શ્રીમતી અબરુ બેગમે સહશિક્ષણને વખોડી કાઢી, શિક્ષણક્રમમાં નાચનો વિષય દાખલ કરવાની હિમાયત કરનારની ટીકા કરી હતી. મુસ્લીમ સ્ત્રીઓના અત્યારના જીવનમાં ફેરફાર કરવા સબંધે ઠરાવ થયો હતો પણ કોઇ ખાસ દિશા સુચવાઇ ન હતી.

**કલકત્તાની સ્ત્રી પોલીસઃ** લંડનની સ્ત્રી પોલીસની માજી સુપ્રિન્ટેન્ડન્ટ મીસીસ સ્ટેન્ડીએ સ્ત્રી, છોકરી અને બાળક ગુન્હેગારો તેમજ સ્ત્રી કેદીઓની દેખરેખ તથા ચોકી કરવા માટે સ્ત્રી પોલીસ રાખવાની કલકત્તા પોલીસને સુચના કરી છે. ભૂલી પડેલી સ્ત્રી મુસાફરોને બદમાશોના હાથમાંથી બચાવવા રેલ્વે સ્ટેશનો ઉપર સ્ત્રીપોલીસ ઘણું સારું કામ કરી શકે.

**સતીઃ** કલકત્તામા એક યુવકે ધધો રાજગાર નહિ મળવાથી આપઘાત કર્યો. તેની પત્ની મંજુએ પણ તેની પાછળ જીવન સમર્પી દીધું. "પતિ વિનાના જીવનમાં મારે માટે કશો આનંદ નથી રહ્યો" એવી મતલબનો પત્ર તે મરતી વખતે લખી ગઇ છે.

**બ્રહ્મદેશની સ્ત્રીઓઃ** કમીશન જ્યારે બ્રહ્મદેશ ગયું ત્યારે વિરોધ બતાવવા રંગુનની પ્રજાએ મોટું સરઘસ કાઢેલું. આ પ્રસંગે ૩૦૦૦ ઉપર સ્ત્રીઓએ પણ ભાગ લીધો હતો. વિરોધ માટેની સભામા ૫૦૦૦ સ્ત્રીઓએ હાજરી આપી હતી. એજ બ્હેનોએ મહાત્મા ગાંધીજીનો અપૂર્વ સત્કાર કરી તેમને નાણાંની મોટી રકમ ભેટ આપી છે, અને મોટી સભા ભરી માનપત્ર આપ્યું છે. ગાંધીજીએ તેમને સીગારેટ પીવાની ટેવ અને વિદેશી વસ્ત્રો પ્હેરવા છોડી દેવાની સલાહ આપી હતી.

**બાળલગ્નઃ** હિંદમાં રાયસાહેબ સાહેબ શારદાનું બાળલગ્ન પ્રતિબંધક બીલ સરકારે છેક છેલ્લી ઘડીએ મુલત્વી રાખ્યું. એજ સરકારના પોતાના દેશમાં લગ્નની કાયદેસર ઉમ્મર અત્યારે વર કન્યા માટે અનુક્રમે ૧૨ ને ૧૪ વર્ષ છે તે બદલી તેમાં વધારો કરવાનો કાયદો ઘડાય છે. ત્યાં ૧૯૧૫ થી ૧૯૨૬ સુધીમાં ૧૬ વર્ષની નીચેની કન્યા હોય એવાં ૩૦૦ લગ્ન થયાં છે (ત્રણ લગ્ન તેર વર્ષની ઉમ્મરે અને ૨૮ ૧૪ વર્ષની ઉમ્મરે) જ્યારે અહિં દરવર્ષે ૧૨ વર્ષની નીચેની કન્યા હોય એવાં સેંકડો લગ્ન થયા છે, છતાં પરદેશી સરકારને તેની કશી પડી નથી. "આપકી લાપસી ઔર પરકી મુસ્કી" જેવો ઘાટ છે. આ બાબતમાં સુધારો કરવાની ફરજ ખરેખર દરેક કુળની સ્ત્રીઓને માથે જ આવી પડે છે મધ્ય પ્રાંતોની ધારાસભામાં સૌ. અનસુયાબાઇ કાલેએ લગ્નની ઉમર વધારીને વરકન્યા માટે અનુક્રમે ૧૮ ને ૧૪ કરવાનો ઠરાવ વિના વિરોધ પસાર થયો છે.

**સમાજ સુધારા માટેઃ** બંગાળમાંથી વરવિક્રયની પ્રથા નષ્ટ કરવા માટે પંડીત કે. સમાજપતિ, બી એ. ના પ્રયાસથી અખિલ બંગાળ વરવિક્રય-વિરોધી મંડળની સ્થાપના થઇ. (૨) ઝાલાવાડના જૈન યુવક સંઘે સમાજ સુધારા માટે એક પ્રતિજ્ઞાપત્ર તૈયાર કર્યું છે જેમાં બાળલગ્ન, લગ્ન-

હુઃ ખર્ચ અને બીજા રીવાજો સામે ઝુંબેશ ઉપાડી છે આ પ્રતિજ્ઞાપત્ર પર સહીઓ લેવાનું કામ કાઠિયાવાડના અનેક શહેરોમાં ચાલી રહ્યું છે (૩) અમદાવાદની થીઓસોફીકલ સોસાયટીની સભા તરફથી એક બાળલગ્ન નિષેધક મંડળ સ્થપાયું છે. અને તેમણે પણ પ્રતિજ્ઞા પત્રો કાઢ્યાં છે.

**સ્થાનિક સ્વરાજ્યમાં:** ( ૧ ) કન્યાશાળાના સુપ્રીન્ટેન્ડન્ટ મિસિસ સેતુબાઇ ચન્દ્રાણ કોલ્હાપુર મ્યુનીસીપાલીટીમાં ઉપપ્રમુખ નીમાયાં છે. ( ૨ ) લખનૌ મ્યુનીસીપાલીટીમાં ખાલી પડેલી બે જગ્યા માટે યૂનીવરસીટીની બે વિદ્યાર્થીની બ્હેનો ચુંટાવા માટે બ્હાર પડી હતી. જેમાંથી શ્રી. સુનીતિદેવી મિત્ર ચુંટાયા છે. ( ૩ ) હરદાની મ્યુનીસીપાલ કાઉન્સીલમાં સભાસદ તરીકે નીમાનાર મીસ બાપ્પુ પ્હેલાંજ સ્ત્રી છે. સમાજસુધાર અને બાળરક્ષાની બાબતોમાં તેમણે સારી સેવા કરી છે. ( ૪ ) મિસિસ સંજીવર વીઝગપટ્ટમના જીલ્લા બોર્ડમાં સભાસદ નીમાયા છે. ( ૫ ) શ્રી. રાગાનુજમ્મ ગન્તુર મ્યુ. માં સભાસદ તરીકે નીમાનાર પ્રથમ મહિલા છે. ( ૬ ) મીસ શ્રીનિવાસ ગુરૂ તીનેવેલીના જીલ્લા બોર્ડમાં નીમાયાં છે. ( ૭ ) શ્રી. રંગનાયકી અમ્મલ ગોદાવરીના જીલ્લા બોર્ડમાં નીમાયાં છે.

**સખાવતોઃ** ( ૧ ) મદ્રાસના રા. રામસ્વામી પીલેએ કામદાર-સ્ત્રી વર્ગ માટે સુવાવડખાનું બાંધવા રૂ. ૪૦૦૦૦ આપ્યા છે. (૨) મુંબાઇના લેડી પીટીટે પોતાના પુત્રી મ. સૌ. રતનબાઇ ઝીણાના સ્મરણાર્થે પારસી કન્યા અનાથાશ્રમને એક બ્લોક બાંધવા રૂ. ૫૦૦૦૦ આપ્યા છે ( ૩ ) મુંબાઈના બાઇ કુંવરબાઇ ગામા ૮૧ વર્ષની ઉમ્મરે હમણાંજ ગુજરી ગયાં. તેમણે પોતાના વીલમાં બે લાખ રૂપીઆ ખેતવાડીની જરથોસ્તી કન્યાશાળાને આપ્યાં છે. ( ૪ ) લાહોરના જાણીતા કેળવણીકાર અને પ્રોફેસર રુચીરામ શાહાનીએ પોતાના પત્નીના સ્મરણાર્થે લુધીઆણાની તબીબી કૅાલેજની વિદ્યાર્થીનીઓને સ્કોલરશીપ આપવા માટે રૂ. ૬૦૦૦ ની સખાવત કરી છે. ( ૫ ) શ્રીમતી શૈલસુતા સેને પોતાના પતિના સ્મરણાર્થે રૂ. દોઢ લાખની રકમ કલકત્તા યૂનીવરસીટીને આપી છે. એ રકમના વ્યાજમાંથી ઇજનેરીનો વધુ અભ્યાસ કરવા ઇચ્છતા



ગુજરાત કોલેજની હડતાળમાં વિદ્યાર્થીની બ્હેનોનો સહકાર.

સેનાપતિએ પણ એવોજ જુલ્મ માંડેલો જેને પરિણામે રાજકુટુંબનાં એક સરદારની બે પુત્રીઓએ આપઘાત કર્યો છે. મુંબાઇના સ્ત્રીવર્ગે એક મોટી સભા ભરી રાણી સુરીયાને તેમની સુધારાની પ્રવૃત્તિ માટે અભિનંદન આપ્યાં છે અને ફરી તેમના પતિ ગાદી પર આવે એમ ઇચ્છયું છે.

**ચીનમાં સમાનતા:** રાષ્ટ્રીય સરકારે કાયદાની, રાજદ્વારી, આર્થિક, કેળવણી વિષયક અને સામાજીક દ્રષ્ટિએ સ્ત્રીઓને પુરૂષો જેટલોજ અધિકાર આપ્યો છે. કેળવણી અને વૈદકના ધંધામાં અનેક સ્ત્રીઓ કમાણી કરે છે. સામાજીક કાર્યમાં અને રાજ્યવહીવટમાં પણ ભાગ લે છે. વારસા હક્ક આપવાનો વિચાર પણ ચાલે છે.

**જાપાનમા સ્ત્રી-સ્વાતંત્ર્ય:** સમાનતાની ભાવના મજબુત થતી જાય છે, અને આર્થિક ફેરફારોની અસર સ્ત્રીજીવન ઉપર ઘણી થઇ છે. કારખાનાઓમાં કામદાર તરીકે ૬૦ ટકા સ્ત્રીઓ કામ કરે છે અને તેઓ મતાધિકાર માટે પ્રયત્નો કરી રહી છે.

**શરીર વિકાસ:** માટે જાપાનના કુમારો અને કુમારીઓ અજબ વેગથી આગળ વધી રહ્યાં છે. જાપાની બાળા કદાવર, તેજસ્વર અને કસરતી બનતી જાય છે. ૧૯૧૯ પછી ઉંચાઇમાં ૨-૧ સેન્ટીમીટર વધ્યાં છે; છાતીના પહોળાઇ ૨ સેન્ટીમીટર વધી છે. વજનમાં લગભગ ત્રણ રતલનો વધારો થયો છે. બાળાઓએ ઘુંટણની નાંખે એવો પોશાક ત્યાગી સરળ પોશાક પહેરવા માંડ્યો છે

**જાપાનની મીલોમાં** સ્ત્રીઓ અને બાળકોને રાતના કામ કરવાની મનાઇ કરવામાં આવી છે. આ હુકમ તા. ૧ લી જુલાઇથી અમલમાં મૂકાશે. હિંદમાં હજી એ બાબતમાં સુધારો નથી થયો.

## યૂરપ

**કમબખ્તી:** ઇંગ્લાંડની પાર્લામેંટની ચુંટણી થોડા વખતમાં થશે. આ ચુંટણીમાં નવા કાયદા મુજબ સ્ત્રીઓ પણ મોટી સંખ્યામાં મત આપશે. બિચારા ઉમેદવારોની કમબખ્તી બેઠી છે. તેમણે સ્ત્રીવર્ગને રૂચે એવાં ભાષણો કરવાની તાલીમ લેવા માંડી છે. સ્ત્રીઓ " તમારો પક્ષ સત્તામાં આવે ત્યારે રેશમી મોજાં સસ્તાં થશે કે ? " અથવા " નાચ જલસા રાતે બાર વાગ્યા પછી ચાલુ રાખશો કે ? " એવા સવાલો પૂછી ઉમેદવારોને ગભરાવશે એવી આશા રખાય છે. આવા સવાલો હાજર જવાબ તેમણે આપવા પડશે. લગભગ ૧૦૦ સ્ત્રીઓ આ ચુંટણીમાં ઉમેદવાર તરીકે ઉભી રહેશે. ૫૪ સ્ત્રીઓને જુદી જુદી પાર્ટીઓએ ઉમેદવાર તરીકે સ્વીકારી છે. કેટલીક સ્ત્રીઓ મત આપવાનો હક્ક લેવા માંગતી નથી. એ માટેનું ફોર્મ નહિ ભરવા માટે પોલીસને તેમને કોર્ટમાં ઘસડવાની ફરજ પડે છે.

**લેડી એસ્ક્વીથ**—માજી વડા પ્રધાનના પત્નીએ ગૃહ-શણગાર અને સરસામાન સંબંધી સલાહ આપવાનો નવો ધંધો ખોલ્યો છે. સલાહની ફી પાંચ ગીની રાખી છે.

**વૈદકના ધંધામાં:** લંડનની એક સિવાયની બધી હોસ્પીટલ-કોલેજોમાંથી સ્ત્રીઓને દૂર રાખવાનો ઠરાવ થોડા વખત પર થયો હતો. આ સામે મજબુત વિરોધ હતાં લંડન યુનીવરસીટીએ તપાસ માટે કમિટિ નીમી હતી. કમિટિએ સ્ત્રીઓને પુરૂષો જેટલીજ એ ધંધા માટે સગવડ આપવાની ભલામણ કરી છે.

**મિસિસ પેંખર્સ્ટને** મતાધિકાર માંગવાના ગુન્હા (?) માટે અનેક વાર જેલ નિવાસ મળેલો. યુદ્ધ વખતે તેણે અને તેની સાથીદારોએ સેવા સુશ્રુષનું કામ ઉપાડી લીધેલું. આજે તેનું સ્મરણ ઇંગ્લાંડની સ્ત્રીઓ કરે છે અને તેની પ્રતિમા ખુલ્લી મુકવાની ક્રિયા વડા પ્રધાનને હાથે થઇ છે.

**અંગ્રેજ પત્ની:** ઓર્ટોન જેમ્સ સ્ટોલ નામના એક લેખકે તેની પત્ની તેની ઇચ્છા વિરૂદ્ધ બહારગામ રહેલ કરવાને ગઇ તેથી આપઘાત કર્યો. એના એક મિત્ર અને જાણીતા નાટકો લખનાર મી. જેરાર્ડ નાઇંગેલે પણ મિત્રનું અનુકરણ કરી આપઘાત કર્યો છે.

**ઇન્કમટેક્ષ ઓફીસરનો** એ હોદ્દો અત્યાર સુધી ઇંગ્લાંડમાં પુરૂષોનેજ અપાતો. હમણાં એ માટે લેવાયલી છેલ્લી પરીક્ષામાં ચાર સ્ત્રીઓ પાસ થઇ છે, તેમને પણ એ હોદ્દો આપશે.

**ફેશન ફરે છે !** વાળ કપાવવાની જે ફેશન ચાલે છે તેમાં ફેરફાર થવા માંડ્યો છે અને પરિણામે યૂરપના હજામો ભુખે મરે છે. સ્ત્રીઓ કાં તો હવે લાંબા વાળ ફરી ઉગવા દે છે-અથવા બહુ

લાંબે વખતે કપાયે છે. બહુ ટુંકા વાળની ફેશન હવે ફરી નહિ આવે એમ ઘણા માને છે. કેટલાક હજામો સ્ત્રીગ્રાહકોમાંથી થતી કમાણીને લીધે પુરૂષ ગ્રાહકો તરફ ઓછું ધ્યાન આપતા એ ઘરાકી ખોવા માટે એ બધા હવે પસ્તાય છે.

**"નિર્લજ્જ પુસ્તકઃ"** શ્રીમતી નેરા જેમ્સ નામે લેખિકાએ "સ્ટીવલેસ એરેન્ડ" નામે એક પુસ્તક લખ્યું. આ પુસ્તક "નિર્લજ્જ" છે એમ કહી સત્તાધિકારીઓએ તેને જપ્ત કર્યું છે. લેખિકા બચાવમાં કહે છે કે એ વિષયનાં બીજાં પુસ્તકો જેવુંજ એનું પુસ્તક છે. ફરક ફક્ત એટલોજ છે કે જ્યાં બીજા લેખકો પોતે શું કહેવા માંગે છે તેનું સૂચન આ પ્રમાણે * * * ચોકડીઓ મૂકીને કરે છે ત્યાં તેણે એ માટે યોગ્ય શબ્દો વાપર્યાં છે.

**લગ્ન-જન્મનું પ્રમાણઃ** સ્કોટલાંડ અને ઇગ્લાંડ-વેલ્સની સરખામણી કરી કેટલાક સત્તાવાર આંકડા તૈયાર થયા છે. દર ૧૦૦૦ ની વસ્તીએ ઇગ્લાંડ-વેલ્સમાં ૧૫-૭ અને સ્કોટલાન્ડમાં ૧૩-૩ લગ્નો થાય છે. બીજી તરફ જન્મ પ્રમાણ અનુક્રમે ૧૬-૬ અને ૧૯-૮ છે. ગેરકાયદેસર બાળકોનું જન્મ પ્રમાણ સ્કોટલાંડમાં બેવડું છે. સ્કોટલાંડમાં ૬૮ લગ્ને ૧ જોડું છૂટાછેડા લે છે, જ્યારે ઇગ્લાંડ-વેલ્સમાં ૯૬ લગ્ને ૧ જોડું લે છે. પણ હવે સંખ્યા વધતી જાય છે. લડાઇ પહેલાંની છૂટાછેડાની સંખ્યાનું પ્રમાણ સરખાવતાં સ્કોટલાંડમાં તે બેવડાઇ છે જ્યારે ઇંગ્લાંડ-વેલ્સમાં પાંચગણી થઇ છે. બાળકો જન્મે છે તેમાં છોકરા કરતાં છોકરીનું શરીર વધારે મજબુત હોય છે. ૭૫ અને ૮૦ વર્ષ વચ્ચેની ઉમ્મરના ત્રણ પુરૂષે એટલી ઉમ્મરની ચાર સ્ત્રીઓનું પ્રમાણ આવે છે અને ૮૫ વર્ષની ઉપરના દર એક પુરૂષે સાત સ્ત્રીઓનું પ્રમાણ આવે છે. અર્થાત સ્ત્રીઓ પુરૂષો કરતાં લાંબી જીંદગી ભોગવે છે.



ગુજરાત કોલેજની હડતાળમાં વિદ્યાર્થીની બ્હેનોનો સહકાર ,

**શોખ માટે ચોરીઃ** લૉરા ઇવેલીન બુથ નામે ૨૨ વર્ષની એક યુવતીને . ચોરી માટે કોર્ટમાં ઘસડવામાં આવી છે. એ બાઇએ વિધવિધ પ્રકારના પોશાક, હેન્ડબેગ વગેરે વસ્તુઓની ચોરી કરી હતી. એક દુકાનદારે એક પોશાક . ચોરાયાની ફરિયાદ કરતાં તપાસ થઇ અને બાઇને એક નાચના જલસામાંથી પકડી. એનો પચાર આકડાઓનો ફૂલ ૩૩

શોર્લીંગનો છે, જેમાંથી ૧૦ શીલીંગ પોતાની માને આપે છે શોખને ખાતર લાલચને વશ થઇ તેણે આ ચોરીઓ કરી હતી. કોર્ટે તેને ૩૦ પાઉન્ડ દંડની અથવા ત્રણ મહિનાની જેલની સજા કરી.

**માન્ચેસ્ટરનાં** ડૉ. ફ્લોરેન્સ સ્ટીફ્નને. દરદીને ક્લોરોફોર્મ આપવાની શરીરમાં શું રાસાયણિક ફેરફાર થાય છે તેની શોધખોળ માટે ૫૦ પાંઉંડનું ઈનામ મળ્યું છે.

**સ્થાપત્ય માટેઃ** બ્રિટિશ સ્થાપત્ય–શાસ્ત્રીઓના મંડળ તરફથી "યૂનીવર્સીટીમાં લલિત કળાઓ" વિષે સુંદર આકૃતિ તૈયાર કરવા માટે મીસ બેટી સ્કોટને એક સ્કોલરશીપ, એક ચાંદીનો ચાંદ અને ૧૫૦ પાઉંડનું ઇનામ અપાયું છે.

**શરતમાં** બીડ લેનાર–આપનાર ( બુકમેકર ) તરીકે મિસિસ જોસફાઇન લેદીને પરવાનો આપવાની ડબ્લીનની કોર્ટે ના પાડી છે. બાળકોની માતા એવું કામ કરવાને લાયક નથી એમ કોર્ટે જણાવ્યું છે.

**મારી કયુરી ઇન્સ્ટીટયુટઃ** સ્ત્રીઓની જનનેંદ્રિયના રોગ રેડીઅમથી સાજા કરવા માટેની આ નવી હોસ્પીટલ સ્ત્રી ડોકટર મંડળ તરફથી સ્થાપવામાં આવી છે. આ હોસ્પીટલમાં કામ કરનાર સર્વ સ્ત્રી ડોકટરો જ છે. આ માટે વધુ ફંડ મેળવવા તેમણે જાહેર પ્રજાને વિનંતિ કરી છે. અને તે માટે જુદા જુદા માર્ગ સુચવ્યા છે.

**જુરીમાંઃ** ગયા વર્ષમાં ઇંગ્લાંડમાં ૮૫૮૬૯ માણસોએ જુરરો તરીકે સેવા બજાવી જેમાં ૧૭૩૪૫ સ્ત્રીઓ હતી. ગ્રાંડ જ્યુરીમાં તેમનું પ્રમાણ બાર મરદે એક સ્ત્રીનું હતું અને ખાસ જ્યુરીમાં સાડા ચાર મરદે એક સ્ત્રીનું હતું.

**માન–ચાંદઃ** ના. શહેનશાહની માંદગીને લીધે મુલત્વી રહેલી માનચાંદની લ્હાણી ૧ લી માર્ચે થઇ. એ લ્હાણીમાં ઇંગ્લાંડની ઘણી આગેવાન મહિલાઓની કદર થઇ છે. બે સ્ત્રીઓને "કમ્પેનીઅન ઓફ ઓનર" બનાવી છે. શ્રી એડીથ લીટલટનને "ગ્રાંડ ક્રોસ" મળ્યો છે. બીજી પાંચ મહિલાઓને "ડેઇમ કમાન્ડર" બનાવી છે. એકંદરે વૈદક, કલા, અભિનય, કેળવણી, સમાજ-સેવા વગેરે ક્ષેત્રોમાં કામ કરી મહિલાઓની એ લ્હાણીમાં કદર થઇ છે.

**નવા સિક્કાઃ** આઇરીશ ફ્રી સ્ટેટ તરફથી નવા ચલણી સિક્કા બ્હાર પડયા છે તેમાં દરેક સિક્કા ઉપર જુદી જુદી આકૃતિ પાડવામાં આવી છે. નાના સિક્કાઓ સ્ત્રીઓ અને બાળકો વાપરતા હોવાથી ગૃહઉદ્યોગ દર્શાવની મરઘી અને તેનાં બચ્ચાંની આકૃતિ પેનીના સિક્કા પર પાડી છે. આપણી સરકાર પણ એવું ભેજું દોડાવી પાઇ પૈસા પર પીપરમીટની ટીકડી કે આની બેઆની પર કડછી તવેથાની આકૃતિ પાડે તો ?

**વિધવાઓને પેન્શન** રાજ્ય તરફથી અપાવવા માટેની લડત આઇસલેંડમાં મીસ એકમંડસનની આગેવાની હેઠલ ઉપાડી લેવામાં આવી છે. જુદા જુદા જીલ્લાઓમાંથી જરૂરી માહિતી એ માટે ભેળી કરવામાં આવે છે. પાર્લામેંટના સભાસદોને મળી તેમની એ સંબંધી ખાત્રી કરવાના પ્રયત્નો પણ થાય છે.

**એક નવી રીતઃ** હોલાંડની રાજધાની આમસ્ટર્ડામમાં સ્ત્રી–સંઘ માટે ફંડ ભેગું કરવાની નવી રીત શોધી કઢાઇ છે. શહેરના દુકાનદારો સાથે એવી શરત કરવામાં આવી કે અમુક એક અઠવાડીઆમાં જેટલો નફો તેમને થાય તેના અમુક ટકા સંઘને આપવા. આ અઠવાડીઆ દરમિયાન લોકો મોટી ખરીદી કરે તે માટે સંઘે જાહેરખબર કરવાનું કામ ઉપાડી લીધું હતું. પરિણામે સંઘને ૧૨૫ પાઉંડ મળ્યા છે.

**હસ્તઉદ્યોગોમાંઃ** ૧૯૧૨ થી ૧૯૨૯ સુધીમાં જર્મનીમાં લેવાયલી પરીક્ષાઓમાં આ પ્રમાણે સ્ત્રીઓએ જુદા જુદા ઉદ્યોગોની પરીક્ષાઓ પસાર કરી છેઃ દરજી ૧૧૮૦૧૩, પોશાક બનાવનાર ૪૩૨૮૭, વાળ સમારનાર ૪૦૨૦૧, મ્હેરી સુવાના કપડાં બનાવનાર ૨૬૮૦, ગુંથણ કામ કરનાર ૬૭૫, છબી પાડનાર ૫૪૯, ચોપડી બાંધનાર ૧૧૪, વણકર ૩૨, ઘડીઆળ બનાવનાર ૨૮, ભઠીયારા ૨૭, માળી ૨૩. આ બધાંને મદદનીશ તરીકે કામ કરવાનો પરવાનો મળ્યો છે. પોતાના જોખમે ધંધો કરવાનો પરવાનો મેળવનારની સંખ્યા આ પ્રમાણે છેઃ દરજી ૨૫૩૪૯, પોશાક બનાવનાર ૬૧૮૦, મ્હેરી સુવાના કપડાં બનાવનાર ૮૯૦, વાળ સમારનાર ૩૭૦, ગુંથણકામ કરનાર ૧૨૪, છબી પાડનાર ૫૦, ભઠીયારા ૩૬, ચોપડી બાંધનાર ૨૭,

ખાટકી ૧૬, અને વણકર ૧૭ ત્યાં સ્ત્રીઓ ખાટકી-કસાઈનો ધંધો પણ કરે છે !

**બર્લીન પરિષદ:** આંતર્ રાષ્ટ્રીય સ્ત્રી-મતાધિકાર સંઘની પરિષદ ચાલુ વર્ષે બર્લીનમાં તા. ૧૨ મી જુનથી તા. ૨૪ મી સુધી મળશે. આ પ્રસંગને સફળ કરવા માટે બર્લીનની કાર્યવાહક મહિલાઓ તૈયારીઓ કરી રહી છે. પરિષદમાં સ્ત્રીઓને લગતા અનેક પ્રશ્નોનો ચર્ચા થશે અને તે વિષે ઠરાવો થશે. અનેક દેશની મહિલાઓ એમાં ભાગ લેશે. બ્હારથી આવનાર બ્હેનોને જોવાલાયક સ્થળો, કારખાનાં વગેરે બતાવાશે, નાની યાત્રાઓ પણ ગોઠવાશે અને અનેક પાર્ટીઓ પણ થશે.

**પોષ્ટખાતામાં:** જર્મનીના પોષ્ટ અને તાર ખાતાના મંડળના અધ્યક્ષ શ્રીમતી એલ્સ ક્લ્રેશને ખાતાની કારોબારી કાઉન્સીલમાં નીમવામાં આવ્યા છે. ખાતાનો બધો કારોબાર આ કાઉન્સીલજ કરે છે.

**ન્યાયખાતામાં:** બૅરોનેસ વોન ઍરફ્રામ ન્યાયખાતાના પ્રધાનમંડળમાં મદદનીશ તરીકે નીમ્યા છે. તેમણે એ માટેની પરીક્ષા માન સાથે પસાર કરી છે, આ પદે આવનાર તે પ્રથમ સ્ત્રી છે.

**બારમી બૈરી !** તુર્કસ્તાનમાં ૧૫૪ વર્ષની ઉમ્મરનો ઝારો આગા નામે માણસ છે. તેણે ૧૧ મી બૈરીને તલ્લાક આપી ૧૨ મી બૈરી પરણવાની–ખાસ કરીને કોઇ અમેરિકન કે અંગ્રેજ યૂવતી સાથે–ખાહેશ બતાવી. કોઇકે તે છાપામાં લખી માર્યું. પરિણામે કૉન્સ્ટાન્ટીનોપલના બ્રિટિશ એલચી મારફત ૧૬ અંગ્રેજ સ્ત્રીઓએ ઝારોની પત્ની થવા માટે અરજી કરી. એકે તો લખ્યું કે "તમારી પત્ની તરીકેનું પદ મેળવવા હું ઉત્સુક છું. વૃદ્ધ માણસો મને ઘણા ગમે છે અને તમારી ચાકરી કરવામાં મને આનંદ આવશે. મેં જીંદગીમાં કોઇ દહાડો પાવડર કે રંગનો ઉપયોગ નથી કર્યો." આ સ્ત્રીઓની મનોદશા કઇ જાતની હશે !

**પરણેલી સ્ત્રીઓ માટે** યૂરપમાં તેમને ધંધે લગાડવા સંબંધી વિચાર ચાલી રહ્યો છે. ઘણા ખરા કુટુંબોની સ્થિતિ એવી હોય છે કે પતિની આવકમાં ઉમેરા કરવા પત્નીને પણ કામે જવાની જરૂર પડે. એ માટે તેમને ઉદ્યોગ તેમજ વેપારના ક્ષેત્રમાં દિવસના થોડા કલાક કામ કરી કમાઇ કરવાની, ગોઠવાઇ કરી આપવાના પ્રયત્નો શરૂ થયા છે.

**મરદનાં પોશાકમાં:** (૧) ૨૨ વર્ષની ઉમ્મરે વિધવા થયેલી જેનેટ નામે સ્ત્રી ૬૦ વર્ષની ઉમ્મર સુધી પુરૂષ વેશમાં રહી હતી. મરદ તરીકે મજુરીનો દર સારો મળે તેથી તેણે પોશાક બદલ્યો હતો. ગાડીના અકસ્માતને પરિણામે હોસ્પીટલમાં જતાં તેની જાતિ ઓળખાઇ ગઇ. હવે તે સ્ત્રી વેશમાં ફરે છે. (૨) એવી સ્ત્રી મીસિસ વેલરી સ્મીથ છે. યુદ્ધ વખતે ફ્રાંસમાં તે નર્સ અને લૉરી હાંકનાર તરીકે કામ કરતી અને એક ઓસ્ટ્રેલીઅનને પરણેલી. તેને એક છોકરો ને છોકરી છે. છ વર્ષ પ્હેલાં તેણે પુરૂષનો પોશાક ધારણ કર્યો હતો, અને એક સ્ત્રી સાથે લગ્ન પણ કર્યાં હતાં. (૩) ચીકાગોમાં ચિત્રકાર ચાર્લ્સ વોર્નર તરીકે જાણીતી થનાર વ્યક્તિ પણ સ્ત્રી હતી. ૬૦ વર્ષથી તે પુરૂષ વેશમાં કામ કરે છે. તે કહે છે કે સ્ત્રી તરીકે રહી હોત તો મારા ચિત્રોની કોઇ સારી કીંમત ન આપત.

## હિન્દનું બુલબુલ અમેરિકામાં:

શ્રીમતિ સરોજિની નાયડુનાં વ્યાખ્યાનો યુનાઇટેડ સ્ટેટ્સમાં ઘણાં જ સફળ થયાં છે. જાણીતી સંસ્થાઓના આશ્રયે દેશના લગભગ બધાં જ મુખ્ય શહેરોમાં તેઓ વ્યાખ્યાન આપે છે. અને દરેક જગાએ માનવોનો સમુહ ઉભરાય છે. ચિકાગોમાં જ તેમણે ત્રણ વ્યાખ્યાનો આપ્યાં અને ન્યુયોર્કમાં તો તેથીયે વધારે. શ્રીમતિ સરોજિની નાયડુની બુદ્ધિપ્રભા, તેમની પ્રતિભા અને વક્તૃત્વ શક્તિ અજબ છે. તેમના વ્યાખ્યાને હિન્દ તરફ અમેરિકનોની સહાનુભતિ કેળવી છે. અમેરિકામાં પણ તેમણે અત્રેનો હિન્દુ પોશાક કાયમ રાખ્યો છે. અમેરિકાની સ્ત્રીઓ સંબંધમાં એક ખબરપત્રીને તેમણે કહ્યું: "અમેરિકાની સ્ત્રીઓ દેખાવડી, સિધી, અને ઉંચી છે. તેઓની આકૃતિમાં બળ તેમ જ સૌન્દર્ય બન્ને છે. તેમના પગની પતળી કુંદી ઘણી જ આનંદજનક છે. તે સ્વતંત્રતાનું નિદર્શન કરતી હોય એમ લાગે છે." આટલા આટલા શ્રમ છતાંયે શ્રીમતિ સરોજિની નાયડુની રમુજી ટેવ ગઇ નથી.

**અમેરિકામાં બાળલગ્ન:** ન્યુયોર્કના મતદાર સ્ત્રી-સંઘે ચોંકાવે એવા આંકડા ભેગા કર્યા છે. અત્યારે યુનાઇટેડ સ્ટેટ્સમાં એવી ૩૫૦૦૦૦ સ્ત્રીઓ છે જે ૧૬ વર્ષ કે તેથી ઓછી ઉમ્મરે પરણી

હતી. અત્યારનો કાયદો ૧૪ વર્ષની છોકરીને પરણવાની છૂટ આપે છે. ૧૯૨૬ પહેલાં બાર વર્ષની છોકરી પરણી શકતી. પેન્સીલવેનીઆએ હમણાં લગ્નની ઉમ્મર ૧૨ થી વધારી ૧૬ ની કરી છે. કેન્ટકીમાં હજી ૧૪ ની ઉમ્મર છે.

**અમેરિકાની** હવે ૩૮ ધારાસભાઓમાં એકંદરે ૧૪૬ સ્ત્રીઓ સભાસદ તરીકે ચાલુ વર્ષે ચુંટાઇ છે. એમાંથી રીપબ્લીકન પક્ષની ૯૮, ડેમોક્રેટ ૪૧, અને પક્ષ વિનાની સ્વતંત્ર ૭ છે. એ ૩૮ ધારાસભામાંથી અયોવાની ધારાસભામાં પહેલીજવાર સ્ત્રી સભાસદ બેસશે. કનેક્ટીકટમાં સૌથી મોટી સંખ્યા ૨૦ ની છે. વળી ધારાસભામાં ૧૫ મહિલાઓ છે. એમાંથી ૧૨ સ્ત્રીઓ ચોથી વાર ચુંટઇ છે. ૬૧ આગલી ધારાસભામાં વિરાજતી હતી તે ફરી ચુંટાઇ છે.

**પતિ પરણ્યા !** ન્યુ યોર્કના એક સંગીત શિક્ષકની એક પત્ની હયાત છતાં તે પોતાની એક શિષ્યા સાથે ફરી પરણ્યો. છોકરીના બાપને ખબર થતાં તેણે ફરિયાદ માંડી છે. કહેવાય છે કે પહેલી બૈરીએ એ બાબતમાં સંમતિ આપી છે અને લગ્ન વખતે હાજર હતી. ચોકઠું તેણે ગોઠવ્યું હતું. તે કહે છે કે પતિને સુખી કરવા તેણે એ પગલું લીધું હતુ.

**શોધખોળ:** રોડેસીઆમાં સોલેમન રાજાની કહેવાતી ખાણોની શોધખોળ શ્રી. ગર્ટરૂડ કેટન-થોમેસન ચલાવી રહ્યાં છે. તે સમયની પ્રજા વિષે કંઇક માહિતી આપે એવી વસ્તુઓ શોધી કાઢશે એવી તેમને આશા છે. (૨) ન્યુયોર્કના મિસિસ સ્ટ્રૂસ ન્યાઝીલેન્ડમાં પક્ષીઓનો સંગ્રહ કરવા ગયાં છે. (૩) હારવર્ડ યુનીવર્સીટીના શ્રી. એની કેનને અઢી કરોડ તારાઓનું કેટલોક જુદા- જુદા ૪૦ વિભાગ પાડી તૈયાર કર્યું છે.

**નવી ફેશનઃ** અમેરિકામાં જ્યાં સીનેમા ફીલ્મોનો મોટો ઉદ્યોગ ચાલે છે તે હોલીવુડના પ્રદેશમાં નવી ફેશન દાખલ થઇ છે. "એમના સાંજના પોશાકો એવા હોય છે કે લગભગ આખી પીઠ ખુલ્લી રહે. એ ખુલ્લી પીઠ પર જાતજાતના ચિત્રો તેઓ ચીતરાવે છે. કાગલ પર ચિત્રો પાડી પીઠ પર ચોંટાડે છે-બીજી ફેશન [illegible] નખપર ફોસફરસનો રંગ લગાડવાની છે. એ રંગથી નખ અંધારામાં ચળકી રહે છે. કેટલીક વખતે પોશાકના રંગ સાથે મળતો આવે એવો વારનીશ લગાડે છે; અને કેટલીક તેમના પર નાના નાના ચિત્રો પડાવે છે.

## ઓસ્ટ્રેલિયા.

ઓસ્ટ્રેલિયાની સરકારે મિસિસ એન્ડ્રયુ ગ્લેનકોસ, જે. પી. ને ફીલ્મ સેન્સોરશીપ બોર્ડના ત્રીજા સભાસદ તરીકે અને મિસિસ લીડેલ, જે. પી. ફીલ્મ અપીલ બોર્ડમાં નીમ્યાં છે. મિસિસ લીડેલ વર્તમાન પત્રકાર તરીકે જાણીતાં છે.

## પ્રકીર્ણ.

(૧) ભોપાળના નવાબ સાહેબે રાજ્યના અમલદારોને પોતાની પત્નીના બુરખા કઢાવવાની આજ્ઞા કરી છે. (૨) તુર્કસ્તાનની સરકારે અમલદારોને પરદેશી સ્ત્રીઓ સાથે પરણવાની મનાઇ કરી છે. (૩) હોલાન્ડમાં એક માણસ પોતાની સાવકી માની મા સાથે પરણ્યો છે. (૪) નડિયાદમાં ખડાયતા વણિકો પોતાની કોમની કન્યાઓ માટે અખાડો સ્થાપવાની તજવીજ કરે છે. (૫) બાપે લગ્ન માટે કન્યા પક્ષ પાસે રૂ. ૧૨૦૦૦ નો ચાંલ્લો લેવાથી અલીગઢના એક યુવક મહાવીરપ્રસાદે આપઘાત કર્યો છે. (૬) પશ્ચિમ ઓસ્ટ્રેલીઆમાં પર્થના એમીલીઆ મેક્ડોનલ્ડને ઇમીગ્રેશન કાઉન્સીલના સભ્ય નીમ્યાં છે. (૭) નેથેમ્પટનના બુટના વેપારીઓના મંડળના પ્રમુખ તરીકે મીસ ઇ. એમ. સ્ટો ચુંટાયાં છે. (૮) ધર્મગુરુ: જર્મનીના જીવા જીલ્લામાં ધર્મગુરુ તરીકે કામ કરવાનો પરવાનો શ્રી. ગર્ટરુડ નાફરને મળ્યો છે. પહેલાં તે મદદનીશ તરીકે કામ કરતાં. (૯) સીવીલ સર્વીસમાં છેલ્લી પરીક્ષામાં પાસ થનાર મીસ નેન્સી પ્રોકટર--બેટીને ટ્રાન્સપોર્ટ ખાતાના પ્રધાનમંડળમાં નીમ્યાં છે. (૧૦) કાયદાની પ્રોફેસર તરીકે રેનેની યૂનીવરસીટીમાં નીમાનાર મીસ બેકીલોન પ્રથમ મહિલા છે. (૧૧) મતાધિકાર માટેની લડતના આઇસલેંડના આગેવાન મહિલા મિસિસ એસમંડસનને ત્યાંની સરકારે " ઓર્ડર ઓફ ધી ફેલ્કન " નું માન [illegible]




**સરકારનો દગો.** વડી ધારાસભાની છેલ્લી બેઠકમાં બે અગત્યના બનાવો સ્ત્રીદૃષ્ટિએ બની ગયા છે. જે બીલ કાયદાનું સ્વરૂપ લેતાં હિંદી સંસારની એક મોટામાં મોટી બદી—બાળલગ્ન નાબુદ થવાની આપણે આશા રાખી હતી; તે બાળલગ્ન પ્રતિબંધક શારદા બીલ સરકારે દગો દીધાથી હાલ તુરત ઉંચુ મૂકાયું છે. સૌ કોઇ એમજ ધારતું કે એ બીલને કાયદાનું સ્વરૂપ મળી જશે. દેશનાં સમસ્ત સ્ત્રીવર્ગનો તેને ટેકો મળ્યો હતો. કરોડોની સંખ્યામાં સ્ત્રીવર્ગે દેશભરમાં સભાઓ ભરીને અને સહીઓ કરીને તેને વધાવી લીધું હતું. સૌ કોઇ એ એ બીલમાં દેશની શારીરિક ઉન્નતિનું શુભ ચિન્હ જોયું હતું; હવે દેશ બાલવિધવાના શાપમાંથી મુક્ત થશે એમ માન્યું હતું. અખિલ હિંદ સ્ત્રીપરિષદે એને અનેકવાર ટેકો આપ્યો હતો. પ્રાંતિક ધારાસભાઓએ એની તરફેણમાં અભિપ્રાય નોંધાવ્યો હતો. ઉપરાંત મધ્ય પ્રાંતની ધારાસભાએ તેમના એક સભાસદ મિસિસ કાળેએ આણેલો ઠરાવ પસાર કર્યો હતો. મિસિસ કાળેએ એ ઠરાવના સમર્થનમાં સુંદર ભાષણ કરી એ નિંદ્ય રિવાજથી દેશને કેટલું નુકશાન થયું છે તે સમજાવ્યું હતું. આ બધું છતાં વડી ધારાસભામાં એ બીલ મુલતવી રહ્યું. કારણ ? કારણ એજ કે પરદેશી સરકારે આપણને દગો દીધો. કુહાડીના હાથા જેવા આપણાજ કેટલાક દેશબંધુઓ એમના હાથના રમકડાં બન્યા. મદ્રાસના શ્રી. આચાર્યે એક બારી શોધી કાઢી. સંમતિ વય કમિટિ અત્યારે જુબાની લઇ રહી છે, તેનો નિર્ણય આવે ત્યાં સુધીએ બીલને મુલતવી રાખવાની તેમણે દરખાસ્ત મુકી એમને કાન ને સાન હોત તો એ સ્પષ્ટપણે જોઇ શક્ત કે આખા દેશમાં એ સમિતિ સમક્ષ જે જુબાની પડી છે તેમાં સંમતિ માટે ઓછામાં ઓછી ૧૬ વર્ષની વયની હદ દેશે માંગી છે શારદા બીલમાં લગ્ન માટે ૧૪ વર્ષની વય ઠરાવી છે આમ છતાં "આચાર્ય" નામને લજવનારા એ આચાર્યે દેશની પ્રગતિમાં વિઘાતક બની દેશદ્રોહ કર્યો. પરદેશી સરકાર તો એ ઇચ્છે છેજ. તેણે સાથ દીધો. રા. સા. શારદાને સરકારે વચન આપેલું—રા. સા. શારદા એમજ સમજેલા કે સરકાર તેમને ટેકો આપશે અને બીલ ધારાપોથી પર ચઢશે. સરકારે તેમને દગો દીધો. હવે તો સંમતિ વયનો રીપોર્ટ આવી ગયા પછી એ બીલ ફરી ચર્ચા માટે રજુ થશે. દરમિયાન નવી ચુંટણી થશે અને જો રા. સા. શારદા એ નવી ચુંટણીમાં ચુંટાઇને વડી ધારાસભામાં પાછા નહિ આવી શકે તો બધા વીધિ ફરીથી કરવા પડશે. પરિણામે લગભગ બે વર્ષનો અમૂલ્ય સમય વેડફાઇ જશે. એ બે વર્ષ સુધી આપણે શાન્ત બેસી રહીશું ? અને દેશની દુર્ગતિ થતી જોયા કરીશું ? આવે પ્રસંગે ખરી જોખમદારી સ્ત્રી વર્ગને માથે છે. તેમણે પોતાના અને સંબંધીજનોના કુટુંબમાં બાળલગ્ન ન જ થાય તેની ખાસ સંભાળ લેવી જોઇશે. ગુજરાતનો સ્ત્રીવર્ગ દેશ પ્રત્યેની પોતાની આટલી ફરજ જરૂર બજાવે.

**વારસના હક્ક.** બીજો અગત્યનો બનાવ સ્ત્રીઓને વારસામાં હક્ક આપવા સંબંધી હતો. આ સંબંધી પણ લડત આજ વર્ષો થયાં ચાલી રહી છે ત્યારે એક નાનો સરખો હક્ક સ્ત્રીઓને મળી શક્યો છે. આ હક્ક માટે હિંદનો સ્ત્રીવર્ગ પંડિત મોતીલાલ નેહરૂ અને રા. જયકર જેવા નેતાઓની સહાનુભૂતિ અને પ્રયત્નોને આભારી છે. એ માટે જે બીલને કાયદાનું સ્વરૂપ અપાયું છે તે નાનું સરખું છે. એ બીલની રૂએ ત્રણ સ્ત્રીઓને અને એક પુરૂષને અત્યાર સુધીમાં નહિ મળેલો એવો

વારસાનો હક્ક મળે છે. આ સ્ત્રીઓ અને પુરૂષ અનુક્રમે દીકરાની દીકરી, દીકરીની દીકરી, બ્હેન અને બ્હેનનો દીકરો છે. અત્યાર પ્હેલાં એ ચારેને વારસાના હકને માટે કાકાનો હક્ક પૂરો થતાં સુધી રાહ જોવી પડતી. એક હિંદુ વીલ કર્યા વિના મિલ્કત મૂકીને મરી જાય અને પાછળ સગામાં તેની વિધવા પત્ની, દીકરા, દીકરાના દીકરા કે દીકરી વા દીકરીનો દીકરો કોઇ ન હોય તો કાકાને તેનો વારસો જતો. હવે પછી આ નવા કાયદાની રૂએ કાકાનો હક્ક મુલત્વી રખાશે અને દીકરાની દીકરી, દીકરીની દીકરી, બેન કે બ્હેનના દીકરાનો હક્ક અનુક્રમે કાકાના હક્ક કરતાં પ્હેલો ગણાશે. વારસાના જે હક્ક માટે સ્ત્રીવર્ગ લડત ચલાવે છે તેનો આ હક્ક પ્રથમ હફ્તો જ ગણાય. પાયોરામાં આ પ્હેલીજ પુણી છે. હજી ઘણા એવા હક્ક મેળવવાના બાકી રહે છે અને તે માટે તેમણે લડત જારીજ રાખવી પડશે. એક ખાસ હક્ક તે દીકરીને દીકરા જેટલોજ વારસામાં હક્ક મળે તે છે. આ હક્ક માટે સ્ત્રીવર્ગે વિશ્રાંતિ લીધા વિના લડત કરવાની છે. એમની એ લડતમાં પંડિત માલવીઆ જેવા અનેક કહેવાતા ચુસ્ત અને ધર્માંધ નેતાઓ અંતરાય નાંખી રહ્યા છે. આ બીલની વિરૂધ્ધ પણ તેમણે ધર્મને નામે ઘણી ઉટાંગ દલીલો કરી હતી પણ સદભાગ્યે તેમનો વિરોધ ફાવ્યો નથી. સ્ત્રીવર્ગે એવા નેતાઓથી જરૂર ચેતતો રહે.

**દેવદાસીની પ્રથા નાબુદ થઇ.**

સ્ત્રીવર્ગ માટે એક અત્યંત ગૌરવ લેવા જેવો બનાવ મદ્રાસની ધારાસભામાં બન્યો છે. આ બનાવ એ ધારાસભાના ઉપપ્રમુખ અને જાણીતા સમાજસેવિકા શ્રીમતી ડૉ. મુથુલક્ષ્મી રેડીના અથાગ પરિશ્રમનું શુભ પરિણામ છે. ધર્મને નામે ઘણાં ધતિંગ અને અનીતિ આપણા આ દુર્ભાગી દેશમાં ચાલે છે. ધર્મઘેલા માબાપો પોતાની દીકરીઓ અમુક મંદિરોમાં દેવને અર્પણ કરે છે. એ હતભાગી બ્હેનોની કહેવાતી ફરજ દેવને નૃત્ય કરી રીઝવવાની છે. ખરી રીતે તો તેઓ વેશ્યા જેવું જીવન ગાળે છે. મંદિરના કહેવાતા આચાર્યો, તેમના સેવકો અને અનુયાયીઓ તેમને ધર્મને નામે પતનના માર્ગ તરફ વાળે છે. આ સ્ત્રીઓને ભરણપોષણ માટે વંશપરંપરા જમીનો મળેલી હોય છે. જેમાંથી તેમનો નિર્વાહ ચાલે છે. આવી સ્ત્રીઓની એક જુદીજ જાતિ એ દક્ષિણના પ્રદેશમાં અસ્તિત્વમાં આવી છે. આ સ્ત્રીઓને શરમની જીંદગીમાંથી છોડવવાનું પુણ્ય ડૉ. મુથુલક્ષ્મી ખાટી ગયાં છે, જે માટે તેમને ધન્યવાદ ઘટે છે. એમણે એ માટે એક બીલ મદ્રાસની ધારાસભામાં આણ્યું હતું. એ બીલની મતલબ એવી હતી કે એ સ્ત્રીઓને દેવની સેવા કરવાની શરતે જે જમીનો અપાઇ છે તે જમીનો ઉપરની એ દેવસેવાની શરત કાઢી નાંખવી અને તેને બદલે તેવી જમીનો પર સરકારે નામનું મ્હેસુલ લેવું. બીલમાં બીજી કલમ એવી નાંખી છે કે કોઇ પણ મંદીરના આચાર્ય દેવસેવાની એ શરત પાળવાની કાયદેસર ફરજ કોઇ પણ સ્ત્રીને પાડી શકશે નહિ. આ બીલના પરિણામે એ સ્ત્રીઓ ગુલામી અને વેશ્યાવૃત્તિની દશામાંથી છૂટી સ્વતંત્ર શહેરી તરીકે હવે રહી શકશે. આ રીતે દક્ષિણ હિંદનું એક મોટું કલંક દૂર થયું છે.

## વિધવા બ્હેનો માટે સગવડ.

ઠા. કેશરીસિંહજી ( છાવણી, ઇંદોરથી ) અમને નીચે પ્રમાણે લખી જણાવે છે:

" ૩૦-૩૫ વર્ષ ઉપરની આધેડ ઉમ્મરની નિરાધાર, સદાચારણી હિંદુ વિધવા, અગર પાંચથી દસ વર્ષની ઉમ્મર સુધીના નિરાધાર બાળકો હોય તો તેમને નિરાધાર સ્થિતિમાંથી છોડાવવા ખાતર રતલામના ના. મહારાણી અ. સૌ. છોટાં મહારાણી સાહેબ આવી વિધવાઓ અને બાળકોને પોતાની પાસે રાખી તેમને માટે ખાવા પીવા, કપડાંલત્તા તથા રહેવાના મકાન વગેરેનો બંદોબસ્ત કરી આપી મદદ કરવા ચાહે છે. ને કોઇ પણ જાતની ગેરવર્તણૂક નહિ હોય તો જીંદગીભરનો આરામ છે. સાધારણ ગૃહકાર્ય શીખી લેવું પડશે. "

આ પ્રકારની યોજના માટે અમે ના. મહારાણી સાહેબને 'ધન્યવાદ' આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે તેમની એ ઉદાર યોજનાનો લાભ નિરાધાર બ્હેનો લેશે. તં. ગુ.



મિસિસ ડાંગે
પતિને સરકારે જેલમાં પૂરતા તેમણે કામદારવર્ગની આગેવાની લીધી છે.



**ડૉ. મીસ મોટીબાઇ કાપડીઆ હોલનો પાયો નાખવાની ક્રિયા**

અમદાવાદના સ્ત્રીવર્ગના લાભાર્થે ડૉ. મીસ મોતીબાઇ કાપડીઆએ જે હોલ બાંધવા માટે ઉદાર દીલે સખાવત કરી છે, તે હોલનો પાયો કલેક્ટર-પત્ની મિસિસ ગૅરેટના હાથે નખાયો હતો.




પુસ્તક ૧૨ મું. ] મે ૧૯૨૯. [ અંક ૩ જો.



## મોહ્યાં !

ઇશ્વરે રચી, અનુપમ સુન્દરી રે,
એકલો ઉભો જુવે કીરતાર !
મધુરી જાણે કળા કેરી ઉર્મિઓ રે !

પાટકુલે મોહ્યાં મયુર ને મંજરી રે,
સેંથલે મોહ્યો શારદચન્દ !
મધુરી જાણે કળા કેરી ઉર્મિઓ રે !

મુખડે મોહ્યાં કમળ ને કૌમુદી રે,
નેણલે મોહ્યાં તારલીયુંના વૃન્દ !
મધુરી જાણે કળા કેરી ઉર્મિઓ રે !

વેણલે મોહ્યાં કોકિલ ને વાંસરી રે !
રૂપમાં મોહ્યાં ઉષાના ઉર !
મધુરી જાણે કળા કેરી ઉર્મિઓ રે !

અબોલ શાં મોહ્યાં જગત ને દેવતા રે !
મુગ્ધ હું પ્રીતડીને પડછન્દ !
મધુરી મારી કળાયલ ઉર્મિઓ રે !

" મયૂર "




# વારસામાં વિસ્તૃત હક્ક

લેખકઃ
રા. મનહરનાથ મા. ધારેખાન
બી. એ. એલએલ. બી., એડવોકેટ.

હાલમાં હિંદુઓના વારસાઇ હક્ક સંબંધી ઘણી ચર્ચા ચાલે છે. કેટલાકના મત પ્રમાણે કેટલીક સ્ત્રીઓને વારસાઈ હક્ક મળવા જોઇએ. હજારો વર્ષથી હિંદુઓના હક્ક અમુક પ્રણાલિકા પ્રમાણે બંધાઇ ગયા છે. તે પ્રણાલિકા પ્રમાણે પ્રત્યેક હિંદુ પોતાના વારસો કોણ હોય છે તે જાણે છે. જો તે પ્રણાલિકા પ્રમાણે પોતાની મીલકત નિશ્ચિત થયેલા વારસોને ન આપવી હોય તો વસીયતનામું કરી નવા વારસો નીમી શકાય છે.

પૌત્રી, દોહિત્રી, બહેન અને બહેનના પુત્ર નજીકના સગા હોવા છતાં કેટલાક દૂરના પિત્રાઇ વારસો થાય છે. કેટલીક વાર, મરનાર કેટલાક પિત્રાઇને ઓળખતો ન હોય; કેટલીક વાર, તેવા પિત્રાઇઓ ઘણા ગાઉ દૂર પણ હોય તેના મરણના સમાચાર કેટલે મહિને મળે—અને જ્યારે મળે ત્યારે મરનારને ઓળખે પણ નહિ; અને પૌત્રી વિગેરેએ મરનારની ચાકરી કરી હોય તેમ છતાં તેવા અજાણ્યા દૂરના પિત્રાઇ વારસ થઇને મીલકત મેળવે.

આ સંજોગોમાં, પૌત્રી વિગેરેને વારસાઇ હક્ક આપવાને દીલ્હીની વડી ધારાસભાએ એક નવો કાયદો પસાર કર્યો છે. તે કાયદાને ૨૧ મી ફેબ્રુઆરી ૧૯૨૯ને દીવસે વાઇસરોયની સંમતિ મળી છે તે કાયદા પ્રમાણે પ્રપિતા ( દાદા ) પછી તથા કાકાના પહેલાં પૌત્રીને તેના અભાવે દોહીતૃને-તેના અભાવે બહેનને અને તેના અભાવે બહેનના પુત્રને મીલકત મળે.

આ કાયદાથી કેટલીક સ્ત્રીવારસોના હક્ક વિસ્તૃત થયા છે. મરનારના અંતકાળ સુધી પૌત્રી ચાકરી કરે પણ તેને-જો કેટલાક દૂરના અજાણ્યા પિત્રાઇ હોય તો-મીલકત ન મળે. જૂના કાયદા પ્રમાણે એવા સગાને અન્યાય થતો હતો. તે અન્યાય દૂર થયો છે.

બહેનના સગા પુત્રનેજ સ્થાન મળ્યું છે. જો બહેનના મરણ બાદ દત્તક પુત્ર લેવાય તો તેને વારસાઇ હક્ક મળ્યો નથી.

જ્યારે તે કાયદા ઉપર વડી ધારાસભામાં ચર્ચા ચાલી હતી ત્યારે કેટલાક સભ્યોએ વિરોધ દર્શાવ્યો હતો. કાયદાની દૃષ્ટિએ તેમાં ઘણું વજુદ હતું. જે સિદ્ધાંત પ્રમાણે હિંદુ કાયદામા વારસો નક્કી થયા છે તે સિદ્ધાંતને તો તિલાંજલી આપવામાં આવી છે તે સિદ્ધાંત વિચારણીય છે. પરંતુ હાલના કહેવાતા પ્રગતિના સમયમાં સિદ્ધાંતને વળગી ન રહેવું

એમ કહેવામાં આવે છે. જ્યારે એ કાયદો પ્રસાર થઇ ગયો છે ત્યારે એ સિદ્ધાંત ઉપર વાદવિવાદ કરવો મ્તે ઇષ્ટ નથી. વ્યવહાર દષ્ટિએ આ કાયદો આવકાર દાયક છે એમ કહેવું પડે તેમ છતાં એમ તો કહેવુંજ પડે કે એકંદરે હિંદુ શાસ્ત્રાનુસાર-તથા તે સિદ્ધાંતાનુસાર-જે હિંદુ કાયદો ઘડાયો છે તેમાં વડી ધારાસભામાં કહેવાતા સુધારકોની બહુમતિથી આવા મહત્વના ફેરફાર થાય છે તે હિતાવહ છે કે કેમ તે એક મહાન વિચારણીય વિષય છે. આ કાયદાથી કેટલીક સ્ત્રીઓને હક્ક મળ્યા છે તેથી તેને આદર મળશે પણ કહેવત પ્રમાણે ' મુઆનો ભય નથી પણ જમ પેધાનો ભય છે ' પંડિત મોતીલાલ નહેરૂ એવા સુધારક પણ ધારાશાસ્ત્રી તરીકે કાયદાની દષ્ટિએ નવાં કાયદાને અનુમોદન આપી શકયા નહોતા.

---

# શંખિણી

૧

એને રૂચે ના ગૃહ-કાર્ય કોઇ,
એ તો વધાવે નવલી લડાઇ
એ તો વિચારે નિજ નાથ સાથે,
ક્યારે લડી શાન્ત થઇશ આજે.

૨

એ તો હસે ના કદી કોઇ દિને,
એ તો રડાવે નિજ બાળકોને;
એ તો નરી ક્રોધ તણી પ્રતિમા,
એ તો કદી કલેશ વિના રીઝે ના.

૩

જે એની પાસે કદી કોઇ આવે,
જે એની સામે કદી કોઇ જુવે;
જે એની સાથે કદી કોઇ બોલે,
આનંદ, શાન્તિ કદી હોય તેને ?

૪

સદા સતાવે નિજ નાથ-માતા,
સદા દુભાવે નિજ પુત્ર-તાત;
રોષે ભર્યા હોય સદા તરંગો,
કલેશે ભર્યાં જીવનના પ્રસંગો.

પૂર્ણાનંદ છગનભાઈ વ્યાસ

# " એ અવસરમાં આવજો રે ! "

લેખકઃ રા. વાસુદેવ રામચંદ્ર શેલત, બી. એ.

( કે આભમાં ઝીણી ઝબુકે વીજળી રે—એ ચાલ. )

કે ચોકમાં ચંદન ચાંદની રેલતી રે,
કે વરસે અમૃત શું શત-ધાર;
રસીલા !
એ અવસરમાં આવજો રે !

કે એવાં ઉરરસ ઓજસ ઓપતાં રે,
કે વરસે શાં અમૃતરસ-સાર;
રસીલા !
એ અવસરમાં આવજો રે !

કે શશીયર સોળ કળાયલ શોભતો રે,
કે ઉભરે ઉર ઉર શા આનંદ;
રસીલા !
એ અવસરમાં આવજો રે !

કે શોભન એવો સ્નેહલ શોભતો રે,
કે ઉરનો ઉજ્વળ આતમ-ચંદ·
રસીલા !
એ અવસરમાં આવજો રે !

કે વાતા મંદમંદ સમીરણો રે,
કે નાચે મરમર ગીતરૂપેરઃ
રસીલા !
એ અવસરમાં આવજો રે !

કે એવાં રસીલાં ઉર લેહે ચડયાં રે,
કે નાચે પી ચેતન રસ-લેર;
રસીલા !
એ અવસરમાં આવજો રે !

કે નીતરે રેલ-રૂપાઈ શી આભથી રે,
કે વિરચે પેરે શાં વિધુ હાસ;
રસીલા !
એ અવસરમાં આવજો રે !

કે હસતી રેલ-ભીની એવી અંતરે રે,
કે નીતરે નવ-જોબન રસ-હાસ
રસીલા !
એ અવસરમાં આવજો રે !

કે ઉચે ઉર્મિ ઉમંગ ઉલ્લાસમાં રે,
કે ઉછળે ઉદધિ ઉન્નત ઉર;
રસીલા !
એ અવસરમાં આવજો રે !

કે એવાં પાવન પૂણ્ય-પ્રભામયાં રે,
કે ઉછળે ઉર-ગંગાનાં પૂર;
રસીલા !
એ અવસરમાં આવજો રે !

કે હસતી પ્રેમ-પ્રફુલ્લી પોયણી રે,
કે દેખી મન-મોહન પીયુ રાજ;
રસીલા !
એ અવસરમાં આવજો રે !

કે રેવા દર્શન એમ પધારજો રે,
કે રસીયા, સુંદરીજન સુખસાજ;
રસીલા !
એ અવસરમાં આવજો રે !

કે જોજો, છવળ ભૂલતા ભૂલથી રે,
કે આવી અણુઉખ જીવન-વેળા;
રસીલા !
એ અવસરમાં આવજો રે !

કે આવજો, મારા મન વર્જાગીયા રે,
કે ઊમટાં એમીશ છબીલાઉર;
રસીલા !
એ અવસરમાં આવજો રે !



# પરિવર્તન

લેખક: રા. અંબુ ક. વશી.

જગા પટેલનું ઘર એટલે એક નાનું સરખું ગામ ને એમને ત્યાં રોજ લગ્ન જેવી ધમાલ. ને કેમ ન હોય ? જગા પટેલને છ છોકરાઓ. એમની વહુઓને છોકરાંઓ ને પાછાં આ છોકરાઓનાં છોકરાંઓ. વળી પંદર વીસ ભેંસો, બે ચાર ગાયો, ને છ સાત જોડ બળદ. જગા પટેલને ખેતી સારી હતી છતાં કોઇ દિવસ મજુરીનો પૈસો એમને ખરચવો નો'તો પડતો. આવડું મોટું કુટુંબ છતાં કોઇ દિવસ એ ઘરમાં તકરાર કે ઉંચે સાદે બોલાચાલ થતી નો'તી. આજુબાજુના ગામોના લોકો કહેતા કોઇને કુટુંબનું ખરૂં સુખ હોય તો જગા પટેલને, બાકી તો ફાંફાં.

જગા પટેલના મોટા પુત્ર ભગાનો પુત્ર મકન વીસ વર્ષનો અચ્છો જુવાન હતો. એ-એનો ઘણો ખરો વખત રામા પટેલના ઘર આગળ ગાળતો. એ ઘણી સુંદર રીતે વાંસળી વગાડી શકતો હતો, એટલે ત્યાં બેઠો બેઠો એ વગાડયા કરતો. આનું એક બીજું કારણ હતું. રામા પટેલને ભાણી કરીને એ કની એક દિકરી હતી. અને આ ભાણી પાછળ મકન ઘેલો બન્યો હતો. એક દિવસ સાંજે ભાણી કોઢારામાં ગઇ, ત્યારે એકાંત જોઇ મકન એની પાછળ ગયો ને પૂછ્યું " ભાણી, બાપાને દાદાને પૂછવાની મ્હારી ... ...ની ને......

" તો ના પૂછીશ. હું જેરામને પરણીશ " ભાણી પૈસાદાર પિતાની એકની એક પુત્રી હતી એટલે પિતાએ એને ખુબ લાડ લડાવ્યાં હતાં. પરિણામે એ જરા ઉદ્ધત બની હતી.

" તે તું ધારે છે કે મ્હારા વિના બીજા સાથે ત્હારા લગ્ન હું થવા દઇશ કે.? કોઇ બીજો ત્હને હાથ તો અડાડે, પછી હું જોઉં છું કે એ આ દુનીયાપર કેટલીવાર ટકે છે."

આંખો નચાવતાં પગ ઠોકીને ભાણીએ કહ્યું " ત્યારે ત્હારામાં તો પૂછવાનીયે હિમ્મત નથી, તો શું મ્હારે આખી જીંદગી કુંવારી રહેવું ? વાહ ! વાહ ! "

આનો કંઇ પણ જવાબ આપ્યા વિના મકને એનો હાથ પકડી પોતા તરફ ખેંચી. પુરૂષના સ્પર્શે એને ગલગલીયાં થવા લાગ્યાં અને એના છૂટવાના પ્રયત્નો શિથિલ થયા.

તે દિવસે સાંજે મકન કંઇક વિચિત્ર સ્થિતિમાં ઘેર આવ્યો. જીંદગીમાં પહેલીજ વાર એણે આજ દારૂ પીધો હતો. આવીને વાડામાં ચુલામાં બળતા દેવતાની જ્યોત જોતો જોતો એક લાકડાના ઢીમચા પર બેઠો. એના હૃદયમાં કૈં નવીજ જ્યોત આજે બળતી હતી. અંધારૂં વધવા લાગ્યું. પરિચિત સ્વરો સંભળાવા લાગ્યા છતાં એ તો ગમગીન ચહેરે બેસીજ જ રહ્યો, પછી હસી પડયો. જાણે કોઇને ભેટ તો હોય એમ હાથ લાંબા કરી વાંકો વળ્યો.

ને હાથ છાતી સાથે ભીડી અચાનક નીચે પડ્યો. આવી સ્થિતિમાં એ થોડો વાર પડી રહ્યો. એવામાં એની ભાભી કંઈક શોધવા ફાનસ લઇ એ તરફ આવી. એને આ સ્થિતિમાં જોઇ એ ગભરાઇ પણ પછી ધીમે રહી એના ખભા ઉપર હાથ મૂકી પૂછ્યું, "મકનભાઇ, આજ કંઈ પીધું છે ?"

"હં" એણે ઘેનમાંજ જવાબ વાળ્યો.

"કેમ, દિયરજી ?"

"કેમ !"

"મ્હારે પેલા જેરામને મારી નાખવો હતો !" પાસે પડેલો પત્થર લઇ એણે દૂર ફેંકતા કહ્યું, "એને ભાણી સાથે પરણવું છે !"

'છો પરણતો આપણે શું ?'

'વાહ આપણે શું કેમ ? મ્હારે એને નથી પરણવા દેવો!' એમ કહી એ ઉભો થવા ગયો પણ નીચે લથડી પડ્યો ને દેવી એ હસતાં હસતાં પૂછ્યું 'તે શું દિયરજી ત્હમારે એની જોડે પરણવું છે ?"

"હા! વળી પણ પછી જરાવાર એ થોભ્યોને કંઈક વિચાર કરીને બોલ્યો, "ભાઇ શું કરવા પરણ્યા ? એટલે હુંજ્યે" વારૂ હું બાપુને કહીશ તે દાદીમાને વાત કરશે ને દાદીમાં, દાદાજીને સમજાવશે. પણ હવે અંદર આવો ને સુઈ જાઓ. દાદાજી આ સ્થિતિમાં ત્હમને જુએ એ સારૂં નહિં. તે સમજ્યાને ત્હમને ગમે તેવી વહુ, જોઇએ તો ભાણી, આણી આપશું. પણ હવે ડાહ્યા થાઓ. એમ કહી મકનનો હાથ પકડીને એના ઓરડામાં લઇ જઇ સુવાડી આવી ને તરત પાછી રસોડામાં આવી બધાને આ વાત કરી.

'એ એ છોકરી આપણા ઘર માટે નકામી' એકે અભિપ્રાય આપ્યો.

'કેટલું અભિમાન એના માથામાં છે ?' બીજી બોલી 'અરે ! છેક ઉદ્ધત' ત્રીજીએ ટાપસી પૂરી.

* * *

જગા પટેલ ઘણા વૃદ્ધ હતા. ગામમાં એ જુવાન હતા ત્યારે ધાડ પડેલી. એ ધાડપાડુ સાથેની લડાઇમાં એમને કપાળપર એક મોટો ઘા પડેલો હતો, જે સહેલાઇથી જણાઇ આવે એમ હતો. જગા પટેલ આખા ગામના દાદા હતા. એમનાં પત્ની વર્ષો થયાં મરી ગએલાં પણ એમના મોટાભાઇની વિધવા સ્ત્રી હતી. જેને બધાં દાદી કહેતાં અને ઘરમાં કોઇ કામ માટે દાદાજી, પાસે રજા લેવા પહેલાં દાદીમાની મંજુરી મેળવવી પડતી. આ ઘરનું રાજ્યતંત્ર ત્રણ જણના હાથમાં હતું: દાદાજી, દાદીમા ને દાદાનો મોટો છોકરો ભગો. ઘરનાં માણસો એમની આજ્ઞા પાળતાં. કેટલોક વાર જાણી જોઇને આ ત્રણે જણા થોડોવાર ઘર છોડી જતાં કે જેથી ન્હાનેરાંઓને મરજી માફક વર્તવાનું જડે ને ત્યારે સ્ત્રીઓ નિરાંતે વાત કરી લેતી ને પુરૂષો બીડી પી લેતા. પણ આ ત્રણમાંથી એક પણ ઘરમાં આવે કે બધાં શાંત થઇ જતાં.

દાદા ઘણા ઘરડા હોવાથી બાળક માફક વર્તતા. કોઇવાર સાધારણ વાતમા ચીઢાઇ જતા, ને જે કોઇ પાસે હોય તેને મારી પાડતા, નહિંતો વળી આનંદી રહેતા ને પૌત્રો ને પ્રપૌત્રો સાથે રમ્યા કરતા. તો કોઇ વાર કંટાળીને કહેતા ડુંગરપરના સુકા ચીમળાએલા ઝાડ જેવો હું એકલો રહી ગયો.

મકનના આ પરાક્રમને બીજે દિવસે ભગો ગંભિર ચ્હેરે દાદીમા પાસે ગયો ને કહ્યું. આપણો આ મકન રામા પટેલની છોકરી સાથે પરણવાની રઢ લઇ બેઠો છે.

'કયો મકન !'

'આ મ્હારો નાનો !

'હં કોની છોકરી તેં કહી ?'

'પેલા રામાની ઉદ્ધત છોકરી.'

'બાપુ, એ છોકરી આપણા ઘરને શોભે એવી નથી'

'હા હું પણ એ માનું છું પણ મકન એની પાછળ ગાંડો થયો છે ને દેવી કહેતી હતી કે, કાલે રાતે એણે જોવા જેવું કીધેલું.'

'કેમ! શું કીધું તું?'

'પણ, ત્હમે દાદાજીને ના કહેતાં.'

'નારે,'

'દેવી કહેતી હતી કે એ પીને આવેલો અને જેરામ-પણ તે ભાણીનો ઉમેદવાર છે તેને મારી નાખવાની વાત કરતો હતો."

'શું કહે છે!' દાદીમાએ જરા વિચાર કર્યો ને કહ્યું 'વારૂ હું દાદાને કહીશ.'

'પણ, જો, જો, ગઈ કાલે રાતની જરાયે વાત એમના કાને ન જાય હં.'

દાદીમાએ દાદાને વાત કરી. દાદાને ઉપાધિ થઇ પડી. થોડો વાર માથુ ધવડી એણે કહ્યું 'ભાભી ત્હમે કહો એ વાત ખરી પણ મેં ઘરડાઓ પાસે સાંભળેલું કે યુવાન માણસની ઇચ્છાઓ અવગણી એમના હૃદયપર ઘા કરવો એ સારૂં નહિં, આપણે ત્યાં નાના મોટાં મળીને પચાસેક માણસ તો હશેને?'

'પચાસ કેમ વધારે!'

'તો એટલામાં આ એક ભાણી નહિં સમાય?'

*　　*　　*

લગ્ન થઇ ગયાં ને એક વખત ભાણીએ એની સખીને કહ્યું, 'મેં નોતું કહ્યું કે મ્હારૂં ધાર્યું થવાનું જ. આપણા આ સાત ગામમાં મ્હારા જેવું કોઈ રૂપાળું છે કે?'

સાસરે આવ્યા પછી પણ ભાણી એવી ને એવી સ્વેચ્છાચારી રહી. તદ્દન અભિમાની ને ઉદ્ધત. સોંપેલું એક પણ કામ એ ન કરતી ને તરત જવાબ વાળતી, 'મ્હારા બાપને ત્યાં હું એ નોતી કરતી.' મ્હારે ને એને આખા માખા બે રોટલા જોઇએ ને સારૂ હું કાંઇ આખી ફોજના રોટલા નથી ટીપવાની પણ ઘરમાંથી કોઇ પણ સ્ત્રીની એને કહેવા હિંમત ચાલતી નહિ. સૌ પોતપોતાના પતિઓ આગળ વાત કરતી પણ દાદા કે દાદીમા આગળ આ વાત કોઇ લઇ જઇ શકતું નહિ. થોડોક વખત સુધી તો એઓએ સહન કર્યા કર્યું ને એનું તોફાન ગુપ્તજ રાખ્યું. બધાં એના વતીનું કામ કરી લેતાં અને એની ઇચ્છાને સંતોષવા મથતાં. પણ આથી તો એ વધારે ફાવી ને બધાને ગુલામ જેવા ગણવા લાગી. છ મહીનામાં તો ભાણીએ ત્રાસ વર્તાવી મૂકયો. એ ખેતર કામ કરવાયે ન જતી અને ઘેર રહી છોકરાયે ન સાચવતી, અને એક વખત તો બધાં કરતાં સારા કપડાની માગણી મકન પાસે કરી. મકને સમજાવ્યું કે દાદીમાને દાદા બધા માટે એકજ જાતનાં કપડાં લાવે છે, અને મારાથી સારૂ મગાયજ નહિં. તરતજ ભાણીએ જવાબ વાળ્યો. 'હું ત્હમને પરણી છું દાદાને નહિ અને ત્હમે જો આવા બાયલા જેવા રહેવાનાં હો તો હું આ મારા બાપને ઘેર ચાલી.' મકન તો આ મિજાજ જોઇજ રહ્યો.

દિવસે દિવસે ભાણીનાં તોફાન વધતાંજ ગયાં. અને ઘરનાં માણસોને પજવવાને એ જાતજાતના ઉપાયો અજમાવવા લાગી. કુતરાઓને ઘરમાં ઘાલી ખવડાવી દેતી. કોઇ એને ઉનું થતું દુધ સોંપીને જાય તો એ ઉભરાવા દેતી. ને એક દિવસ જ્યારે સાંજે એનો વારો રોટલા ઘડવાનો હતો ત્યારે એ મેળો જોવા ચાલી ગઇ. ને ત્યારે ઘરની સ્ત્રીઓ ભેગી મળી.

'બ્હેન, કોણ જાણે કયાં પાપોને લીધે આપણે આ પીડામાં આવી પડયાં છીએ.'

'કોણ જાણે બ્હેન.'

'હવે તો પ્રભુ બચાવે તો બચાયા.'

'ચાલો આપણે દાદીમાને જઇને કહીએ, એ દાદાને કહેશે.'

'ત્હમે કહો.'

'કેમ હું?'

'કેમ,ત્હમને ભિખારીની છોકરી કહેલીને?'

જો દાદીમાએ સંતાઇને આ વાત ન સાંભળી હોત તો આમાંતું કોઇ કહેવા જાય એમ નો'તું. અધુરામાં પૂરૂં દોડતાં દોડતાં ભાણીએ પોતાની નવી ઓઢણી ફાડી એટલે મકન દાદા પાસે ફરિઆદે ગયો.

મકન નાનપણથીજ શાંત અને આજ્ઞાંકિત હતો. એ દાદા પાસે ગયો ત્યારે દાદા પાપડી છોલતા હતા મકનને જોઇ એણે ગુસ્સાથી પૂછ્યું 'કેમ?'

'દાદાજી! હું ત્હમારી 'માફી' માગવા આવ્યો છું હવે ત્હમારાથી છુપું રાખવાનો કંઇ અર્થ નથી. આપણા ઘરમાં મેં કલેશ દાખલ કર્યો છે'

દાદાએ માથું ઉંચક્યું પાપડીની ટોપલી દૂર હડસેલીને ગુસ્સાથી બોલ્યા, 'મ્હને બધીયે ખબર છે, તું કઇ જાતનો માણસ છે? હું તું શું મ્હારી સ્વતંત્રતાને મ્હારા આખા ઘરના સુખનું સત્યાનાશ વાળવા બેઠો છે?'

દાદાને બધી વાતની ખબર પડી ગઇ છે જાણી મકન તો શાંત થઇ ગયો ને દાદાને પગે પડતાં પડતાં બોલ્યો, 'દાદા મ્હારે શું કરવું તે મ્હને સુઝતું નથી.

*જા. તું અહીંથી આઘો જા. તું માણસ* છે કે ઢોર!

મોઢું ભીંતમા સંતાડી રડતો રડતો એ બોલ્યો, 'મ્હારૂં ને એનું જે ત્હમારે કરવું હોય તે કરો, મ્હને મારી નાખો ને એને કાઢી મૂકો પણ મ્હને કુતરાની માફક આમ હડસેલો નહિ. દાદાજી દયા રાખો.

દાદાએ ગુસ્સો કાબુમાં રાખવા પ્રયત્ન કર્યો. પગ લાંબા કર્યાને ધીમેથી કહ્યું. 'દિકરા મારા પણ પસંદ તેં કરેલીને? મ્હેં ત્હને કહેલું?'

'નહિં, દાદાજી વાંક મારો જ છે' મૂછ પર હાથ ફેરવતાં દાદાએ કહ્યું, ત્યારે હું શું કરૂં? ખોટાનું કૈં મારાથી ખરૂં થવાનું?'

'પ્રભુની સહાયતાથી ત્હમે કરી શકશો.'

'હવે પણ કેવી રીતે?'

દાદીમા ત્યાં હોતતો દાદાજીની આંખમાં રમતી મસ્તી પારખી શકત.

'પ્રભુ ત્હમને મદદ કરશે.'

'અને તું? કેમ? તું એને ચહાતો નથી.'

મકનની સ્થિતિ કફોડી થઇ પડી. શરમથી એ મરવા જેવો થઇ ગયો. ને દાદાએ તો એથી એના સામી આંખ માંડી.

'એ બેકદર છે.'

'મ્હને તે ખબર છે. પણ હું ત્હને પૂછું છું કે તું એને ચ્હાય છે?' મકન કૈં બોલ્યો નહિ. એણે નાસી જવા ઇચ્છયું. પણ દાદાજીની નજર આગળથી છટકાય એમ નો'તું.

'મ્હને લાગે છે કે રામા પટેલને એ એકની એક છોકરી હતી, એટલે લાડથી એને એણે બગાડી મૂકી છે' મકને કહ્યું.

પણ દાદાએ અધિરાઇથી પૂછ્યું. 'છોકરા! હું ત્હને પૂછું છું તે તું સાંભળે છે? તું એને ચાહે છે કે નહિ તે કહે.'

'મ્હને ખબર નથી.'

'પણ ત્હારે એ જાણવું જોઇએ. હું ત્હારા જવાબ પરથી ન્યાય કરીશ. પછી પાછો ફરિયાદ કરવા ન આવતો.'

'નહિ આવું, દાદા.'

દાદાના મ્હોં પરથી કોઇને યે જણાઇ આવે એવું હતું કે એમણે કૈંક ઉપાયો આ માટે નક્કી કર્યા હતા અને એમાં ફાવવાની એમને સંપૂર્ણ આશા હતી.

* * *

સાંજે બધા પુરૂષો વાળુ કરવા બેઠા. દાદીમા બેઠાં હતા. બે ત્રણ સ્ત્રીઓ પીરસતી હતી ને ભાણીનો વારો દૂધ મુકવાનો હતો. બાકીની સ્ત્રીઓએ પોતાના ભાગનું પીરસી

# હૃદયાંગણું

રૂડું હૃદયકેરૂં આંગણું આ દેહ નેઃ
ગુણતણા છોડ ત્યાં ઉગાડો હો બ્હેન. રૂડું૦

મ્હેકે સદ્ભાવતણા ફૂલડા સુવાસે,
પ્રેમતણી વેલ ત્યાં ફેલાવો હો બ્હેન. રૂડું૦

પ્રેમતણી વેલને વિવેક વાડે વાળજો,
લિલોતરીને એક ભાવે જોજો હો બ્હેન. રૂડું૦

રૂડા વિચારતણી વાયુ લ્હેર આવે,
ભક્તિતણા નીર ત્યાં રેલાવો હો બ્હેન. રૂડું૦

તુચ્છતા ને નમ્રતા એ પુષ્ટિમય ખાતરે,
ફળદ્રુપ બનાવો ભુમિ ત્યાંની હો બ્હેન. રૂડું૦

મોહના ગુલાબ છોડ રોપશો ન ત્યાંયે,
વાગશે ગુલાબ લેતા કાંટા હો બ્હેન. રૂડું૦

ગર્વતણા ઝાડવાને ઉગતાં ઉખેડજો,
જ્ઞાનકેરાં દિવ્ય ફળ પકાવો હો બ્હેન. રૂડું૦

નિત્ય આવા આંગણાંને સાફ શુદ્ધ રાખજો,
સત્ય, ધર્મ, ફર્જ સદા પોષજો હો બ્હેન. રૂડું૦

સુણજો અંતર રૂપી પંખીડાના સાદને,
પ્રભૂનો પોકાર એ, ને પાળજો હો બ્હેન. રૂડું૦

હૈયાના આત્માને સ્નાન ભક્તિ નીરના,
પુજજો સદ્ભાવ તણા પુષ્પે હો બ્હેન. રૂડું૦

"તુચ્છ."




લેખકઃ રાજકવિ હરદાનભાઈ પીંગળશીભાઇ

વાળાક ઓમિકાની મુસાફરીમાં ચારણોને ગામડે ગામડે ભમી ભાઈ બહેનોનાં જીવનનો અનુભવ લીધો. ચારણ બહેનો અત્યારે અભણ છે. છતાં સાદાઇ અને ચતુરાઇ તેમનામાં હજુ નભી રહેલ છે. કાઠિયાવાડી જુની કહેવત છે કે:—

" ચતુરાઇ ચારણાં, રતિ રજપૂતાં, "
" રૂપ નાગર બ્રાહ્મણાં, આસન અબધૂતાં. "

કસીયર મકાન પણ થાપ્ય ઓળીપો અને ખડીનો ધોળ, બહેનોએ હાથથી કંડારેલ મળીઓ રાખવાનાં સુન્દર ડામચીયા, ભરત ભરેલ તોરણ, કાંધી અને ચાકળાઓ, ખાજલી ભાત પાડી શીવેલી રૂવલ, સુતરાવ તથા રેશ્મી ધડકીઓ, મોતી ભરતના ટોપ જેવા નમુનાઓ, ઉગટેલ ચચકિત પીતળ અને કાંસાના વાસણોની અભરાયોમાં માંડય, હાથથી બનાવેલ કસીયર કોઠીઓ અને કોઠલાઓ સગડીઓ વિગેરે જોવાથી ચારણ બહેનોની ચતુરાઇની ખાત્રી થાય છે.

પરજીઆ ચારણોમાં બહેનો ગરમ ધાબળીઓ ઓઢે છે. લાંબા પેટના કાપડા અને જુદા રંગની જીમીઓ પહેરે છે. અમને બે આઇઓના દર્શન થયાં. એક સો વર્ષ ઉપરની ખખડધજ ડોસીમા જેમણે વર્ષો પહેલા પાડાનાં લોહી પીધા હતા. અને બીજા પણ વયોવૃદ્ધ આઇ જે કવિતાઓ બનાવે છે. તેમના ભવ્ય ચહેરા જોવાથી અમને જુની ચારણી દેવીઓની ઝાંખી થઇ. ભાઇઓના ભજનો અને ગળાના મધુર વાંસો[1] સાંભળી અમો તૃપ્ત થયા હતા, પણ શેત્રુંજી નદી કિનારાના એક ગામડામાં બહેનોના સુન્દર રાસડાઓ સાંભળવાનો અમને લાભ મળ્યો. લાંબા ઢાળના અને ચારણી હલકથી ગવાતા હતા.

ઘેર ઘેર ભેંશોના ખાડુ. ઘણી બહેનોને પોતાના હાથથી ભેંશો દોતા આવડે છે. દુધ દોવા, દહીં મેળવવા, છાશ ફેરવવી, વાશીદુ કરવું, છાણા થાપવા, પાણી ભરવું, દળણુ કરવું, દળવું, રસોઇ પકાવવી, હમેશનું એ બધુ કામ ઘણી ખંત અને ઉત્સાહથી એ બહેનો કરે છે. એટલી મહેનતથી એમનાં શરિર મજબુત અને નિરોગી રહે છે.

રાંધણકળામાં પણ એ બહેનો કુશળ છે દુધપાક, ખીર, હરીસો, માનભોગ, ઢોકળીયુ ચુરમું, સાતપડારોટલા, બોરના શાક, રાઇતા અથાણા, સુખડીપાક, તરધારી લાફશી, તલસાંકળી વિગેરે ઘણી ઘણી વાનીઓ પીરસાતી. તેમાં ઢોકળીયું ચુરમું તો કંઇ નવિન જેવું લાગ્યુ. ઘઉંના આટાના કાનૈયા બનાવેલા અને તેને તપેલામાં ખડ ઉપર પાથરી બાફેલા. ભાંગતી વખતે જુદાં જુદાં પડ પડી જાય. તેમાં ઘી અને સાકર ભેળવી જમાય. એ પરજણી બહેનો જેવું બીજાથી બની શકતું નથી.

( ૧ ) વાંસ—કુદરતી ગળામાંથીજ એ વાજીંત્ર વગડે છે. ભેંસો ચારતા ચારણો વગાડે છે.

એ તરફની આહીર બહેનોના જેટલું અત્યારે ચારણ બહેનોમાં સૌંદર્ય રહ્યું છે. એમના ચહેરામાં પવિત્રતા, પ્રેમ, શૌર્ય અને નિખાલસતાનું નુર હજુ ઝળકી રહ્યું છે.

નવરાત્રીમાં ગરબા આગળ એ દેવીઓની સરજો બોલે છે. ડાકલું વાગતા ઘણી બહેનોને હજુ ધુણુવું આવે છે. ઘેરઘેર દેવીની આસ્થાઃ ઘીના દીવા કરે, ગુગળનો ધુપ કરે, પાલવ પાથરી ઘીના દીવાને પગે લાગે અને દેવી પાસેથી આશિર્વાદ મેળવે.

ઘણે ભાગે મોટી ઉમરે કન્યાઓના લગ્ન થાય છે. કન્યાના પિતાને દેશ લેવો હોય તો ત્રણસો રૂપીઆ સુધી લઇ શકે છે અને એ લીધેલા રૂપીઆનો કરીયાવર કન્યાને આપે છે. ખાસ નિયમ નથી. જે વિધવાને બેસવું હોય તેને ગુજરાઇ જમીન વિગેરે આપવામાં આવે છે. પણ જેને પુનર્લગ્ન કરવા ઇચ્છા હોય તેને છુટ આપવામાં આવે છે. આ રિવાજ સોરઠીયા પરજીઆ ચારણોમાં છે. પણ હજુ મારૂ ચારણોમાં પુનર્લગ્ન નજ થઇ શકે એવું બંધન છે.

ઘણે ઠેકાણે બહેનોને અમુક હદ સુધી સ્વતંત્રતા છે. અને ઘણે ઠેકાણે સખત ઓ-ઝલ પડદાનો રિવાજ છે. જેમ અમારી વિનતી સ્વીકારી ચારણ પુત્રોને વિદ્યાદાન આપવા જ્ઞાતિબન્ધુઓએ ખુશી બતાવી છે તેમજ હવે સખત ઓઝલનો અંધકાર દૂર કરી ચારણ સુકન્યાઓને કેળવણી આપવા હિંમત કરશે તો જરૂર એ દેવીઓ અમારી ચારણ જ્ઞાતિનો ઉદ્ધાર કરશે.

## પુત્રનું સ્વપ્ન

( ખંડ હરિગીત )

માંદગી ને મૃત્યુમાં
ના હજી હું સમજતો,
ત્યાં મને લોકે કહ્યું,
તીર્થે ગઇ તુજ માત તો.

ના જતી તજીને મને,
મુક્તી ના તેમળો,
સર્વથી ન્હાનો હતો,
માટે વધારે લાડકો.

એકદા આવી અને
હાથ માથે ફેરવ્યો;
મા હસી મીઠું રહી,
હું હર્ષથી નાચી રહ્યો.

એ મને તજીને ગઇ
આળ હું ખીજ્યો બહુ
લાડમાં રીસાઇ ને
માને ઘણું ઘણું મ્હેં કહ્યું.

મા હવે જાજે નહિં,
તુજ વિના ગમતું નથી;
મુક્તી ના તું મને
એ સર્વ શું ભૂલી ગઇ ?

કેમ ત્હેં માન્યુ મોઠા
કે તને મુકી ગઇ ?
હું રહી તુજ અન્તરે,
તારા થકી અળગી નહિં.

દેવ ત્હારો તાત ને,
દેવ ત્હારી માત છે.
આપણે મળશું ફરી,
વિશ્વાસ એમાં રાખજે.

સત્ય એ; પણ હું હવે,
ના તને જાવા દઉં;
એ વદી બોઠી રહ્યો
ને સ્વપ્ન ત્યાં પૂરું થયું.

ગોવિન્દ.




# ધર્મગુરૂ

લેખક રા. જમિયત કૃ. પંડયા

( એક મંદિરમાંનો મહન્ત ધર્મગુરૂ તરીકે પોતાને ઓળખાવતો. અને કેટલાંક અંધ શ્રદ્ધાળુઓ તેને ધર્મગુરૂ તરીકે પુજતાં. પણ કેટલીય બાળાઓ તેની દુષ્ટ વાસનાનો ભોગ થઇ હતી. આવો તે લિપ્ત હતો. એવીજ રીતે, આ સંવાદની નાયિકા તેની જાળમાં ફસાઇ હતી. તેનું નામ કમળા. )

ધર્મગુરૂઃ–મને ધર્મગુરૂ તરિકે હજારો અનુયાયીઓ વન્દે છે અને તે છતાં તું એમ કહે છે કે હું ધર્મગુરૂ નથી ?

કમળાઃ–એકવાર નહીં પણ સત્તર વાર તમે ધર્મગુરૂ નથી. કેવળ અંધ શ્રદ્ધાળુઓજ ધર્મગુરૂ માને પણ હું છાતી ઠોકીને કહીશ કે તમે ધર્મગુરૂ નથી. ધર્મનું શિક્ષણ આપે તે ધર્મગુરૂ.ધર્મગુરૂ અધર્મિ ન હોય !

ધર્મગુરૂઃ–અને તું એમ કહે છે કે હું અધર્મિ છું ? મારૂં પ્રવચન સાંભળવા લાખો ભકતો હાજર રહે છે. હું રોજ કર્મકાન્ડ કરૂં છું અને સાચો ધર્મ શું છે તે જગતને બતાવું છું.

કમળાઃ એ બધાં પોથીમાંનાં રીંગણાં. ઓ મહારાજ ! ધર્મ શું એ જાણો છો ? પાપપંથે જતાં બચાવે તેનું નામ ધર્મ ! ધર્મ પાપી ન બનાવે, અને ધર્મનું શિક્ષણ આપનાર ખુદ જ્યારે પાપને પન્થે દોરે તો પછી તેને ધર્મી કેમ કહી શકાય ? ધર્મ જીવનને આદર્શમય બનાવનાર હોય; ધર્મ વિકાસક્રમનો માર્ગ સુઝાડનાર હોય; અને તેજ સાચો ધર્મ છે. અને જો આ તમારા પ્રપંચ હું પહેલેથી જાણતી હોત; અને આ દેવમંદિર નહીં પણ ભ્રષ્ટાચારથી ભરેલો પાપાગાર છે, તેની મને પહેલેથી ખબર હોત, તો હું કદી અહીં આવત જ નહી.

ધર્મગુરૂઃ-જે ગુરૂનું કહ્યું નથી માનતાં તે નર્કમાં પડે છે. હું તને સાચો માર્ગ બતાવવા તૈયાર છું કે જ્યાં તને મોક્ષ મળશે, તારા દેહનું સાર્થક થશે.

કમળાઃ-તમે કશુંજ ન કરી શકો. ઓ ઢોંગી ગુરૂ ! આ તમને વળગેલી વાસના–ડાકણ તમને નર્કમાં નાખશે, તો પછી તમે મને સ્વર્ગમાં શી રીતે પહોંચાડશો ? જેનામાં વિષ છે તે અમૃત કયાંથી આપશે ? જે નિર્ધન અને દરિદ્ર છે તે પૈસા કયાંથી આપી શકશે ? અને જે પોતે ડુબે છે, તે સામાને શી રીતે તારી શકશે ? તમે વાસનાના ગુલામ થયા છો. તમે પતિત થયા છો એટલે પ્રભુતા તમારામાંથી ઓસરી ગઇ છે, અને થોડાજ વખતમાં જે લોકો તમને પૂજે છે તેજ તમને તમારા કૃત્યો ધુત્કારશે.

ધર્મગુરૂઃ-કાલની વાત કાલે છે, આજનું સુખ ભોગવવું તેજ જીવનનો લ્હાવો છે. કાલના ભયંકર પરિણામને માટે, જે આજનું સુખ ગુમાવે છે તે ખરેખર મુર્ખ છે.

કમળાઃ-આ તમારા વિચારો બતાવી આપે છે કે, તમે શયતાન છો. આ પ્રભુના મંદિરને તમે શયતાનનું મંદિર બનાવી દીધું છે.

ધર્મગુરૂઃ-આ મંદિર જેવું મંદિર આખા ગામમાં નથી તે તું જાણે છે ?

કમળાઃ-આવું સુન્દર નહીં હોય પણ તેમા પ્રભુતા હશે. દેવ મન્દિર એટલે શાશ્વત શાંતિ આપનાર પૂન્યધામ. ત્યા જગતના પ્રપંચો ન હોય; ત્યા વાસનાનાં રાજ્ય ન હોય અને તમે જોઇ શકો છો કે તમે અહીં કેટલી પ્રભુતા સાચવી છે. દર્શન કરવા એટલે શણગાર જોવાના નહી, પણ બુદ્ધિને સારે માર્ગે દોરવી. દર્શન કરવા એટલે પવિત્ર વિચારો ભરવા, નહિ કે અંધશ્રદ્ધાળુ થવું, દર્શન કરવાં એટલે પાપ ધોવા, અને તેમાનું અહીં કઇ પણ છે ? આ તમારા ઇલેકટ્રીકના જગજગાટ દીવાઓ કરતાં માત્ર એક ઘીનો દીવો વધારે અધ્યાત્મિક વાતાવરણ પ્રસારે છે. અને આ અંધશ્રદ્ધાળુઓને પૈસે ઉડાવાતા મલીદાઓથી તો પ્રભુ કદી નહી રીઝે. અને એ મલીદા તો માત્ર તમારા શરીરનું લોહી જ વધારશે. પ્રભુને તો તેમાંનું કાંઇજ ખપતું નથી. આ બધું તમે નથી જાણુતા માટે જ આ મંદિરમાં, આ મુર્તિમાં અને અહીંના વાતાવરણમાં જડતા છે.

ર્મગુરૂઃ-આ દેવની બાધાથી તો હજારોને ત્યાં પારણાં બંધાયાં છે.

મળાઃ-તે દેવની બાધા નહી હોય, પણ તે તમારી બાધા હશે. અંધશ્રદ્ધા કદી ફળ આપતી નથી અને આપે છે તે સદાને માટે નહી. આ મૂર્તિને તમે ચૈતન્ય વગરની બનાવી દીધી છે. મહીંથી દેવપણું નાસી ગયું છે. ઓ ધુર્ત ! અસત્યમાંથી સત્યમાં લઇ જાય તે દેવ, અંધકારમાંથી પ્રકાશમાં લઇ જાય તે દેવ, મૃત્યુમાંથી અમરપદમાં પહોંચાડે તે દેવ. દેવ પતિત વાસનાઓને સંતોષવાનું નથી કહેતા.

ધર્મગુરૂઃ-ઇચ્છા તૃપ્ત કરવી તેજ સુખ.

કમળાઃ-કદી નહિ ! ઓ પતિત સાધુ ! સારી વાસનાઓ તો પ્રભુ જ તૃપ્ત કરે છે. આપણી શ્રદ્ધા એ પણ ખોટી. વાસનાનાં માઠાં ફળ ઘણાજ દોહ્યલા હોય છે. જેણે ભોગવ્યાં હોય તેને પુછી જુઓ. આ બધા ઢોંગ છોડી દયો, આ બધું ધર્તીંગ ત્યાગી દયો અને જન સેવા કરો પાપ અને પુન્યના પાઠ શીખો-તેના ભેદને પામો, શયતાન અને દેવને ઓળખો, અને પ્રભુતાને મેળવો, તોજ-અને ત્યારે જ તમારી મુક્તિ થશે અને ત્યારેજ પ્રભુ કયાં છે, કેવા છે, તેની તમને સ્હમજણ પડશે.

ધર્મગુરૂઃ-તારા જેવી સાધુડી તો અત્યાર સુધી કોઇ જ નથી આવી. તેં મારૂં માથું પકાવી નાખ્યું છે. જા ચાલી જા અહીંથી, મારે તારૂં કામજ નથી.

કમળાઃ-અને ઓ મહારાજ ! હું તમારા કામમાં આવું તેવી પણ નથી. જે અત્યાર સુધીમા આવી ગઇ હશે તે કુલાંગારોથી હું કાંઇક જુદી છું. તે કુલટાઓએ તમને પાપને પંથે દોર્યા છે, જ્યારે મેં આજે તમને સાચે માર્ગે દોરવાની શીખામણ આપી છે. જો હું જ પહેલી હોત તો તમારી આ દશા કદી ન થાત. તમારામાં અત્યારે શું રહ્યું છે ! તમારૂ ધર્મત્વ ખોઇ તમે પતિત થયા છો અને તમે તમારા સ્થાનને લજવ્યું છે. આ તમારી આંખોમાં

વાસનાનાં પડળો સ્પષ્ટ જણાય છે, આ તમારા ચહેરામાં અબ્રહ્મચર્યની શીહા છાયા સ્પષ્ટ ધસી આવી છે, તમારા શરિરમાં મોહ અને લાલસા ભોગવેલી જડતા છે. ચેતન્ય હરાઇ ગયું છે, અને તમે પાપી થયા છો, જુઓ હું જાઉં છું. અને તે પહેલાં એટલુંજ કહું છું કે, ક્ષણિક લાલસાઓ છોડી દયો, જાતે શુદ્ધ થઇને મંદિરને પવિત્ર બનાવો અને ત્યારે જ તમારા આ પાપી દેહની મુક્તિ છે.

( એમ કહી તે બહાદુર બાળા બેધડક ચાલતી થઇ. " ધન્ય છે આવી વીર દુહિતા ઓને " )



# શુદ્ધ સ્નેહ.

શુદ્ધ સ્નેહનું બીજ પવિત્ર હોવું જોઇએ.
ધૈર્યતાનાં ક્ષેત્રમાં તે વવાવું જોઇએ.
પવિત્રતાનાં રસથી તે સીંચાવું જોઇએ.
શુદ્ધ સ્નેહનું વૃક્ષ આભ જેટલું વિશાળ હોવું જોઇએ.
સંયમી પંથે પળનારને તેની છાંયામાં આશ્રય મળવો જોઇએ
શુદ્ધ સ્નેહમાં નિર્મળતાનાં દર્શન થવાં જોઇએ.
શુદ્ધ સ્નેહીઓ સચોટતાથી શુદ્ધવર્તન પંથેજ પળે.
શુદ્ધ સ્નેહમાં સ્વાર્થને સ્થાન હોય જ નહિ.
શુદ્ધ સ્નેહ હિમાલય જેવડો મોટો હોવો જોઇએ;
અને સમયે અણુ જેવડો ન્હાનો પણ હોવો જોઇએ.
શુદ્ધ સ્નેહ આકાશ જેટલો ઉંચો હોવો જોઇએ.
શુદ્ધ સ્નેહ પાતાળ જેટલો ઉંડો હોવો જોઇએ.
શુદ્ધ સ્નેહ વડવાનળની માફક સતત પ્રજળતો હોવો જોઇએ.
શુદ્ધ સ્નેહ ' પારા 'નાં જેટલો ભારે હોવો જોઇએ.
શુદ્ધ સ્નેહ પારિજાતકનાં ફૂલ જેવો કોમળ હોવો જોઇએ.
શુદ્ધ સ્નેહ કેસુડાનાં ફૂલ જેવો સુશોભિત હોવો જોઇએ.
શુદ્ધ સ્નેહ પહાડ જેવો અડગ હોવો જોઇએ.
શુદ્ધ સ્નેહમાં ચંદ્રના જેવી શીતળતા હોવી જોઇએ.
શુદ્ધ સ્નેહ સૂર્યના જેવો દેદિપ્યમાન તથા દિવ્ય હોવો જોઇએ.
શુદ્ધ સ્નેહ પુન્યભાવથી ભરપૂર હોવો જોઇએ.
શુદ્ધ સ્નેહ દયાભાવનાં દરબારની કુંચી રૂપ થવો જોઇએ.
શુદ્ધ સ્નેહ કસોટી થતાં પ્રભુનાં દરબારમાં આદરપાત્ર થવો જોઇએ.
શુદ્ધ સ્નેહ જગદીશ્વરની દૃષ્ટિએજ અંકાવો જોઇએ.

સૌ. ઇચ્છાગૌરી કુંવરજી નાયક.

# રાજહંસી

અમે રાજહંસી હૃદયંગમ-
માનસરોવર જાશું;
માનસરોવર જાશું, રસના
ગીત મીઠડલાં ગાશું:
મનોરમ માનસરોવર જાશું...

સાચાં મોતી ચરશું ચપચપ,
લપછપને પરહરશું;
પ્રેમામૃતના કનકકટોરા,
ભરી પીશું ને પાશું·
મનોરમ માનસરોવર જાશું...

સુંદર તીર સરોવરકેરા,
કાંઠે કુંજો ઝૂકી;
રસમાંડવડે હરશું ફરશું,
હંસલ પ્રિયને ન્હાશું:
મનોરમ માનસરોવર જાશું...

સુમન સુહાગી વીણશું ચુણશું,
ગૂંથશું વેણીમાળા;
વેણી મસ્તક ધારી, માળા,
રોપશું હંસચીવાશું:
મનોરમ માનસરોવર જાશું...

ઉંડાં જળ, ઉંડું સરવરિયું,
ડુબે કૈંક તરૈયા;
વ્હારે ધાશું, બાંહ્ય ગ્રહીને,
બૂડતાના કર સ્હાશું:
મનોરમ માનસરોવર જાશું...

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા




લેખકઃ શ્રી. મનુભાઇ જોધાણી.

ઉનાળાની એ મુલાયમ ગુલાબી પ્રભાતમાં ગામડાના સહુ માણસો પોતાને ધંધે વળગી જવાની તૈયારીમાં હતા, તે વખતે માજી રાજબાએ પોતાના ઓરડેથી બહાર આવી ઉંચી ઓશરીની કોરે ઉભા ઉભા, ફળીમાં ચોફાળ ઓઢી સુતેલા, યુવાનીના પગથીએ ઉભેલા અને ફૂટતી મૂછોવાળા પોતાના પુત્ર માધવસીંહને ધીમેથી, વ્હાલથી ઉઠાડવા માંડયા.

" માધવસંગ, દિકરા ઉઠો, જુઓ સહુ કામે વળગ્યું. "

" મા, આ ઉઠયો. "

માધવસંગે ચોફાળને પાટુ મારી પાંગતે ખસેડયો અને આળસ મરડી એ પ્રચંડ દેખાતો યુવાન માધવસંગ પથારીમાં બેઠો થઇ ગયો. માને પગે લાગ્યો અને આતુર આંખે મા સામે જોઇ રહ્યો.

માનું શરીર ધીમેથી પવનલહરી આવતાં જેમ ઝાડનું થડ સહેજ હીંચોળો ખાય એમ હલ્યું અને આંખોમાંથી અજબ કોઇ અપાર્થિવ તેજ ફેંકાયું અને માધવસંગના ઉપર એનો પ્રભાવ પડયો.

" મા, આજે આમ કેમ........." એ બોલી ન શકયો.

" દિકરા, તમારા બાપુને બોલાવો. " માએ ધીમેથી કહી ઓરડા તરફ ચાલવા માંડયું. દીકરો જોઇ રહ્યા. એ ઉઠીને મા પછવાડે ઓરડે ગયા.

નાની ચાકળી નાખી મા બેઠાં હતાં. માધવસંગે જઇ મા પાસે નીચે બેસી ધીમેથી પૂછયું. " મા, આજે અચાનક તેડાવવાનું શું કામ છે ? "

" બાપુ, તમે ન સમજો. હું કહું છું ને કે તેમને તેડાવો. "

બસ માનું વાકય નીકળ્યું એટલે દિકરો વધારે પૂછી ન શકયા. " ઘરે કોઇ જાતની કમી નથી. ખેડ–ઉપજ–નીપજ કોઇ વાતે વાંધો નથી. ઘરનું રક્ષણ કરનાર પણ હું હજુ જુવાનજોધ બેઠો છું ને માને શું કામ પડયું કે મારા બાપુને તાકીદે તેડાવે છે ? " વિચાર પરંપરાએ ચડેલ યુવાન હૃદયગુંચ ઉકેલી ન શકયું. એટલે મારતે ઘોડે બાપુને કાઠીઆવાડમાંથી તેડવા એક કુટુંબીને રવાના કરી દીધો.

માધવસંગના બાપુ બહુ બાહોશ અને પરાક્રમી હોવાથી એ કાઠીયાવાડમાં નોકરી કરતા. મોટા મોટા રાજરજવાડામાં એમની આદરમાન સહીત આગતાસ્વાગતા થતી. તેઓ જૂનાગઢ પાસેના એક રાજમાં સારા હોદ્દે હતા.

સ્વારને આવેલ જોઇ એમના હૃદયમાં ધ્રાસકો પડયો. અચાનક તેડાવ્યાના સમાચારથી એ વ્યાકુળ બન્યા. પરંતુ બધાં સાજા નરવા છે અને એકદમ તેડાવવાનું કારણ શું હશે? એ એમ ન સમજી શકયા. તેઓ તાકીદે

કમાલપુર આવી પહોંચ્યા. કાઠીયાવાડમાં જૂનાગઢથી ભાલમાં કમાલપર આવતાં સહેજે અઠવાડીયું જાય. તે વખતે રેલ્વે નહોતી એટલે ઘોડીપરજ મુસાફરી થતી. પણ કાઠીયાવાડી માણકી ઘોડી એ પંથે ત્રણે દિવસે આવી પહોંચી.

ઘેર આવી એમણે ડેલીએ ઘોડીની લગામ છોડી, ને તંગ ઢીલો કરી ઘોડીને ખીલે બાંધી રાતબ ચડાવી તે ડેલીએ બેઠા ન બેઠા ને ઓરડે પહોંચ્યા.

" પધારો " બસ ટૂંકોજ આદર સત્કાર મળ્યો.

" કેમ ઉતાવળે તેડાવ્યો ? "

" મારે સતી થવું છે. " અજબ દૃષ્ટિ ફેંકતાં માજીરાજે જવાબ આપ્યો.

" હું બેઠો છતાં ? " આશ્ચર્યમા હસતાં ચ્હેરે એમણે પૂછ્યું.

" આપ પણ હવે કેટલા દિવસના મહેમાન છો ! " જાણે ભવિષ્ય વાચતા હોય એમ એમણે અંતરિક્ષમાં ઉંચે જોયું ને બોલ્યા.

દરબારના હૃદયમાં ભયની ધ્રુજારી આવી ગઇ. એમણે એમની તરફ જોયું ને કાંઇ અજબ તેજ એમણે નીહાળ્યું.

" કેમ તમને ખબર પડી ગઇ ? "

" હા હું ભવિષ્ય જોઇ શકી છું. "

" કહો, ત્યારે હું કેટલા દિવસનો મહેમાન છું ? "

" દશ દિવસ આજથી. આ પછીના શનીવારે બપોરે તમે ને હું સ્વર્ગે સંચરશું "

" આટલું બધું ? " ન માનતા હોય એમ દરબારે માથું ધુણાવતા પૂછ્યું.

" હા, ખાત્રી નથી થતી ? "

" આટલી બધી વાત માન્યામાં કેમ આવે ! "

" જોવું છે ? ખાત્રી કરવી છે ! "

કોઇ બોલ્યું નહિ. ભયંકર શાન્તિ ફેલાઇ અને સતીના તેજમાં અંજાતા એ બેસી રહ્યા.

" જુઓ, " કહેતાં સતીએ ઉભાં થઇ પોતાના બન્ને હાથની મુઠીઓ વાળી. સ્હેજ હાથ લંબાવ્યા અને જોરી એકદમ મૂઠીઓ ઉઘડી કે દશે આંગળીએ દીવા બળતા જોયા

દરબાર કંપી ઉઠ્યા. " સતી......" એક અવાજ નીકળી ગયો.

" હા. " અને ત્રણે શરીરો કંપી ઉઠ્યા. દરબારનું શરીર પ્રભાવમાં કંપતું હતું, સતીનું શરીર સત ચડવાથી કંપતું હતું અને પુત્ર માધવસંગની દેહલતા બ્હીકમાં ધ્રુજી ઉઠી હતી.

[ ૨ ]

દિવસો પર દિવસો વીત્યા ને આખા ગામમા વાયુ વેગે વાત પ્રસરી ગઇ. બ્હાને બ્હાને સહુ મળવા આવે ને એ વાતોની ચર્ચા ચલાવે. ડેલીએ સહુ કુસુંબા પીવા એકઠા થાય અને જાણે એ દિવસે પોતે મરવાનાજ હોય એમ બધાને દરબાર કુસુંબા પાતા. મીઠાઇ જમાડી ડુંગા કરાવતા અને જમવા માટે આગ્રહ કરી હંમેશા ઘણાને સાથે ભાણે બેસાડતા. આખું ગામ હીલોળે ચઢ્યું હતુ અને એ દિવસે શું થાય છે એ જોવા સહુ આતુર બન્યું હતું. ભાલના એ ગામડાઓમાં પણ આ વાતે પોતાનું પ્રાબલ્ય ફેલાવ્યું હતું.

સૂર્યનારાયણ ઉગ્યા ને આથમ્યા, એમ આઠ-નવ દિવસની ઘટમાળ ચાલ્યા કરી. ને છેવટે શનીવાર આવી પ્હોંચ્યો. આજે કાંઇ બીજાજ સ્વરૂપમાં સૂર્યનારાયણ પધાર્યા હોય એમ સહુને લાગ્યું.

દરબાર ડેલીએ બેઠા હતા. કસુંબા પાણીમાં આખા ગામના ભાયાતો તરબોળ થઇ જઇ, નીશે ચઢયા હતા. તેવે વખતે માજી રાજબા માથે ચુંદડી ને મોડીઓ મૂકી હાથમાં કંકુની થાળી લઇ ગામના ઘેરઘેર થાપા દેવા નીકળ્યા.

ગામની એ મા આજે સાચેજ આખા ગામના રખોપા સ્વરૂપ થાપા દઇ સહુને પોતાનું 'મા'-નું બીરદ સત્ય કરી દેખાડવા બહાર નીકળ્યા. એમના તરફ કોઇ ઉંચી આંખ કરી શકતું નહિ. એમની આંખમાંથી ફુટતી તેજની શેડો માણસોથી ઝીલાતી નહિ. ભાલમાં ઝળહળી રહેલું સતીત્વ અને તેનો પ્રભાવ આખા ગામને નમાવી દેતાં. સતીએ ઓરડે થાપા દીધા અને "જે અંબે" ની બૂમ પડી. ડેલીએથી સહુ વીખરાયું. બાઇએ ડેલીએ થાપા દીધા અને શેરીએ, દરેક ડેલીએ થાપા દેવા માંડયા. સતી પોતાના એક કુટુંબીની ડેલીએ આવ્યા. આ વખતે સહુ બાવાતો ડેલીમાં આડે પડખે અફીણના નીશામાં લાંબા થઇ સુતા હતા. કોઇ એકે આગળ જઈ કહ્યું "ઉઠો, સતી મા આવે છે."

"હવે ભાળ્યા સતી, નહિ જોયાં હોય." કહી એણે પાસે પડેલી પછેડી માથે ઓઢી-ને ઉંઘવા માંડયું.

સતીએ એ કાનોકાન સાંભળ્યું. એણે પાછા પગલાં માંડયા.

"મા થાપા નથી દેવા ?" આજીજી કરતાં એકે કહ્યું.

"કયાં ?"

"આ ડેલીએ" બનાવનાં એકે હાથ લાંબો કરી ડેલી બનાવી.

"શા માટે ?" કાંઇક આશ્ચર્યમાં પુછ્યું"

"રક્ષણ માટે ?"

"ડેલીનું રક્ષણ કે અંદરના માણ-સોનું ?" હસતાં એમણે ઉચ્ચાર્યું.

' મા બધાનું."

"ડેલીમાં બેસનાર તો કોઇ રહેનાર નથી. પછી રક્ષણ કોનું કરવું છે ?"

સાંભળતા સહુ ધ્રુજી ઉઠયું. "મા, છોરૂ ઉપર કોપ ન હોય."

"મા દયા કરો."

"હું શું કરૂં ? એમનું ભવિષ્ય એમને ભૂલવાડે છે, ત્યાં હું શું કરૂં ?" કહી સતી તો તરતજ પાછાં વળી ગયાં. સહુ એક બીજા સામે જોઇ રહ્યા. માનાં સતની સહુને ખાત્રી થઇ ગઇ હતી.

[ ૩ ]

મધ્યાન તપ્યો. જગત્ નારાયણ પોતાના રથને થંભાવી સતીનાં દર્શન કરવા રોકાઇ ગયા ને માએ દરબારને બોલાવ્યા. પોતાને કપાળે આડ અને ચોખા, માથે ચુંદડી ને મોડી-ઓ, અને સતીત્વથી દીપી ઊઠેલાં એ સતીએ પવિત્ર ગાયના છાણથી લીંપણ કર્યું. દરબારને સાથરે સુવાડયા અને એમના માથાને ખોળામાં લઇ, પ્રભુની પ્રાર્થના કરી અને જાણે કોઇને સામે ઉભેલા જોઇ પૂછયું. "આવ્યા ?"

અને તરતજ એમણે પોતાના પતિનું મુખદર્શન કર્યું. ઉઠીને પગની રજ માથે ચડાવી અને ધીમેથી માથું ખોળામાં લીધું. પાસે પડેલું ગંગાજળ દરબારને પાયું ને પાસે ઉભેલા પોતાના પુત્રને માથે હાથ મૂકી આશી-ર્વાદ આપી, દરબાર તરફ દૃષ્ટિ ફેરવી અને અને કહ્યું. "દરબાર ! રામ રામ !"

"રામ...રા......મ......"

પૂરૂં બોલાય તે પહેલાં સાજા નરવા દરબારના દેહમાંથી ચૈતન્ય વિદાય થઇ ગયું. સહુ જોઇ રહ્યું ને સતીનો દેહ કંપી ઉઠયો અને સાથે તરતજ "સતી માની જય."—નો ધ્વની પણ ઉઠયો.

આખું કુટુંબ એકઠું થયેલું. એ બધા આશ્ચર્યમાં જોઇ રહ્યા. સતીના સત આગળ સહુએ માથાં નમાવ્યાં ને સતીએ સહુને આશિર્વાદ આપ્યા. તરતજ ગામ બહાર "જે અંબે" "સતી માની જય" વગેરે અવાજ સહિત સહુ આવ્યાં. અને એકજ ચિતા ઉપર પોતે દરબારના શબને પોતાના ખોળામાં લઇ બેઠાં.

" માધવસંગ ? "

" મા……"

માધવસંગે આવી માથું નમાવ્યું.

" ઘી લાવ્યા છો દિકરા ? "

" હા. મા. અને એમણે ઘીથી ભરેલા બે તાસ આગળ રજુ કર્યા. પોતાની છૂટી લટો એમણે જરા ખંખેરીને તરતજ ઘીમા બોળી. જેમ સાપને દૂધ ઉપર મૂકીએ ને ચસ્ ચસ્ ચૂસી જાય એમ ઘી બધું વાળ રસ્તે ચૂસાઇ ગયું ને ઘી ઘી આખે માથે થઇ રહ્યું. તરતજ બીજો તાસ બીજી તરફ અને એ બધું ઘી પણ વાળ રસ્તે માથે ચઢી ગયું.

" એટા ઘી છે ? "

" મા . ……"

" કેમ દિકરા, જાવ ઘી લાવો. "

" મા ઘી નથી. "

" તૂટો આવ્યો ? "

" હા ….."

" જાવ, તમારે તો ઘીનો ટૂટોને ટૂટોજ."*

" અરે કોઇ જાવ ઘી લઇ આવો. "

* હજુએ એમના કુટુંબમાં ગમે તેટલો વસ્તાર ગમે તેટલાં ઢોર ઢાર રાખે પણ મહેમાન ટાણે આવે ત્યારે ઘી તો ગામમાં વેચાતું લેવા નીકળવું પડે. તૂટો આવેજ છે.

એક વૃદ્ધે સતીનો શ્રાપ સાંભળી કંપી ઉઠતાં ઘી લેવા કોઇને હુકમ કર્યો.

" હવે નથી જોઇતું. ઘી મંગાવશો માં. " સતીએ ના કહી દીધી. અને એમણે પોતાના બન્ને હાથો સૂર્યનારાયણ સામે ઉંચા કરી જોડયા. સહુ જોઇ રહ્યું. "જે અંબે !" કહી એમણે પોતાનો જમણો પગ સ્હેજ ખસેડયો. અંગુઠો ઉઘાડો કર્યો અને તરતજ અગ્નિની જ્વાળા પ્રગટ થઇ. થોડી વારમાં અગ્નિ ચોતરફ પ્રસરી ગયો અને આખા અંગને ઘેરી રહ્યો. એક પણ અવાજ કે ચીચીઆરી વગર પરમ શાંતિથી સતીએ પોતાનું શરીર અર્પી દીધું. માણસો " સતી માની જય " " જે અંબે " વગેરે અવાજો અને ઢોલ, ત્રાંસાના નાદથી ગગનને ગજવતા ગામ તરફ વળ્યા. સૂર્યનારાયણ પણ સતીના દર્શન કરવા રોકાઇ જવાથી મોડું થવાની ભીતીએ અસ્તાચળ પ્રતિ ઉતાવળે પોતાનો રથ હાંકી ગયા. અને સતી માની વાર્તા કરતા માણસો વીખરાયા.

એંસી વર્ષ પહેલાંની આ વાત હજુએ કમાલપુરના દરેક માણસ કહી શકે છે. અને એની સાખીની રૂપે કમાલપુરથી દક્ષિણ દિશાએ ખેતર પાસે આ સતીમાનો પાળીઓ મોજુદ છે.



**માંદો કૂતરો**

માંદા ઢોરોમાં એક જાહેર દવાખાનામાં એક દિવસ એક કુતરો દરવાજે આવી ઉભો રહ્યો. તપાસ કરતાં કુતરો માંદો હોવાનું જણાયું તેથી તેને દવાખાનામાં દાખલ કરવામાં આવ્યો. દવાખાનામાં દશ-લાખ પ્રાણીઓ હતાં તેમાં પોતાની મેળે દવાખાનામાં આવનાર માત્ર આ એકજ કુતરો હતો. બાકીનાં બધાં પ્રાણીઓ તેમના માલેકદ્વારા દાખલ કરવામાં આવ્યાં હતાં.




લેખિકાઃ સૌ. કપિલા મ. કાંટાવાળા

## ૨૦. બીસ્કીટ

૧ શેર મેદો.
¾ પાશેર માખણ.
દોઢ અધોળ બેકીંગ પાઉડર.
નવટાંક કે પાશેર ખાંડ.
નવટાંક આગલી રાતનું વાસી દુધ.
નદીની રેતી

૧ શેર મેદો લઇ તેમાં પાશેર માખણ તથા દોઢ અધોળ બેકીંગ પાઉડર નાખવું. આગલી રાતનું દુધ જે ફાટી ગયું હોય તે દુધથી લોટ કઠણ બાંધવો. જો ગળી કરવી હોય તો શેરે નવટાંક ખાંડ નાંખવી ને ખારી કરવી હોય તો થોડુંક મીઠું નાખીને લોટ બાંધવો. લોટ બાંધ્યા પછી ભાખરીની માફક મોટો રોટલો વણી નાની વાટકીથી તેમાંથી નાની નાની ગોળ બીસ્કીટ કાપવી. ચુલા પર તપેલીમાં રેતી ધીકાવી તેમાં એક થાળીની અંદર ગોઠવાય તેટલી મુકવી. એક બાજુ લાલ થાય ત્યારે ફેરવી નાંખવી. પછી બન્ને બાજુ થાય એટલે કાઢી લઇ બીજી મુકવી. તપેલા ઉપર દેવતા મુકવાની સવડ હોય તો ફેરવવાની જરૂર પડશે નહિં. જો અંદર નકશી કે ઘાટ કરવા હોય તો ઝીણી સળીથી કાંણાં વગેરે પાડી પછી પકવવી.

મેદાને બદલે ઘઉંના સાદા લોટની પણ થાય. બેકીંગ પાઉડર આવે છે તેથી ખારી કરતાં ગળી સારી થાય છે. ખારી કરનારે મીઠું બહુ થોડું નાંખવું. બેકીંગ પાઉડરનો ડબો બજારમાં તૈયાર મળે છે. પાઉડરમાં વટાળ જેવું કશુંજ નથી. બજારૂ બીસ્કીટ કરતાં આ બીસ્કીટ સારી ને સોંઘી થાય છે. ઘી નાખી નાનખટાઇ જેવી બીસ્કીટ કરવાની ફેશન હિન્દુઓમાં પડેલી છે, તેના કરતાં આ હલકી થશે.

## ૨૧. ઘઉંના દુધની શેવ. (ખારી)

૧ શેર ઘઉં.
એક રૂપીઆભાર ખારો.
પાવલીભાર ફટકડી ફુલાવેલી.
૧ રૂપીઆભાર મીઠું.
પાણી.

ઘઉં પાણીમાં પાંચ દીવસ પલાળી રાખવા. રોજ પાણી બદલવાનું. છઠ્ઠે દીવસે ઘઉં નીતારીને નીસા ઉપર વાટવા. ના વાટવા હોય તો તપેલામાં હાથવની ખુબ ચોળી નાખવા. તેનું દુધ વટાઇ અથવા ચોળાઇ રહે ત્યારે એક તપેલે કપડું બાંધીને શીખંડની પેઠે છીણવાનું. જે છીણેલું દુધ હોય તે ( ઘઉંના ) દુધને એક દીવસ નીતરવા દેવાનું. બીજે દીવસે ઉપર પાણી નીતર્યું હોય તે પાણી નીતારી નાંખવું ને નીતારેલા દુધનું ચોસલું બાઝી ગયું હોય તેને થોડા પાણીમાં ઓગાળવું. ઘઉંનું દુધ હોય તે કરતા બીજું પાણી દોઢું લેઇ ઉકાળવું. પાણીમાં એક રૂપીઆભાર ખારો ને પાવલીભાર

ફટકડી ફુલાવીને અંદર નાંખવાની. પાણી સારૂં થાય ત્યારે પેલું ઓગાળેલું દુધ તપેલામાં રેડી દેવાતું ને હલાવ્યા કરવાતું. તાપ બહુ આછો રાખવાનો. જો બહુ તાપ પડશે તો તળે ચોટી જશે ને ગડીઆ, ગાંઠીઆ પડી જશે. માટે સંભાળીને દુધ ઉકાળવું ને સારૂં ભછડકા જેવું જાડું થવા દેવું. પછી એની સેવો પાડવી. સેવો પાડવાના સંચા ખાસ જુદા આવે છે. થોડી કરનારને માટે નાના સંચા મળે છે. તેથી નાના ખાજાં ભરવાના નાના સંચા વતી સેવો પાડવાની તે પતરાળા ઉપર નાના ખાજાં ભરવાં; ને વધારે હોય તો ઘાસમાં પાડી તડકે સુકવવી, ને નહિ તો પતરાળા ભરીને તડકે પતરાળાં ને પતરાળાં મુકી દેવા આ સેવો ...ડામાં સુકવવી નહિ. તે સુકાયા પછી તેલ ઘીમાં તળવી. ચોખાની કરે છે તે કરતા ...ના દુધની સેવો સારી ને વધારે ફુલે છે.

**. ખમણ ઢોકળાં મગ અથવા ચણાનાં.**

૧ શેર ચણાની દાળ.
૧ શેર દહી મોળું.
૧ પૈસાભાર આદુ.
૧૨ મરચાં લીલા.
મીઠું ૫૫ જેટલું.
હળધર જરાક.
હીંગ જરાક.
૪ આની ભાર ખારો.
કોથમીર પાશેર.
૧ નાળીએરનું ખમણ.

શેર ચણાની દાળ રાત્રે પાણીમાં પલાળી સવારે વાટવી. પછી તેમાં શેર દહીં નાખી, ચાર કલાક આથી રાખવું. તેને આથો આવે ત્યારે તેમાં આદુ, મરચાં, મીઠું, હળધર, હીંગ, ખારો એટલું નાખવું. પછી ઢોકળાં કરીએ છીએ તેમ થાળીમા મુકવું. પણ ઘણું જાડું મુકવું, એટલે સારી જાળી પડશે. કોથમીર તથા કોપરૂં ઉપર પાથરવું, પછી તપેલામાં પાણી ભરી ચાળણી મૂકી થાળી મૂકવી. થાય ત્યારે નાના કટકા કરી તેને તેલ રાઇ મૂકી વઘારવાં.

દાળને દળીને કરવાં હોય તો શેર દાળ સહેજ કરકરી ભરડવી. પછી રાત્રે ઉના પાણીમા તે લોટ પલાળવો. સવારે પાશેર દહીં નાંખી આથો આવે, ત્યારે ઉપર પ્રમાણે મશાલો નાંખી કરવાં.

---

**પાનની સ્ત્રીઓ:**

જાપાનની સ્ત્રીસ્વાતંત્ર્યવાદી ચળવળની એક નેતા મીસ ફીકુ ઇદ છે. 'પેસીફીક એફેર્સ' નાં એક પત્રમાં 'જાપાનની નવા યુગની સ્ત્રી' ા મથાળાના લેખમાં તેણે જણાવ્યું છે કે સ્ત્રી વર્ગીને કેટલાક વખતથી ઉત્તેજન મળતું હોવાથી નેક શાળાઓ છે પરંતુ કેળવણીની સરખી તકો પવાનો સિદ્ધાંત સ્વીકારાયો નથી. તેથી મેટ્રીક' થયા બાદ સ્ત્રીઓ આગળ કેળવણી લઇ ની નથી. જાપાનની સ્ત્રીવસ્તીનો ત્રીજો ભાગ તે કાંઇ કામધંધો કરે છે. સ્વતંત્ર ધંધો કરે જાપાનના મજુરોમાં અર્ધોઅર્ધ ઉપર સખ્યા ઓની છે. જાહેર જગાઓ સારા પગારની સ્ત્રીઓ ટે બંધ છે. સ્ત્રીઓને મતાધિકાર નથી એટલે તેઓ ધારાસભા કે એવી જાહેર સંસ્થાઓની સભ્ય થઇ શકતી નથી. જાપાનનો કાયદો પણ સ્ત્રીઓની વિરૂદ્ધમાં છે. સ્ત્રીનો પતિ વીલ કર્યા વિના મરી જાય તો તેની સ્ત્રી પતિની મીલ્કતનો વારસો મેળવી શકતી નથી. કાયદેસરની છોકરી વારસ ન થઇ શકે. આ બધું અત્યારની સ્ત્રી સુધારકો. જાપાનની સ્થાપક પુરૂષ નહિ પણ સ્ત્રી છે. એક પછી એક અનેક શક્તિનશાહુબાનુઓ–રાણીઓ જાપાનમાં થઇ ગઇ. રાજ્યબંધારણમાં પણ જાપાનમાં સ્ત્રી કે પુરૂષનો ભેદ રાખવામાં આવ્યો નથી. તેથી જાપાનની સ્ત્રીઓને પણ સરખાજ હકો અને સરખી જ ફરજો છે. ૧૯૦૨ માં ન્યુ વુમન્સ એસોસીએશનની સ્થાપના થઇ છે અને ત્યારથીજ મતાધિકાર અને રાષ્ટ્રીય ધારાસભામાં પેસવાના હકો માટે ચળવળ શરૂ થઇ છે. આજે યે ચળવળ ચાલુ છે.




# સ્ત્રીઓના હક્ક

લેખક: રા. હસમુખલાલ મણિલાલ કાજી

અમે ચાર જણા બ્રીજ રમીએ છીએ; મી. મ્હેતા સાહિત્યસભા તરફથી થનારા ભાષણનું પેમ્ફલેટ અમને આપી રહ્યા છે; ઉનાળો છે, ને ગરમી સખત છે, ને ઇલેકટ્રીક ફેન ફરે છે......ત્યાં છોટાલાલનો વસન્ત એકલે ખમીસે આવી અમને ખબર આપે છે કે કીકીનો વર મરી ગયો—અમને સખ્ત આઘાત થાય છે, બ્રીજ પડી રહે છે, પંખાનું કોઇને ધ્યાન નથી, ગરમીની કોઇને ખેવના નથી—એકજ પ્રશ્ન હૃદયને વલોવી રહે છે—સોળ વરસની કીકી વિધવા ! હજુ પરમ દીવસે તો એને સાસરે મોકલવાની હતી, હજુ ગયા વૈશાખમા તો એને પરણાવી હતી...અને એ વિધવા !

વિધવા સ્ત્રીના પુરૂષોએ બહુ બહુ વખાણ કર્યાં છે. મહાત્મા ગાંધીજીએ લખ્યું છે કે હિંદુ વિધવાને ઘડી પરમેશ્વરે હાથ ધોઇ નાખ્યા છે. કલાપિ જેવા અતિ શૃંગારી કવિએ પણ લખ્યું (લખવામાં શું જાય છે ?) કે વૈધવ્યમાં વધુ વિમળતા છે. બહુ સારૂં લખ્યું. કલાપિને વિધુરત્વમાં કશી વિમળતા ન જણાણી એજ નવાઇ.

પુરૂષે સ્ત્રીઓને ઘણાં પ્રકારનાં સુખ આપ્યાં છે ને પરમેશ્વરે પણ એક પ્રકારનો સ્વભાવ ઘડી એક મોટું સુખ આપ્યું: રોવાનું. પુરૂષથી હેરાન થતી ને થયા કરતી સ્ત્રી રુદન કરતી કરતી રૂવે છે; પરણતા રૂવે છે, પરણીને રૂવે છે; સાસરે જતાં રૂવે છે, સાસરે જઇને રૂવે છે; વિધવા થઇ સકળ સંસારના સુખ તોડી વછોડી રૂવે છે; જીવનભરની યાતના સહન કરતી કરતી રૂવે છે; રૂવે છે ને રૂવે છે; રૂવે છે ને રૂવે છે.

પુરૂષ એક સ્ત્રી મરી જાય તો બીજી પરણી એક ભવમાં બે ભવ કરી શકે છે. સ્ત્રી એક ભવમાં બે ભવ ન કરી શકે; કારણ કે એ સ્ત્રી છે. પુરૂષના વાદે સ્ત્રીએ ફરી પરણી સુખી સંસાર માંડવાની કશી જરૂર નથી. કેમકે સ્ત્રીની જરૂરીયાતો ઘણી ઓછી છે. સ્ત્રીએ સુખી થવાની વાસના રાખવી અયોગ્ય છે કેમકે સ્ત્રીને સુખી થવાનો અધિકાર નથી. સ્ત્રી વિધવા રહી દેવમંદિરે જાય ને આડી ઉતરે તો ભલે, પણ પરણીને સીધો સંસાર માંડવો એમાં કદાપણ કશું નથી. સ્ત્રી કુમળી વયની હોય તો ભલે, આખો જન્મારો વિધવા રહી દુઃખ સહન કર્યાં કરે એ ઇચ્છવા જોગ છે. સ્ત્રી દંભી બની ગમે તેવા આચરણ કરી વૈધવ્યને બગાડે તો ભલે, છુટ છે, અને પુનર્લગ્ન કરનાર પર ગમે તેવી ટીકા કરવાની હકદાર છે—કેમકે વિધવા ધર્મ એણે પાળ્યો છે. વિધવા સ્ત્રીઓને અસંખ્ય દુઃખ આપવા જોઇએ કે જેથી કંટાળી ધર્મ છોડી ગમે તેની સાથે ઘર માંડી શકે. છોકરીઓને ન્હેની ન્હેની ઉમ્રાએ જોરે પરણાવવી જોઇએ—અને પછી વિધવાઓ બનાવવી જોઇએ.

અને આપણા યુવાનોમાં કશી અક્કલ નથી, કશું દુનીયાનું કદાપણ નથી, કશી હોંશીયારી નથી, એટલે વૃદ્ધોએ એમના બકવાદ પર જરાયે ધ્યાન આપવું ન જોઇએ. યુવા-

નોમાં અક્કલ નથી, ને સ્ત્રીની બુદ્ધિ પાનીએ છે, એટલે એ બેને પોતાના મત દર્શાવવાના અધિકાર નથી. મત દર્શાવવાના અધિકાર હોય તો વૃદ્ધોએ તે સાંભળવાની દરકાર રાખવાની નથી; કારણ યુવાનોમાં વૃદ્ધત્વ નથી એટલે વૃદ્ધ નથી એટલે ડાહ્યા નથી એટલે મૂરખ છે; કારણ સ્ત્રીમાં સ્ત્રીત્વ છે એટલે પુરુષત્વ નથી એટલે ડહાપણ નથી એટલે મૂરખાઇ છે. કોલેજમાં ભણતા યુવાનો બાદશાહજાદા છે, એમ વૃદ્ધોનું માનવું છે. યુવાનોએ પાંચ દશ ઉનાળા વધુ કાઢ્યા નથી એટલે સુવારા વિષે કશા વિચાર કરવાનો એમને હક્ક નથી. વૃદ્ધોએ સમગ્ર દૃષ્ટિએ વિચાર કર્યો નથી એટલે નાતોનું ભાવિ ઘડવાનો એમનો એકદમ હક્ક છે. વેવાઇ ઉતાવળ કરે એટલે યુવાને પરણી નાંખવું જોઇએ–વેવાઇ શિયાળામા કહે તો શિયાળામા ને ઉનાળામાં કહે તો ઉનાળામા લગ્ન લઇ નાંખવા જોઇએ. દીવેલ પીધા જેવું મોઢું કરી કશાની યુવાને ના કહેવી ન ઘટે. પચ્ચીશ વરસ સુધી બ્રહ્મચારી રહેવાની કશી જરૂર નહિ. કન્યાની ઉમર ચૌદ વરસની થઇ ને મોટો ઓસ્લો થઇ ને ઉકરડાને વધતાં વાર નહિ એટલે માબાપે એને પરણાવવીજ જોઇએ.

× × ×

અને પછી ? પુરુષોને જાણવાની કશી ચિંતા નહિ એટલે નિયમ રાખવાની કશી જરૂર નહિ. વધતા જતા વિલાસના આ યુગમાં ગ્રેજ્યુએટ થાય તે પહેલાં બે ત્રણ છોકરાંના બાપ થવામાંજ મ્હોટાઇ છે. પુરુષે સંયમ રાખી પોતાની તેમજ પોતાની સ્ત્રીની તબિયત સાચવવાની જરૂર જરાયે નથી કેમકે પુરુષે સંયમ રાખવાની જરૂર નથી, સંયમ રાખવાની જરૂર હોય તો સયમ રાખી શકે એમ નથી. પ્રજા થતી અટકાવવી, એવું એવું સાંભળી પુરુષે ભડકવું જ જોઇએ, કેમકે એથી સ્ત્રીઓમા નીતિ જેવું કશું રહેશે નહિ. પુરુષે બ્રહ્મચર્ય ન પાળવું જોઇએ, પાળી શકે તેમ હોય તો પાળવાની દાનત ન રાખવી જોઇએ, દાનત હોય તો રોજ રોજ અવનવીન સીનેમા નાટક જોઈ એક હલકા પ્રકારની વૃત્તિ ઉત્તેજી કરવી જોઇએ કે જેથી બ્રહ્મચર્ય ન પાળી શકાય. રોજ કોલેજમાં કે હોસ્ટેલમાં ઘણીવાર અશ્લીલ વાત કરવી જોઇએ કે જેથી ઉત્તમ પ્રકારનું બ્રહ્મચર્ય પાળી શકાય.

સ્ત્રીઓની તબિયત અતિ વિલાસથી બગડે તેવું કાંઈ નહિ. સ્ત્રીઓ માંદી હોય તોય સંસાર ચલાવવો એ પુરુષને માટે ઘણીવાર સાધારણ રાખવું જોઇએ. પુરુષે આપ મતલબી અને સ્વાર્થી થવું ઘટે છે. તેના દૃષ્ટાંતો દરેક સ્ત્રી જોઇએ તેટલા આપી શકે તેમાં પુરુષનું પુરુષત્વ છે. કોણ જાણે કેમ એમજ માનવું જોઇએ કે પુરુષ કમાય ને પાળે પોષે એટલે એ સ્ત્રી પાસે ગમે તેટલો વખત ગમે તેવું હલકું કામ કરાવી શકે. પુરુષ દોરને ફુમકી મારે એટલે સ્ત્રીરૂપી પતંગે નાચવુંજ જોઇએ.

છોકરા સ્વચ્છ હોવા જોઇએ એવું પુરુષે ઇચ્છવું જોઇએ. ઘર સાફસુદ હોવું જોઇએ પણ આઠ છોકરાવાળી સ્ત્રી બધાને સ્વચ્છ ન રાખી શકે તો પુરુષે, ગુસ્સો કરવો જોઇએ.

× × ×

પુરુષે સ્ત્રીની કશી કીંમત ન રાખવી. પંદર હજાર રૂપીઆ લઈ મડદા સાથે મીંઢળ બાંધી છોકરીનો ભવ બાળી માબાપપણું સિદ્ધ કરવું જોઇએ અને છોકરી વિધવા થાય ત્યારે " છોકરીનાં નશીબ " એમ કહી સંતોષ માનવો જોઇએ. જ્યાં કન્યાના જીવન મરણનો સવાલ હોય ત્યાં તેની અનુમતિ જરાય ન લેવી. શું માબાપ છોકરીના ઓછા હિતેશરી છે ? છોકરીના વિવાહ વિષેની વાત કરતા હોઇએ ને છોકરી આવી પહોંચે તો એ વાત બંધ કરી દેવી–રખેને કાંઇ અનિષ્ટ થાય. અને છોકરી જરાક ઉમરમાં વધી એટલે ગમે તેવા

ઠેકાણે એને.....પુરૂષો તો દયાના દેવ છે એટલે છોકરા થશે ..ને પછી યમ રાજા બહુ ડાહ્યા છે એટલે અકાળે બોલાવી લેશે.

× × ×

પુરૂષનીજ શું વાતો કરીએ, સ્ત્રીઓએ ક્યાં ઉતરે છે ? સાસુ સ્ત્રી છે ને નણંદે સ્ત્રી છે ને વહુ પણ સ્ત્રી છે પણ વહુ પર જુલમ ગુજારવાનો કાયમનો પરવાનો સાસુ નણંદને મળી ચૂકયો છે. પતિદેવ પાસે વાંસો હળવો કરાવવાના સર્વ હકક સ્ત્રીને અતિ દયાથી આપવામાં આવ્યા છે. સ્ત્રી કાંઇ માણસ નથી, પગનું ખાસડું છે. છ મહિને ખાસડું ફાટી જાય ને બીજું લાવીએ તેમ વરસે, બે વરસે દશ વરસે. પંદર વરસે સ્ત્રી મરી જશે, ને નવી સ્ત્રી લાવી શકાશે. સ્ત્રી કાંઇ માણસ નથી, એટલે એને ભુખ લાગે એ બહુ સંભવિત નથી. એટલે એ સહુથી છેલ્લી ખાય એમાં કશું અયોગ્ય નથી. સ્ત્રી કાંઇ માણસ નથી એટલે એ ઢોર હોઇ શકે અને ઢોર તપેલામાં વધેલા ગમે તેવા પોપડા ભાતના કે શાકના કે દાળના ખાઇ શકે છે. સ્ત્રીએ પણ ઘણીવાર તેમ કરવું જોઇએ. સ્ત્રી કાંઇ માણસ નથી, એટલે એને કશાયે આરામની જરૂર નથી; એણે સવારના વ્હેલા ઉઠવું જોઇએ, ન્હાવું જોઇએ, રાંધવું જોઇએ, માંજવું જોઇએ, ધોવું જોઇએ, વાળવું જોઇએ, વાળવું જોઇએ, ચુલો સળગાવવો જોઇએ, પાણી ભરવું જોઇએ, ફરી પાછું રાંધવું જોઇએ, ફરી પાછું માંજવું જોઇએ, ફરી પાછું સાફ કરવું જોઇએ, પથારીઓ પાથરવી જોઇએ, છોકરાને ટીંચકા નાખવા જોઇએ અને બધું કરતા જે વખત રહે તેમાં રાતે ચાર પાંચ કલાક અઘોર નિંદ્રા સેવી જોઇએ. વળી રાતે નાનો કીકો જાગે તો પાણી પાવું જોઇએ, બચુડી જાગે તો ખવડાવવી જોઇએ, મોટા કીકાને મુતરવા જવું હોય તો નીચે લઇ જવો પડે, અને એથી મોટા કીકાને તાવ આવ્યો હોવાથી રાતે ઠાર પડે ત્યારે ઓઢાડવું જોઇએ. એમનું માથું દુઃખતું હોય તો દાબવું જોઇએ અને એમ માથું દાબતા દાબતા જો વિષયાસક્તિ ઉભરાઇ આવે તો તે પણ સંતોષવી જોઇએ.

× × ×

સ્ત્રી જાતિના કેટલાક બેનમૂન હકકો.

**૧. પહેલો હક્ક રખેવાળપણાનો.** સ્ત્રીજાતને શરીરનો ભય ઘણો એટલે એનું રક્ષણ કરનાર કોઇ જોઇએ. એ રક્ષણ કરનાર જુવાન હોય તોજ ચાલે એવું કશું નહિ. અરોગી જોઇએ એવું કશું નહિ. જુવાન ને અરોગી એવા કશા ગુણોની રખેવાળમાં જરૂર નથી. ચેપી રોગવાળો જુવાન,ગમે તેવી સુશીલ સારી કન્યાનો રખેવાળ થઇ શકશે અથવા તો કોક બુઢ્ઢો દમીયેલ એ બાળાનો રખેવાળ થઇ શકે. એ દમીએલ બુઢ્ઢો ચેપી રોગવાળો હશે તો પણ ચાલશે, દારૂડીઓ હશે તો પણ ચાલશે, લપટ હશે તો પણ ચાલશે. સ્ત્રીને રખેવાળના ગુણોની સાથે ઝાઝી નીસ્બત નથી. એને ગમે તેવો પણ એક રખેવાળ જોઇએ.

**૨. બીજો હકક પોષણનો.** સ્ત્રીને પોતાના શરીરનો ભય ઘણો એટલે એ કમાવા ન જઇ શકે-ને કમાવા જાય તો દુનીયા ઉંધી વળી જાય એમ કેટલાક અનુભવી વૃદ્ધ સુધારકોનું માનવું છે અને સદ્‌ભાગ્યે એવા સુધારકોનું નાતમાં ઘણું જોર હોવાથી એવી સારી પ્રથા દૂર થઇ શકે એમ નથી. એ વૃદ્ધોમાં એક વખત સવાલ ઉઠયો કે સ્ત્રીનું પોષણ કોણ કરે ? એકદમ ભેગા મળેલા વૃદ્ધો બોલી ઉઠયા કે " રખેવાળ. રખેવાળ, રખેવાળ." એક સ્ત્રી છાનીમાની એક ખુણામાં ઉભી હતી, તે આ વાત સાંભળી ગઇ એટલે એણે સ્ત્રીમંડળને જાહેરાત કરી કે આજથી આપણું પોષણ કરવાનો હક્ક પુરૂષોને મળ્યો છે.




**સુંદરીસાધ્ય ગુર્જર કલાઃ**

"ગુર્જરકુંજે કલા આજ સજીવન છે. કારણ કે ગુર્જર સાહિત્ય આજ પ્રધાનતઃ પુરૂષપ્રાપ્ત છે, તેમ ગુર્જરકલા આજ પ્રધાનતઃ સુંદરીસાધ્ય છેઃ ને ગુર્જર સુંદરી આજ સૌન્દર્ય સોહાગણી છે."

લલિતા, રમા, કુમુદ, કુસુમ, ગુણિયલ, અલકકિશોરી; જયા, યશ, નેપાળી જોગણ, ઉષા, પાંખડી એવાં એવાં કલ્પનાચિત્રોની પ્રેરણામૂર્તિઓ ગુર્જરકુંજવાસિની મહાદેવીઓ જ છે.

ગુર્જરકુંજની નવસંકુતલાઓ સૌન્દર્યરંગી છે, કલાવર્ણી છે. ગુજરાતના રાસ, ગુજરાતનાં ઘરોની સુઘડતા, ગુજરાતણના હાવ ભાવને વેલી સમા સહજપ્રાપ્ય અંગહિંડોળ, એનાં પોષાકનાં સમર્યાદ હલેરિયાં, ને એના સુર્જેલા ખટરસ ભોજનઃ ગુજરાતના કરપલ્લે ને પાયપોયલે, એની આંખમાં, એના અંગમાં, એના દેહમાં કોક અજબ કલાનો વાસો છે. ને સંસ્કારસુઘડપણું, બ્રાહ્મણની દેવપુજા ને રસોડું, ક્ષત્રિયની ખાણ, વૈશ્યની અણખરચાળ સ્વચ્છતા, પારસીનાં ઘરનાં સાન્ધ્યધુપ, વ્હોરાના ઘરમાંની બાહ્યશુદ્ધ સુઘડતા, ઠાકરડાની યે કાને લવરીકુલ પરોનેલી વરણાગી હજી છે, ગયા નથી.

કલાપ્રદર્શનોમાં ગુજરાત ઝાંખું હશેઃ સંસાર પ્રદર્શનોમાં ગુર્જરકલાકલાપ, વનમાં વનશ્રી સમો, ઝળહળ છે.

ગુજરાતની ગરબીઓના રાગ ઘડીક તો શાસ્ત્રીય સંગીતને યે ભુલાવે. અર્વાચીન રાજમહેલો કલામય કોક છે; પણ ગઢ ગેડાના જૈન સ્વામીનારાયણના મંદિરો ૠદ્ધમાઝાનાંજ સન્તાન છે.

નવયુગની ગુર્જરકલા હજી પાંગરે છે. મહારાજ નિરખવા કલાકારો સાગર પેઠરો કે ઓણી પેઠે અણુંદાચળથી પૂર્વપીઠિકાએ ઢોળાતાં મહાવનની કુંજેનો ગુર્જર કલાકાર જ્યહારે ભોરલા શો અટન કરશે, નગર તજી કુદરતની કલા-પ્રેરણા ઝીલશે, ત્યહારે ગુર્જરચિત્રકલા ઉન્મુખી હશે, ત્યહારે પાછાં વેલીપત્ર શાં સ્ફટિકતોરણો મહેલમંદિરોએ મંડાશે, ને સુન્દરીના સુન્દર હાથે ઘરનાં ઓશીકાં ને ગાલમશરિયાં, ચાકળા ને ચન્દરવા પાછા સુન્દર થશે.

આજ તો ગુજરાતની સર્વોત્તમ કલા એટલે ગુજરાતણનો હિન્દોલાખાટ ને ગુજરાતના રાસઃ ને ગુજરાતણની સાડી. ગુજરાતની મૂર્તિમન્ત કલા તો સ્વયં ગુજરાતણ.

ગુજરાતની કલા તે ગુજરાતણની સૌન્દર્ય ભાવનાનું મૂર્તિવિધાન.

નરસિંહ, મીરાં, દયારામ, દલપત, ને નર્મદ—એમની ગરબીઓમાં ગુજરાતની ચિરંજીવ આત્મભાવનાઓ ગુંજે છે.

સાહિત્ય ને કલા પ્રધાનતઃ સનાતનને સરજે છે, ક્ષણિકને નહિ. એ તાજમહેલ સરજે છે, કાદંબરી રચે છે, મેઘદૂત લખે છે, અભિજ્ઞાન શાકુન્તલ ભજવે છે.

સર્વોત્તમ સાહિત્ય Classic Romantic નાં દ્વૈતથી એ પર સંચરે છે શાકુન્તલ, Classic છે કે Romantic ?

'કલા એટલે સુકુમાર' એવું ભ્રમજ્ઞાની ભૂલ મા કરતા. તારાગઢ, ચિતોડ, કે કુંભલમેર સુકુમાર નથી. સાગરદર્શન કે હિમાદ્રિદર્શન કે સિંહદર્શન સુકુમાર નથી. વિરાટદર્શન ને મહાકાળના કેળગનાં મોજાં સમાં સૃષ્ટિઓનાં સુજનપ્રલય સુકુમાર નથી.

મેઘદૂત સુન્દર છે, મહાભારત ભવ્ય છે, તાજ સુન્દર છે, હિમાદ્રિ ભવ્ય છે.

સાહિત્ય એટલે કંઠ ને કલા એટલે નયન.

મહાગુજરાતનો આજનો મહોત્સવ ગુર્જર સંસ્કૃતિનાં કંઠ ને નયનનો ઉત્સવ છે.' નરકોકિલનો કંઠ ને સુન્દરીનયનનાં સૌન્દર્યપોયણાં આત્માની સનાતન વાણુ ઉચ્ચારે છે.

સાહિત્ય ને કલા સંસ્કૃતિના સનાતન શબ્દો છે, સાહિત્ય ને કલા યુગ ઘડનારાં સનાતન બ્રહ્મબલો છે. સૂરજનાં કિરણો પેઠે સાહિત્ય ને ચન્દ્રનાં કિરણો પેઠે કલા પ્રજાને સચેત, સુન્દર ને પ્રેરણાથનગન્તી કરે છે.

× × ×

ગુજરાતીઓનાં સાગરનાં સાહસ તે અર્વાચીન મહાગુજરાત.

જ્યહાં જ્યહાં વિચર્યાં ત્યહાં ત્યહાં ગુજરાતીઓએ ગુજરાત વસાવ્યું. રામ, લક્ષ્મણ, જાનકી વિન્ધ્યાચળ ઓળંગી મહા અરણ્યમાં પ્રવેશ્યાં ને જ્યહાં જ્યહાં આશ્રમ કીધા ત્યહાં ત્યહાં આર્ય સંસ્કૃતિ વાવી: એમ ગુજરાતના ત્હમે વનવાસી રામ-લક્ષ્મણ-જાનકીઓએ પૃથ્વીમાં જ્યહાં જ્યહાં પગલાં કીધાં ત્યહાં ત્યહાં ગુજરાત સ્થાપ્યું, ને ગુર્જર સંસ્કૃતિનાં મંડપો ને કુંજો માંડયાં. ગુર્જર સંસ્કૃતિની એવી સાહિત્યકુંજે ને એવા એક કલામંડપે આપે અમને આજ ન્હોતર્યાં છે.

ગુજરાતીઓએ એમ જગત ગુજરાત વસાવ્યું. અને પછી ગુજરાતણોએ એ જગત ગુજરાતને શણગાર્યું.

ગુજરાતણનાં પગલાં એ તો જાણે કંકુનાં પગલાં. જાનકીજીએ જેમ પંચવટીની વાટિકા રસસૌન્દર્યે શણગારી હતી એવી ગુજરાતણોએ મહા ગુજરાતની વાડીઓ શણગારી છે.''

**ન્હાનાલાલ દલપતરામ કવિ**

( કરાંચીમાં ઉજવાયલા સાહિત્ય-કલા મહોત્સવના પ્રમુખસ્થાનેથી આપેલા ભાષણનો એક ભાગ )

**સંસારમાં સ્ત્રીઓનું સ્થાન : બાઇનું ચિત્ત ચૂલામાં :**

" નવલરામે ગરબાવલીમાં ગાયું છે કે " ભાઇ તો ભૂગોળ ને ખગોળમાં ..અને ભાઇ ચુલામાં" વિગેરે. આમાં લેખકે વચનાં કજોડાંની પેઠે ગુણના કજોડાં વિષે કહેવા માંગ્યું છે. પણ ઉપર ટાંકેલા વચનો એ હું માનું છું તે પ્રમાણે અરધી સદીની ભુલ છે. તેમાં પુરૂષ વિષે હીણું નથી કહ્યું માટે પુરૂષોને તે ગમે છે. પણ વાસ્તવિક રીતે એ વચનો દોષિત છે મુંબઇની હાઇકોર્ટમાં એક કેસ-રખમાબાઇ કેસ-હતો. દક્ષિણી બાનુ જે ભણ્યાં હતાં તેણે અભણ પતિથી છુટા છેડા મેળવવા માગણી કરેલી. ૪૭-૫૦ વરસ પરની આ વાત છે. તે વખતે વર્ડઝવર્થ કવિના પૌત્ર પ્રીન્સીપાલ તરીકે હતા. તેમણે એ દક્ષિણી બાનુની તરફેણમાં વિચારો લખેલા. આ પ્રશ્ન મેં "ઉષા" માં ચર્ચેલ છે." શ્રોતાઓની હસાહસ વચ્ચે વક્તાએ કહ્યું કે " પ્રશ્ન એ છે કે તમને રસિકા ગમે છે કે ગૃહીણી ? મુંબઇના વસન્તોત્સવના વ્યાખ્યાનમાં પણ મેં આજ પ્રશ્ન ચર્ચ્યો છે. જર્મન સ્ત્રી ગૃહિણી છે ( સામાન્યની આ વાત છે. ) અને ફ્રેંચ બાનુ રસિકા છે. ત્યારે ગુર્જર સ્ત્રી જર્મન સ્ત્રી અને ફ્રેંચ સ્ત્રી બંનેનો સમન્વય છે." વિદ્વાન વક્તાએ કહ્યું કે "હું ૨૦ વરસ રાજાઓ સાથે રહ્યો છું. તેમણે પોતાની દશાનું ભાન કરાવતાં મને ઘણીએકવાર કહેલું કે જેવું તમે ખાઓ છો તેવું અમે ખાતા નથી. તમોને તમારી સ્ત્રી રાંધી જમાડે છે. અમને રાજાઓને આ ગોલીઓ ખવડાવે છે. તેઓ જે રાંધી આપે છે તેમાં તેમના હલકા સંસ્કારો પણ ભેગા હોય છે. અમે અમદાવાદથી કરાંચી માટે ઉપડયાં. રસ્તામાં બાઇએ કહ્યું કે ઉંબર-એજ ડુંગર. આ ઉપરથી તમે ધડો લઇ શકો છો. તમારે સ્ત્રીને ઉંબર ઓળંગાવવો કે નહિ એ હું કહેતો નથી. "યથેચ્છસિ તથા કુરૂ" પણ જે કરો તે બહુ વિચારીને કરજો. રામચંદ્રજી મૃગ મારવા ગયા હતા. તેમણે સીતાજીને કહેલું કે જો જો હોં, ઉંબરો ઓળંગતાં નહિ. તેમણે રામચંદ્રનું વચન અરધું ઉથાપ્યું. એક પગ ઉંબરની અંદર અને એક બહાર. એટલો ઉંબર ઓળંગવામાં રાવણ તેમનું હરણ કરી શક્યો. માટે જે તમે કરો તે વિચારીને કરજો. ઉજળું એટલું દૂધ નથી. સંસારમાં સોશીયલ રીફોર્મને સ્થાન છે. પણ આપણો સંસાર હજારો વર્ષની હવેલી સમાન છે. ઝાડુ લઇને તેમાંથી ખુણે ખાંચરે ને તમામ ઠેકાણેથી કચરો પુંજો સાફ કરો. એ હવેલીને સુધારવાની જરૂર છે, પાડી નાખવાની નહિ. અમેરિકા, ઇગ્લાંડ, ફ્રાન્સ, જર્મની એ મુલકોના સંસાર કરતાં હિંદુ સંસાર સોગણો વધારે સારો છે. છેલ્લા સંગ્રામના કારણે ઇગ્લાંડ, ફ્રાન્સ આદિ મુલકોમાં લાખો પુરૂષોનો ઘાણ વળી ગયો છે. આ

સંબંધમાં લખાએલા એક પુસ્તકનું અવલોકન છેલ્લે ટાઇમ્સ ઓફ ઇંડીઆમાં પ્રગટ થયું હતું તેમાં લખનારે સાફ જણાવ્યું છે કે એ મુલકોમાં સેકસીઓનોરકી (નરનારીઓના સંબંધની અરાજકતા) દાખલ થઇ ગઇ છે. સજ્જનો નવલરામભાઇની જે લીટી શરૂઆતમાં ટાંકી બતાવી તે લખાતી વખતે નવયુગનાં દર્શન માત્ર થયાં હતાં. તે વખતે યુરોપની ઓઢી મોઢીનીએ અંજાવી દીધા હતા. અને તેથી તેમણે ઉપર કહેલી લીટીમાં હિંદુ સંસારને નાટકની ગાળ દીધી છે. હું એ ગાળને ખરી માનતો નથી. ખુદ ઇંગ્લાંડમાં પણ કેટલી સ્ત્રીઓ નહિ રાંધતી હોય ? ફ્રાન્સમાં કેટલા ટકા નહિ રાંધતી હોય ? પારીસ માટે એ ખરૂં છે. પણ પારીસ બહારની સંસ્કૃતિ જુઓ. કોઇ પણ દેશમાં જાઓ. સો એ ટકા રસોઇ કરતી ન હોય. પણ બાઇનું ચિત્ત ચુલામાં ન હોય એવા કેટલા ટકા હશે ? ઇંગ્લાંડમાં ૧૦ ટકા રસોઇ નહિ કરનારી હશે, અને ૯૦ ટકાનું ચિત્ત ચુલામાં હશે. આપણામાં ૯૯ ટકાનું ચિત્ત ચુલામાં હશે. પણ ઇંગ્લાંડમાં પણ સ્ત્રીઓનું ચિત્ત ચુલામાં હોય છે એ જોતાં નવલરામભાઇના શબ્દો એ હિંદુ સંસારને નકામી ગાળ રૂપ છે. વળી હિંદમાં સાહેબ–ઓફીસરને બંગલે રસોયો રહે છે, ઘણા નોકર–ચાકર, બટલર, ફરાસી, પટાવાળા વિગેરે વિગેરે હોય છે. પણ આ સાહેબો–ઓફીસરો જ્યારે હિંદમાંથી રજા ઉપર વિલાયત જાય છે ત્યારનું જીવન જોઈ આવો." અહીં આગળ વિદ્વાન વક્તાએ એક દાખલો આપતાં કહ્યું કે "ઘર આગળ એશ અને ઠાઠમાઠ રાખનારા એક રાજવંશીને વિલાયતમાં ભાડું ન હતું તેથી સામાન ફેંકી દેવામાં આવેલો. એક રાજકુમારે કહેલી વાત છે કે અહીં આગળ તેઓ નોકર ચાકર અને ઠાઠ રાખે છે, પણ વિલાયતમાં તે સાઇકલ પર કોલસા નાખીને લાવતો અને જાતે સગડી સળગાવી રાંધતો. તેજ માણસોને અહિં આગળ બીડી સળગાવવા ટાણે ખવાસ દીવાસળી મુકવાનું કામ કરે છે."

વક્તાએ આગળ વધતાં કહ્યું કે "ગુજરાતનાં ભોજન વખણાય છે. જંબુ સુરત, જામનગર વિગેરે ઠેકાણાના વખણાય છે. આમાં હું ધારીની વાત નથી કરતો. સાદી મગ ચોખાની ખીચડી ઘરની બનાવેલી એવી થાય કે તેની ભોક્તાના વખાણ કરાય છે. ૧૮૯૩ માં અમે મેટ્રીકની પરીક્ષા આપવા ૭ જણ મોરબીથી અમદાવાદ ગયા હતા. તે પછી ૧૯૨૮ માં રાજકોટમાં એમાંના એક ગ્રહસ્થ સાથે મળવાનું થયું. તે દહાડે વિદ્યાર્થી અવસ્થામાં સાથે ખાધેલા કોળીયના શાકના સ્વાદને યાદ કરવામાં આવ્યો. એટલે કે ૩૫ વરસ સુધી યાદ રહ્યો એવો એ સ્વાદ હતો. અને આવા સ્વાદનું કારણ એ હતું કે બાઇનું ચિત્ત ચુલામાં હતું." વક્તાએ શ્રીમતી માણેકબાઇને ઉદ્દેશીને કહ્યું કે "જો બાઈ જેવા ગૃહિણી છે તેવા ન હોત તો મારાથી જેટલું સાહિત્યનું કામ થયું છે તેટલું થઇ શકત નહિ." આમ કહી વિષયના સામાન્ય વિચાર પર આવતાં કહ્યું કે "આપણા શાસ્ત્રમાં "ડીવીઝન ઓફ લેબર" (કાર્યક્ષેત્રની વહેંચણી) છે. યોગનું કામ પુરૂષને માટે છે, ક્ષેમના કામનો સ્ત્રીધર્મમાં સમાવેશ થાય છે. એટમ સ્મૃતિએ આવી વહેંચણી કરી નથી. સ્ત્રીધર્મમાં ક્ષેમનો સમાવેશ કર્યો તેનો અર્થ એ કે આવ્યું તેનો કલ્યાણમાર્ગે વ્યય કરવો" આ કામ સ્ત્રીનું છે. અને આજ પ્રમાણે કવિવરે પોતાના ગૃહસંસારને ઉલ્લેખતાં કહ્યું કે "અમે તો ડીવીઝન ઓફ લેબર કરી લઇએ છીએ. પગાર આવે તે તેમને (માણેકબાઇને) મળે. તેનો તે કેમ વ્યય કરે છે તે તરફ મેં જોયું નથી, તેમણે એ તરફ જોવાની મારે માટે જરૂર રહેવા દીધી નથી. અને બાઇએ આ પ્રમાણે કર્યું છે તેથીજ જે કાંઇ સાહિત્યની સેવા થઇ તે હું કરી શકયો છુ. આ મારો વિચાર છે. તમે આ ન કરજો એમ હું કોઇને કહેતો નથી. પુરો વિચાર કરીને જે કરવું હોય તે કરજો, "યથેચ્છસિ તથા કુરૂ."

"હિતેચ્છુ" (કરાંચી): તા. ૬–૪–૨૯.

(કરાંચીમાં સેવા સમિતિના સમારંભમાં થયેલી ચર્ચા પ્રસંગે કવિવાર ન્હાનાલાલે દર્શાવેલા વિચારો).

## મોન્ટીસોરી સંમેલનનાં સંભારણાં

અમદાવાદ મુકામે તા. ૨૨–૨૩–૨૪ માર્ચના રોજ ભરાયેલું મોન્ટીસોરી સંમેલનનું બીજું અધિવેશન પૂરેપૂરં પ્રાણપ્રેરક ને પ્રાણપોષક નીવડયું ગણાય. હવે તે કેટલું ચિરપોષક નીવડે છે તેનો નિર્ણય તો અલબત્ત સમયદેવતા જ કરી શકશે.

આ સંમેલન એકંદર રીતે જ નહિ પણ અનેકવિધ રીતે સુંદર, સફળ અને સંતોષદાયી નીવડયું એવો જનતાના અંતરનો પડઘો છે. સારા યે ભારતવર્ષમાં આજે બહુ બહુ તો માંડ ડઝનેક મોન્ટીસોરી મંદિરો છે, તેમાંનો અર્ધો ભાગ ગુજરાતને હીસ્સે આવે છે. આપણા ગુજરાતમાં સાચાં અને કાચાં મંદિરો ગણીએ તો ડઝન જેટલાં થાય, મોન્ટીસોરી ગૃહો પણ એટલાં જ ગણાય. મોન્ટીસોરી પદ્ધતિમાં પ્રવેશ પામેલા, પાર પામેલા અને સાધારણ એવા બહુ તો બે કોડી શિક્ષકો હજી તૈયાર થાય છે. એટલામાં તો કેળવણીના પ્રાંગણમાં બાળશિક્ષણની ઉષા આવા આશા અને ઓજસભર્યા રંગોમાં પ્રકટે એ તો કોઇ અલૌકિક અંકુર અને અમર આશાની એંધાણીરૂપ લેખાશે.

**મોન્ટીસોરી** પદ્ધતિ જેવી નવીન, ખૂબીદાર અને વિદેશી પદ્ધતિને આપણા સમાજમાં ઉતારતાં અને પચાવતાં આટલા મૂડીભર માણસોને કેટલી વાર લાગે એ સહેજે સમજી શકાય તેમ છે. છતાં એટલું તો ખાત્રીથી જણાય છે કે મોન્ટીસોરી શિક્ષણના પ્રચારની દિશામાં દાયકાઓનું કામ વર્ષોમાં થઇ રહ્યું છે. હજી પણ એક બાજુથી જેમ જેમ રાષ્ટ્રીય અસ્મિતા આપણા પ્રાન્તમાં જાગતી અને જામતી જશે અને બીજી બાજુ સેવાભાવી, પ્રગતિમાન્ અને અઠંગ મોન્ટીસોરી શિક્ષકો તૈયાર થતા જશે તેમ તેમ મોન્ટીસોરી બાળશિક્ષણ આપણે ત્યાં પૂરપાટ વધતું જશે. આ સંમેલને જે સચોટ અને સ્પષ્ટ છાપ સહુ કોઇના મગજ ઉપર પાડી છે તે એ છે કે મોન્ટીસોરી પદ્ધતિ આપણા દેશમાં અને ખાસ કરીને આપણા પ્રાન્તમાં અમર થઇને રહેવા માટે આવી છે. 'મોન્ટીસોરી પદ્ધતિ ઘણું જીવો ' એ સ્વાગતાધ્યક્ષના ઉદ્‌ગાર સાથે સંમેલનનાં તમામ નરનારીઓ સંમત હતાં એમ ત્રણે ય દિવસની બેઠકો સાક્ષી પૂરતી હતી.

•

અમદાવાદનું આ સંમેલન એટલે સ્નેહ, સહકાર અને સૌજન્યનું સાભરૂં સંમેલન. તેના યજમાનસ્થાને રાજનગરના ગૌરવ અને શણગારરૂં શારદામંદિર હતું અને અતિથિસ્થાને ગુજરાત કાઠિયાવાડની ઘણી શિક્ષણસંસ્થાઓના પ્રતિનિધિઓ હતા. બહારગામથી હાજરી આપનારાં ભાઇ બ્હેનોની સંખ્યા જેમ ધાર્યા કરતાં પણ વિશેષ સંતોષકારક હતી તેમ સંસ્થાઓનું પ્રતિનિધિત્વ પણ એટલું જ વિવિધતાભર્યું હતું. દેશી રાજ્યોના કેળવણી અધિકારીઓ અને શિક્ષકો, કાઠિયાવાડ એજન્સીની ઘણી શાળાના મહેતાજીઓ, ગુજરાતની મ્યુનીસીપલ અને લોકલબોર્ડની પ્રાથમિક શાળાઓ, મદ્રેસાઓ, મહિલાવિદ્યાલય, કન્યાવિદ્યાલય, ટ્રેનીંગ કોલેજો અને માધ્યમિક શાળાના શિક્ષકો, કેળવણી અધિકારીઓ વગેરેએ સારી સંખ્યામાં હાજરી પૂરી હતી. ૮૦ જેટલી સંખ્યામાં તો બહારગામની શિક્ષિકા બ્હેનોએ હાજરી આપી હતી. એ ઉપરાંત કેટલાંક દંપતીઓ, શિક્ષણરસિકો અને વાલીઓ તેમનાં બાળક સાથે સારી સંખ્યામાં બહારગામથી આવી પહોંચ્યાં હતાં. આ રીતે યજમાન–અતિથિની જોડ સારી જામી હતી અને બન્નેના સૌહાર્દથી આ શિક્ષણયજ્ઞ સફળતાથી પાર પડયો. ગુજરાતી, કાઠિયાવાડી, દક્ષિણી, પારસી, ખ્રીસ્તી એમ પચરંગી હાજરી હતી. આ ઉપરાંત સ્થાનિક હાજરીમાં શહેરનો શિષ્ટ અને રસિક સમાજ દેખા દેતો હતો. કેળવણી અધિકારીઓ, અગ્રણી શહેરીઓ અને કેટલાક શિક્ષકો અને વાલીઓ આવતા. તમામ શિક્ષણસંસ્થાઓએ સહર્ષ પોતાનો સહકારનો હાથ લંબાવ્યો હતો.

•

શારદા મંદિરના સૂત્રસંચાલક કુ. સવિતાબ્હેન ત્રિવેદી અને શ્રીયુત ભોગીભાઇ ઠાકર, તેમનું સકળ સ્નેહીવૃંદ અને ઇતર સહકારીઓના અજબ ઉત્સાહ અને સંયુક્ત પ્રયાસ વિના મોન્ટીસોરી પદ્ધતિ જેવી અલ્પપરિચિત અને ઓછાં જ માણસને આકર્ષે તેવી પદ્ધતિનું સંમેલન આટલું બધું લોકપ્રિય અને ચિત્તાકર્ષક કદિ બની શક્ત નહિ. જનસમુદાયમાં આવા નવા અજાણ્યા અને અઘરા વિષયમાં સંમેલનદ્વારા રસસંચાર કરી જનતામાં એને માટે બહોળા પ્રમાણમાં રુચિ અને શ્રદ્ધા પેદા કરાવવાનો યશ શારદામંદિર ખાટી ગયું એ એના માટે ખરેખાત અભિનંદનની વાત ગણાય.

શ્રી. નિર્મળાબ્હેન, ચંપાબ્હેન, હીરાબ્હેન, ઇન્દુમતી બ્હેન વગેરે પ્રાણસખીઓ અને લેડી વિદ્યાગૌરી બ્હેન, શ્રીમતી સરલાદેવી અંબાલાલ, ઇન્દિરાબ્હેન આઝાદ, વિનોદિનીબ્હેન નીલકંઠ અને

છે. ઓફીસોમાં, દુકાનોમાં, કારખાનાંઓમાં સ્ત્રીઓ અનેક પ્રકારનું કામકાજ કરે છે. ન્યુયોર્કમાંજ આજે ૧ કરોડ સ્ત્રીઓ રોજ ઉપર કામ કરે છે. સાહિત્ય, સંગીત, અને કલાના ક્ષેત્રમા પણ સ્ત્રીઓ સુંદર કામ કરી રહી છે. ન્યુયોર્કમાં લગભગ ૩૦૦૦ કલાકારો, ૨૦૦૦ તંત્રીઓ અને ખબરપત્રીઓ, ૧૦૦૦ ડાક્તરો, અને ૧૦૦ ઉપદેશિકાઓ છે. આર્થિક કારણોસર અને તેમ ન હોય તો કામ કરવામાં રસ લાગતો હોવાથી સ્ત્રીઓ કામે જાય છે. તેની આવકમાંથી કુટુંબની રોજની જરૂરી-આતો પૂરી પડી શકે નહિ પરંતુ જે સ્થિતિમાં રહેલાં હોય તેના કરતાં કાઇક સારી સ્થિતિમાં રહેવામાં તેની આવક મદદરૂપ થાય એમ લગભગ બધા વર્ગની સ્ત્રીઓ માને છે. સ્ત્રીઓને નોકરી કરવાની તકો પણ આજે વધારે મળે છે.

## સ્ત્રીઓ અને વિમાન:

સ્ત્રીઓ વિમાનમાં બેસીને ઉડવાનો ઇતિહાસ ૧૦૦ વર્ષ જુનો છે. છેક ૧૮૧૯ માં મેડેમ બ્લેન્ચાર્ડ એક બલુનમાં પ્રયોગ કરતાં મરણ પામી હતી. ૧૯૧૦ માં બેલમોન્ટ પાર્કમાં થયેલી પહેલી આંતરરાષ્ટ્રીય વિમાનોની હરિફાઇમાં હેલન ડયુટ્રીયુ નામની સ્ત્રીહરિફ પણ હતી. જેને પાછળથી ફ્રેન્ચ સરકારે બહુમાન આપ્યું હતું. ફ્રેન્ચ અને અમેરિકન સ્ત્રીઓ હવામાં પ્રથમ ઉડનારી હતી. જર્મન અને અંગ્રેજ સ્ત્રીઓએ તરતજ તેમનું અનુકરણ કર્યું. યુધ્ધ પહેલાં જર્મન હવાઇદળની એકલી સ્ત્રીસભ્ય એલફ્રીડ રાયેલ્ટ હતી. તે ઝેપલીન પાયલટ બની હતી. ગ્રેટબ્રિટનના રોયલ એરો કલબનું પાયલટનું લાયસન્સ મેળવનાર મીસીસ મોરીસ હયુલેટ પહેલીજ સ્ત્રી હતી. પહેલું વિમાન બનાવવામાં મીસ કેથેરાઇન રાઇટે પોતાનાં બે ભાઇઓને ઘણી સુચના અને સલાહ આપી હતી અને પાછળથી તે તેઓ સાથે ઉડી પણ હતી. અંગ્રેજી ખાડી ઓળંગી ઉડનાર પ્રથમ ફ્રેન્ચ પુરૂષ હતો પરંતુ સ્ત્રીજાતિ માટે આ માન એક અમેરિકન સ્ત્રીએ મેળવ્યું છે. ૧૯૧૨ માં હેરીયટ ક્વીમ્બી ઇંગ્લાંડથી ફ્રાન્સ ઉડી હતી તે ઘણો અપૂર્વ બનાવ હતો. ત્યાર પછી એકાદ વર્ષમાંજ તેનું મરણ થયું. પરંતુ મરણ પહેલાં દુનીઆની જાણીતી સ્ત્રીઉડનાર તરીકે તેણે નામ કાઢયું. હતુ. મીસ બર્નેડા મીલર પણ તેજ સમયની જાણીની સ્ત્રી હતી. ઉડનાર હતી. ચાંદનીમાં ઉડવાનો પ્રયોગ કરનાર તે એકલીજ હતી વિમાન શોધનાર તરીકેનું માન ખાટનાર તો માત્ર મીસ લીલીયન ટોડ એકજ સ્ત્રી છે. મિસિસ કલીવર નામનાં એક સ્ત્રીએ હમણાંજ આયર્લાંડથી હિંદ સુધી વિમાનમાં ઉડવાનો અખતરો કરી બતાવ્યો છે.

## બલીની સ્ત્રીઓ:

જાવાના પૂર્વ તરફના છેડા ઉપર અને સીંગાપુર તેમજ બીજાં બંદરોની નજીકમાં જ બલી ટાપુ આવેલો છે. એ એક હીલખુશ ટાપુ કહેવાય છે. બલીની પ્રજા ચૂસ્ત હિન્દુ ધર્મી છે. હિન્દુ દેવ દેવીઓના મંદિરોમાં બલીની ભક્ત પ્રજા સંગીત અને નૃત્યથી દુનીઆના અન્ય કોઇ પણ દેશમાં ન સાંભળ્યું હોય એવી રીતે ભક્તિનાં સ્તોત્રો ગાય છે. બલીની સ્ત્રીઓ યુવાન કે વૃધ્ધ જાવાનીઝ સારંગના જેમ કમરથી પગની ઘુંટી સુધી એક લાંબો કટકો વિંટાળી રાખે છે. કમરની ઉપરનો ભાગ તેઓ તદ્દન ખુલ્લો જ રાખે છે. તેઓના વાળ-લાંબા પગ સુધી પહોંચે તેવા કાળા અને રેશમ જેવા સુંવાળા હોય છે. તેઓ ઘણી જ દેખાવડી અને આકર્ષક હોય છે. તેઓનાં પહોળાં નસકોરાં ઉપરાંત યુરોપીયનોથી તેઓને જુદી પાડે એવું બીજું કાંઇ નથી. સ્ત્રીઓ ઘણીજ શરમાળ, અને વિવેકી છે. કેમેરાથી તેઓ દૂર ભાગે છે. અતીથિ ઉપર તેઓ ઘણો જ સારો સ્નેહ રાખે છે અને તેમનો સત્કાર અપૂર્વ રીતે કરે છે. બલીની સ્ત્રીઓ-પુરૂષો પણ સ્વતંત્ર છે અને તેથી તેમનાં મુખ ઉપર અપૂર્વ તેજ પ્રસરેલું રહે છે. સંગીત, નૃત્ય, અને કલા એ બલીનાં મુખ્ય આકર્ષણો છે.



# ડૉ. મોટીબાઈ કાપડીઆ હૉલ



## સ્ત્રીવર્ગની તેમની સેવા અને ઉદારતા

અમદાવાદની સ્ત્રીઓને ફરવા હરવાનાં સાધન વધે તો તેમના આરોગ્યની ઉન્નતિ થાય તેમજ તેને અંગે બીજા ઘણા લાભ થાય એમ માની મહિલા મંડળે સને ૧૯૧૧ના ઑગસ્ટ માસમાં સ્ત્રીઓની જાહેર સભા ભરી સહીઓ લઇ સદ્ગત શેઠ ચીનુભાઇ માધવલાલને અરજી કરી કે તેઓશ્રી પોતાના પિતાના નામથી જે બાગ તૈયાર કરાવતા હતા તેમાંથી અમુક ભાગ સ્ત્રીઓના ઉપયોગ માટે અલાહેદો રાખી તેમાં એક જાહેર હૉલ બંધાવી આપવો. એ હૉલમાં લાયબ્રેરી રાખી સ્ત્રીઓની માનસિક પ્રગતિ કરવા ધારણા રાખી હતી. શેઠ સાહેબે એ અરજીનું વાસ્તવિકપણું સ્વીકારી સ્ત્રીઓ માટે બાગનો ઉત્તર તરફનો ભાગ જૂદો પડાવી આપવા ગોઠવણ કીધી. સરકાર તરફથી આ જમીન બગીચો કરવા માટે જ આપવામાં આવેલી અને સરકારી ઠરાવમાં તે જગામાં કાંઇ બાંધકામ કરવું નહીં એવું હતું જેથી હૉલની વાત ત્યાં અટકી.

તે પછીનાં પંદર વર્ષમાં સ્ત્રીઓની સભાઓ, વ્યાખ્યાનો વગેરે વધવા લાગ્યાં. ૧૯૨૬ માં ફરીથી મહિલા મંડળ તરફથી સ્ત્રીઓની જાહેર સભા બોલાવી મોટી સંખ્યામાં સહીઓ લઇ આ શહેરની મ્યુનીસીપાલીટીના પ્રમુખ શ્રી વલ્લભભાઇ પટેલ પર અરજી મોકલીને બાગના સ્ત્રી વિભાગમાં હૉલ બાંધવા પરવાનગી માગી. તેમણે તથા મ્યુનીસીપાલીટીના સભ્યોએ એવો ઠરાવ કર્યો કે જગા સરકારી છે અને બાંધવાની પરવાનગી મ્યુનીસીપાલીટી ન આપી શકે, પણ સરકાર જો તેવી પરવાનગી આપે તો મ્યુનીસીપાલીટીનો બાગ છે છતાં તેમને કોઇ રીતે વાંધો નથી. આ ઉપરથી મહિલા મંડળનાં ચાલકોએ સરકારમાં અરજી મોકલી. એ સંબંધી લખાણો અને જવાબો કરતાં અઢી વર્ષ વીતી ગયાં. છેવટે લોકપ્રિય કલેકટર મી. ગેરેટની સહાનુભૂતિથી આ મુશ્કેલી વચ્ચેથી આ જગા પર હૉલ બાંધવાની રજા મેળવવા મહિલા મંડળનાં વ્યવસ્થાપકો ભાગ્યશાળી થયાં.

હવે એથી પણ ભારે મુશ્કેલીનો સવાલ તે મોટું ખર્ચ કરી હૉલ બાંધવાનો હતો. શહેરનાં અગ્રગણ્ય શહેરી ડૉ. મીસ મોટીબાઇ કાપડીઆના નામથી ભાગ્યે જ કોઇ અજાણ્યું હશે. તેમણે શહેરની સેવા ચાલીસ વર્ષથી કરી છે હજારો સ્ત્રીઓ તેમની સારવારથી રોગમુક્ત થઇ છે. ડૉ. મોટીબાઇને અનેક રોગીનાં દરદીઓ અને મિત્રોના સમાગમમાં આવતાં, શહેરની સ્ત્રીઓની ઉન્નતિની અત્યંત આવશ્યકતા જણાઇ. તેમના ઉત્સાહ અને પ્રેરણા વડે મહિલા મંડળના સંચાલકોને આગળ વધવાની તક મળી. એ મંડળને સ્થાયી સ્વરૂપ આપવા પોતે પ્રથમ લાઇફ મેંબર થયાં અને શહેરનાં બીજાં સદ્ગૃહસ્થોનાં બાનુઓને તેમ કરવા પ્રેર્યાં, અને પરિણામે શહેરનાં લગભગ પચાસ બાનુઓ લાઇફ મેંબર થયાં છે. આ રીતે તેમણે રોગ નિવારણના પુણ્યકામથી અટકી ન રહેતાં અમદાવાદની સ્ત્રીઓની સર્વ પ્રકારે ચઢતી થાય એવા ઇરાદાથી આ જગામા સ્ત્રીઓ માટે જાહેર હૉલ બાંધી આપવાની ઉદારતા બતાવી છે. આ તેમની લાગંગી અને સખી દીલ માટે અમદાવાદની સ્ત્રીઓ તેમની સદાને માટે આભારી રહેશે. કોઇ નાતજાતના ભેદ વગર સર્વ કોમની સ્ત્રીઓ એનો લાભ લઇ શકે એવી ગોઠવણ છે. ડૉ. મોટીબાઇ મુંબાઇ નિવાસી છે, પરંતુ એમનું આખું જીવન અમદાવાદમાં જ ગયું છે, એટલે તેમને અમદાવાદનાં જ ગણી શકાય તેમણે આ હૉલ બંધાવી શહેરની સ્ત્રીઓ માટે એક ઉપયોગી સાળ પૂરું પાડયુ છે એ નિર્વિવાદ છે. કોઇ પણ કોમની સ્ત્રીઓને સભા ભરવી હશે, વ્યાખ્યાન કરાવવાં હશે, તો તેને આ હૉલનો ઉપયોગ છૂટથી કરવા દેવામાં આવશે. તેમાં એક પુસ્તકાલય ઉઘાડવાની ધારણા છે. ડૉ. મીસ મોટીબાઇ જેમની સહાયતા વડે જ આ હૉલ અસ્તિત્વમાં આવશે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે.

# ગુણસુંદરીના વાંચકોને

# સુખ--દુઃખના સવાલ જવાબ

| | | |
|---|---|---|
| તમારી નાની મોટી દરેક મુંઝવણ અહીં પુછો. | સંપાદકઃ બ્હેન જ્યોત્સના શુકલ. | કોઇ પણ વાંચક જવાબ આપી શકશે તે સિવાયના સવાલો સંપાદક ઉકેલશે. |

રાજુલાથી એક યુવક પૂછાવે છેઃ—

નીચેના સવાલના જવાબ આપના માસીકમાં આપશોજીઃ

૧. જે ધર્મમંદીરમાં વિદ્યામંદીર ન હોય, ધર્મનું જ્ઞાન ન મળતું હોય તથા જે તીર્થસ્થાનમાં તીર્થના આત્મારૂપ સાચા સંત-સંન્યાસી ન હોય બલ્કે ધર્મના નામે વ્યાપારીઓ બેઠેલા હોય તેવા ધર્મમંદીરમાં તથા તીર્થક્ષેત્રમાં જવાથી ફળપ્રાપ્તિ શું?

૨. ધર્મ કે જેની પ્રત્યેક ક્રિયા સ્ત્રીના સહકાર વિના થઇ શકતી નથી, ધર્મ કે જેણે સ્ત્રીઓને જગતજનુની, ગૃહદેવી વિગેરે પદવી આપેલી છે તે ધર્મ શું સ્ત્રીઓને પરતંત્ર ગુલામ બનાવે છે? યા ધર્મના અજ્ઞાનથીજ બને છે?

૩. સાચો પ્રેમ એક બીજાના મરણ બાદ તુટે છે કે? સાચા પ્રેમીજનોની એક બીજાના મરણ બાદ શું ફરજ હોઇ શકે?

૪. લગ્ન એ બંધન છે કે? અને કયાં સુધી?

૫. લીધેલી પ્રતિજ્ઞા જીવન પર્યન્ત નિભાવવાની હોય તો લગ્ન પ્રસંગે લેવામાં આવતી પ્રતિજ્ઞા મુજબ પુનર્લગ્ન કરનાર વ્યાજબી ગણાય કે?

૬. ધર્મ એ સવડતા પુરતો ન હોય, વાસનાઓનો ત્યાગ એ ધર્મનો ઉપદેશ હોય તો બ્રહ્મચર્ય અને વૈધવ્ય પાળી શકાય નહીં માટે પુનઃલગ્ન કરવાં વ્યાજબી ગણાય કે? પશુ પણ સંયમ પાળે છે તો આવા મનુષ્યને કયી કોટીમાં મુકવા?

૭. કોઇ પણ જાતના કરારથી અમુક મુદત માટે જોડાયલાં સ્ત્રી પુરૂષ ગૃહસ્થાશ્રમી પતિ-પત્ની ગણાય કે?

૮. કરારી લગ્ન અને વેશ્યા (રખાયત) માં શું ફરક? સ્વમાનવાળી સ્ત્રી આવાં લગ્ન ઉત્તમ ગણે કે?

૯. પ્રેમલગ્નમાં વિરોધને સ્થાન છે કે? જો વિચારોની વિરૂદ્ધતા છતાં ઐક્ય જળવાઇ રહે એજ સાચો પ્રેમ હોય તો પ્રેમલગ્નમાં છુટાછેડા સંભવે કે?

૧૦. જે દેશનાં સ્ત્રી-પુરૂષ જીન્દગી પર્યન્ત પોતાનું ગૃહરાજ્ય ઐક્યતાથી ચલાવી ન શકે અને જે દેશના મનુષ્યો વિચારોની વિરૂદ્ધતાને લઇને આપસમાં લડે તે સંસ્કારી અને સ્વતંત્ર કહેવાય કે સ્વચ્છંદી અને અસંયમી અને આવા મનુષ્ય નેતા થઇ શકે કે?

૧૧. સ્ત્રીઓની શ્રેષ્ઠતા ફકત હરીફાઇ યા સ્વચ્છંદતા ખાતર દેશની જરૂરીયાત વિરૂદ્ધ ડોકટર યા વકીલ, બારીસ્ટર થવામાં છે આ દેશની જરૂરીયાત મુજબ વીર પુત્ર ઉત્પન્ન કરી વીર માતા અને ગૃહણી બની દેશ સેવા કરવામાં છે?

૧૨. કોઇ પણ જાતનું શારીરિક કામ ન કરવામાં શ્રીમન્તાઇ છે યા સેવા કરવામાં?

૧૩. સોંપવામાં આવેલ કર્તવ્ય તજી બીજું ઉત્તમ કામ કરે છતાં તે ફરજ ચુકેલા ગણાય કે?

૧૪. ધર્મ ચમત્કારને વશ થવાનું કહે છે કે ચમત્કારને વશ કરવાનું શીખવે છે?

૧૫. ધર્મ વિરૂદ્ધ આચરણ કરનાર વ્યક્તિ પછી ભલે તે ધર્મગુરૂની જગ્યાએ હોય તેના કાર્ય જાહેરમાં મુકવાં તે નિંદા કહેવાય કે અને આવા ધર્મ ગુરૂને નિભાવવા એ ધર્મનું અજ્ઞાન છે કે?

૧૬. પતિને તેના ધર્મ વિરૂદ્ધના કાર્યમાં સહાય આપવી એ પતિસેવા ગણાય કે તેવા કાર્યમાંથી બચાવવા તે પતિસેવા અને જો અધર્મમાંથી બચાવવા એજ પતિસેવા હોય તો કન્યાવિક્રયના કાર્યમાં સ્ત્રીએ અસહકાર કરે એજ તેની ફરજ થાય છે કે?

૧૭. સ્ત્રીઓને જગતહિત સાર, વ્યવસ્થા સાર ગૃહકાર્ય સોંપવામાં આવ્યું છે. તે તજી પોતાની ફરજ ચુકી પરધર્મ—એટલે સોંપવામાં આવેલ કર્મ વિરૂદ્ધ ગૃહકાર્ય તથા લગ્નબંધન તજી ઉદ્યોગમાં જોડાય, હોટેલમાં જમે, હોસ્પીતાલમાં મરે, બાળક બાળાશ્રમમાં ઉછરે, આ સ્વતંત્રતા કે સ્વચ્છંદતા? કેવા પ્રકારના સ્ત્રી પુરૂષ પુનર્લગ્ન કરી શકે?

જવાબઃ—(૧) દંભને ઉત્તેજન આપવા સિવાય બીજું કંઇ નહીં.

(૨) ધર્મ કોઇને પરતંત્ર બનાવતો નથી, પણ સાચા ધર્મનું અજ્ઞાન અને પુરુષનો સ્વાર્થ સ્ત્રીને પરતંત્ર રાખે છે.

(૩) સાચા પ્રેમીઓને માટે આ પ્રશ્ન ખુલ્લો છે।

(૪) પ્રશ્ન અસ્પષ્ટ છે.

(૫) લગ્ન પ્રસંગે લીધેલી પ્રતિજ્ઞા કેવા સંજોગોમાં લીધી હોય, સમજીને લીધી હોય કે અણસમજમાં લીધી હોય તેના પર આ પ્રશ્ન આધાર રાખે છે.

(૬) ઇચ્છા થાય તેવી કોટીમાં મૂકવા।

(૭)–(૮) આ પ્રશ્નો સમાજશાસ્ત્રીઓ માટે ખુલ્લા છે.

(૯) આવા પ્રશ્ન ઉઠે છે એટલે છૂટાછેડાનો સંભવ હોઇ શકે એમ માનવાનું મન થાય છે.. છતાં એવાં લગ્નને પ્રેમલગ્ન માનવાં કે ન માનવાં એ સૌ સૌની ખુશીની વાત છે. ન માનવાં હોય તો એ માટે કોઇ ફરજ પાડી શકતું નથી.

(૧૦) 'ગામ હોય ત્યાં ઢેડવાડો હોવાનો' એવી કહેવત છે. એમ દરેક દેશમાં અમુક સારા નઠારા માણસો હોવાના. પણ થોડાક માણસોના દુર્ગુણોને લીધે આખો દેશ અસંસ્કારી ને સ્વચ્છંદી છે એમ ન કહી શકાય.

(૧૧) વીરમાતાની અને ગૃહિણીની દેશને જેટલી જરૂર છે એટલીજ જરૂર સ્ત્રીડાક્ટરોની સ્ત્રીશિક્ષકાઓની અને બીજા અનેક ક્ષેત્રમાં સ્ત્રી-કાર્યકર્તાઓની જરૂર છે. સ્ત્રી સ્વચ્છંદને ખાતર કે હરીફાઇને ખાતર જાહેર સેવામાં નથી જોડાતી. દેશને તેની અનેકવિધ સેવાની જરૂર છે. તેમજ જે સ્ત્રીઓ જાહેરમાં નથી આવતી, માત્ર ગૃહિણી અને માતાનીજ ફરજો બજાવે છે તે બધી સ્ત્રીઓ દેશની જરૂરિયાત પૂરી પાડતી વીર માતાઓ નથી હોતી.

(૧૨) શારીરિક શ્રમ કરવું એ ગરિબ ને તવંગર બેઉને માટે સારૂં છે.

(૧૩) સોંપવામાં આવેલું કાર્ય બગડયું હોય તો ફરજ ચૂકેલા ગણાય; બગાડયું ન હોય ને બીજું સારૂં થયું હોય તો ચલાવી લેવાય.

(૧૪) ધર્મ–ચમત્કારના જાણકારો માટે આ પ્રશ્ન ખુલ્લો છે.

(૧૫) જાતે તપાસ કરીને ખાત્રી કરી હોય તો નિંદા ન કહેવાય. એ ધર્મગુરૂને નિભાવવાથી જનહિતને નુકશાન થતું હોય તો એમને નિભાવવા એ અજ્ઞાન કહેવાય.

(૧૬) કન્યાવિક્રયના અને બાળલગ્નના કાર્ય-માં ખુદ પતિની સાથે પણ અસહકાર કરવો પડે તો કરવો એજ સ્ત્રીનો ધર્મ છે.

(૧૭) હોટેલમાં જન્મે, ને હોસ્પીટલમાં મરે એ સ્થિતિ આપણે ત્યાં હજી આવી નથી. આવવી જોઇએ પણ નહીં. પણ દરેક સ્ત્રીએ લગ્નબંધન સ્વીકારવાંજ જોઇએ, ગૃહકાર્ય સિવાય બીજા ઉદ્યોગો થાયજ નહીં એ માન્યતા ખોટી છે.

(૧૮) પુનર્જન્મ વિના ન ચલાવી શકે એવાં બધાં.

**એક ભાઈ, ભાવનગરઃ—**

"મ્હારે થોડા દિવસ પછી કરાંચી જવું છે. મ્હારા બા અને બે બ્હેનોને મૂકીને જવાનું હોવાથી બહુજ માઠું લાગે છે. અમે બધા જઇ શકીએ એવી સ્થિતિ નથી. મારૂં હૃદય બહુજ દ્રવે છે. બ્હેન ! આ સાચું છે. કલ્પિત નથી. મ્હારૂં હૃદય કેવી રીતે રહી શકે તે કહેવા કૃપા કરશો."

જવાબઃ—'સોરઠી બહારવટીઆ' 'વીરની વાતો' 'સૌરાષ્ટ્રની રસધાર' વગેરે પુસ્તકો વાંચો, અને ધૈર્ય કેળવો. કુટુંબને છોડીને બહાર-ગામ જતાં ડરો છો તો પ્રસંગ પડયે જેલમાં કે યુદ્ધમાં કેમ જઇ શકશો ? ?

**એક બ્હેનઃ કડીઃ**

"મારી આજુબાજુ કેટલીક બ્હેનો અભણ છે. તેને જ્ઞાનનો લાભ કેવી રીતે લેતાં કરવાં ? એવા ઉપાય બતાવશો કે જેથી મારી પડોસની બ્હેનો રસ લેતાં હસતાં હસતાં આવે ?"

જવાબઃ—એમની નિત્યચર્યાનું અવલોકન કરીને શરૂઆતમાં એમની સાથે સામાન્ય વહેવારનો પ્રસંગ પાડો, ઉપદેશ તરિકે નહીં પણ સહેજ ભાવથી કહેતાં હો એમ આનંદ આપે એવી વાર્તાઓ કહી સંભળાવો. ધીમે ધીમે માસિકોમાંથી વાર્તાઓ ખબરો વાંચી સંભળાવો અને એ રીતે એમને વાચન તરફ આકર્ષો. કેક અભણ હશે તો આ આકર્ષણથી તેમને ભણવાની વૃત્તિ થશે, અક્ષરજ્ઞાન હશે તો વાચનનો શોખ જાગ્રત થશે. વાચનમાં એમ રસ લેતાં થાય પછી વિવિધ વિષયોના લેખો વગેરે વાંચી સંભળાવીને તેના પર વિવેચન કરવાનો અને સ્ત્રીપ્રગતિઓની વાતો કરવાનો પ્રયત્ન કરશો. આવી શરૂઆતથી તમારી ઇચ્છા કેંક અંશે ફળીભૂત થવાનો સંભવ છે.

∴ આ સિવાય બીજા પ્રશ્નો અમને મળેલા છે તે આવતા અંકમાં પ્રગટ થશે.






## હિન્દ.

**સ્વ. જમનાબાઈ સક્કઈની સંવત્સરી** ઉજવવા ગુજરાતી સન્નારીઓની એક મોટી સભા શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના હોલમાં રાણીશ્રી સૌ. ચંપાવતી પ્રતાપગીરજીના પ્રમુખપદે મળી હતી. મંગલાચરણના ગીત પછી રા. નગીનદાસ માસ્તરે સ્વ. જમનામૈયાનાં સેવાર્થી જીવન વિષે વિવેચન કર્યું હતું. પંડીત શ્રી લાલને અને સૌ. ગંગાબાઇ પંડ્યેએ પણ સ્વર્ગસ્થના જીવનકાર્ય વિષે શબ્દાંજલિ અર્પી હતી. પ્રમુખશ્રીએ પ્રસંગને અનુસરતું મનનીય વ્યાખ્યાન આપ્યું હતું અને મંડળ પરત્વે રા. કેશવલાલ મણીઆરની નિઃસ્વાર્થ સેવા વખાણી હતી.

**શારીરિક ખીલવણી** વિષે શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના આશ્રયે મંડળના હોલમાં મી. તહેમુરસ્પ સરકારીએ એક મનનીય ભાષણ સ્ત્રીઓની એક મોટી સભા સમક્ષ આપ્યું હતું. પ્રમુખસ્થાને લેડી લક્ષ્મીબાઇ હતાં. આ પ્રસંગે મંડળના ઉપપ્રમુખ સૌ. લીલાવતી ફીકાભાઇ પ્રેમચંદ યૂરપના પ્રવાસે જતાં હોવાથી તેમને મંડળ તરફથી સફળ યાત્રા ઇચ્છવામાં આવી હતી.

**રાષ્ટ્રીય સ્ત્રી સભા ( મુંબાઇ )**ના આશ્રય હેઠળ રામજયન્તીનો ઉત્સવ ઉજવવા સ્ત્રીઓની એક મોટી સભા માધવબાગમાં મળી હતી. એજ સંસ્થાના આશ્રયે બીજી એક સભા રા. નરીમાનના પ્રમુખપદે ઓલ્ડ મ્હોર મીલની સામેના મેદાનમાં મળી હતી, જે પ્રસંગે અંત્યજ સ્ત્રીપુરૂષોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી શ્રી. રતનબ્હેન મ્હેતા, સૌ. ગંગાબ્હેન પટેલ વગેરેએ તેમને સ્વચ્છતા જાળવવા, દારૂ ત્યાગવા અને ખાદી પ્હેરવાની સલાહ આપી હતી. અંત્યજ બ્હેનોએ તે પછી ગરબા ગાયા હતા; સભા તરફથી તેમને મીઠાઈ આપવામાં આવી હતી.

**વનિતા વિશ્રામ પ્રદર્શનઃ** વનિતા વિશ્રામ ટ્રેનીંગ કોલેજ અને કન્યાશાળાનું એક પ્રદર્શન સૌ. જયશ્રીબ્હેન રાયજીના હસ્તે તા. ૧૯મીએ સવારે ખુલ્લું મુકાયું હતું. પ્રદર્શનમાં વિધવિધ પ્રકારના હસ્તકલાના નમુનાઓ મૂકાયા હતા. આ સંસ્થાઓ એ દિશામાં કેવું સુંદર કામ કરી રહી છે, તે એ નમુનાઓ જોવાથી સમજી શકાય છે. પ્રદર્શન સાથે ગરબા વગેરેનો રંજન કાર્યક્રમ પણ હતો.

**બાળસહાય મંડળની** બીજી વાર્ષિક સભા ગવર્નરના પ્રમુખપદે મળી હતી. છેલ્લા બાર માસમાં ૫૮૮ બાળકોને કાયદાનું રક્ષણ આપ્યું હતું, જેમાં ૧૫ ટકા છોકરીઓ હતી. ખેરાબ રસ્તે ચઢી ગયેલા બાળકોને વખતસર હાથમાં લઈ કામધંધો શીખવી સુધારવાનું સ્તુત્ય કાર્ય આ મંડળ કરી રહ્યું છે. મંડળે બાળકોને લગતા કાયદાનું ક્ષેત્ર વિશાળ બનાવવાની અને એ માટેની શાળાઓમાં વધુ સગવડ કરવાની માંગણી કરી છે.

**નાબુદ કરોઃ** મુંબાઇમાંથી અનીતિના ધામ નાબુદ કરવાની વિનતિ સરકારને કરવા મુંબાઇ ઇલાકા સ્ત્રી-કાઉન્સીલનું પ્રતિનીધિ મંડળ ના. ગવર્નરને મળ્યું હતું. લેડી દોરાબ તાતા આગેવાન હતાં. તેમણે સ્ત્રી તરીકે પોતાની બ્હેનોને શરમભરી ગુલામી જીંદગીમાંથી છોડવવાની ખાસ વિનતિ કરી હતી અને એ ધ્યેય સાધવા ૧૯૨૩ ના કાયદામાં યોગ્ય સુધારો કરવાની સૂચના કરી હતી. સુધરેલી સરકાર ધ્યાન આપશે ?

**બાળસપ્તાહઃ** મુંબાઇમાં માર્ચની આખરે વિક્ટોરીઆ ગાર્ડનમાં બાળસપ્તાહ પ્રદર્શન ના. ગવર્નરે ખુલ્લું મૂક્યું હતું. દર વર્ષની જેમ જુદા જુદા સ્ટોલ વિધવિધ પ્રકારનું જ્ઞાન પ્રજાને આપી શકાય તે માટે ઉભા કર્યાં હતા. મેલેરીઆ, પ્લેગ, શીતળા વગેરે દર્દોનો અટકાવ કેમ થઇ શકે તે સમજાવવામાં આવ્યું હતું. પ્રદર્શનને અંગે આપ-

ઓની તેમજ ફીલ્મ બતાવવાની પણ ગોઠવણ હતી. તંદુરસ્ત બાળકોની હરીફાઈ કરાવી તેમને ઇનામો અપાયાં હતાં. નિબંધ લખવાની હરીફાઇ પણ રાખી હતી, જેમાં સૌથી સરસ નિબંધ માટે ચંદારામજી કન્યાશાળાની વિદ્યાર્થીનીને ઇનામ મળ્યું છે.

**મિસિસ હાંગે:** બ્રિટિશ સરકારને આજકાલ લઇ કામદારોની સરદારી લીધી છે. એ બ્હેન મીરઠ જઇને પતિને મળી આવ્યાં છે. પોતે ગર્ભવતી સ્થિતિમાં હોવા છતાં પતિની સહધર્મચારિણી તરીકે જે હિમ્મત બતાવી છે, તે માટે તેમને તેમને ધન્યવાદ ઘટે છે.

**સ્ટવ-સગડીના ભોગ:** (૧) પારવતીબાઇ, ઉ. વ. ૨૦. બળતી સગડીમાં કેરોસીન નાંખતા સાડી સળગી ગઇ. (૨) ગોદાવરીબાઇ, ઉ. વ. ૨૫. રાતે સળગતું ફાનસ રાખી સૂતાં બિછાનું સળગી ગયું. (૩) કમળાબાઇ, ઉ. વ. ૧૫. સ્ટવપરથી ગરમ પાણી ઉપાડતાં સાડી સળગી ગઇ. (૪) લીલાવતી, ઉ. વ. ૧૪. ચા તૈયાર કરવા સ્ટવ સળગાવતાં સાડી સળગી ગઇ. (૫) હીરાબાઇ, ઉ. વ. ૧૮, સગડીપર રાંધતા સાડી સળગી ગઈ.



જાપાનમાં ચુંટણીની ધમાલ
આ મહિલાઓ એ ધમાલમાં પોતાનો ભાગ ભજવે છે.

**શિક્ષણના ક્ષેત્રમાં:** શિક્ષણ શાસ્ત્રની બી. ટી. ની ડીગ્રી માટેની મુંબાઇ યુનીવરસીટીની પરીક્ષાનું પરિણામ હમણાંજ બ્હાર પડયું જેમાં ૧૭ દક્ષિણી અને ખ્રિસ્તિ બ્હેનો પાસ થઇ છે. એક પણ ગુજરાતી બ્હેન નથી એ અત્યંત ખેદજનક છે.

જ્યાં ત્યાં રાજ વિરૂદ્ધ કાવતરાં થતાં હોવાની જ ગંધ આવી રહી છે. એ આરોપસર સરકારે દેશમાંથી અનેક કામદાર નેતાઓને પકડી મીરઠ મોકલી આપ્યા છે, જ્યાં તેમની કાયદેસર તપાસ ચલાવવાનો ફારસ ભજવાશે. એવી રીતે પકડાયલા નેતાઓમાં મુંબાઇના મી. ડાંગે પણ છે. તેમની વીરાંગના પત્નીએ પતિનું ખાલી સ્થાન સંભાળી

**મુંબાઇ મ્યુનીસીપાલીટીમાં:** ફરીથી ત્રણ વર્ષ માટે સૌ. અવંતિકાબાઇ ગોખલે અને કુ. બચુબાઇ લોટવાળા કોઓપરશનથી ચુંટાયા છે, તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ. સૌ. લીલાવતી મુન્શી પણ એ ચુંટણીમાં ઉમેદવાર હતાં, પણ ફતેહ થઇ શક્યાં નહિ.

ભગિની સમાજ તરફથી આંખના ખાસ

ડૉ. શ્રી. રતિલાલ શાહે તા. ૧૫ મી એપ્રીલે બજારગેટ સ્ટ્રીટમાંના સમાજ મંદિરમાં સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસનાં પ્રમુખપદે 'આંખનું જતન' એ વિષય ઉપર સચિત્ર ભાષણ આપ્યું હતું. એજ સ્થળે સમાજ તરફથી બ્હેન ચન્દ્રકાન્તા દોશી, બી. એ.ની દેખરેખ હેઠળ શિક્ષણવર્ગો શરૂ થયા છે, જેમાં ગુજરાતી, અંગ્રેજી, ગણિત, ગૃહઉદ્યોગ, વગેરે શીખવાશે. સમય બપોરે ૨ થી ૫ છે.

**મોન્ટીસોરી શાળા:** સાન્ટાક્રુઝના સ્ત્રી સમાજ તરફથી એક મોન્ટીસોરી શાળા સ્થાપવાની ક્રિયા શેઠ આનંદીલાલ પોદારના શુભ હસ્તે કરવામાં આવી છે. આ પ્રસંગે સમાજના મંત્રી સૌ. સરોજિની મ્હેતાએ આવી શાળાથી શું ફાયદા થાય છે તે સમજાવ્યું હતું. ફંડમાં રૂ. ૨૫૦ મળ્યા હતા. આ પદ્ધતિના ખાસ અભ્યાસી શ્રી વામન ઠાકોરે પોતાની સેવા મફત અર્પી છે તે માટે તેમને અને આવી શાળા સ્થાપવા માટે સમાજના સંચાલકોને અમે ધન્યવાદ આપીએ છીએ.

**સેનેટોરીઅમ:** શા. મૂળજીભાઇ રાઘવજીના બે ટ્રસ્ટીઓ લેડી લક્ષ્મીબાઇ અને સર જગમોહનદાસના પ્રયાસથી રૂ. ૪૫૦૦૦ના ખરચે તૈયાર થયેલ સેનેટોરીઅમ સર મનમોહનદાસે વીલે પાર્લેમાં ખુલ્લું મૂક્યું હતું. આ પ્રસંગે કપોળ વિધવાઓ માટે આશ્રમ બાંધવાની પ્રમુખે સૂચના કરી હતી, જેને વધાવી સર જગમોહનદાસે જણાવ્યું હતું કે કપોળ જ્ઞાતિ રૂ. એક લાખ ભેળા કરે તો હું રૂ. ૧૨૦૦૦ આપવા તૈયાર છું. તેમના વચનનો ઉપયોગ કરી કપોળ જ્ઞાતિ પોતાની દાનવીરતા સિદ્ધ કરશે ખરી ?

**સૌ. બ્હેન સુરભિ દાયજીએ** "સ્નેહ સમાધિ" નામે સુંદર ફીલ્મ લખી છે, જે આરટીસ્ટ યૂનીઅને તૈયાર કરી જનસમાજ સમક્ષ રજુ કરી છે. પુરૂષપાત્રોમાં જાણીતા લેખક શ્રી. ધનસુખલાલ મ્હેતા અને એન્જીનીઅર શ્રી. દિલિપ દાયજી આગેવાન ભાગ ભજવે છે. બ્હેન સુરભિને આ ક્ષેત્રમાં દાખલ થનાર પ્રથમ મહિલા તરીકે અમે ધન્યવાદ આપીએ છીએ.

**સુરત** મહિલા વિદ્યાલયની આગેવાન વિદ્યાર્થીનીઓએ બહારના પરીક્ષકો પરીક્ષા લેવા આવે એ પ્રથા સામે વિરોધ ઉઠાવ્યો છે.

**હિંદુ મહાસભા અને** અસ્પૃશ્યતોદ્ધાર પરિષદોની બેઠકો સુરતમાં માર્ચની આખરે મળી હતી. આ પરિષદોમાં સુરતની બ્હેનોએ અત્યંત ઉત્સાહથી પોતાનો હિસ્સો આપ્યો હતો. ઘણી બ્હેનોએ સ્વયંસેવિકા તરીકે સેવા બજાવી હતી. પ્રેક્ષકો તરીકે તેમણે મોટી સંખ્યામાં હાજરી આપી હતી. ઇટોલા કન્યા વિદ્યાલયની વિદ્યાર્થીનીઓએ પણ સેવા કરવામાં આગેવાન ભાગ ભજવ્યો હતો. આ પ્રસંગે પોતે કેવી રીતે મદદ કરી શકે તેની વિચારણા કરવા તેમણે અગાઉથી સભાઓ મેળવી હતી. અસ્પૃશ્યતોદ્ધાર પરિષદને અંગે ચાલયેલા સરઘસમાં બ્હેનોએ સારો ભાગ લીધો હતો. મહાસભાની બેઠકમાં ઇટોલાની કન્યાઓએ લાઠી, છરીના દાવ, લાઠીના ગરબા વગેરે પ્રયોગો કરી બતાવ્યા હતા.

**ખાંયણાં:** તા. ૧૭ મી માર્ચે સુરતના સાહિત્ય મંડળ તરફથી શ્રીમતી અનસૂયાબ્હેન હોરાના પ્રમુખપદે મળેલી સભામાં શ્રી. ઇશ્વરલાલ વીમાવાળાએ ખાંયણાં ગાઇ સંભળાવ્યા હતા અને એ લોકધનની ખુબીઓ સમજાવી હતી. શ્રી. મેઘાણીને લોકસાહિત્યની સેવા માટે અમદાવાદની સાહિત્ય સભાએ સોનાનો ચાંદ આપ્યો તે માટે તેમને અભિનંદન આપવાનો ઠરાવ થયો હતો જેને ટેકો આપતાં બ્હેન સુરબાળાએ ભાઇ મેઘાણીની સેવાના વખાણ કર્યાં હતાં.

**અભિનંદન:** મુંબઇ યુનિવર્સીટીની સેનેટમાં શ્રીમતિ શારદાબ્હેન ચુંટાયાં તે માટે તેમને અભિનંદન આપવા, સુરત યુવક સંઘના સ્ત્રી વિભાગ તરફથી ૮ મી એપ્રીલે એક મેળાવડો શ્રીમતિ શીરીનબ્હેન લશ્કરીના પ્રમુખપદે થયો હતો. સૌ. કનુબ્હેન, શ્રીમતિ માલતીબ્હેન, શ્રીમતિ અનસૂયા બ્હેન, ડૉ. કરસુખ હોરા વગેરેએ શ્રીમતિ શારદા બ્હેનને અભિનંદન આપ્યું હતું. શ્રીમતિ શારદા બ્હેને માતૃભાષા દ્વારા શિક્ષણ અપાય તે માટે પ્રયત્ન કરવાનો અને સ્ત્રી કેળવણી માટે ઘટતું કરવાનો પોતાનો વિચાર દર્શાવ્યો હતો.

**શ્રી ચીમનાબાઇ સ્ત્રીસમાજની** એક સભા મિસિસ હેરવેકરના પ્રમુખપદે તા. ૩ જી એપ્રીલે મળી હતી. સૌ. શારદાબ્હેને અખિલ હિંદ સ્ત્રી મંડળના ઉદ્દેશો સમજાવી તેની શાખા સ્થાપવાની જરૂર જણાવી હતી. ડૉ. દાદીગોરી અને સૌ. કુમુદ

ઠાકોરે બાળલગ્ન અને સ્ત્રી શિક્ષણ વિષે વિવેચન કર્યાં હતાં. મિસિસ હમીદઅલીએ સહકારી મંડળીઓ સ્થાપવાની હિમાયત કરી હતી અને શ્રી. દક્ષા મ્હેતાએ ગૃહઉદ્યોગ શીખી કુટુમ્બની આવક વધારવાની સલાહ આપી હતી. સૌ. શારદાબ્હેને તે પછી બે ઠરાવો રજુ કર્યાં હતાઃ (૧) સ્ત્રીઓના વારસા હક્ક સંબંધી તપાસ કરવા નીમાયલી કમિટિ પર એક સ્ત્રી–સભાસદ નીમવાનો અને (૨) રો. મીસ મયાદાસનું રાજીનામું નહિ સ્વીકારવા સરકારને આગ્રહ કરવાનો. આ સંબંધી દીવાન સાહેબ પાસે પ્રતિનીધિમંડળ મોકલવા સભાએ ઠરાવ્યું હતું.

છુટાછેડા સંબંધી એક બીલ વડોદરાની ધારાસભામાં રજુ થવાનું છે. આ કાયદો હિંદુઓને, જૈનોને, શીખને અને બુધ્ધિસ્ટને લાગુ પડશે. આ બીલ સંબંધી વિચાર કરવા સન્નારીઓની એક સભા સૌ. શારદાબ્હેનના પ્રમુખપદે મહારાણી હાઇસ્કુલમાં મળી હતી. સભાએ એવો નિર્ણય કર્યો હતો કે "લગ્નગાંઠથી છૂટાં પડવા માટે પતિ પત્નીને સમાન હક્ક મળે, એવી ગોઠવણ કાયદામાં થવી જોઇએ." સરકાર પર આ સૂચના મોકલી આપવાનો ઠરાવ થયો છે.



ફોટો: ] [ રા. ગજ્જર
ઇટોલા ગુરૂકુલની બાળસેવિકા
સુરતમાં મહાસભા પ્રસંગે આ વિદ્યાલયની કન્યાઓએ સુંદર સેવા કરી હતી.

વ્યાયામઃ ગુજરાતના સદ્ભાગ્યે અખાડાની પ્રવૃત્તિ દિન પ્રતિદિન ફાલતી જાય છે. એલા હસ્તા કમિટિ તરફથી તા. ૩૧ મી માર્ચે એક હરીફાઇનો સમારંભ રચાયો હતો. અનેક જાતની કસરતો અને પ્રયોગો પુરૂષોએ કરી બતાવ્યા હતા. સાથે સાથે બાળાઓએ પણ લાઠી, આસન અને બીજી હરિફાઇઓમાં ભાગ લીધો હતો. આવી હરિફાઇઓ દર મહિને કરવાનો સ્તુત્ય ઠરાવ થયો છે.

અમદાવાદ મ્યુનિસિપાલીટીનાં પ્રમુખપદ માટે જાણીતાં વિદુષી બ્હેન લેડી વિદ્યાગૌરી નિલકંઠે ઉમેદવારી કરી હતી. રા. મૂળચંદ આશારામ શાહ અને તેમની વચ્ચે હરિફાઇ ચાલી હતી. લેડી વિદ્યાગૌરીએ અત્યાર સુધીમાં શહેરની અનેક સેવાઓ કરી છે. પરંતુ તેઓ ૧૮ વિ. ૩૦ મતે નિષ્ફળ નીવડયાં છે. પાછળથી ઉપપ્રમુખપદ માટે પણ એમના નામનો સુધારો મુકવામાં આવ્યો હતો પરંતુ તેમાં પણ નિષ્ફળતા મળી હતી. આ વિદુષી બ્હેનની પ્રમુખ તરીકેની સેવા ગુમાવવા માટે અમદાવાદના દુર્ભાગ્ય પર અમે ખેદ પામીએ છીએ.

પુસ્તકાલયને દાનઃ અમદાવાદના પતા પોળના રહીશ બ્હેન મહાલક્ષ્મી પટેલે પોતાના સ્વર્ગસ્થ પતિના સ્મરણાર્થે પોતાનું મકાન શ્રી સરસ્વતી પુસ્તકાલયને બક્ષીસ તરીકે આપી દીધું છે. એ બ્હેને કરેલા ઉત્તમ દાન માટે ધન્યવાદ.

પાઘડી ફેરવીઃ અમદાવાદના શેર દલાલ મી. પરસોતમદાસ ૫૦ વર્ષની ઉમ્મરે પંદર વર્ષની કન્યા રમાબાઇ સાથે પરણવા તૈયાર થયલા જૈન યૂવાનોએ તે સામે વિરોધ કરી કોર્ટમાંથી મનાઇ હુકમ મેળવ્યો. પરસોતમદાસે નહિ પરણવાની કબુલાત પણ આપી. પાછળથી ફરી ગયા છે. છોકરીનો બાપ તેને જબરદસ્તી પરણાવવા માંગે છે. કોર્ટે મનાઇ હુકમ ચાલુ રાખ્યો છે.

ભાવનગર વનિતા વિશ્રામનું વાર્ષિક સંમેલન ગયા માસમાં થયું ત્યારે મહારાજા કૃષ્ણકુમારસિંહ તેમજ સર પ્રભાશંકર પટ્ટણી ઉપરાંત ૨૦૦૦ ઉપર સ્ત્રી પુરૂષોએ ભાગ લીધો હતો. સંગીત, સંવાદ ગયા બાદ નમસ્કારો દેવાલ વાંચતાં

ભાવનગરમાં વનિતા વિશ્રામની સ્થાપના ગ. બ્હેન શિવગૌરી ગજ્જરે કરી હતી એમ જણાવ્યું હતું. સર પ્રભાશંકર પટ્ટણીએ ગં. બ્હેન શિવગૌરી ગજ્જરના નિઃસ્વાર્થ સેવામય જીવન વિષે યોગ્ય શબ્દો કહી જણાવ્યું કે તેમણે ભાવનગરમાં વનિતા વિશ્રામ સ્થાપીને ૨૦૦ ઉપર વિધવા બ્હેનોની આશીષ મેળવી છે.

**જાગૃતિ:** મોરબીમાં કાઠિયાવાડ રાજકીય પરિષદ ભરાવાની હતી તેમાં ભાગ લેવા મોરબીની બ્હેનો- એ અગાઉથી ઠેરઠેર સભાઓ ભરી એ કાર્ય માટેની પોતાની તત્પરતા બતાવી હતી અને પરિષદ પ્રસંગે પ્રતિનીધિ તરીકે મોટી સંખ્યામાં હાજરી આપી હતી તેમજ સ્વયંસેવિકા તરીકે સેવા બજાવી હતી.

**બાળમંદિર:** રાયણ ( કચ્છ ) માં શેઠ કુંવ- રજી રામજીએ પોતાના સ્વ. પિતાશ્રીના સ્મરણાર્થ રૂ. ૨૫૦૦ ખર્ચી બાળમંદિર માટે મકાન બંધાવી આપ્યું છે. શેઠ ખીમજી સારંગે રૂ. ૫૦૦ ના કીન્ડ- રગાર્ટનના સાધનો વસાવી ભેટ આપ્યાં છે.

**ખાનુ મંડળ:** ( કરાંચી ) ના પ્રમુખ મિસિસ મનીઝેહ મ્હેતાને સરકારે ઓનરરી મેજીસ્ટ્રેટ નીમ્યા તે માટે તેમને અભિનંદન આપવા એ મંડળનો એક મેળાવડો થયો હતો, જે પ્રસંગે ઉપપ્રમુખ મિસિસ કુંવરબાઇ ધાલાએ તેમની સેવાના વખાણ કરી મંડળ તરફથી તેમને સ્મરણભેટ આપી હતી.

**મહિલા વિદ્યાપીઠ**ના સ્થાપક પ્રો. કર્વે અને શ્રી કમળાબાઇ દેશપાંડે જીનીવાની કેળવણી પરિષદમાં ભાગ લેવા ગયાં છે.

**લગ્નનો લ્હાવો:** અમદાવાદની એક મીલ માલેક મ્હેસુરમાં એક મીલ ઉભી કરવા ગયેલા. ત્યાં તેમણે પાંચમી વાર લગ્ન કર્યાં. પંચદ્રાવીડ કોમની કોઇ કન્યા સાથે તેમણે લગ્ન કર્યું. એ કન્યા તેમને કેમ ખપી હશે ? કહેવાય છે કે કન્યા પંચદ્રાવીડ નહિ પણ કોઇ ભળતીજ કોમની છે. વરઘોડો કોર્ટે ચઢ્યો છે.

**દાન:** મૈસુરના આગલા ચીફ જડજ રા. ચંદ્રશેખર ઐયરે સ્ત્રીકેળવણીના પ્રચાર માટે મહિલા સેવા સમાજને રૂ. ૨૫૦૦૦ ની રકમ પોતાનાં સ્વર્ગસ્થ પત્નીના સ્મરણાર્થ આપી છે.

**હીંદી સ્ત્રી એસોસીએશનના** આશ્રયે મીસીસ મુથુલક્ષ્મી રેડીનાં પ્રમુખપદે ગયા માસમાં મળેલી મદ્રાસની સ્ત્રીઓની સભાએ નામદાર શ્રીનિવાસ શાસ્ત્રીને માન આપ્યું હતું

**મિસિસ બીસાન્ટ અને હિંદી સ્ત્રીઓ:** વીમેન્સ ઇન્ડીઅન એસોસીએશનની વાર્ષિક સભાના પ્રમુખપદેથી ભાષણ આપતાં મિસિસ બીસાન્ટે હિંદની સ્ત્રીપ્રવૃત્તિનું સરવૈયું કાઢ્યું હતું. ૧૮૯૩ માં તે હિંદમાં આવ્યા ત્યારથી અત્યાર સુધીમાં એ પ્રવૃત્તિ ઝડપથી આગળ વધી છે. હિંદી સ્ત્રી ગૃહની રાણી છે. ભૂતકાળમાં તેમને સમાન હક્ક હતા. યૂરપની જેમ એ હક્ક પર કાયદાનો અંકુશ નહોતો મૂકાયો, તેમને માત્ર રીવાજ સામે લડવાનું હતું. હિંદી સ્ત્રીઓને બીજો લાભ એ મળ્યો કે પુરુષવર્ગે તેમની પ્રવૃત્તિ તરફ સહાનુભૂતિ બતાવી અને તે માટે બનતી સર્વ મદદ આપી. હિંદનો પુરુષ વર્ગ સમજે છે કે રાષ્ટ્રજીવનમાં સ્ત્રી- ઓએ પણ હિસ્સો આપવાનો છે. પશ્ચિમ અને પૂર્વના પુરુષો વચ્ચેનો આ તફાવત ધ્યાનમાં રાખવા જેવો છે. પુરુષોએ સ્ત્રીપ્રવૃત્તિમાં માત્ર મદદજ નથી આપી; ઘણે ઠેકાણે એ પ્રવૃત્તિની શરૂઆત જ પુરુષોએ કરી છે. બંડખોર બ્હેનો પુરુષોને ધિક્કારે ત્યારે આટલું જરૂર યાદ રાખે ।

**મારવાડી મહાસભા:** અગ્રવાલ મારવાડી કોમની મહાસભાની ૧૧મી બેઠક અજમેરમાં રાજા ગોવિંદલાલના પ્રમુખપદે તા. ૧૧ મી એપ્રીલે મળી હતી. પ્રમુખે એક સુધારકને છાજે એવા વિચારો પોતાના ભાષણમાં દર્શાવ્યા હતા અને કુરિવાજો દુર કરવાની અને વિધવાવિવાહની પ્રથા દાખલ કરવાની હિમાયત કરી હતી. આ સમયે સભામાં નાપસંદગી બતાવનારો ઘોંઘાટ થયો હતો. એ માટેનો ઠરાવ સભાએ વખોડી કાઢ્યો હતો. પરંતુ બાળલગ્ન વિરોધક ઠરાવ પસાર થયો હતો અને વરકન્યાની લગ્નની ઉમ્મર અનુક્રમે ૧૮ ને ૧૩ની ઠરાવી હતી.

**મારવાડી સ્ત્રી-ડૉક્ટર:** રાજસ્થાની મારવાડી કોમમાંથી મીસ પી. ગહલોટ પ્રથમ સ્ત્રી- ડૉક્ટર છે. રાજપુતાનામાં ૪૮ લાખ સ્ત્રીઓ વસે છે છતાં એક પણ સંસ્થા સ્ત્રી કેળવણી માટે નથી. છતાં આ બ્હેન જ્હેમત વેઠી પંજાબની સ્ત્રીઓ માટેની વૈદકીય કોલેજમાં અભ્યાસ કરી સબ

એસીસ્ટંટ સરજ્યન થયાં છે. તેમના પિતા જોધપુરના રા. રામપ્રતાપ સ્ત્રીકેળવણીના અત્યંત ઉત્સાહી છે. હમણાં એ બ્હેનની નીમણૂંક જોધપુરની સ્ત્રીઓ માટેની હોસ્પીટલમાં થઇ છે.

**સામાજીક પરિષદ:** સંયુક્ત પ્રાંતની આ પરિષદ ૩૧મી માર્ચે સૌ. ઉમા નેહરૂના પ્રમુખપદે મળી હતી. લગભગ ૧૦૦ ઉપર સ્ત્રીઓ સ્વાગત મંડળની સભાસદ બની હતી. પરિષદમાં સ્ત્રીઓની હાજરી લગભગ પુરૂષો જેટલી મોટી સંખ્યામાં હતી. તેમને માટે પડદાની પણ વ્યવસ્થા ન્હોતી રાખી. પ્રમુખે પ્રભાવશાળી વ્યાખ્યાન આપી જ્ઞાતિવાર સુધારો કરવાની રીતિ વખોડી કાઢી હતી અને એક રાષ્ટ્ર બનવા આદેશ દીધો હતો. ઠરાવોમાં ખાસ અગત્યનો છુટાછેડા સંબંધી હતો, જે ફક્ત પાંચ વધુ મતે પસાર થયો હતો.

**આંતર-કોમી લગ્ન:** નાગપુરના સર હરિસિંહ ગૌરના દીકરી મીસ પ્રતાપે લેફ્ટેનંટ બ્રાર નામે શીખ સાથે લગ્ન કર્યાં છે. સર હરિસિંહે પોતે જે લગ્ન સંબંધી ખાસ કાયદો વડી ધારાસભા પાસે ઘડાવ્યો છે તેનો લાભ તેમની પુત્રીને જ પ્રથમ મળ્યો છે.

**વીર ખડગબહાદુર:** નેપાલી કન્યા રાજકુમારી ઉપર અમાનુષી વર્તન ચલાવનાર હિરાલાલ અગરવાલનું ખૂન કરનાર ખડગબહાદુરને ૧૯૨૭ના માર્ચની ૨૨ મી તારીખે ૮ વર્ષની સખ્ત કેદની સજા થઇ હતી. સ્ત્રીજાતિનાં માન અને ગૌરવનું રક્ષણ કરવા માટે વીર ખડગબહાદુરને તરત છોડી મુકવા આખા દેશના સ્ત્રીમંડળોએ માંગણી કરી હતી. આખરે તેને માર્ચની ૩૧ મી તારીખે



ના. વાઈસરોયના હુકમથી છોડવામાં આવ્યો છે. જેલમાંથી છુટી તે કલકત્તા આવતાં એક જાહેર સભામાં તેને માન આપવામાં આવ્યું હતું. કલકત્તાની સઘળી સ્ત્રીસંસ્થાઓ તરફથી તેને પુષ્પમાળા અર્પણ કરવામાં આવી હતી. એક મહિલાએ તેને સુવર્ણચંદ્રક અર્પણ કર્યો હતો.

**વિશ્વભારતીમાં સ્ત્રી-કોલેજ:** કવિવર રવિન્દ્રનાથના વિદ્યાપીઠમાં સ્ત્રીઓ માટે એક ખાસ કોલેજ ખોલવામાં આવી છે આ કોલેજમાં ગૃહવ્યવસ્થા, પાકશાસ્ત્ર, રોગીની સેવા, શીવણ ગુંથણ વગેરે વિષયો ખાસ શીખવાશે. ચિત્રકલા અને સંગીતનું શાસ્ત્રીય જ્ઞાન પણ અપાશે.



મીસ હેલેંડ મર્ટને
ટેનીસની રમતમાં બહુ હુશિયાર છે.

**શ્રીમતિ સુનીતિ-મિત્ર:** કલકત્તા યુનિવર્સીટીનાં સ્નાતક છે. થોડો સમય બંગાળની શાળાઓનાં નિરીક્ષિકા હતાં. અસહકારની ચળવળ વખતે તેમણે એ જગા છોડી દીધી હતી. બંગાળ અને સંયુક્ત પ્રાંતોનાં ઘણાં ખરાં સામાજિક કાર્યોમાં તેમનો હિસ્સો છે. હિન્દની સ્ત્રીઓમાં કેળવણી અને જ્ઞાનનો પ્રચાર કરવો એ એમની પ્રવૃત્તિઓનું મુખ્ય કેન્દ્ર છે. હાલમાં તેઓ મ્યુનિસિપલ કમીશ્નર નીમાયાં છે.

**મીસીસ ચંદાબાઇ:** વડી ધારાસભાના માજી સભ્ય શ્રી. નારાયણદાસનાં સૌથી મોટાં પુત્રી અને આરાહના જાણીતા જમીનદાર શ્રી ચંદ્રકુમાર જૈનનાં પુત્રવધુ છે. લગ્ન થયા બાદ થોડાજ સમયમાં એમનાં પતિનું અવસાન થયું. બાલપણથીજ તેમને વિદ્યા પ્રત્યે પ્રેમ હતો અને બિહારમાં પડદો હોવા છતાં તેમણે ઘણી સારી કેળવણી પ્રાપ્ત કરી હતી. સંસ્કૃતનું તેમને ઘણું સારું જ્ઞાન

ઘરની બ્હાર કોઇ સગાંને મળવા ગઇ. પતિએ તેની ગેરહાજરીનો લાભ લીધો; બાળકોને તે લઇ ગયો અને એક પીત્રાઇ બ્હેનને સોંપ્યાં. કેરોલીન પોતાના બાળકોને મળી શકતી નહિ. કાયદામાં સ્ત્રીનું સ્થાન વિચિત્ર હતું. તે કમાણી કરે તો તેનાથી નાણાં રાખી શકાય નહિ; છોકરાં ઉપર તેનો હક્ક નહિ. ધણીએ તેના પર વ્યભિચારનો આરોપ મૂકી દાવો માંડયો. વકીલ રાખી બચાવ કરવાનો પણ પરિણિત સ્ત્રીને હક્ક ન હતો. પતિએ ભરણપોષણ આપવાની પણ ના પાડી; એનું સ્ત્રીધન પણ પચાવી પડયો. અને આ બધું સ્ત્રીના રક્ષણ માટે છે એમ મનાતું. આજે એ દશા પલટાઇ ગઇ છે. હવે સ્ત્રી કમાણી કરી શકે, મીલ્કતની ધણીઆણી ... ચુની શકે



લિહાસમાં ... ભાર ચલાવ... વીરાંગના છે. ... સ્લાઉના કા... સુંદરા બર... નો નિશ્ચ તરફથી નીકળેલ હેનાર.

( ૨ ) લંડનના ડો... ખુન કરવા માટે ફાંસીની સજા થઇ ... ત્નીએ મરતી વખત એ બનાવને આકસ્... પતિને બચાવી લેવાનો પ્રયત્ન કર્યો હ... એલ્ગમના શાલગ્રામે પત્નીને રેલ્વ છોડી ... મૂકી તે માટે તેને જન્મ દેશનિકાલની સજા થઇ છે. ( ૪ ) નાયગામમાં ટાઇપીસ્ટ મહાદેવે પોતાની પત્ની અને દીકરીને મારી નાંખી દરિયામાં પડી આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો હતો. (૫) હંસાપુરીના નાગજીને પત્નીનું ખુન કરવા માટે જન્મ દેશનિકાલની સજા થઇ છે. ( ૬ ) શાન્તાબાઇ નામે ૧૮ વર્ષની પત્નીએ પતિએ મોડી હડવા માટે ઠપકો આપ્યો તેથી કંટાળી અફીણ ખાઇ આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો, કોર્ટે બંનેને સલાહ સંપથી રહેવાની વ્યાજબી શીખામણ આપી હતી.

**પ્રકીર્ણઃ** (૧) પોરબંદરમાં સ્વ. બાઇ માણેકબાઇ સંસ્કૃત પાઠશાળા તા. ૧૩ માર્ચ ના. મહા- હવે પછી સ્ત્રીઓની પણ એ પદ પર નીમણુક કરશે. આથી સ્ત્રીઓ માટે એક નવું ક્ષેત્ર ખુલ્લું થાય છે.

**પોલીસખાતામાં :** પોલીસની સત્તા અને પધ્ધતિ સંબંધી તપાસ કરવા નીમાયલા રોયલ કમીશને શહેરોમાં સ્ત્રી-પોલીસની સંખ્યા વધારવાની અને તેમને યૂનીફોર્મ પ્હેરાવી પ્હેરાપર રાખવાની તેમજ તેમને ડીટેકટીવ તરીકે કામ સોંપવાની ભલામણ કરી છે.

**આક્ષેપઃ** લીસ્ટરમાં શિક્ષકોના સ્વાતંત્ર્ય-સંઘની પરિષદ તા. ૨ જી એપ્રીલે મળી હતી, અને શિક્ષિકાઓની નાલાયકી સંબંધી તિરસ્કાર દર્શાવતી ચર્ચા ત્રણ દિવસ સુધી ચાલી હતી. તેમણે ઠરાવ કર્યો કે છોકરાઓની શાળામાં સ્ત્રીઓને શિક્ષિકા તરીકે નીમવી અથવા છોકરીઓને છોકરાઓની શાળામાં કેળવવી એ શિક્ષણના હિતનો ધ્વંશ કરવા જેવું છે. આ ઠરાવને ટેકો આપનારે જણાવ્યું હતું કે શિક્ષિકાઓ લાંચ લઈ શિક્ષણ પધ્ધતિમા સડો દાખલ કરે છે !

**એસ્ટેટ મેનેજર** તરીકે ચેસ્ટરફીલ્ડ, ચેસ્ટર, લીવરપુલ અને પશ્ચિમ બ્રોમવીચની મ્યુનીસીપાલીટીઓએ સ્ત્રીઓની નીમણુક કરી છે. લીડસની મ્યુનીસીપાલીટી એ પદ પકડયો લાયકાત ધરાવનાર સ્ત્રીની શોધમાં છે. લંડનમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ માટે માંગ વધી છે.

**ઉત્તર આયર્લાંડ**માં સમાન મતાધિકારનો કાયદો તા. ૩૧ મી ડીસેમ્બરથી અમલમાં આવ્યો છે. ૨૯૭૪૨ ઉપર સ્ત્રી–મતદારોની સંખ્યા પુરૂષો કરતાં વધારે છે. છતાં એવી ધાસ્તી રહે છે કે ઘણી સ્ત્રીઓ મત આપવા નહિ આવે. આ ભય દૂર કરવા સ્ત્રીમંડળોએ ત્યાંના સ્ત્રીવર્ગને જાગૃત કરવાના પ્રયત્નો આદરી દીધા છે, અને ઠેર ઠેર સભાઓ ભરી મત આપવાની જરૂરીઆત તેમને સમજાવાય છે.

**શુદ્ધિ:** ઇંદોરના માજી મહારાજા અમેરિકન યુવતી મીસ મીલરને શુધ્ધ કરી, તેને હિંદુ બનાવી થોડા સમય પર પરણ્યા હતા. એ બાઇને હાલમાં દીકરી જન્મી છે. એ દીકરીનો નામકરણ સંસ્કાર ધામધુમથી થયો અને "શારદા" નામ રાખ્યું છે. એજ પ્રસંગે ૨૮ વર્ષની વયની ફ્રેંચ યુવતી મીસ નોએલીની શુધ્ધિ કરી તેને હિંદુ ધર્મમાં લેવામાં આવી હતી. તેનું નામ મીરાંબાઇ પાડયું છે.

**મેરીઅન હેનીશ:** ઓસ્ટ્રીઆના આ વયોવૃદ્ધ બાનુએ ૨૫ મી માર્ચે પોતાની ૯૦મી વર્ષગાંઠ ઉજવી છે. ૬૦ વર્ષ પહેલાં આર્થિક સંજોગોને કારણે જ્યારે ધનવાન કુટુંબની સ્ત્રીઓને પણ ઘર છોડી બહાર કમાણી કરવા જવાની જરૂર પડી ત્યારે તેમણે સ્ત્રીઓમાં કેળવણીની ખામી વિષે ધ્યાન ખેંચ્યું હતું આ દિવસથી ઓસ્ટ્રીઆની સ્ત્રીપ્રવૃત્તિનો પાયો નંખાયો. પહેલાં તો સ્ત્રીઓના ધંધાદારી હિત સંબંધી જ કામ તેમણે ઉપાડયું. વખત જતાં સ્ત્રીઓએ દેશના વિકાસમાં સરખો હિસ્સો આપવો જોઇએ એમ તેમને લાગ્યું. છોકરાઓના શિક્ષણમાં થયલા સુધારા પણ એમનાજ પ્રયત્નોને આભારી છે. અનેક નાના મોટા મંડળો દ્વારા તેમણે પોતાનું આ જીવનકાર્ય કર્યું છે; અને તેમ કરતાં અનેક અમલદારો સામે તેમણે બાથ ભીડી છે. ૧૯૧૮ માં વૃદ્ધાવસ્થાને કારણે તેમણે રાષ્ટ્રીય સ્ત્રી મંડળનું પ્રમુખપદ છોડયું પરંતુ હજી તેના માનદ પ્રમુખ તરીકે તે મંડળના કાર્યમાં રસ લઇ રહ્યાં છે. એમના પુત્ર ડૉ. માઇકલ હેનીશ અત્યારે ઓસ્ટ્રીઅન પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ છે.

**હંગેરી**માં તા. ૩ જી ફેબ્રુ.એ પ્હેલીવાર દેશભરના સ્ત્રીમંડળોએ એકત્ર થઇ પાર્લામેન્ટમાં મતાધિકાર મેળવવા માટેની ચળવળ ઉપાડી છે. હમણાં પાર્લામેન્ટમાં નવું બીલ દાખલ થયું છે, જેમાં એક કલમ એવી છે કે પ્રાંતિક સભાઓમાં સ્ત્રીઓને મત આપવાનો અધિકાર નથી. સભામાં મોટી સંખ્યામાં સ્ત્રી પુરૂષો હાજર હતા અને બીલની સામે વિરોધ દર્શાવતો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

**ગ્રીસમાં** સ્ત્રીઓને મ્યુનીસીપલ મતાધિકાર આપવા માટે વડા પ્રધાન વેનેઝુલોને વિનતિ કરવા મિસિસ થીઓડોરો પુલોની આગેવાની હેઠળ સ્ત્રીમંડળોનું એક પ્રતિનીધિમંડળ ગયું હતું. ૧૯૨૦ માં આવીજ માંગણી સ્ત્રી–મતાધિકાર સંઘ તરફથી થઇ હતી. આજે આખા દેશના ૫૦ સ્ત્રીમંડળોએ એ માંગણી કરી છે. વડા પ્રધાને એ માંગણી સ્વીકારવાનું વચન આપ્યું છે.

## અમેરિકા.

**અમેરિકા**ની વડી ધારાસભામાં સાત સભાસદોને ઠેકાણે હવે આઠ થયા છે. મિસિસ ઓલ્ડફીલ્ડને ખાસ ચુંટણીમાં ફતેહ મળી છે.

**જ્ઞાનીની ભુખ:** ફ્રાંસનો પ્રખ્યાત પત્રકાર ક્લોદ એનેટ હમણાં અમેરિકા જઇ આવ્યો. ત્યાંની સ્ત્રીઓ વિષે તે કહે છે કે યૂરપ કરતા વધારે સુંદર સ્ત્રીઓ અમેરિકામાં છે અને નવું નવું શીખવાની તેમને ઘણી ઉત્સુકતા હોય છે. કોઇ પણ જાતનું ભાષણ હોય અને તેમાંથી કાંઇ નવું જાણવાનું મળશે એવી ખાત્રી થાય તો ગમે તેટલા નાણાં ખરચીને પણ જરૂર તેનો લાભ લે, પુરૂષોનો સહવાસ તેમને બહુ નથી ગમતો–પતિપત્ની પણ જુદા હરવા ફરવામાંજ વધારે આનંદ માને છે.

**મેયોના દેશમાં:** યુનાઇટેડ સ્ટેટના મીનોટ શહેરમાં એક બનાવ હમણાંજ બન્યો છે. બે ખેડુત કુટુંબો પાડોશી તરીકે રહેતા હતા; મી. અને મીસિસ નાઇટ ૧૭ વર્ષથી પરણ્યા હતા; પાંચ છોકરાં થયાં હતાં. મી. અને મીસિસ રીકન્સરડ ૧૨ વર્ષથી પરણ્યા હતાં; બે છોકરાં થયાં હતાં. બન્ને કુટુંબ વચ્ચે મિત્રતા જામી. બે વર્ષમાં દરેકને પોતાની ભુલ (?) સમજાઇ; દંપતિમાં સ્નેહ ઘટવા લાગ્યો. આખરે પતિ પત્નીની ફેરબદલી થઇ ગઇ મિસિસ નાઇટ મીસિસ રીકન્સરડ બની અને મીસિસ રીકન્સરડ મીસિસ નાઇટ બની. નાઇટે કુટુમ્બે ચાર છોકરાં રાખ્યાં, રીકન્સરડે ત્રણ રાખ્યાં.

# વીર યુવક શ્રી ખડ્ગબહાદૂરસિંહને સવિનય સમર્પણ

[ નોંધ : વીર ખડગબહાદુરને કલકત્તાની ગુજરાતી બ્હેનોએ અર્પણ કરેલું માનપત્ર અમે આ સાથે પ્રકટ કરીએ છીએ. અમને તે મેળાસર મોકલી આપવા માટે અમે સૌ. બ્હેન સૌદામિની મ્હેતા, બી. એ., ના આભારી છીએ. આ માનપત્ર આપવાનો સમારંભ કલકત્તામાં તા ૧૮મીએ કુ. જ્યોતિર્મયી ગુંગલી, એમ એ. ના પ્રમુખપદે થયો હતો. લગભગ ૪૦૦ બ્હેનો હાજર હતાં. સૌ. સૌદામિની બ્હેને માનપત્ર વાંચ્યું હતું. મિસિસ જીવનલાલે મંડળ તરફથી વીર ખડગને હાર તોરા અર્પણ કર્યાં હતા. ટુંકો જવાબ વાળતાં એ વીરે સ્ત્રીઓને પોતાનું રક્ષણ કરી શકે એટલું બળ મેળવવા સૂચના કરી હતી. પ્રમુખે પણ સ્વાશ્રયી બનવા આગ્રહ કર્યો હતો. તં. શુ. ]

શ્રીયુત મહાશય,

અમે ગુજરાતી સ્ત્રીમંડળના સભ્યો આજે આપને સહર્ષ આવકાર આપીએ છીએ. આ આવકારમાં અમે માત્ર કલકત્તામાં અને અન્ય સ્થળોમાં વસતી ગુજરાતી સ્ત્રીઓની જ લાગણી પ્રદર્શિત નથી કરતાં, પરંતુ સમસ્ત ભારતવર્ષની સ્ત્રીઓની લાગણી દર્શાવીએ છીએ. આપ કારાગૃહમાંથી મુક્ત થયા તે માટે આપને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. આપે જેને આપનું કર્ત્તવ્ય લેખ્યું, એ કરતાં કારાવાસની પણ આપે પરવા રાખી નહિં, અને સ્ત્રીની પ્રતિષ્ઠાની રક્ષા કરવામાં સ્વેચ્છાથી જોખમ ખેડયું તે માટે આપને ધન્યવાદ ઘટે છે. આપ યુવાવસ્થામાં હોવા છતાં જીવનનાં સુખ તથા મહત્વાકાંક્ષાઓનો ભોગ આપીને, સ્ત્રીજાતિ પ્રત્યે જે અપમાન થતું હતું તે અટકાવવા આપે જે સાહસ ખેડયું તે અત્યંત સ્તુતિપાત્ર છે. આપના પવિત્ર કર્ત્તવ્યમાં સફળતા મળી તેથી આપને તો પરમ સંતોષ થયો હશે જ, અને એના બદલામાં આપને શાબાશી મેળવવાની પરવા ન્હોતી એ અમે સારી રીતે જાણીએ છીએ. છતાં આપના પરાક્રમી, ઉમદા તથા સ્વાર્થહીન સુકૃત્ય માટે અમે અંતઃકરણથી આપને ધન્યવાદ આપીએ છીએ અને સ્ત્રીઓના રક્ષણાર્થે આપે જે સાહસ ખેડયું હતું તે માટે આપનો આભાર માનીએ છીએ.

પ્રજાની માંગણીને માન આપીને સરકારે આપને કારાગૃહમાંથી વ્હેલા મુક્ત કર્યા તેથી અમને ઘણો આનંદ થાય છે. સરકારનું આ અસાધારણ આચરણ, આપના કૃત્યની પાછળ રહેલા હેતુની પવિત્રતા સિદ્ધ કરી આપે છે.

આપણા દેશના યુવાનો તથા યુવતિઓ આપના નિઃસ્વાર્થી પરાક્રમનું અનુકરણ કરશે એવી અમે આશા રાખીએ છીએ. ભારતવર્ષની સ્ત્રીઓ એવી નિર્ભય અને બહાદૂર બને કે પોતાની પ્રતિષ્ઠા પોતાની મેળે જ સાચવી શકે અને પુરૂષના રક્ષણની તેમને જરૂર ના રહે એવો સમય જલ્દી પ્રાપ્ત થાય એમ અમે ઇચ્છીએ છીએ. જ્યારે સ્ત્રીઓ એટલી સ્વાશ્રયી અને હિંમતવાન થશે ત્યારે દુષ્ટ માણસો તેમની તરફ નજર કરતાં પણ ગભરાશે અને સ્ત્રીઓની નિર્બળતાનો લાભ લેવાની તેમની મગદૂર નહિં ચાલે. હિંદના ઇતિહાસમાં આવી વીરાંગનાઓનાં અસંખ્ય ઉદાહરણો છે. એ પ્રાચીન આદર્શને પ્હોંચી વળવા હિંદની સ્ત્રીઓએ સત્વર તૈયાર થવું જોઇએ. હિંદની સ્ત્રીઓ એક વખત જાગૃત થઇ નિર્ભય બનીને ખોટા વ્હેમો, દુષ્ટ રૂઢિઓ અને માનસિક ગુલામીનો ત્યાગ કરે તો જરૂર તેઓ પોતાના આદર્શને પ્હોંચી શકે. અમારા આ પ્રયાસમાં આપની સહાનુભૂતિ અને મદદની અમે ચોક્કસ આશા રાખીએ છીએ.

લી०

કલકત્તાના ગુજરાતી સ્ત્રીમંડળના સભ્યો.



# સમાલોચના

**ગુજરાતનું પાટનગર-અમદાવાદ:** લેખક: રા. રત્નમણીરાવ ભીમરાવ, બી. એ., પ્રકાશક: શ્રી ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ.

પ્રકાશક સંસ્થાના રજત મહોત્સવ પ્રસંગે આ ઉપયોગી ગ્રંથ ખાસ તૈયાર કરાવી પ્રકટ કરવામાં આવ્યો છે. એ ગ્રંથના લેખક રા. રત્નમણીરાવે "શાહઆલમ" વિષે પ્હેલાં ન્હાનકડું પુસ્તક રચી પોતાની શક્તિની ખાત્રી આપી હતી. સભાએ એમની એ શકિતની યોગ્ય પારખ કરી આ ગ્રંથ લખવાનું કાર્ય એમને સોંપ્યું અને તે એમણે સફળતાથી પાર ઉતાર્યું છે. આ ૮૨૫ પાનાના દળદાર ગ્રંથમાં લેખકે અથાગ મ્હેનતથી સંશોધન કરી અમદાવાદ વિષે ઉપયોગી ઐતિહાસિક માહિતી ભેળી કરી છે અને પોતાની ઝીણી પરીક્ષક દૃષ્ટિ વાપરી તે વાચક સમક્ષ રજુ કરી છે. અમદાવાદ વિષે જેટલું જાણવા જેવું છે તે બધું એમાં સમાઇ જાય છે. એ પાટનગરની સ્થાપનાથી માંડીને અત્યાર સુધીનો એનો સર્વ અહેવાલ આ પુસ્તકમાં અપાયો છે. પ્રાચીન અર્વાચીન કારીગરીના નમુનાના અને સુંદર સ્થળોના અનેક ચિત્રો આ પુસ્તકને શણગારે છે અને એની ઉપયોગિતા વધારે છે. પુસ્તકની સુન્દર મુદ્રણરચના "કુમાર"ના સંચાલક રા. બચુભાઇ રાવતને આભારી છે. લેખકે આ પુસ્તક લખવામાં જે સફળ શ્રમ કર્યો છે તે માટે તેમને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપીએ છીએ. પ્રકાશક સંસ્થાએ પણ આ પુસ્તક લખાવી અને પ્રકટ કરી નવો ચીલો પાડયો છે. આવાં ઉપયોગી પુસ્તકો એ અને બીજી સાહિત્ય સંસ્થાઓ લખાવી પ્રકટ કરે એમ અમે ઇચ્છીએ છીએ. સુરત, ભરૂચ આદિ આપણાં અનેક ઐતિહાસિક નગરો આવો શ્રમ માંગી લે છે.

**સૌરાષ્ટ્રની રસધાર: ધારા ૧:** સંપાદક રા. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક: "સૌરાષ્ટ્ર" કાર્યાલય, રાણપુર. મૂલ્ય: રૂ. ૧-૦-૦,

સાત વર્ષ પ્હેલાં આ પુસ્તકની પ્હેલી આવૃત્તિ પ્રકટ થયલી. એક પછી એક પ્રકટ થયલી એ ધારાઓને વાચકવર્ગે અપૂર્વ આદરથી વધાવી લીધી છે. આ આવૃત્તિ નવે અવતારે જ પ્રકટ થાય છે. પ્હેલી આવૃત્તિને મુકાબલે એમાં ઘણા ફેરફાર થયા છે. બધીય વાર્તાઓ ફરીથી જ લખાઇ છે; કેટલીક કાઢી નાંખી છે. ભાઇ મેઘાણીની અનુભવઘડિત પાકટ શૈલિ અને વિવેકદૃષ્ટિનો સંપૂર્ણ લાભ આ આવૃત્તિને મળ્યો છે. આ પુસ્તકને જનસમાજ વધાવી લેશે એવી ખાત્રી આપવાની જરૂર જ નથી રહેતી.

**ઘરમાં મોન્ટીસોરી:** લેખક: શ્રી. તારાબેન મોડક. પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર, ભાવનગર. મૂલ્ય: આઠ આના.

શ્રી. તારાબ્હેનને "ગુણસુંદરી" ના વાચકો સારી પેઠે ઓળખે છે. "બાળક અંક" ના તંત્રી અને બાળમાનસના ઉંડા અભ્યાસી એ બ્હેનના અનુભવોનું સુંદર પરિણામ આ ઉપયોગી પુસ્તક છે. એમની પોતાની દીકરીને કેળવવા માટે એમણે ઉપાયો અજમાવેલા-ઘરમાં પણ એ માટે મોન્ટીસોરી પદ્ધતિ દાખલ કરેલી. પોતાના એ સફળ અનુભવોનું જ્ઞાન ગુજરાતના માબાપોને આ પુસ્તક દ્વારા આપી એમણે મોટો ઉપકાર કર્યો છે. એ માટે ગુજરાત એમનું ઋણી રહેશે. આ પુસ્તક જે ઘરમાં બાળક હોય તેવા દરેક ઘરમાં હોવું જોઇએ. માબાપોને આ પુસ્તકના વાચનથી અનહદ લાભ થશે, બાળકને એથીય વધારે લાભ થશે. ભાવિ નાગરિકના ઘડતરમાં આ પુસ્તક મોટો ફાળો આપશે

# વીર યુવક શ્રી ખડ્ગબહાદૂરસિંહને સવિનય સમર્પણ

[ નોંધ : વીર ખડ્ગબહાદુરને કલકત્તાની ગુજરાતી બ્હેનોએ અર્પણ કરેલું માનપત્ર અમે આ સાથે પ્રકટ કરીએ છીએ. અમને તે મેળાસર મોકલી આપવા માટે અમે સૌ. બ્હેન સૌદામિની મ્હેતા, બી. એ., ના આભારી છીએ. આ માનપત્ર આપવાનો સમારંભ કલકત્તામાં તા ૧૮મીએ કુ. જ્યોતિમંયી ગુંગલી, એમ એ. ના પ્રમુખપદે થયો હતો. લગભગ ૪૦૦ બ્હેનો હાજર હતાં. સૌ. સૌદામિની બ્હેને માનપત્ર વાંચ્યું હતું. મિસિસ જીવનલાલે મંડળ તરફથી વીર ખડ્ગને હાર તોરા અર્પણ કર્યાં હતા. ટુંકો જવાબ વાળતાં એ વીરે સ્ત્રીઓને પોતાનું રક્ષણ કરી શકે એટલું બળ મેળવવા સૂચના કરી હતી. પ્રમુખે પણ સ્વાશ્રયી બનવા આગ્રહ કર્યો હતો. તં. ગુ. ]

શ્રીયુત મહાશય,

અમે ગુજરાતી સ્ત્રીમંડળના સભ્યો આજે આપને સહર્ષ આવકાર આપીએ છીએ. આ આવકારમાં અમે માત્ર કલકત્તામાં અને અન્ય સ્થળોમાં વસતી ગુજરાતી સ્ત્રીઓની જ લાગણી પ્રદર્શિત નથી કરતાં, પરંતુ સમસ્ત ભારતવર્ષની સ્ત્રીઓની લાગણી દર્શાવીએ છીએ. આપ કારાગૃહમાંથી મુક્ત થયા તે માટે આપને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. આપે જેને આપનું કર્તવ્ય લેખ્યું, એ કરતાં કારાવાસની પણ આપે પરવા રાખી નહિં, અને સ્ત્રીની પ્રતિષ્ઠાની રક્ષા કરવામાં સ્વેચ્છાથી જોખમ ખેડયું તે માટે આપને ધન્યવાદ ઘટે છે. આપ યુવાવસ્થામાં હોવા છતાં જીવનનાં સુખ તથા મહત્વાકાંક્ષાઓનો ભોગ આપીને, સ્ત્રીજાતિ પ્રત્યે જે અપમાન થતું હતું તે અટકાવવા આપે જે સાહસ ખેડયું તે અત્યંત સ્તુતિપાત્ર છે. આપના પવિત્ર કર્તવ્યમાં સફળતા મળી તેથી આપને તો પરમ સંતોષ થયો હશે જ, અને એના બદલામાં આપને લાભાલાભ મેળવવાની પરવા ન્હોતી એ અમે સારી રીતે જાણીએ છીએ. છતાં આપના પરાક્રમી, શુભદ તથા સ્વાર્થહીન સુકૃત્ય માટે અમે અંતઃકરણથી આપને ધન્યવાદ આપીએ છીએ અને સ્ત્રીઓના રક્ષણાર્થે આપે જે સાહસ ખેડયું હતું તે માટે આપનો આભાર માનીએ છીએ.

પ્રજાની માંગણીને માન આપીને સરકારે આપને કારાગૃહમાંથી વ્હેલા મુક્ત કર્યાં તેથી અમને ઘણો આનંદ થાય છે. સરકારનું આ અસાધારણ આચરણ, આપના કૃત્યની પાછળ રહેલા હેતુની પવિત્રતા સિદ્ધ કરી આપે છે.

આપણા દેશના યુવાનો તથા યુવતિઓ આપના નિઃસ્વાર્થી પરાક્રમનું અનુકરણ કરશે એવી અમે આશા રાખીએ છીએ. ભારતવર્ષની સ્ત્રીઓ એવી નિર્ભય અને બહાદુર બને કે પોતાની પ્રતિષ્ઠા પોતાની મેળે જ સાચવી શકે અને પુરૂષના રક્ષણની તેમને જરૂર ના રહે એવો સમય જલ્દી પ્રાપ્ત થાય એમ અમે ઇચ્છીએ છીએ. જ્યારે સ્ત્રીઓ એટલી સ્વાશ્રયી અને હિંમતવાન થશે ત્યારે દુષ્ટ માણસો તેમની તરફ નજર કરતાં પણ ગભરાશે અને સ્ત્રીઓની નિર્બળતાનો લાભ લેવાની તેમની મગદૂર નહિં ચાલે. હિંદના ઇતિહાસમાં આવી વીરાંગનાઓનાં અસંખ્ય ઉદાહરણો છે. એ પ્રાચીન આદર્શને પ્હોંચી વળવા હિંદની સ્ત્રીઓએ સત્વર તૈયાર થવું જોઇએ. હિંદની સ્ત્રીઓ એક વખત જાગૃત થઇ નિર્ભય બનીને ખોટા વ્હેમો, દુષ્ટ રૂઢિઓ અને માનસિક ગુલામીનો ત્યાગ કરે તો જરૂર તેઓ પોતાના આદર્શને પ્હોંચી શકે. અમારા આ પ્રયાસમાં આપની સહાનુભૂતિ અને મદદની અમે ચોક્કસ આશા રાખીએ છીએ.

લી૦

કલકત્તાના ગુજરાતી સ્ત્રીમંડળના સભ્યો.

રીની નિષ્ફળ પ્રયાણકથા આલેખી છે. ભાષા કંઇક વધારે પડતી સંસ્કૃતમય છે છતાં વાર્તા રસભરી અને વાંચવી ગમે તેવી છે. પુસ્તકનું કદ જોતાં મૂલ્ય વધારે ગણાય.

**પ્રેમનાં જાદુ:** અનુવાદક: રા. " મધુકર ". પ્રકાશક: " વિલાસ" ઓફીસ. મૂલ્ય: રૂ. ૧-૦-૦. આ પુસ્તકમાં તેર ટુંકી વાર્તાઓ છે; મોટો ભાગ શૃંગારી વાર્તાઓ છે—ખાસ કરીને પુરૂષ વા સ્ત્રીના નૈતિક અધઃપતનની. થોડીક રમુજી પણ છે. " ઉંદરીની કીમ્મત " નામે વાર્તા પુરૂષોને અણમૂલો પાઠ શીખવશે; અને " કામણગારી કાન્તા " ક્રુર માબાપોને હાથે વૃદ્ધલગ્નની વેદિ પર બલિદાન બનતી અનેક નિર્દોષ ગરીબડી ગાયોને સિંહણ બનવાને પ્રેરશે.

**સાભાર સ્વીકાર:** (૧) **હિન્દુત્વ:** તંત્રી; રા. અં. સુ. પરીખ. પુ. ૧; અંક ૧૯–૨૨. (૨) **પોલ પત્રિકા:** તંત્રી: રા. નાગરદાસ ગઢીઆ પુ. ૨; અંક: ૩૧. (૩) **કપોલ પત્રિકા:** તંત્રી: રા. ગોવર્ધનદાસ રણછોડદાસ. વ. ૧; અંક ૧૧. (૪) **સમાજસેવક:** વ્ય. રા. ગો. હી. ઠક્કર. વ. ૫; અંક ૧૦. (૫) **પાટીદાર:** તંત્રી: રા. ન. ઇ. પટેલ. વ. ૬; અંક ૬. (૬) **જાગૃતિ:** તંત્રી: મેસર્સ સુરખીયા અને દાણી. વ. ૫; અંક ૪. (૭) **રીપોર્ટ:** શ્રી બ્રહ્મમિત્ર મંડળ, કરાંચી–સન ૧૯૨૮. (૮) **યશોદા:** તંત્રી: રા. મ. ન. દોશી. વ. ૨; અંક: ૪. (૯) **આરોગ્યદર્પણ:** તંત્રી: રસવૈદ્ય ઉત્તમચંદ નગીનદાસ. વ. ૪; અંક ૬. ( ૧૦ ) **પ્રચારક:** તંત્રી: રા. ચન્દ્રભાગી મોતીલાલ. પુ. ૪; અંક ૨–૩.

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ

### ૧. ઇનામી નિબંધનું પરિણામ.

મજકુર મંડળ તરફથી દર વર્ષે ગુજરાતી સ્ત્રીઓની લેખન પદ્ધતિની સુધારણા માટે તથા તેમને ઉપયોગી થાય તેવા નિબંધોની માંગણી કરવામાં આવે છે. આ વર્ષે "આદર્શ ભાવના" વિષે છ નિબંધો મળ્યા હતાં. નિબંધો તપાસવાને મંડળની કમિટીએ સૌ. મંજાગૌરી ચુનીલાલ હરિલાલ સેતલવાડને પરીક્ષક નીમ્યા હતા તેમણે નીચે મુજબ પરિણામ જણાવ્યું હતું.

૧ લું ઇનામ રૂ. ૪૦, કુ. નિર્મળા ભવાનીદાસ મોતીવાળા, બીજું ઇનામ રૂ. ૨૦, કુ. ચન્દ્રપ્રભા તુલસીદાસ, ત્રીજું ઇનામ રૂ. ૧૦, સૌ. તારાબાઇ ગોવર્ધનદાસ ત્રીભોવનદાસ શેઠ. ઉપલા ઇનામો સ્વ. જયાવંતી દુલેરાય છગનલાલ સ્મારક ફંડમાંથી આપવામાં આવશે.

### ૨. વક્તૃત્વકળાની હરિફાઇનું પરિણામ.

સ્ત્રીઓ પોતાના વિચારો હિમ્મત અને સરલતાથી જાહેરમાં દર્શાવી શકે તથા તેમની વક્તૃત્વશક્તિ ખીલે તેવા હેતુથી મંડળ તરફથી દરવર્ષે વક્તૃત્વકળાની હરિફાઈ કરાવવામાં આવે છે. આ વર્ષે હરિફાઇમાં સાત બ્હેનોએ નામ નોંધાવ્યાં હતાં. પરીક્ષક તરીકે સૌ. જયશ્રી નોપધરાય રાયજી, સૌ. તારાબ્હેન સોભાગચંદ દેસાઇ અને કુ. લીલાવંતી રતીલાલ ખાનસાહેબને નીમ્યા હતાં. તેમણે નીચે મુજબ પરિણામ જણાવ્યું હતું.

૧ લું ઇનામ કુ. નિર્મળા ભવાનીદાસ મોતીવાળાને અસરકારક ભાષણ કરવા માટે સોનાનો મેડલ. ૨ જું ઇનામ રૂ. ૧૦, સૌ. નર્મદા ગજેન્દ્ર પાઠક, ૩ જુ ઇનામ રૂ. ૪, સૌ. મહીમનગૌરી મનુભાઇ પંડયા, ચોથુ ઇનામ રૂ. ૩, કુ. મદન છોગલાલ મહેતા. ઉપલા ઇનામો સ્વ. લેડી પરસનબાઇ ગોકળદાસ પારેખ સ્મારક ફંડમાંથી મળશે.

---

માસ્તર:—ચીમન તેં કદી ફૂટ-બોલ રમનારાને જોયા છે ?
ચીમન:—હા સાહેબ.
માસ્તર:—તે કેવા હોય છે ?
ચીમન:—સાહેબ, ગધેડા જેવા.
માસ્તર:—કોણે કહ્યુ ?
ચીમન:—કહ્યું તો કોઇએ નથી, પણ મ્હેં તેમને ગધેડાની માફક લાતો મારતા જોયા છે.

ઇબ્રાહીમ હાજીમહમદ મીસ્ત્રી




**અભિનંદન.**

ગુજરાતના કવિવર ન્હાનાલાલભાઇ કહે છે કે સ્વ. નવલરામે પોતાની ગરબાવલીમાં " ભાઇ તો ખગોળ ને ભૂગોળમાં રમે છે; બાઇનું ચિત તો ચુલા માંહ્ય." એમ લખ્યું તેમાં તેમની અર્ધી સદીની ભૂલ હતી. અત્યારે એ વાત સાચી હશે પરંતુ ત્રીશ વર્ષ પહેલાંના નવલરામભાઇના જમાનામાં ગુજરાતની સ્ત્રીઓનું ચિત્ત ફક્ત ચુલામાં જ હતું; સ્ત્રીકેળવણી શું તે બહુ થોડા સમજતા. એ દિશામાં પ્હેલ કરવાનું માન ગુજરાતનાં બે વિદુષી બ્હેનો લેડી વિદ્યાબ્હેન નીલકંઠ અને સૌ. શારદા બ્હેન મ્હેતાને ઘટે છે. ગુજ-જરાતની સ્ત્રીઓમાંથી ગ્રેજ્યુએટ થનાર એ બ્હેનો જ પ્રથમ હતાં.

**સૌ. શારદાબ્હેન મ્હેતા.**

છેલ્લાં ૨૫ વર્ષમાં ગુજરાતમાં સ્ત્રીકેળવણીના ક્ષેત્રમાં એ બન્ને બ્હેનોએ જે કામ કરી બતાવી પોતાની કેળવણી સાર્થક કરી છે, તે આખું ગુજરાત જાણે છે. તે સમયના પ્રમાણમાં અત્યારે સામાન્યતઃ સ્ત્રીકેળવણી વધી છે, સ્ત્રી-ગ્રેજ્યુએટોની સંખ્યા વધી છે; તેનું કારણ એ બ્હેનોના સફળ પ્રયાસો છે; તેમના કુટુંબમાંથી સ્ત્રી-ગ્રેજ્યુએટોની જે સંખ્યા ગુજરાતને મળી છે, તેમણે પણ અત્યાર પ્હેલાં કેળવણી અને સાહિત્યના ક્ષેત્રોમાં પોતાનો ફાળો આપ્યો છે. સૌ. શારદા બ્હેન આજ વર્ષોથી વડોદરા અને અમદાવાદમાં સ્ત્રીકેળવણીની પ્રગતિ માટે અથાગ પ્રયત્નો કરી રહ્યાં છે. કર્વે મહિલા વિદ્યાપીઠના સંચાલનમાં પણ તેમનો મોટો હિસ્સો છે. બારડોલીની અને બીજી પ્રજાકીય લડતોમાં તેમણે આગેવાની લઇ આપણા સ્ત્રીવર્ગને મોખરે આણ્યો છે આજે એ બ્હેનના પ્રયત્નો માટે નવી કર્તવ્ય દિશા ઉઘડે છે મુંબાઇ યૂનીવરસીટીની સેનેટમાં રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટો તરફથી એ બ્હેન ચુંટાયા છે. સખ્ત હરીફાઈ છતાં બહુ થોડા પ્રયત્ને તેમને એ ચુંટણીમાં સફળતા મળી છે, અને તેનું કારણ આખા ગુજરાતમાં વ્યાપિ રહેલી તેમની લોકપ્રિયતા છે. ગ્રેજ્યુએટે એ એમના સેવાકાર્યની આ પ્રસંગે કદર કરી છે. એમની એ સફળતા માટે અમે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. યૂનીવરસીટીના શિક્ષણ પ્રદેશમાં સ્ત્રીકેળવણી માટે જે પ્રયાસો અત્યાર સુધી નથી થઈ શક્યા તે પ્રયાસો હવે થવા માંડશે એવી આશા આપણે રાખી શકીએ. અમને ખાત્રી છે કે સેનેટના અનેક સહૃદય પુરૂષ સભાસદો એમના એ પ્રયાસો સફળ કરવામાં જરૂર સહાય આપશે.

**બ્હેન વિનોદિની નીલકંઠ.**

માશી સાથે ભાણેજને પણ અભિનંદન આપવાનું સદ્ભાગ્ય અમને મળ્યું છે. સ્વ. સર રમણભાઈ અને લેડી વિદ્યાબ્હેન નીલકંઠના સદ્ગુણોનો સંપૂર્ણ વારસો બ્હેન વિનોદિનીમાં ઉતર્યો છે. માતાની અને માશીની પેઠે તેમણે પણ મુંબાઈ યૂનીવરસીટીની બી. એ. ની ડીગ્રી મેળવી છે. માતા, માશી, અને મોટી બ્હેનો સૌ. જ્યોત્સના મ્હેતા, બી. એ. ( આ માસિકનાં ભૂતપૂર્વ તંત્રી ), સૌ. સરોજિની મ્હેતા, બી. એ., અને સૌ. સૌદામિની મ્હેતા, બી. એ., ની જેમ બ્હેન વિનોદીનીએ પણ સાહિત્યના ક્ષેત્રમાં સુંદર ફાળો આપ્યો છે. એ ક્ષેત્રમાં તેમની કલમ કેટલું સરસ કામ કરી શકે છે તે હમણાંજ પ્રકટ થયલા તેમના પુસ્તક " રસદ્વારે " બતાવી આપ્યું છે. બી. એ. થયા પછી કેળવણીના ક્ષેત્રમાં પણ તેમણે હિસ્સો આપ્યો છે. અમદાવાદના વનિતા વિશ્રામના મહિલા વિદ્યાલયમાં એ બ્હેને અધિષ્ઠાત્રી તરીકેની ફરજો સફળતાથી બજાવી છે. અમેરિકાની મીશીગન યુ-

નીવરસીટીએ પૌર્વાત્ય સ્ત્રીઓને વધુ અભ્યાસ માટે અપાતી સ્કોલરશીપ તેમને આપી એમના ગુણોની યથાર્થ કદર કરી છે. એ માન મેળવનાર ગુજરાતી બ્હેનોમાં બ્હેન વિનોદિની પ્હેલાં જ છે. અમે એ માટે એમને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. એ બ્હેન હવે થોડા સમયમાં સમાજશાસ્ત્ર અને કેળવણીશાસ્ત્રનો વધુ અભ્યાસ કરવા અમેરિકા જશે ત્યાંથી પાછાં ફરી માતા અને માશીએ સરસ્વતી દેવીના મંદિરમાં માંડેલી આરાધના એ બ્હેન ચાલુ રાખશે અને સ્ત્રીકેળવણીના દીપ જ્યોત અખંડ રાખવા પોતાના જ્ઞાનતેલના ભંડાર સમર્પશે, એવી આશા ગુજરાત એમની પાસે રાખે છે.



બ્હેન વિનોદિની નીલકંઠ, બી. એ.

ગુજરાતી બ્હેનોમાં સ્ટવ–સ- **સ્ટવ–સગડી** ગડીના વધતા જતા અકસ્માતો સહૃદય સજ્જનોને અને બ્હેનોને ભડકાવે એમાં નવાઇ નથી. ગયે મહિને અમે "સ્ત્રી જગત્"માં જે બનાવો એ સંબંધી રજુ કર્યા હતા, તેનાથી પ્રેરાઇ રા. ભાઇ "પ્રસાદે" ઉપયોગી સૂચનાઓ સાથે એક લેખ લખી મોકલ્યો છે જે અમે આ અંકમાં પ્રકટ કર્યો છે. વર્તમાનપત્રો વાંચનાર દરેક જણ જાણે છે કે દર મહિને એવા પાંચ સાત અકસ્માતો સ્હેજે બને છે. આ અકસ્માતોનો ભોગ મોટે ભાગે ગુજરાતી બ્હેનો જ થાય છે. આ અકસ્માતો મુંબાઇમાં જ વધારે પ્રમાણમાં બને છે. જગ્યાની સંકડાશ અને ધમાલીઆ જીવનની ઉતાવળને એ આભારી છે. આપણો પોશાક પણ એમાં પોતાનો હિસ્સો આપે છે. બ્હેનોની બેદરકારી પણ એ માટે સારી રીતે જવાબદાર ગણાય. પુરુષોની ઉદાસીનતા, ગૃહકલેશ વગેરે પણ એમાં સારો ભાગ ભજવે છે. કેટલેક ઠેકાણે એ વધતા જતા અકસ્માતોનો લાભ પણ લેવાતો હશે. ગૃહકલેશથી આપઘાત કરતી વહુ અકસ્માતથી બળી મરી એમ ઠસાવતાં હશે યા જાણી જોઇને સળગાવી મૂકનાર–ખૂન કરનાર નિર્દય સાસરાઓ અકસ્માતનું સ્વરૂપ આપી કાયદાની ચુંગાલમાંથી છટકતા હશે. પરંતુ એવી બાબતો અપવાદરૂપ હશે. આ બાબત હવે એટલી હદે પ્હોંચી છે કે એ તરફ ઉદાસીન રહેવું પાલવે તેમ નથી. રા. ભાઇ "પ્રસાદે" પોતાના લેખમાં કેટલીક વ્યવહારૂ સૂચનાઓ કરી છે. એ સૂચનાઓનું પાલન થાય તો અમને ખાત્રી છે કે અકસ્માતો ભાગ્યેજ થવા પામે. આ સંબંધી આપણા સ્ત્રીમંડળોએ પણ બનતા પ્રયાસો કરવાની જરૂર છે. સ્ટવના ઉપયોગ સંબંધી અને અકસ્માત થાય તે માટે ઉપયોગી સૂચના આપતાં ભાષણો મ્હોલ્લે મ્હોલ્લે અને મોટી ચાલીઓમાં ગોઠવી ગુજરાતી બ્હેનોને એ વિષે માહિતગાર કરવી જોઇએ; તેમજ એ વિષે સચિત્ર પત્રિકાઓ પ્રકટ કરી તેનો બ્હોળો ફેલાવો કરવો જોઇએ. અમને આશા છે કે આ પ્રવૃત્તિ આપણાં મંડળો એકત્ર થઇને ઉપાડી લેશે અને ગુજરાતી બ્હેનોને એ અકસ્માતોથી નિર્ભય કરી દેશે.

કારખાનાઓમાં કામ કરતી સ્ત્રીઓને પ્રસુતિ પ્હેલાં અને પછીના સમયમાં રજા આપી યોગ્ય

બદલો એ રજા દરમિયાન આપવા સંબંધી એક

**કામદાર સ્ત્રીઓને પ્રસુતિકાળમાં મદદ**

કાયદો મુંબાઇની ધારાસભાએ પસાર કર્યો છે. આ કાયદો આખા ઇલાકામાં જ્યાં જ્યાં કારખાનામાં સ્ત્રીઓ કામ કરે છે ત્યાં ત્યાં લાગુ પડશે. મુખ્ય કલમો નીચે પ્રમાણે છે:

(૧) પ્રસુતિના સમય પ્હેલાં ચાર અઠવાડીઆ અને પ્રસુતિ પછી ચાર અઠવાડીઆ—એમ આઠ અઠવાડીઆ સ્ત્રી કામદારને રજા મળશે. કારખાનાનો માલીક એ સમય દરમિયાન કામ કરવાની ફરજ નહિ પાડી શકે એટલું જ નહિ પણ એવી સ્ત્રીકામદારની ઇચ્છા હશે છતાં તેની પાસેથી કામ લઇ શકાશે નહિ.

(૨) પ્રસવ પ્હેલાં છ માસ લાગલાગટ કામ કર્યું હશે તો એવી સ્ત્રી કામદારને દરરોજના આઠ આના પ્રમાણે બદલો એ આઠ અઠવાડીઆની રજા દરમિયાન ઘેર બેઠાં મળશે.

(૩) પ્રસવ દરમિયાન સ્ત્રીનું મૃત્યુ થાય તો બાળકની સંભાળ રાખનાર એ મદદ મેળવી શકશે.

**કવિ સંમેલન.**

શ્રી સાન્ટાક્રુઝ સાહિત્ય સમાજ તરફથી એક કવિ સંમેલન આ માસની આખરમાં કે જુનની શરૂઆતમાં સાન્ટાક્રુઝમાં ભરાશે. ગુજરાતના અનેક જાણીતા લેખક લેખિકાઓએ એમાં સક્રિય ભાગ લેવાનું કબુલ્યું છે. અનુકુળતા પ્રમાણે દરેકને પોતાના કાવ્યો કે (લાંબા હશે તો) તેમાંનો ભાગ વાંચવા પાંચથી દશ મીનીટ અપાશે. દરેક પ્રકારના કાવ્યો સ્વીકારાશે. એવાં કાવ્યો તા. ૧૦ મી મે સુધીમાં કાર્યવાહક સમિતિના પ્રમુખ શ. મનહરરામ મ્હેતાને, સાન્ટાક્રુઝને સરનામે મોકલી આપવાનાં છે. અત્યારે ગુજરાતમાં કાવ્યો લખવાની સંખ્યા બીજા પ્રકારની સાહિત્ય કૃતિઓ લખનારની સંખ્યાના પ્રમાણમાં ઘણી વધી ગઇ છે, એવો અમારો તંત્રી તરીકેનો અનુભવ છે. અમને લાગે છે કે આ સંમેલન ઉચ્ચ પ્રકારનું કાવ્ય સાહિત્ય ઉપજાવવામાં સુંદર ફાળો આપશે. લેખિકા બ્હેનો આ સંમેલનમાં પોતાનો હિસ્સો જરૂર આપે અને પોતાનું સ્થાન કાવ્ય સાહિત્યના પ્રદેશમાં સિદ્ધ કરે એમ અમે ઇચ્છીએ છીએ.



**કુમારી જ્યોતિર્મયી ગંગુલી એમ. એ.**

સાધારણ બ્રહ્મો સમાજના એક સ્થાપક અને અબીહીતના એક હીમાયતી સ્વ. દ્વારકાનાથ ગંગુલીનાં આ પુત્રી છે. એમનાં માતા મીસીસ કાદંબીની ગંગુલી દાકતરી ધંધામાં પ્રવેશનાર પ્રથમ બંગાલી સ્નાતિકા હતાં. મહાસભામાં પ્રતિનિધિ તરીકે હાજરી આપનારી પાંચ સ્ત્રીઓમાંના તેઓ એક હતાં. માતા પિતાની ઇચ્છા પ્રમાણે કુમારી જ્યોતિર્મયી સમાજ સેવામાં પોતાનું જીવન વ્યતિત કરે છે. વિચારશીલ અને સુંદર વક્તા તેમજ વિદ્વાન હોઇ તેમણે જાહેર જીવનમાં સમસ્ત હિન્દમાં સન્માન પ્રાપ્ત કર્યું છે. મદ્રાસ પ્રાંતિક અસ્પૃશ્યતા વિરોધી પરિષદનું બીજું અધિવેશન હાલમાં એમનાં પ્રમુખપદે ભરાયું હતું. સ્ત્રીકેળવણી એમનું ધ્યેય છે. સ્નાતિકા થયા પછી તેમણે સ્ત્રી કેળવણી સંબંધી જ કાર્ય કર્યું છે. સ્ત્રી જાતિના કલ્યાણ માટે તેઓ સતત પ્રયત્ન કરે છે. સ્ત્રીઓની જુદી જુદી કોલેજો અને શાળાઓમાં તેમણે અધ્યાપિકા તેમજ આચાર્ય પદ ભોગવ્યું છે. હાલમાં કલકત્તાનાં વિદ્યાસાગર વાણી ભવન (વિધવાશ્રમ) ના તેઓ આત્મા છે. માનદ મદદનીશ મંત્રી તરીકે તેમજ શિક્ષણ વિભાગનાં મુખી તરીકે તેઓ કામ કરી રહ્યાં છે. મજુર ચળવળમાં પણ તેઓ ઘણો રસ લીયે છે. સીલોનમાંથી બાળ મજુરીનો અંત એમના પ્રયત્નોને જ આભારી છે. કોલમ્બોમાં ડૉ. કાલિદાસ નાગના સહકારથી હિન્દી સંગીત કલાની શાળા તેમણે સ્થાપી છે.

# સૌંદર્ય પ્રાપ્ત કરવાનો સર્વોત્તમ માર્ગ



મહિલા અંક




પુસ્તક ૧૨ મું ] જુન ૧૯૨૯. [ અંક ૪ થો

# પત્ર

લેખક: સૌ. જયમનગૌરી પાઠકજી

૧

કંઇ અન્તર અશ્રુ રહ્યાં ઉભરી,
નવ ખાળી શકું પડતાં ટપકી,
હૃદયે કંઇ મિશ્રિત ભાવ ભરી,
પ્રિય ! પત્ર લખું હજી આશ ધરી.

૨

નવ જાણું હું શો અપરાધ કર્યો,
તુજ અન્તરમાં કહિં ભેદ પડયો;
અવળું સવળું સખીએ શું કહ્યું ?
તુજને દુભવ્યો ! કયમ જાય સહ્યું ?

૩

વિનવું ફરીને, મમતા ધરજે,
કહી 'પ્રાણ'—મને પછી કેમ તજે ?
જમનાં તટ, ગો-રસ, શું ભુલશે ?
તજી ગો-કુલ કા'ન ! જીવી શકશે ?



# ગુજરાતી સ્ત્રી સહકારી મંડળી

## વિના સહકાર નહીં ઉદ્ધાર

લેખિકા : સૌ. જયશ્રી રાયજી, બી. એ.

હાથના આંગળા છૂટાં કાંઇ પણ કરી નહિ શકે, પણ એકઠા કરીને મૂઠી વાળ્યાથી બળવાન થાય છે. તેજ પ્રમાણે નગરના દશ જણાં ભેગાં મળીને કાર્ય ઉપાડે તો તેમાંથી સિદ્ધી થશે. આમ કોઇ પણ કાર્ય કરવાને સહકારની જરૂર છે. જે મંડળ આ કાર્ય કરવાને સહકાર કરે છે તે સહકાર મંડળ કહેવાય છે.

સહકાર મંડળની મદદથી અનેક ભાગિરથ કાર્યો સફળતાથી પાર પડયાં છે. ખેડુતોને લેણદારના પંજામાંથી બચાવવા માટે સહકાર મંડળ આશિર્વાદ રૂપ નીવડયાં છે. વળી બીજી અનેક સાહસિક પ્રવૃત્તિઓ આ મંડળની મદદથી હાથ ધરવામા આવે છે. સહકાર મંડળની મદદથી દેશમા ઠેકઠેકાણે શાળાઓ તેમજ દવાખાનાઓ ઉઘાડી શકાય.

જમાનો મોંઘવારીનો આવ્યો છે. જ્યાં ત્યાં મનુષ્યની જરૂરીયાત વધી ગઇ છે, ને આવક કરતાં ખર્ચ વધવા માંડયા છે. આવા મોંઘવારીના વખતમા વળી મનુષ્યમાં હરીફાઇનું પ્રમાણ વધી ગયું છે; આથી નબળો વિશેષ નબળો થતો જાય છે જ્યારે ફાવેલો વધારે ફાવી જાય છે આમાં પણ મધ્યમ વર્ગની સ્થીતિ તો બહુ કફોડી હોય છે. મજુર વર્ગમાં તો કુટુંબની દરેક વ્યક્તિ કમાઇ શકે તેવાં હોય તે મજુરી પર જાય છે ને દરેક જણ કમાય છે. જ્યારે મધ્યમ વર્ગમાં તો પુરૂષ એકલા કમાય છે ને સ્ત્રીને ભાગે ઘર ચલાવવામાં ખર્ચની વ્યવસ્થા કરવાનું કામ માથે આવે છે. મધ્યમવર્ગમાં રહેણીકરણી સુઘડ રાખવાની ઇચ્છા હોય છે પણ ટૂંકી આવકમાં સારી રીતે રહેવાનું અઘરૂં પડે છે. તેમાં પણ ઘરમાં બાળબચ્ચાં હોય તેઓના કપડાંલત્તાં તથા અભ્યાસ પાછળ ખર્ચ ઠીક થાય છે. આ ખર્ચને પહોંચી વળવા માટે બે રસ્તા છે. એક તો આવક વધારવાનો અને બીજો રસ્તો કરકસરથી તથા ડાહપણથી ખર્ચ ઓછું કરવાનો છે; અને તેમાં પણ આપણી જરૂરીયાતો મેળવવામાં વાંધો આવે નહિ. સહકારી ધોરણે કામ કરવાથી આવા કઠણ વખતમાં પણ કરકસરથી ખર્ચ ઓછું કરી સારી સુઘડ રીતે ઘર ચલાવી શકાય તેમ છે.

સહકારી મંડળનો ઉદ્દેશઃ—

(૧) ગરિબ અને નિરાશ્રિતને તેના કટોકટીના પ્રસંગે પૈસા તથા માણસથી મદદ પુરી પાડવી.

(૨) લોકો કરજદાર ના બને તે માટે જુજ વ્યાજે પૈસા ધીરવા અને હફતે હફતે દેવામાંથી છોડવવા.

(૨· લોકોમાં કરકસર અને ભ્રાતૃભાવની લાગણી ઉત્પન્ન કરી, એક સારા નાગરિક, સાચા દેશભક્ત બનાવવા.

(૪) વચલા માણસ જે માલની લેવડદેવડમાં નફો ખાઇ જાય છે તે અટકાવવું.

(૫) મનુષ્યમાં સ્વાતંત્ર્યની અને સ્વાવલંબનની ટેવ ઉત્પન્ન કરવી.

આ ઉદ્દેશો આદર્શ જણાય છે પણ તે જીવનમાં સાચા પાડવા માટે ખંતીલા તેમજ ઉત્સાહી કાર્ય કરનારાઓની ઘણી જરૂર છે. આ ઉદ્દેશોને અનુસરીને હાલમાં મુંબઈની બ્હેનોની એક સહકારી મંડળી સ્થપાઈ છે. ઘરગતુ ચીજોની ખરીદી સ્ત્રીઓનાજ હાથમાં હોય છે. એટલે જો ઘરગતુ માલની ખરીદી માટે સ્ત્રીઓ ભેગી થાય તો તેમની મંડળી જરૂર ઉપયોગી સેવા કરી શકે. આ મંડળનો હેતુ હાલમાં "ખરીદનારની સહકારી મંડળી"ની યોજના ઘડવાનો છે. હાલ તરત આ મંડળનો કારભાર ગુજરાતી સ્ત્રીઓનાજ હાથમાં રાખ્યો છે અને મંડળનું નામ, "ગુજરાતી સ્ત્રી સહકારી મંડળી" એ પ્રમાણે રાખ્યું છે. તેની ઑફીસ હાલમાં, સર્વન્ટ ઑફ ઇંડીયા સોસાયટીનું મકાન, સેંડહર્સ્ટ રોડ, મુંબઇ નં. ૪, એ ઠેકાણે રાખવામાં આવી છે. આ મંડળીમાં કોઇ પણ કોમની મુંબાઇમાં રહેનારી સ્ત્રી, સભાસદ થઇ શકશે.

આ મંડળીની થાપણ માટે રૂ. ૧૦ ) નો શેર કાઢવામાં આવ્યો છે. મંડળીના સભાસદ થવા માટે રૂ. ૧ આપવો પડશે અને દરેક સભાસદે ઓછામાં ઓછો એક શેર લેવો પડશે. શેર માટે દસ રૂપિયા સામટા ન આપી શકાય તો દર મહિને એક એક રૂપિયો હફતો ભરીને દસ મહિને તેની કીંમત ભરી શકાશે. આ મંડળી મુંબઇની સહકારી મંડળીઓના કાયદા મુજબ સરકારમાં નોંધાવવામાં આવશે. હાલ તરત તો કેટલાંક સ્વયંસેવિકા બ્હેનોએ ચાલીએ ચાલીએ ફરીને આ મંડળનો ઉદ્દેશ બ્હેનોને સમજાવવાનું, તથા તેઓના ઘર ઉપયોગી ઘરગતુ ચીજો પુરી પાડવા માટે માંગણી નોંધાવવાનું કામ હાથ ધર્યું છે. જેમ જેમ અનુભવ મળતો જશે તેમ તેમ મંડળનું કામ વધારવામાં આવશે. મંડળ એકજ ચીજની માગણી દસ પંદર બ્હેનો પાસેથી મેળવી તે ચીજ સસ્તે ભાવે ખરીદશે ને બ્હેનોને પ્હોંચાડશે. શરૂઆતમાં કદાચ માંગણી પ્રમાણે મેળવતાં વિલંબ થાય પણ તેથી

**ગુજરાતી સ્ત્રી સહકારી મંડળી, લીમીટેડ.**

માનવંતા મંત્રીબહેન.

હું ગુજરાતી સ્ત્રી સહકારી મંડળી લીમીટેડની સભાસદ થવા ઇચ્છું છું. અને તે માટેની ફીનો રૂ. ૧—૦—૦ આ સાથે મોકલું છું.

સદરહુ મંડળીના ધારાધોરણ પ્રમાણે વર્તવા હું ખુશી છું. સદરહુ મંડળીના શેર નંગ ____ દર રૂ. ૧૦—૦—૦ નો હું ખરીદવા ઇચ્છું છું તેના રૂપિયા ____ આ સાથે મોકલું છું તેની પહોંચ સ્વીકારશો.

લી. ____

પુરું નામ

ઉમર

પતિનું અગર પિતાનું નામ

શરણામું

નોંધઃ—દર શેર દીઠ દર માસે એક રૂપિયો ભરીને દસ મહીનામાં શેરોના નાણાં ચુકવી આપવા હશે તો તેમ પણ થશે.

છોકરીઓ કામ શીખતાં તે ટુંક સમયમાં કમાતા માણસ થઇ જતા. એટલે કુટુમ્બની વિધવાઓને કે દૂરના અનાથ બાળકોને કંઇ કંઇ કામ મળી રહેતું. આથી તેઓ કુટુમ્બમાં ભાર રૂપ ન્હોતાં થતાં કે તેમને અનાથાશ્રમમાં જવું પડે.

**ગૃહરીતિનીતિ**

આ રીતે દરેક કુટુમ્બ સમાજનું પોષક બનતું. કુટુમ્બમાં જેણે જન્મ લીધો કે તેનું બધે પ્રકારે પાલન પોષણ અને તેના શારીરિક, ધાર્મિક, નૈતિક વિકાસની જવાબદારી વડીલને માથે પડતી. છોકરી હોય તો સંયુક્ત કુટુમ્બનાં વ્રત ઉપાસના વિગેરે ગૃહસંસ્કાર પ્રમાણે અનાયાસે મેળવે. તેજ ખરી કન્યાકેળવણીનું મૂળ છે એમ કહિયે તો ચાલે. ન્હાનપણમાં ગૌરીવ્રત, મહાદેવનાં વ્રત, તુલસીપૂજા, સત્યનારાયણનાં વ્રત વિગેરે પળાતાં જોતી ને પોતે શીખતી અને પાળતી એટલે જેને ધાર્મિક કહિયે તેવાં વ્રત નિયમ પાળતી અને ધર્મશિક્ષણ મેળવતી કે જે કન્યા થયા પછી ગૃહિણી થવાને સમયે ધર્મવિમૂખ થતી નહિ.

**અવિભક્ત કુટુમ્બ. લાભાલાભ**

સામાન્ય રીતે જોતાં સંયુક્ત કુટુમ્બમાં પરણીને આવનાર પતિપત્નીને જુદું ઘર માંડીને રહેવાની ફરજ પડતી નથી. કુટુમ્બનાં બીજાં માણસો સાથે નવી આવનાર વહુનું પણ પોષણ થાય છે. કુટુમ્બની આ રીત જોઇને પોતે પણ બીજાનું પોષણ કરવાની ફરજ સ્વીકારે છે.

સંયુક્ત કુટુમ્બથી જુદુ ઘર માંડીને રહેવાથી પતિ અને પત્નીને માથે સઘળી જવાબદારી આવી પડે છે. પતિને પોતાને નોકરી કરવી, અને ઘરની તથા છોકરાંની સંભાળ રાખવી પડે છે. અને સ્ત્રીને એકલે હાથે ઘરનું બધું કામ સંભાળવું પડે છે. વિભક્ત કુટુમ્બમાં સ્વતંત્રતા અને છૂટમાં મઝા પડે છે. પણ માંદે સાજે મનમાં મુઝવણ થાય કે 'વડીલ હોય તો સારૂં.' આવી સ્થિતિમાં બાળઉછેર ને બાળકોની કેળવણીની સંભાળ કોણ લે? આ બેદરકારીનો લાભ લઇ છોકરાં આડે રસ્તે ચઢી જાય છે. સંયુક્ત કુટુમ્બમાં રહેવાથી આ બધી જવાબદારી સરી જાય છે ને વડીલ સૌ જુવે છે ને કરે છે.

**ગૃહકેળવણી**

પ્રથમ ગૃહકેળવણી લેવાને કન્યાએ સંયુક્ત કુટુમ્બમાં પલોટાવાની જરૂર છે. જેને તેનો અનુભવ હશે તેનામાં સંપૂર્ણ ગૃહકેળવણી જોઇ શકાશે. સંયુક્ત કુટુમ્બમાં પલોટાવા અને એની શીળી છાંય મેળવવા લોકો તલસતા. એ ભાવના નીચેની લીંટીઓ પરથી જણાઇ આવે છે.

"કાહા તે ઘઉંની રોટલી, ને ગળગળીઓ કંસાર;
ભેગાં બેસી આરોગિયે, જો પૂજ્યા હોય મોરાર.
જેને પેટે તે ચાર દીકરા, ધન ધન તેનો અવતાર;
ચારે તે વહુ પાયે પડે, જો પૂજ્યા હોય મોરાર."

આ લીંટીઓમાં ભેગાં બેસી આરોગવામાં સંયુક્ત કુટમ્બની સંસ્થાનું દર્શન થાય છે.

**સંયમ ને સેવા**

સંયુક્ત કુટુમ્બમાં રહેવાથી સ્વાર્થત્યાગ, આત્મભોગ, સહનશીલતા અને સેવાધર્મ આપોઆપ શિખાય છે. કુટુમ્બનાં બધાં માણસોના સ્વભાવ કંઇ એકસરખા હોતા નથી. કોઇનું કડવું વેણ પણ સાંભળી લેવું પડે. વડીલનાં સ્હામું જરા પણ બોલાય નહિ. કોઇ વખત વધારે કામ પહોંચે તો તે તરફ ધ્યાન ન અપાય. આ રીતે રહેવાથી સેવાતત્પરતા અને બધાંની મરજી કેમ સંપાદન કરવી તેનું સારૂં જ્ઞાન મળે છે.

છે. આ રીતે સેવક ને સેવિકાના પાઠ ન્હાનકડા ઘરમાં ભણાય છે. ખરો ગૃહસેવક કે ખરી ગૃહસેવિકાજ સમાજ કે દેશસેવા સાધી શકે. કારણ સેવા શું છે તે તે સારી રીતે જાણે છે.

**સંયુક્ત કુટુમ્બ: હાલની દૃષ્ટિયે**

આધુનિક કેળવણીની ઇચ્છવા જેવી અસર હોય તો તે વ્યક્તિ-સ્વતંત્રતા છે. સ્વતંત્રતા કોને ન ગમે ? સ્વતંત્રતા સ્વચ્છંદતા તરફ ઢળી પડે તો ગૃહજીવનની શાન્તિ અને સમાજને છિન્નભિન્ન કરી નાંખે છે. સમાજ ને જનસમૂહ માટે તેનો નિગ્રહ કરવો આવશ્યક લાગે છે. હાલમાં બને છે તેમ કન્યા લગ્ન થયા પછી તરતજ સ્વતંત્ર થવા ઇચ્છે છે. એનાં કુટુમ્બમાં 'હું, તું, અને તે' સિવાય ચોથું માણસ સમાઇ શકતું નથી. અને તેને સંયુક્ત કુટુમ્બમાં રહેવાનું પસંદ પડતું નથી. તેમજ તેમાં પડતી અસાધારણ હરકતો વેઠી લેવા જેટલું ધૈર્ય તેનામાં હોતું નથી. સ્વતંત્ર અને સ્વચ્છંદે મહાલવાની ઇચ્છાથી સેવાને બદલે સ્વાર્થમયતાવાળી સ્ત્રી રા. રાયચુરાના લોકપ્રસિદ્ધ થયેલા ગીતમાંના શબ્દોમાં કહિયે તો પોતાના 'રાજ' ને વિનવી કહે છે કે–

"હાં કે રાજ !
સસરાજીને ચૉવટ કરવા મેલો
મને ઘુંઘટડા કઢાવે–મને કેર કાંટો વાગ્યો.

"હાં કે રાજ !
સાસુડીને તીરથ કરવા મેલો
એનાં છોરૂડાંને સોતી. —મને

"હાં કે રાજ !
નણદીને સાસરિએ વળાવો
એનાં બાંધ્યા બચકા સોતી. – મને

"હાં કે રાજ !
ફળીયામાંથી પાડોશણને કાઢો
એનાં રેંટીયાને સોતી." —મને

આવા ઝેરી કાંટાવાળી સ્ત્રીને કોઇનો સહવાસ ગમતો નથી.

**શારીરિક નબળાઇ**

કામ કરવાનું ઓછું અને શારીરિક નબળાઇ રહામે એકલાં ઉછરવાથી ઉદાર બુદ્ધિ અને સહનશીલતાનો લાભ મળતો નથી. એટલું જ નહિ પણ પોતાનું કામ પોતાનાથી થઇ શકતું નથી. શારીરિક કસરત જેવી ગૃહસામગ્રી તેની નાજુકાઇની વચ્ચે આવે છે તેથી રા. રાયચુરાના ગીતમાંનાં જેવી સ્ત્રી પોતાના 'રાજ' ને વિનવે છે કે:—

"હાં કે રાજ !
ઘરમાંથી રાંધણિયાને કાઢો
મારી ધૂમાડે આંખ્યું દુઃખે. —મને

"હાં કે રાજ !
ઓશરિયેથી ખાંડણિયાને કાઢો
મારાં ધબકે ખંભા દુઃખે. —મને

"હાં કે રાજ !
આંગણિયેથી ગાવલડીને કાઢો
એનાં વલોણાંને સોતી." —મને

આનું પરીણામ શું આવે ? દિવા જેવું ચોખ્ખું છે. "પ્રજા શરીરનો પ્રસારો અને નવપલ્લવતા" માં આપણા સ્ત્રીસમાજની શારીરિક નબળાઇનું કારણ કુટુમ્બસેવા કાર્યની અંગ મહેનતનો અણગમો છે, એમ ન્હાનાલાલ કવિ જણાવે છે.

**સમાજસેવાની તાલીમ**

સમાજસેવાની તાલીમ સ્ત્રીઓને કુટુમ્બમાંથી શરૂ થાય છે. માંદાની માવજત, આરોગ્ય, બાળઉછેર, બાળકોની કેળવણી, ઘરગતુ દવાઓનું જ્ઞાન, પરદેશમાં સારેનરસે

છોકરીઓ કામ શીખતાં તે ટુંક સમયમાં કમાતા માણસ થઇ જતા. એટલે કુટુમ્બની વિધવાઓને કે દૂરના અનાથ બાળકોને કંઇ કંઇ કામ મળી રહેતું. આથી તેઓ કુટુમ્બમાં ભાર રૂપ ન્હોતાં થતાં કે તેમને અનાથાશ્રમમાં જવું પડે.

**ગૃહરીતિનીતિ**

આ રીતે દરેક કુટુમ્બ સમાજનું પોષક બનતું. કુટુમ્બમાં જેણે જન્મ લીધો કે તેનું બધે પ્રકારે પાલન પોષણ અને તેના શારીરિક, ધાર્મિક, નૈતિક વિકાસની જવાબદારી વડીલને માથે પડતી. છોકરી હોય તો સંયુક્ત કુટુમ્બનાં વ્રત ઉપાસના વિગેરે ગૃહસંસ્કાર પ્રમાણે અનાયાસે મેળવે. તેજ ખરી કન્યાકેળવણીનું મૂળ છે એમ કહિયે તો ચાલે. ન્હાનપણમાં ગૌરીવ્રત, મહાદેવનાં વ્રત, તુલસીપૂજા, સત્યનારાયણનાં ... વિગેરે પળાતાં જોતી ને પોતે શીખતી ... પાળતી એટલે જેને ધાર્મિક કહિયે તેવાં ... નિયમ પાળતી અને ધર્મશિક્ષણ મેળવતી ... જે કન્યા થયા પછી ગૃહિણી થવાને સમયે ધર્મવિમૂખ થતી નહિ.

**અવિભક્ત કુટુમ્બ. લાભાલાભ**

સામાન્ય રીતે જોતાં સંયુક્ત કુટુમ્બમાં પરણીને આવનાર પતિપત્નીને જાુદું ઘર માંડીને રહેવાની ફરજ પડતી નથી. કુટુમ્બનાં બીજાં માણસો સાથે નવી આવનાર વહૂનું પણ પોષણ થાય છે. કુટુમ્બની આ રીત જોઇને પોતે પણ બીજાનું પોષણ કરવાની ફરજ સ્વીકારે છે..

સંયુક્ત કુટુમ્બથી જુદુ ઘર માંડીને રહેવાથી પતિ અને પત્નીને માથે સઘળી જવાબદારી આવી પડે છે. પતિને પોતાને નોકરી કરવી, અને ઘરની તથા છોકરાંની સંભાળ રાખવી પડે છે. અને સ્ત્રીને એકલે હાથે ઘરનું બધું કામ સંભાળવું પડે છે. વિભક્ત કુટુમ્બમાં સ્વતંત્રતા અને છૂટમાં મઝા પડે છે. પણ માંદે સાજે મનમાં મુઝવણ થાય કે 'વડીલ હોય તો સારૂં.' આવી સ્થિતિમાં બાળઉછેર ને બાળકોની કેળવણીની સંભાળ કોણ લે? આ બેદરકારીનો લાભ લઇ છોકરાં આડે રસ્તે ચઢી જાય છે. સંયુક્ત કુટુમ્બમાં રહેવાથી આ બધી જવાબદારી સરી જાય છે ને વડીલ સૌ જુવે છે ને કરે છે.

**ગૃહકેળવણી**

પ્રથમ ગૃહકેળવણી લેવાને કન્યાએ સંયુક્ત કુટુમ્બમાં પલોટાવાની જરૂર છે. જેને તેનો અનુભવ હશે તેનામાં સંપૂર્ણ ગૃહકેળવણી જોઇ શકાશે. સંયુક્ત કુટુમ્બમાં પલોટાવા અને એની શીળી છાંય મેળવવા લોકો તલસતા. એ ભાવના નીચેની લીંટીઓ પરથી જણાઇ આવે છે.

"કાહા તે ઘઉંની રોટલી, ને ગળગળીઓ કંસાર;
ભેગાં બેસી આરોગિયે, જો પૂજ્યા હોય મોરાર.
જેને પેટે તે ચાર દીકરા, ધન ધન તેનો અવતાર;
ચારે તે વહુ પાયે પડે, જો પૂજ્યા હોય મોરાર."

આ લીંટીઓમાં ભેગાં બેસી આરોગવામાં સંયુક્ત કુટુમ્બની સંસ્થાનું દર્શન થાય છે.

**સંયમ ને સેવા**

સંયુક્ત કુટુમ્બમાં રહેવાથી સ્વાર્થત્યાગ, આત્મભોગ, સહનશીલતા અને સેવાધર્મ આપોઆપ શિખાય છે. કુટુમ્બનાં બધાં માણસોના સ્વભાવ કંઇ એકસરખા હોતા નથી. કોઇનું કડવું વેણ પણ સાંભળી લેવું પડે. વડીલનાં સ્હામું જરા પણ બોલાય નહિ. કોઇ વખત વધારે કામ પહોંચે તો તે તરફ ધ્યાન ન અપાય. આ રીતે રહેવાથી સેવાતત્પરતા અને બધાંની મરજી કેમ સંપાદન કરવી તેનું સારૂં જ્ઞાન મળે છે.

સેવા મંદિર, તારદેવ

બાળશાળાના બાળકો



મોટી ઉમ્મરની સ્ત્રીઓ માટે ઉદ્યોગવર્ગ



# સેવા મંદિર-તારદેવ

**મ**જુર વર્ગની કેળવણી એ આજના રાજકીય નેતાઓનો ઘણો જ મુશ્કેલી ભર્યો પ્રશ્ન છે. અત્યારના સંજોગો જોતાં આ પ્રશ્ન તેમ જ સમાજસેવાના અન્ય પ્રશ્નોનો ઉકેલ કામદાથી થઇ શકે એવો સંભવ નથી. તેથી, સમાજસેવાના ક્ષેત્રમાં જે કાંઇ અલ્પ સ્વલ્પ થઇ શકે તે ખાનગી સંસ્થાઓ કે અમુક વ્યકિતઓ દ્વારા થાય છે. અનેક મુશ્કેલીઓ, અનેક વિડંબણાઓ છતાં મુંબઇમાં કેટલીક જગાએ સમાજસેવાનું કાર્ય થાય છે. તારદેવ ઉપર એવો જ એક પ્રયત્ન ચાલુ છે.

મીલ મજુરો અને તે લત્તામાં રહેતા અન્ય ગરીબ વર્ગોને કેળવણી તેમજ અન્ય શક્ય હોય તે મદદ આપવા માટે સેવા મંદિરની સ્થાપના થયેલી છે. ત્રણેક વર્ષ પહેલાં મીસ મણીબ્હેન કારાએ પોતાની સંપૂર્ણ જવાબદારી ઉપર આ સંસ્થા સ્થાપી હતી. પ્રથમ, તેમણેએ લત્તામાં આવેલી ચાલોની મુલાકાત લીધી અને અનેક મુશ્કેલીઓ વેઠી તે લત્તાનાં સ્ત્રી બાળકો સાથે મૈત્રી બાંધી. ત્યારબાદ થોડા સમયે એક ચાલીના બે ઓરડામાં નિયમિત અભ્યાસવર્ગો શરૂ કર્યા. આ પ્રયાસમાં સફળતા મળતાં બેલાસીસ રોડના બગીચાનો ભાગ ભાડે લઇ ત્યાં કામ કરવા માંડયું. પોતાનાં ખીસ્સામાંથી મળતો ઉદાર ફાળો તેમજ અન્ય સખાવતી લોકોની મદદ એ તેના આર્થિક માર્ગો હતા. પછી સામાજિક કાર્યની કેળવણી મેળવવા, આ કામ અન્ય કાર્યકરોને સોંપી તેઓ યૂરપ ગયાં છે. અત્યારે સેવા મંદિર નીચેની પ્રવૃત્તિઓ ચલાવે છે:

મીલ મજુરોનાં ઘરોની મુલાકાત; નર્સરી હોમ, કન્યાશિક્ષણવર્ગ, સ્ત્રીઓની કલબ, દવાખાનું, અને રમત ગમતનું સ્થાન.

કાર્યકરો, સ્ત્રીઓની સાથે મૈત્રી બાંધવા, તેઓની સ્થિતિ જોવા અને કાંઈ મુશ્કેલીઓ હોય તો તે દૂર કરવામાં મદદ કરવા, ચાલોની મુલાકાત લીએ છે. જો તેઓનાં બાળકો શાળામાં જતાં ન હોય તો તેઓને મ્યુનિસિપલ શાળાઓમાં મોકલવા આગ્રહ કરવામાં આવે છે; અથવા સેવા મંદિરની નાની શાળામાં મોકલવા જણાવે છે. નર્સરી હોમમાં ૩ વર્ષથી ૭ વર્ષની વયનાં બાળકોને રાખવામાં આવે છે. પ્રથમ તેઓને ચોકખાં રહેતાં શીખવવામાં આવે છે. મોટાં બાળકોને નાના બાળકોના મોં ધોવા, માથું હોળવું એવાં કામોમાં મદદ કરવાનું શીખવવામાં આવે છે. બાળકોને અભિનય સાથે સંગીત શિખવવામાં આવે છે મોંટેસરી પ્રદ્ધતિથી તેમને કેળવણી આપવામાં આવે છે. પછી બધાં ભેગાને નાસ્તાંપાણી આપવામાં આવે છે, જેમાં એક બીજા એક બીજાને પીરસે છે. પછી તેઓને માટીના વાસણો બનાવતાં, કાગળ કાપતાં, રંગતાં એવા કામો શીખવવામાં આવે છે. બાદ તેઓને ૧૫ મીનીટનો આરામ આપવામાં આવે છે. બાળકોને

રમત ગમત, અને કસરત શીખવવામાં આવે છે અને તેઓને રેતીમાં ખેલવા દેવામાં આવે છે કન્યાશિક્ષણવર્ગમાં તેઓને લખતાં વાંચતા શિખવવામાં આવે છે. સંગીત તેમજ જુદાં જુદાં પ્રકારનું સીવણ, ભરત કામ, પણ તેઓને શીખવવામાં આવે છે. સ્ત્રીઓની કલબમાં કેટલીક વખત બધી સ્ત્રીઓ ભેગી મળી ચ્હાપાણી પીએ છે; તેમ કેટલીક વખત તેઓને મેજીક લેન્ટર્નની સ્લાઇડો બતાવવામાં આવે છે. તંદુરસ્તી સંબંધમા સામાન્ય સૂચના, ટોપલી બનાવવાનું તેમજ એવા બીજા ગૃહઉદ્યોગો પણ શીખવવામાં આવે છે. અઠવાડીઆમાં એક દિવસ બધી છોકરીઓ રમતગમતના સ્થાને આવી જેમ પ્રેરે એવી હિન્દી રમતો રમે છે. દવાખાનાંમાં અઠવાડીયામાં એક દિવસ મફત દવા આપવામાં આવે છે.

ભવિષ્યમાં મજુર સ્ત્રીઓ કામે જાય ત્યારે તેઓનાં નાનાં બાળકોની સંભાળ લેવા માટે વ્યવસ્થા થનાર છે. સમાજસેવાની વ્યાવહારિક અને પદ્ધતિસર કેળવણી કાર્યકરોને મળે એવી એક સંસ્થા પણ સ્થાપવામાં આવશે.

અત્યારે પૂરેપૂરો સમય કામ કરે એવાં ત્રણજ કાર્યકરો છે: મીસ આનન્દીબાઇ જોશી, મીસીસ યમુનાંબાઇ હિરલેકર, એમ. એ; અને મીસીસ આનન્દીબાઇ દિધે; તેથી કામ ઘણું મર્યાદિત થાય છે.



# કાચી કળીને કોઇ તોડશો મા

તોડશો મા કોઇ તોડશો મા, કળી કાચી દેખીને કોઇ તોડશો મા

કાચી કળી ને વળી વાસે મધુરી,
વાસે સુવાસે એને મોડશો મા— કળી...
રૂપે રસિલી કળી સાચી ને દેખી,
લેવાને કાજ ચિત્ત ચોરશો મા— કળી...
કાચી કળીની ગલી ગલી અનેરી,
મીઠી એ ચજે એને ચોળશો મા— કળી...
અમૃત વેલી કળી સુધાભરેલી,
પીવાને કાજે દીલ ડોલશો મા— કળી...
ભ્રમર ગુંજે ને મધુમક્ષિકા ગુંજે,
ગુંજનના ખેલ તરછોડશો મા— કળી...
વાડી ખીલ્યાં–ખર્યાં ફૂલડાંને વીણજો,
કુળાં–કાચાં–બાળ કોચશો મા— કળી...

પદ્માવતી દેશાઇ




# કાંસાનો કરચલો

લેખિકાઃ સૌ. સરયૂદા દિવટિયા

સિન્ધ દેશમાં શિયાળાની એક સાધારણ ઠંડી સાંઝે ચાર મિત્રો ક્રીસ્ટમસની રજામાં એકઠા થઇ ગપ્પાં મારતા બેઠા હતા. ચારે ગવર્મેન્ટ સર્વન્ટ હતા. તેમાંના ત્રણ તો યુરોપીયન હતા. એ ત્રણની વાત પુરી થયા પછી ચોથા ગુજરાતી મિત્રે વાત શરૂ કરી કે જે બહુ વિચિત્ર હતી. ત્હેણે કહ્યું, હું જે વાત કરીશ તે જો કે તદ્દન ખરી છે પણ ત્હમે કોઇ માનશો નહી. પરન્તુ ત્રણે મિત્રોના આગ્રહથી ત્હેણે પોતાની વાત નીચે પ્રમાણે શરૂ કરી.

"કેટલાંક વર્ષો પહેલાં હું જ્યારે ગુજરાતમાં હતો, ત્યારે મ્હારી પાસે એક કાંસાનો કરચલો હતો. તે ટોકિયોથી આવેલો હતો. મ્હેં તે મુંબાઇથી ખરીદ્યો હતો. દેખાવમા ખરા કરચલા જેવીજ બનાવટ હતી. પરન્તુ કદમાં ખરા કરતાં બહુજ મોટો હતો. ન્હેની આંખો પણ જાણે સ્વાભાવિક—ખરી જેવીજ લાગતી. અને કોઇક વખત ધારીને જોવાથી જાણે સજીવ ન હોય એમ ફરતી. અને મ્હને અને મ્હારા મરાઠા નોકરને બ્હીક પણ લાગતી ! એને હંમેશાં મ્હારા ટેબલ પર 'પેપર વેઇટ' તરિકે મૂકતો અને ઘણીવાર મ્હને કોઇ મળવા આવ્યું હોય ત્હેની સાથે એને વિષે વાત પણ કરતો. મુંબાઇથી લીધા પછી એને મ્હારી સાથેજ રાખતો. પટાવાળાઓ પહેલાં તો જોઇનેજ ચમકતા પણ પછી તો હેને જોવામાં આનંદ માનતા. એને જોઇને ગુજરાતી ગૃહસ્થો તો બહુ વખાણતા. તેમાંનો એક નાસિકનો બ્રાહ્મણ હતો. અને એ આ કરચલાને અત્યંત ધ્યાનપૂર્વક જોતો. કંઇ ને કંઇ બ્હાને એ મ્હારી પાસે આવતો પરન્તુ મૂળ કારણ-એ કરચલાને જોવાનુંજ—તપાસવાનુંજ—ન હોય એમ મ્હને લાગતું. આખરે એક દિવસ હું કંટાળ્યો ને મ્હારી ધીરજ ખૂટી. રિવાજ પ્રમાણે એ આવ્યો ને મ્હેં કહ્યું કે એમ ગમે ત્યારે ત્હમને મળવાને માટે હું નવરો નથી. એ સમજી ગયો ! ને તે દિવસ પછી ફરી તે દેખાયો નહીં.

એ દિવસ પછી મ્હારે ત્યાંના નોકરનો છોકરો અત્યંત ગભરાટમાં કંઇ કહેવા આવ્યો. થોડીક મિનિટ તો એ કંઇ બોલીજ શક્યો નહીં. આખરે ત્હેણે સ્વસ્થ થઇ જણાવ્યું કે 'આજે સ્હવારે એની પર્સ ખોવાયેલી માલુમ પડી. પણ તપાસ કરતાં બ્હાર તંબુમાં સંતાડેલી મળી આવી, અને એની પાસેજ આ કાંસાનો કરચલો બેઠેલો, જાણે એજ લાવીને સંતાડતો ન હોય !'

પહેલાં તો હું હસ્યો, અને એ છોકરાને પણ એવા મુર્ખાઇભરેલા વિચાર માટે હસીને કહાડી મૂકયો. પરન્તુ ત્હેના કહેવા પર વિચારતાં મ્હને એ કારણ સૂઝયું. એક તો એ કરચલો લીધો ત્યારથી એ છોકરો પણ મ્હારી સાથેજ હતો ને એનાથી એ જરા પણ બ્હીનો નહિ, ને બીજું ત્યાં તંબુમાં એની કંઇજ જરૂર નહોતી કે ત્યાં લાવવામાં આવ્યો હોય. એ તો કાયમ મ્હારી ઓફિસના ટેબલ પરજ રહેતો.

મ્હને પેલા નાસિકવાળા બ્રાહ્મણ પર શક ગયો કે એણે લઇ જવાની દાનતથી પહેલાં એ

જગ્યાએ સંતાડયો હોય. હું મ્હારા તંબુ આગળ ગયો, કરચલો લીધો ને ઓફિસના ટેબલ પર મૂકયો. અત્યારે એની આંખો કંઇ રોજ કરતાં જુદી અને એમાં કંઇક હેતુ સમાચેલો હોય તેવી લાગી. કંઇ ખાસ ધ્યાન આપ્યા વગર તે વખતે તો હું મ્હારે કામે લાગ્યો.

એ દિવસે સાંઝે હું મ્હારા સુવાના તંબુમાંથી ઓફિસના તંબુમાં જતો હતો ત્યારે મ્હને ચોક્કસ લાગ્યું કે એ કરચલો પણ ટેબલ પર ચાલતો હતો–ખસતો હતો. મ્હેં પાસે જઇ જોયું તો એ એની રોજની જગ્યાએ નહોતો! બીજે દિવસે સ્હવારે હું જોઉછું તો મ્હારી પર્સ ગુમ થયેલી જણાઇ! મ્હેં અને મ્હારા નોકરોએ કેટલી શોધી ત્યારે તંબુની શેતરંજી નીચે જમીનમાં એક મોટું કાણું પાડેલું અને તેમાં એ પર્સ સંતાડેલી! આસપાસની માટીમાં એ કરચલાના પંજા પડેલા. નોકરો બધા ભયભીત થયા અને એ લોખંડી કાંસાના કરચલા બાબત અંદર અંદર વાતો કરવા લાગ્યા! અને હવે તો મ્હને પણ શક પડવા લાગ્યો ને એ રાતે જાગીને મ્હેં આ બાબત તપાસ કરવા નિશ્ચય કર્યો. ને પરિણામે મ્હેં જોયું કે, જેવા તમને ત્રણને ચાલતાં જોઉં તેટલી ચોખ્ખી રીતે મ્હેં એ કરચલાને ચાલતાં અને કંઇ શોધતો હોય તેવી રીતે તંબુમાં ફરતા જોયો!! તે વખતે તો મ્હને પણ એટલી બ્હીક લાગી કે હું કંઇજ કરી શકયો નહિ. મ્હારી ઉંઘ પણ ઉડી ગઇ!

સદ્‌ભાગ્યે બીજે દિવસે સ્હવારે એક મી. હેરીસન કરીને ઑફિસર હતો તે મ્હારે ત્યાં ચ્હા પીવા તથા નાસ્તા માટે આવવાનો હતો અને ત્હેનો તંબુ પણ મ્હારા તંબુની પાસેજ હતો. એ બહુ ભલો અને માયાળુ હતો. એ આવે ત્યારે આ બધી વાત ત્હેને કરવાનો મ્હેં વિચાર કર્યો. સ્હવારે હું મ્હારા ઑફિસ તંબુમાં ગયો. કરચલો એની જગ્યાએ જ અત્યારે હતો. કંઇક હેતુવાળી આંખોને બદલે અત્યારે ત્હેની આંખમાં અનહદ નિરાશા જણાતી હતી.!

મી. હેરીસન બરોબર અગીયાર વાગે આવ્યો.

શરૂઆતમાં હમે કેટલીક પરચુરણ વાતો કરી અને પછી મ્હેં આ કરચલાની વાત પણ કરી. પહેલાં તો હેણે ધાર્યું કે હું મશ્કરીજ કરતો હતો. મ્હેં ત્હેની એ ભૂલ ભાંગી અને હેને લઇને ઓફિસના તંબુમાં ગયો તો હમે હેને ટેબલ પર ધીમે ધીમે આમ તેમ ફરતો જોયો!

અત્યારની એની હીલચાલ છૂપી નહોતી લાગતી. શાહિના ખડીયા પાસેથી એક ફુલીસ્કેપ કાગળ પાસે ગયો. પાંછો ખડીયા પાસે ને પાછો કાગળ પાસે આવતો દેખાયો! હેરીસને થોડીક મિનિટ જોયા કર્યું ને બોલી ઉઠયો: "એ બાપ રે! આ પ્રાણી તો લખે છે! ને ભાષા મરાઠી છે." હું વધારે પાસે ગયો ને જોયું તો કંઇ મરાઠીમાં એ લખવાનો પ્રયત્ન કરતો હતો.! પરન્તુ તેમ કરતાં હેને બહુ મુશ્કેલી પડતી હોય એમ લાગતું હતું. કારણ કે લખવાના સાધનમાં હોલ્ડર કે કલમ કંઇ નહોતું એટલે એના પંઝાના નખ શાહીમાં બોળી એ લખતો. મી. હેરીસને પોતાના જોકીટના ખીસામાંથી એક પેન્સીલ કહાડીને એ વિચિત્ર પ્રાણી આગળ ધરી. ત્હેના પંઝાએ એકદમ આનંદથી પેન્સીલ ઝુંટવી લીધી ને પછી ધીમે ધીમે લખવા માંડયું. એ પંઝાથી લખતો ત્હેના કરતાં પેન્સીલથી વધારે સહેલાઇથી લખી શકયો. આ રીતે તેણે પોતાની જીન્દગીનું વૃત્તાંત મરાઠીમાં લખ્યું.

મી. હેરીસન અને હું બન્ને મરાઠી તો સારી રીતે જાણતા. તેણે મરાઠીમાં લખેલું ચરિત્ર આ પ્રમાણે હતું:

" નાસિકનો હું દેશસ્થ બ્રાહ્મણ છું. એક

દિવસ રામચન્દ્રના મંદિરમાં ગયો તો નદી કિનારે કેટલાક સાધુઓનું ટોળું બેઠું હતું. તેઓ કાલી માતાના ભકત હતા. મ્હારી પ્રત્યે તેઓ મિત્રભાવ દર્શાવવા લાગ્યા અને રામચન્દ્રના મંદિરમાં જવાને બદલે મહાકાલીની ભકિત કરવા આગ્રહ કરવા લાગ્યા. આખરે મ્હેં પણ એ લોકો સાથે રહેવા કબુલ કર્યું.

મંત્ર સાધવાનું કામ મુસ્કેલ હતું. મન્ત્રની સાધનાથી પોતાનો આત્મા બીજા ગમે તે શરીરમાં દાખલ કરી નવીજ જીન્દગી શરૂ કરી શકાતી. આ મન્ત્ર શીખવાને માટે મ્હારે સખત તપ કરવું પડયું. આખો ઉન્હાળો ખુલ્લી જગ્યામાં પંચાગ્નિમાં બેઠો. શિયાળાની કકડતી ઠંડીમાં રાત અને દિવસ પાણીમાં રહેવાનું; ખોરાક જીવન ટકાવવા પુરતોજ માત્ર લેવાનો. આવી જાતનાં અનેક કષ્ટથી જ્યારે હું મરણતુલ્ય થઇ ગયો ત્યારે એ સાધુના આગેવાને જણાવ્યું કે હવે હું એ મન્ત્ર ગ્રહણ કરવા યોગ્ય થયો છું. ત્હેણે મ્હારા કાનમાં મન્ત્ર કહ્યો અને ફરી ફરીને બોલાવ્યો. મ્હારે તે વખતે એક ઉંદરના ખોળીયામાં પેસવાનું હતું. હું મન્ત્ર બોલ્યો અને માત્ર એકજ મિનિટમાં એ ઉંદરના ખોળીયામાં જતો રહ્યો. પણ ત્યાં તો હું ભુખથી બહુ હેરાન થયો. પાછો મંત્ર બોલી, મ્હારા અસલ રૂપમાં આવી ગયો સાધુ મ્હારો મંત્ર સફળ થયેલો જોઇ ખુશી થયા. એક રીંછ મારી નાંખેલું પડયું હતું તેમાં પ્રવેશ કરવા કહ્યું. એ રસ્તે થઇ એક જાન પસાર થવાની હતી. ત્હેમને લુટી પૈસો દાગીના વિગેરે મ્હારે એ લોકોને આપવાનું હતું. તે પ્રમાણે લઇ આવી મ્હેં એ લોકોને આપ્યું. ત્હેમણે મ્હારો ભાગ મ્હને આપ્યો. હવે હું આ લોકોથી છુટો પડયો અને મ્હારી હિમ્મત પર મંત્ર સાધવા તત્પર થયો.

ગુજરાતનાં ઘણાં શહેરોમાં ફર્યો. ઘરેણાં માટે ઘણી છોકરીઓને મારી, ઘણા પૈસાદાર વેપારીઓનાં ખૂન પેલા સાધુઓના શીખવ્યા પ્રમાણે કર્યાં. દર ત્રણ મહિને હું મનુષ્ય સ્વરૂપમાં આવવા મન્ત્ર બોલતો અને મ્હારા પોતાના શરીરમાં દાખલ થતો. બે ચાર દિવસ મઝા કરતો અને પાછો પ્રાણીના શરીરમાં પ્રવેશ કરતો.

દુર્ભાગ્યે હું બ્રિટિશ ગવર્નમેન્ટને ભૂલી ગયો હતો. કેટલાક અંગ્રેજ ઓફિસરોને મને મારી નાંખવાને મોકલવામાં આવ્યા હતા. એક દિવસ એ લોકો ઝાડીમાં ભરાઈ રહ્યા હતા. મ્હને કંઇ એ લોકના એ વિચારની ખબર ન હતી. તેમના સંતાવાની જગ્યાએથી હું પસાર થયો. હું તે વખતે રીંછના રૂપમાં હતો. એકે ગોળી છોડી, રીંછના શરીરમાથી પસાર થઇ. પરન્તુ હું મંત્ર બોલી વખતસર મ્હારા શરીરમાં દાખલ થઇ ગયો અને બચી ગયો. કેટલાંક અઠવાડીયા પછી એક મગરના ખોળીયામાં દાખલ થયો. નર્મદાના પવિત્ર જલમાં પાણી ભરવા આવતી સ્ત્રીઓ અને છોકરીઓની વાટ જોઇ પડી રહેતો. એક દિવસ નદીની સપાટી ઉપર મ્હેં કંઇક ખાવાનું ધારી મુર્ખાઇથી ઝડપ મારી. પહેલાં તો કંઇ ખબર ન પડી. પરન્તુ પછી સમજ્યો કે એની અંદર લોખંડનો હુક હતો, જે મ્હારા જડબામાં ભરાઇ ગયો. મ્હને દુઃખ થતું હતું. પાણીની બહાર મ્હો લાવી મંત્ર બોલવાથી હું અસલ સ્વરૂપમાં આવી શકું એમ હતું અને મ્હેં એ પ્રમાણે કર્યું.

મ્હારી આ જાતની જીન્દગીથી હું કંટાળેલો હોવાથી ગુરૂ પાસે રજા લેવાની ઇચ્છા થઇ. મ્હેં માગી અને મળી પણ ખરી. મ્હારે લીધે એ લોકો ઘણું ધન પ્રાપ્ત કરી શકયા હતા અને બધા એશઆરામમાં રહેતા હતા.

હું રજા ભોગવતો હતો તેવામાં અમારા સાહેબ આવ્યા. તેમની પાસે આ કાંસાનો કરચલો હતો. મ્હેં જોયો મ્હને લાગ્યું કે આ

ધાતુનો છે ને મ્હારો હેતુ સાધી શકાશે. એનો આકાર અને એની આંખો એવી આબેહુબ હતી કે હમણાં પણ હેમાંથી મ્હારી સ્વાભાવિક માનુષી દૃષ્ટિથી પણ બરોબર જોઇ શકું છું. સાહેબને યાદ પણ હશે કે હું કેટલીવાર અહીં આવતો અને કરચલો જોતો. કારણ મ્હારે જોવું હતું કે એમાં કોઇ જગ્યાએ હેવું છીદ્ર છે કે જેમાંથી હું પ્રવેશ કરી શકું ! મ્હારી તપાસને પરિણામે મ્હને એક પંઝામાં એવું લાગ્યું કે ત્યાં કાણું હતું. એક સ્પ્રીંગથી તે ઉઘડતું અને બંધ થતું હતું. મ્હેં તરત જ તેમાં પ્રવેશ કરવા નિશ્ચય કર્યો. એક બે દિવસ માટે જ અજમાયશ કરવાનો હતો. કંઇ પણ મુશ્કેલી વિના હું એ કરચલામાં દાખલ થયો. પરન્તુ મ્હારી ધારણાની એક બાબતમાં હું નિરાશ થયો. હું અંદરથી જોઇ શકતો એ વાત ખરી પણ કંઇજ સાંભળી શકતો નહિં ! કારણ કાનની જગ્યાએ ત્યાં છીદ્ર નહોતું ! પગ જો કે નમુનેદાર અને સારા હતા પરન્તુ મ્હારે માટે બહુજ ન્હાના હતા, એટલે હું બહુજ ધીમે ચાલી શકતો. મ્હારો હેતુ પૈસા લઇને સંતાડવાનો હતો. પરન્તુ મ્હારો પ્રયત્ન નિષ્ફળ ગયો. સાહેબ અને ત્હેમના નોકરે મ્હારી સંતાડવાની જગ્યા જોઇ લીધી અને પૈસા પાછા લઇ લીધા. એટલે હવે મ્હેં મ્હારા શરીરમાં પાછા જલદી જવાનો નિશ્ચય કર્યો. સાહેબ મ્હારી વિનતી ધ્યાનમા લેશે અને મ્હને છુટો કરશે એવી આશા છે. કારણ જેમાંથી હું દાખલ થયો ત્હેની સ્પ્રીંગ તો બ્હારથી ઉઘડી શકે એમ છે એટલે હાલ તો હું કેદમાં પુરાયા જેવો છું.

આ મ્હારી સત્ય હકીકત છે. અને સાહેબ મ્હને છુટો કરશે એવી મ્હારી ખાત્રી છે."

કરચલાની આ વિચિત્ર વાત જાણી મ્હેં મી. હેરીસનને કહ્યું કે 'આ દુષ્ટ બ્રાહ્મણને આપણે બહાર કહાડીએ. પંઝાની બ્હારની બાજુ ત્હેને ઉઘાડવા માટે સ્ક્રુ છે. એટલે સહેલાઇથી બની શકશે." પણ મી. હેરીસને મ્હારો હાથ દાબી કહ્યું: "મહાકાલીની ભક્તિના નામ નીચે ત્હેણે અત્યાર સુધીમાં ઘણાં કુકર્મો કર્યાં છે. બહાર કહાડીશું તો પાછો એનો એ ધંધો કરશે, માટે હેવા ખરાબ બ્રાહ્મણ પ્રત્યે દયા દાખવવાની કંઇજ જરૂર નથી. હું તો એમ કહું છું કે ત્હેને એ સ્ક્રુ આગળથી બરાબર સીલ કરી કોઇ એવી જગ્યાએ ફેંકી દઇએ કે જ્યાંથી કદી બહાર આવવા પામેજ નહિ." અને ખરેખર મી. હેરીસને તો એ કરચલો લઇ ત્હેને સીલ કરી હમારા કેમ્પ પાસેજ એક મોટો કુવો હતો ત્હેની અંદર જોરથી ફેંકી દીધો ! કુવાની અંદરની બાજુ એટલી સીધી અને લીસી હતી કે ખરેખરો કરચલો પણ ઉપર આવી શકે નહિ. આ રીતે હમે એ બ્રાહ્મણના આત્માનો તો અંત આણ્યો. પરન્તુ એના પ્રાણરહિત શરીરે હમને મુશ્કેલીમાં મૂકયા. બે ત્રણ દિવસ પછી હમે સાંભળ્યું કે પોલિસને એ લાશ મળી છે અને ખૂનનો શક છે. કેટલીક તપાસને અંતે એ ટોળીનો સાધુ પકડાયો ને ત્હેની પાસેથી આ બ્રાહ્મણની પણ ઘણી વસ્તુઓ મળી આવી ને શકને ટેકો મળ્યો. જો કે ખરી રીતે એ સાધુ ખુનને માટે ગુન્હેગાર નહોતો. મી. હેરીસન ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ હતો ત્હેણે એ કેસ પોતાની પાસે લીધો અને પેલા સાધુને છુટો કર્યો. " વાત પુરી થતાં આ વાત કેટલે અંશે માનવી તે બાબત સહુ પોતપોતાના મનમાં જુદા જુદા પ્રકારના વિચાર કરતા પોતપોતાના તંબુમાં જવા છુટા પડયા.*

---

* અંગ્રેજી ઉપરથી.

卐 卐 卐

# આર્યનારીનાં સન્માન

લેખિકા : સૌ. દીપકબા દેસાઇ

[ રાગ–'સીતારામનાં સંતાન' ]

આર્યનારીનાં સન્માન, થાય હિંદમાં મહાન,
ગરવી દીસે એ ગુણસુંદરી—

ષડ્ગુણયુક્ત ધર્મપત્ની સોહાવતી,
શક્તિ બની એ ગૃહરાજ્યદંડ ધારતી;
શીલવન્તી સન્નાર,
ઉભયકુલ તારનાર,
ગરવી દીસે એ ગુણસુંદરી—

રત્નોની ખાણ રમા રમણીય રાજતી,
ઉરનાં પીયૂષ સીંચી બાલુડાં ઉછેરતી,
થાય સુન્દરી સત્કારે,
પ્રસન્ન દેવતા સદાય,
ગરવી દીસે એ ગુણસુંદરી—,

જે હસ્ત પારણું ઉલ્લાસથી ઝૂલાવે,
તેજ હસ્ત જગતપરે શાસન ચલાવે,
કીર્તિદીપકનો પ્રકાશ,
ઝગે ભરતખંડ માંહ્ય,
ગરવી દીસે એ ગુણસુંદરી—

卐 卐 卐



# સંતતિ નિયમન

લેખિકાઃ સૌ. જ્યોત્સ્ના મ્હેતા, બી. એ.

ચંપા અને પદ્માને ન્હાનપણથી ઓળખાણ હતું. બન્ને એકજ શાળામાં ભણતાં હતા. ચંપા પંદર વર્ષની થઇ ત્યારે અંગ્રેજી પાંચમા ધોરણમાં ભણતી હતી. તે વખતે તેનાં મા બાપે તેને શાળામાંથી ઉઠાડી લઇને તેનું લગ્ન કર્યું. પદ્માના માતપિતા સુધરેલા વિચારનાં હોવાથી તેમણે પુત્રીને વધારે ભણાવવાનો નિશ્ચય કર્યો. પદ્મા મેટ્રિક પાસ થઇને કૉલેજમાં દાખલ થઇ. ભણવામાં તેની બુદ્ધિ ચપળ હોવાથી વીસ વર્ષની વયે તે બી. એ. ની પરીક્ષામાં પાસ થઇ. ત્યાર પછી તેનું લગ્ન રસિકકાંત નામે શ્રીમંત યુવાન સાથે થયું. હાલ તેને ત્રણ વર્ષનો એક પુત્ર હતો. ચંપાના પતિની આર્થિક સ્થિતિ સાધારણ હતી. હમણાં તેનો પગાર રૂ. ૧૦૦ થયો હતો તેમને પાંચ બાળકો થયાં હતાં. ચંપાની શારીરિક સંપત્તિ મૂળથી નબળી હતી. તેમાં અનેક પ્રસુતિ થવાથી વધારે નબળી થઇ હતી. હમણાં તેની વય ચોવીસ વર્ષની હતી. આજે પદ્મા ચંપાને મળવા આવી હતી. ચંપાના એક બાળકને ઘણો તાવ આવેલો હોવાથી તે તેની પાસે બેસીને માથા પર બરફ ઘસતી હતી. બીજા એક ત્રણ વર્ષના બાળકના કાનમાં દરદ થતું હોવાથી તે પાસે બેસીને રડતું હતું

પદ્મા—કેમ ચંપા, આ સુરેંદ્રને કયારથી તાવ આવ્યો છે ?

ચંપા—બ્હેન, એને આજે ચાર પાંચ દિવસથી તાવ આવે છે. આજે તો ૧૦૪ ડીગ્રી થયો છે.

પદ્મા—હું ગઇ વખતે આવી ત્યારે સુધાને તાવ હતો. આ વખતે સુરેંદ્રનો વારો આવ્યો ? તારે એક પછી એક ચિંતા ચાલ્યાજ કરે છે !

ચંપા—અરે બ્હેન, મારી ઉપાધિનો પાર જ આવતો નથી. આ ઇન્દુનો વળી કાન પાકે છે. તે આખો દિવસ રડયા કરે છે. હું તો મુંઝાઇ જાઉં છું. ( એટલામાં પાંચ વર્ષની સુધા આવે છે. )

સુધા—મા, મારી ઢીંગલીને લુગડું પ્હેરાવી આપો.

ચંપા—ચુપ બેસ, અત્યારે મને તારી ઢીંગલી શણગારવાનો વખત નથી.

સુધા—(રડે છે) અં-અં-અં. આજે એનું લગન છે, તે લુગડું પ્હેરાવ્યા વગર કંઇ લગન થાય કે ?

પદ્મા—લાવ બ્હેન, હું પ્હેરાવી આપું.

( ત્યાં મોટો પુત્ર શિરીષ નિશાળેથી આવે છે. )

શિરીષ—મા, મને ચહા અને ખાવાનું આપો.

ચંપા—ભાઇ, ચાહ તો ઢાંકીને મુકેલી છે, અને ખાવાનું કરવાનો મને આજે બીલકુલ વખત મળ્યો નથી.

શિ૦—એવી ટાઢી ચહા મને નહિ ભાવે. ગરમ કરી આપો, ભૂખ પણ બહુ લાગી છે

ચં૦—હમણાં જાવ ( છુટક નોકર )

સેવા મંદિર, તારદેવ

શિક્ષણકામનો વર્ગ



બાળકોની રમત

આવશે તે ચહા ગરમ કરી આપશે; અને ભૂખ લાગી હોય તો લે આ આનો. પાસેની દુકાનેથી. કંઇ ખાવાનું લઇ આવ. મ્હારાથી સુરેંદ્રને મૂકીને ઉઠાય એવું નથી. અરે જો પેલો મદન ઘુંટણીએ ચાલતો ચાલતો દાદર તરફ ગયો. પડી જશે. દોડીને એને લઇ આવ. ( પદ્મા ઉઠીને લઇ આવે છે )

પદ્મા—આ મદને તો પોતાના શરીર તથા કપડાં પર દૂધ ઢોળ્યું છે. એને ન્હવડાવીને લુગડાં બદલાવવાં પડશે.

ચં૦—બ્હેન, હું તે શું કરું ? ચાર હાથ કરું કે દસ હાથ કરું ? તેં મારી જંજાળ જોઇને ? શિરીષ ખાવાનું માગે છે, સુધા રમત કરાવે છે, મદન તોફાન કરે છે, સુરેંદ્રને મૂકીને મારાથી ઉઠાય એવું નથી. તે સાથે ઇન્દુનું રૂદન સતત ચાલ્યા કરે છે. તેનાથી સુરેંદ્ર કંટાળી ગયો છે. પણ ઇન્દુ મારાથી આઘી ખસતી નથી. કાનમાં દવા નાંખવા દેતી નથી. એના બાપ આવીને ડાકટરને ઘેર ઘસડી જશે ત્યારે ઠેકાણે આવશે. હમણાં તો ઘરમાં રસોઇ કરીને બધાંને જમાડવાનું પણ મને બહુ મુશ્કેલ પડે છે. બે દિવસથી ફક્ત ખીચડી ને દહીં ખાઇએ છીએ.

પ૦—બ્હેન, તારી પોતાની તબીયત કેમ છે ? આવી સ્થિતિમાં કયાંથી સારી રહે ? તારા મુખપરથીજ જણાય છે.

ચ૦—અરે મારી ફીકર કરવાની મને ફુરસદજ કયાં છે ? મને વાંસામાં દરદ થાય છે. તેને માટે ડાકટરે તેલ ચોળાને સેક કરવાનું કહ્યું છે. પણ કયારે કરું ? એક ઘડીનો જંપ હોય તો ને ? અરે છોકરાંઓ સારાં રહે તો જ બસ છે.

પ૦ હમણા તારે સામટી ઉપાધિ આવી છે. તો થોડા દિવસ છોકરાંને લઇને પીઅર જઇ આવે તો કેમ ?

ચં૦—ત્યાં માત્ર ભાઇ તથા ભાભી છે. ભાભીનો સ્વભાવ બહુ ખરાબ છે. તેમજ ભાઇની કમાણી પણ બહુ નથી. પાંચ છોકરાંને લઇને જાઉં તો તેમને ખરચ પણ થાયને ?

પ૦—બ્હેન, તારે ન્હાની ઉંમરમાં બહુ સંતાન થયાં !

ચં૦—અરે એટલાથીજ ઉપાધિ પુરી નથી થઇ. હજી બીજી બાકી છે. ફરીથી– ( બોલતાં અચકાય છે. આંખમાં આંસુ આવે છે ).

પ૦—શું હજી બીજું બાળક આવવાનું છે ?

( ચંપાના મૌનથી તથા મુખ જોઇને પદ્મા સમજી જાય છે કે તેમજ છે )

ચં૦—બ્હેન, આટલી જંજાળથીજ હું કાયર થઇ છું, તો ભવિષ્યમાં શું થશે એ વિચારથીજ ત્રાસ થાય છે. બહુ બાળક ઉછેરવાની જેની શક્તિ ન હોય તેને ઇશ્વર શા માટે બહુ આપતો હશે ? એના કરતાં વાંઝીઆંને એટલાં સંતાન આપતો હોય તો કેવું સારું !

પ૦—બ્હેન, ધીરજ રાખ. ગભરાયાથી કંઇ વળવાનું નથી.

ચં૦—સુવાવડ કેમ કરવી તે સમજાતું નથી. હવે તો આપણે શીખેલી નર્સ અથવા ડાકટરનેજ બોલાવીએ છીએ. એટલે ખરચ બહુ થાય છે. સૂયાણી સસ્તી ખરી. પણ તેનો ભરોસો પડતો નથી. તેનામાં આવડત ન હોવાથી કેટલીક વાર ઉંધુંચતું કરી નાંખે છે. જો હું પીઅરમાં જાઉં તો ત્યાં ભાઇ પણ એવો શ્રીમંત નથી કે દોઢ દોઢ વર્ષે મારી સુવાવડનો ખરચ કરી શકે.

પ૦—ત્યારે તું ઇસ્પીતાલમાં જાય તો કેમ ?

ચં૦—આપણી જ્ઞાતિમાં એવો રીવાજ નથી, એટલે લોકો બહુ નિંદા કરે પાડોશીઓ ધીટકાર કરે.

પ૦—એવાની દરકાર બીલકુલ કરવી નહિ, લોકો ચાર દિવસ બોલીને બેસી રહેશે પણ નહિ તો દુઃખ તો તારેજ ભોગવવું પડશે. નિંદા કરવા વખત લોકો તૈયાર થાય છે. પણ અડચણ વખતે મદદ કરવા કોઇ આવતું નથી. આપણા મનને જે માર્ગ સારો લાગે તેજ લેવો.બીજાની પરવા કરવી નહિ.

ચં૦—વારૂ ત્યારે હું એમ કરી જોઉં. આ સુવાવડ વખતે ઇસ્પીતાલમાં જાઉં. પણ ઘરમાં આ બધાં બાળકોને કોણ સાચવે ? નોકર રસોઇઆ રાખવાની અમારી ગુંજાસ નથી.

પ૦—તારાં મોટાં નણંદને ગામથી તેડાવ. તે બિચારાં સ્વભાવે સારાં છે તે હું જાણું છું. ઘેર સુવાવડ કરે તો પણ કોઇને તો બોલાવવુંજ પડે ને ?

ચં૦—ઠીક ત્યારે તેમને પૂછાવી જોઇશ. આ સુરેંદ્રને દવા આપવાનો વખત થયો છે.

પ૦—હું હમણાં બે કલાક અહીંજ બેસીશ. તારે રસોઇ અથવા બીજું જે કંઇ કરવું હોય તે કરી લે. લાવ હું સુરેંદ્રને માથે બરફ ઘસું છું.

ચં૦—ના, રે બ્હેન મારી જંજાળમાં તારે પડવાની જરૂર નથી. તારે જ્યારે ઘેર જવું હોય ત્યારે સુખેથી જજે. અમે અમારૂં ફોડી લઇશું

પ૦—આપદાને વખતે એટલી પણ મદદ ન કરૂં તો હું શા કામની ? આપણો જૂનો સ્નેહ કંઇ ભૂલાય એવો છે ? હું હમણાં અહીંજ રહીશ.

ચં૦ તારે પણ ઘેર કામ હશે ને ?

પ૦—કંઇજ કામ નથી. મારે ઘેર રસોઇઓ છે તે તું જાણે છે. અરૂણ નોકરની સાથે બહાર ફરવા ગયો છે. મારા પતિ આજે મોડા ઘેર આવવાના છે.

ચં૦—વારૂ ત્યારે બ્હેન બહુ મહેરબાની. હું શિરીષને ચહા આપીને મદનને કપડાં બદલાવું. પછી રસોઇ કરી લઉં.

## સ્થળ-પદ્માનું ઘર

પદ્મા—આજે હું મારી સખી ચંપાને ઘેર ગઇ હતી. બિચારી બહુ ઉપાધિમાં પડી છે. પાંચમાંથી બે બાળક માંદાં છે. પોતાની તબીયત સારી નથી. ઘરનું કામ પણ હાથે કરવાનું એટલે એક ઘડી પણ જંપી શકતી નથી. એને જોઇને મને બહુ દયા આવી.

૨૦—એની ઉંમર તારા જેટલી જ છે ખરૂં ને ? (હસીને) તારે એક બાળક છે અને એને એટલામાં પાંચ થયાં ! એનું લગ્ન ન્હાની ઉંમરે થયું હતું ?

પ૦ - ૫ દર વર્ષે પરણી હતી; અને પાંચ બાળકે પુરૂં થયું નથી; હવે છઠું આવવાની તૈયારી છે.

૨૦ --ખરેખર ? એના વરની કમાણી પણ બહુ નથી. આગળ જતાં મુશ્કેલ પડશે !

પ૦—વળી ચંપા પોતે શરીરે નબળી છે તેથી બાળકો પણ એવાં થાય છે. તેમજ સુવાવડમાં એના જીવને જોખમ થવાનો ભય રહે છે. આવા દાખલા જોઇએ છીએ ત્યારે એમ થાય છે કે કોઇ પણ રીતે વધારે સંતાન થતાં અટકાવવાં જોઇએ ગરીબ માબાપને ઘેર ઘણાં બાળકો જન્મ્યાથી તેમનું પોષણ બરોબર થતું નથી. તેથી કેટલાંક મરી જાય છે. જેટલાં જીવે છે તેટલાં શરીરે નબળાં ને માંદલાં થાય છે. તેમને શિક્ષણ પણ સારૂં મળી શકતું

નથી. વળી ભવિષ્યમાં તેમની પ્રજા પણ એવી જ નિર્માલ્ય થવાનો સંભવ રહે છે. આના કરતાં જેટલાં સંતાનોને ઉછેરવાની અને કેળવવાની માબાપની શક્તિ હોય તેટલાંજ જન્મે એ વધારે ઇચ્છવાયોગ્ય નથી ?

૨૦—હા તે તો છે જ.

૫૦--વળી શ્રીમંત લોકોમાં પણ સ્ત્રી જો શરીરે નબળી અથવા રોગી હોય અને તેને ઘણીવાર પ્રસૂતિ થાય તો તેનાં બાળક પણ નબળાંજ થાય. સ્ત્રી પોતે થોડા વખતમાં મરણ પામે. બાળકોમાંથી જેટલાં જીવે તેટલાં ઉછેરનારને બોજારૂપ થાય. માતા વગરનાં બાળકોની સંભાળ ઘણીવાર સારી લેવાતી નથી. એટલે તેઓ શરીરે નબળાં થાય, તે ઉપરાંત તેમનાં શિક્ષણ પ્રત્યે પણ દુર્લક્ષ થાય છે. આવાં બાળકો જનસમાજને શા ઉપયોગનાં થાય ? વળી માતાના મૃત્યુથી બાળકોને કેવું ભયંકર દુઃખ થાય ? ઘણીવાર એવું બને છે કે અનેક પ્રસૂતિથી સ્ત્રી કંટાળી જાય છે અને તેને સંસાર પર વિરક્તિ આવે છે. પણ પુરૂષ સંયમ રાખી શકતો નથી. તેથી સ્ત્રીને દુઃખ સહન કરવું પડે છે. તેના કરતાં આવી સ્ત્રીને થોડાં સંતાન થાય એવો કોઇ ઉપાય કરવામાં આવે તો કેવું સારૂં ? તો આ બધાં દુઃખ દૂર થઇ જાય. તેને લાંબે અંતરે બે કે ત્રણ બાળક થાય તો માતા તથા બાળક બન્નેની તંદુરસ્તી સારી રહી શકે. પતિ ઘરભંગ થાય નહિ, અને કુટુંબ સુખમાં રહી શકે.

૨૦—તેં જે વર્ણન કર્યું તે બધી વાત ખરી છે. પણ તેનો ઉપાય બ્રહ્મચર્ય છે. જેમને વધારે સંતાન ન જોઇતાં હોય તેઓ બ્રહ્મચર્ય કેમ ન પાળે ?

૫૦—એ કહેવું બહુ સ્હેલું છે પણ કરવું બહુ કઠણ છે. વિચાર કરો કે તમારી પોતાની સ્થિતિ ચંપાના પતિ જેવી હોય તો ભવિષ્યમાં આખી જીંદગી સુધી સંયમ રાખી શકો ?

૨૦—તે તો અત્યારે કહી ન શકાય. પરંતુ ગાંધીજી તો એમ જ કહે છે કે માણસનું મન દૃઢ હોય અને ઇંદ્રિયોને જીતવાનો નિશ્ચય હોય તો કેમ સંયમ ન રાખી શકે ?

૫૦—ગાંધીજી તો મહાત્મા છે અને સંસારથી વિરક્ત છે. સાધારણ માણસમાં એમના હજારમા ભાગનો પણ સંયમ હોતો નથી. વળી ગાંધીજીએ પણ ગૃહસ્થાશ્રમનો અનુભવ કરેલો છે. પણ એ તો એક વિરલ વ્યક્તિ છે. પ્રાણિમાત્રમાં કુદરતે જે કામવાસના મુકેલી છે, તે બધામાં સરખા પ્રમાણમાં હોતી નથી. જે મનુષ્યમાં એનું પ્રમાણ થોડું હોય છે, તેને એ જીતવી સ્હેલી લાગે છે, અને બીજા બધાને તે પોતાના જેવા જ ધારે છે. પરંતુ બધા સરખા હોતા નથી.

૨૦—તે વાત ખરી છે. પણ આખું જીવન બ્રહ્મચર્ય ન પાળી શકાય તો પણ અમુક સમય સુધી તો પાળી શકાય ને ? કેટલાક લોકો કહે છે કે સ્ત્રી પુરૂષનાં લગ્ન મોટી ઉમરે કર્યાં હોય અને વચમાં વચમાં લાંબા સમય સુધી બ્રહ્મચર્ય પાળવામાં આવે તો સંતાનોની સંખ્યા ઓછી થઇ શકે.

૫૦—સિદ્ધાંત તરીકે એ વાત સારી લાગે છે, પણ વ્યવહારમાં એમ બનતું નથી. એક ઉદાહરણ લઇએ તો બરોબર સમજાશે. ધારો કે એક દંપતીનું લગ્ન થાય ત્યારે પુરૂષની વય પચીસ વર્ષની હોય અને સ્ત્રીની વીસ વર્ષની હોય. આમાં એકેની ઉંમર ન્હાની તો નજ કહેવાય ને ? તેઓ એટલો સંયમ પાળતાં હોય કે વર્ષમાં બેચાર વખત બ્રહ્મચર્યનો ભંગ થાય તો પણ તે સ્ત્રીને દર સવા વર્ષે કે દેઢ વર્ષે એકેક બાળક થઇ શકે. આ પ્રમાણે તેની ઉંમર ચાળીસ પીસતાળીસ વર્ષની થાય ત્યારે

તેને કદાચ ચૌદ પંદર બાળકો થયાં હોય. આવાં દૃષ્ટાંતમાં ઘણુંકરીને બધા બાળક જીવતાં નથી. તો પણ આઠ-દસ- તો જીવી શકે. જન્મેલાં બાળક મરણ પામે એ ઇચ્છવા યોગ્ય નથી. એમાં માતાને ગર્ભાવસ્થાની તથા પ્રસૂતિની પીડાતો ભોગવવીજ પડે છે, અને બધો શ્રમ વ્યર્થ જાય છે, તેના કરતાં ઓછાં બાળક જન્મે અને તે બધાંજ જીવે એજ ઇચ્છવા યોગ્ય છે. હવે મેં કહ્યું તેના કરતાં વધારે સંયમ સામાન્ય પુરૂષ રાખી શકે ખરો ?

૨૦—ના. મને તો લાગતું નથી.

૫૦—ત્યારે આટલા સંયમ છતાં પણ સંતાનોની સંખ્યા તો ઓછી થતી નથી. જો પરણેલાં દંપતી લાગટ ચારપાંચ વર્ષ સુધી સંયમ રાખી શકતાં હોય તોજ તેને લીધે સંતાનોની સંખ્યામાં ઘટાડો થાય.

૨૦—એ વાત તો સાધારણ માણસ માટે અશકય લાગે છે.

૫૦—ત્યારે બ્રહ્મચર્યથી સંતાનોની સંખ્યા ઓછી થાય એ વાત પણ અશકય છે.

૨૦—ત્યારે કેટલાક દાખલા એવા કેમ હોય છે કે સ્ત્રીપુરૂષના લગ્નને ઘણા વર્ષ થયાં હોય તો પણ તેમને બે ત્રણ બાળકોજ હોય.

૫૦—બધી સ્ત્રીઓને કંઇ દર વર્ષે કે દોઢ વર્ષે ગર્ભ રહેતો નથી. કોઇને ચારપાંચ વર્ષે અથવા કોઇને અનિયમિત કે લાંબે અંતરે રહે છે. તે ઉપરથી એમ ન માનવું કે તે દંપતિ વધારે સંયમ પાળે છે. બધાં માણસોનું વર્તન તો લગભગ સરખુંજ હોય છે. પરંતુ પરિણામ સરખાં થતાં નથી. ત્યારે જે સ્ત્રીને બહુ જલદી ગર્ભ રહેતો હોય અને તેની શારીરિક અથવા આર્થિક સ્થિતિ ખરાબ હોય તેને માટે ગર્ભધારણ અટકાવવાની જરૂર છે.

૨૦—તે કઈ રીતે થઇ શકે ?

૫૦—યુરોપ, અમેરિકા વગેરે દેશોના લોકો ગર્ભધારણ અટકાવવા માટે ઘણા ઉપાય કરે છે અને તે સફળ થાય છે. તેવા ઉપાય આપણા લોકોને શીખવવા જોઇએ.

૨૦—હા તે હું જાણું છું. પણ એને તો આપણા લોકો ભયંકર પાપ માને છે. જોજે એવું બીજા કોઇને મ્હોંડે બોલીશ નહિ.

૫૦—ગર્ભ રહ્યા પછી તેને પાડવાનો ઉપાય કરવો તે પાપ છે ખરૂં, પરંતુ ગર્ભ રહેવા દેવો જ નહિ એમાં પાપ શાનું ?

૨૦—કુદરતની વિરૂદ્ધ થવું તે અયોગ્ય નથી ?

૫૦—એમ તો બધું જ સાયન્સ કુદરતની વિરૂદ્ધ છે. ઇશ્વરે માણસના શરીરની શક્તિને મર્યાદિત કરી છે. તે શક્તિને માણસે સાયન્સથી કેટલી બધી વધારી દીધી છે ?

૨૦—વારૂ ઠીક. પરંતુ તું કહે છે તેવા ઉપાયનો પ્રચાર થાય તો પછી લોકોમાં અનીતિ વધી ન જાય ? ગર્ભધારણના ભય વિના વાસનાતૃપ્તિ થતી હોય તો પછી કુમારિકા તથા વિધવા સ્ત્રીઓ પણ એવા ઉપાય કરે !

૫૦—તે ખરૂ છે, એવું થવાનો સંભવ તો રહે છે જ. પણ દુનિઆમાં દરેક વસ્તુમાં લાભ તથા હાનિ બન્ને હોય છે. તેવી રીતે આમાં પણ છે. દરેક ચીજનો સદુપયોગ તથા દુરુપયોગ થઇ શકે તે પ્રમાણે આનો પણ દુરુપયોગ થઇ શકે ખરો. પરંતુ તે વસ્તુની આવશ્યકતા હોય તો પણ મદદ કરવીજ પડે ને ! મેં કહ્યું તે સંજોગોમાં સંતાનોની સંખ્યા ઓછી કરવાની ઘણીજ જરૂર છે, અને તે માટે આ સિવાય બીજો ઉપાય નથી.





# ગ્રામ્ય કન્યા

લેખિકા :

“ કેમ ભાઇ બચુ ! હજી ઉઠયો નથી કે ? આજે તો ત્હારો વિવાહ થવાનો છે માટે હવે ઉઠીને પ્રાતઃકર્મ પરવારી લે.” એમ કહી વૃદ્ધ તો દીવાનખાનામાં જઇને બેઠા પણ જગદીશ વિવાહની વાત સાંભળતાં ઝડપથી ચોંકીને બેઠો થયો અને નિંદ્રાવશ સ્થિતિમાં ચારે પાસ જોવા લાગ્યો. ઉપર્યુક્ત વાત સ્વપ્નવત્ લાગી છતાં બરોબર જાગ્રત થઇ નીચે જઇ સપાટાબંધ દાંતે સ્હેજસ્હાજ પાઉડર લગાવી મ્હોં સાફ કરી દાદાજી પાસે આવી બેઠો. ચ્હાના કપ આવ્યા હતા તેને ઇન્સાફ આપ્યો. પણ વૃદ્ધ તો કાંઇજ બોલ્યા નહીં એટલે જગદીશને મુંઝવણ થઇ તેથી એણેજ પુછ્યું કે, “દાદાજી આજે વ્હાણામાં વ્હેલી ત્હમે મ્હને બુમ પાડી હતી !”

“ હા ભાઇ, મ્હેંજ ત્હને જગાડયો હતો, કારણ હંમેશની માફક ત્હને વ્હેલો ઉઠેલો જોયો નહી તેથી.” વૃદ્ધ તો એટલું કહી એમના સ્વભાવ મુજબ મૌન રહ્યા પણ જગદીશના સંશયનો સ્ફોટ કર્યો નહી. એની અધીરાઇ વધી, વાતનો પ્રસંગ શોધવા લાગ્યો. એવામાં એનાં માતુશ્રી લીલાવતી ત્યાં આવ્યાં. એમણે વડીલને કહ્યું. “પિતાશ્રી ! સંબંધીના સ્વાગતની સર્વ તૈયારી કરી દીધી છે. માત્ર આગમનની જ રાહ જોવાય છે.” ઉપર્યુક્ત વાત સાંભળી જગદીશને લાગ્યું કે સ્વપ્ન તો નથી, કાંઇ લગ્નનું ચોકઠું ગોઠવાય છે. ચાલ દાદાજીને પુછું કે કાંઇ લાકડે માકડું તો વળગાડતા નથી. હજી તો જગદીશ પૂછવાનો વીચાર કરે છે ત્યાં, વૃદ્ધ બોલ્યાઃ

“ કેમ ભાઈ શું વીચાર કરે છે ? ”

“ દાદાજી, અવિનય માટે ક્ષમા માંગું છું. મ્હને વિચાર એટલા પુરતોજ થાય છે કે, આપ કયાં સંબંધ કરવા માંગો છો ? યોગ્ય સ્થળ છે ? ”

“ ભાઇ, મ્હારા મિત્ર મણિલાલની પુત્રી હીરાલક્ષ્મી સાથે. બધા કહે છે કે છોકરી સારી છે આપણું ઘર શોભાવે એવી છે મ્હેં ન્હાની હતી ત્યારે જોઇ હતી. હાલ ઉંમર ચૌદ પંદર વર્ષની છે. તેથી ગઇ કાલે મણિલાલ મ્હને મળ્યા હતા. પોતાની ઇચ્છા દર્શાવી એટલે મ્હેં તરતજ હા કહી. કારણ લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મ્હોં ધોવા શા માટે જવું જોઇએ ? લગ્ન પણ વસંત પંચમીનાં ઠર્યાં છે.” વૃદ્ધે તો લાંબું લેકચર ચલાવી, જગદીશનાં હૃદયને હલમલાવી દીધું.

ભાઇ, તો, આટલે સુધી નક્કી થયાની વાત જાણી, સ્તબ્ધ બની વિચાર કરવા લાગ્યા કે દાદાજીએ તો ભારે કરી. એ ગામડાની ગમાર તે આપણે લાયક છે એમ

" હશે, ભાઇ, તું એ બાબતમાં ભાગ્યશાળી છે, એટલે કહે. કારણ મ્હારાં ભાભી સાદાઇમાં ઉછરેલાં એટલે નમ્રતાવાળાં, તેથી કાંઇ ત્હને કહી શકે નહિ. અહિં તો હું સમજાવવા જાઉં છું એટલે સ્ત્રીસ્વાતંત્ર્યનું એવું લાંબુ ભાષણ ચાલે કે મ્હારે ખોટી વાતને પણ ખરી કહેવી પડે. પણ મ્હારે ત્હને એટલું તો કહેવું જોઇએ કે બ્હાર જનસમાજમાં તેઓ એવાં તો અપટુડેટ ફેશન પ્રમાણે વર્તે છે કે દરેક જણ મ્હને આવાં સુશિક્ષિત પત્ની મળવાથી ભાગ્યશાળી ગણે છે. પણ જાણતા નથી કે, " ઉપરકી અચ્છી બની ઔર ભીતરકી રામ જાને " એવી એમની વાત છે. " બહુ દીવસથી અકળાયેલા વિનોદે મિત્ર પાસે હૃદયનો ઉભરો સારી રીતે ખાલી કર્યો. અને વાતનો પ્રસંગ બદલી બીજી વાતોમાં લક્ષ પરોવ્યું. છેક સ્હાંજે જગદીશ મિત્રથી છુટો પડી ઘેર જવા નીકળ્યો. રસ્તામાં પણ ત્હેને કાન્તાભાભીના શબ્દો જાણે કાને અથડાતા હોય એમ લાગ્યું. તે સ્વગત વિચારવા લાગ્યો: " કાન્તાભાભી જેવાં સંસ્કારી સન્નારીનું વર્તન જોતાં મ્હારા વિચારો મ્હને ખાલી ભ્રમણારૂપ લાગે છે. ત્યારે હવે મ્હારે બીજી બાજુ તપાસવી જ જોઇએ. મ્હારી પત્ની તરફ તિરસ્કાર લાવી મ્હેં ત્હેની વર્તણુંક તરફ તદન દુર્લક્ષજ આપ્યું છે. હમણાં કાઇક તેનું શરીર કૃષ થઇ ગયું હોય એમ લાગે છે તેમાં કારણભૂત હું જ હોઇશ. જો એમજ હોય તો હું પત્નીઘાતક થાઉં. નહિ ' નહિ ! કદાપી તેમ નહિ થવા દઉં. વિનોદ બિચારો મ્હને ભાગ્યશાળી ગણે છે. પણ એ ક્યાં જાણે છે કે હું પણ કાન્તાભાભીનોજ સંસ્કારી દીયર છું. તેઓ પતિને સતાવે છે તો હું પત્નીને સતાવું છું " આમ અનેક વિચારોમાં ઘસડાતો ઘેર આવ્યો. ત્યાં નણંદભોજાઇ વાત કરતાં હતાં તે સાંભળવા કુતુહલથી ત્યાંજ અટક્યો: " ભાભી ! ત્હમારું શરીર બહુ લેવાઇ ગયું લાગે છે. હમણાં તબિયત ઠીક નથી રહેતી કે શું ? " જયાગૌરીએ હીરાવતીને પુછ્યું. જયાગૌરી લીલાવતીની બ્હેનની દીકરી હતી. ન્હાનપણમાંથીજ તેની માતા સ્વર્ગસ્થ થયાં હતાં એટલે તે માસીને ત્યાં ઘણુંખરૂ આવીને રહેતી.

" ના બ્હેન, તબિયત તો સારી છે. તમે ઘણે વખતે જુઓ એટલે એમ લાગે એ સ્વાભાવિક છે. "

" અરે એમ તે કાંઇ હોય ? ભાભી પરણીને આવ્યાં ત્યારે ત્હમે કેવા સરસ તન્દુરસ્ત દેખાતા હતાં ! અત્યારે ત્હમારા શરીરમાં લોહી જ ક્યાં છે ? શું ભાઇ પણ સમજી શકતો નથી ! આજે હું તેને કહીશ. "

જયાગૌરીના છેલ્લાં વાક્યો સાંભળી હીરાવતીએ ઉંડો નિશ્વાસ નાંખ્યો. પણ તુરતજ હૃદયભાવ બદલી પતિભક્ત અબળાએ પતિનો દોષ ન કાઢતાં કૃત્રિમ હસવાનો ડોળ કરી કહ્યું, " ઠીક બ્હેન ત્યારે ત્હમે કહો તેમ ખરૂં, પણ ત્હમારા ભાઇને કાંઇ કહેશો નહિ. નકામું એમનું મન અસ્વસ્થ થાય. બ્હેન, હું ત્હમારી લાગણી માટે આભારી છું. જુઓ કીકી રૂએ છે તેને લઇ આવો. હું પણ હવે રસોઇ કરવા માંડું કારણ પાછું એમને કલબમાં જવાનું મોડું થશે. "

" ભાઇ જમીને પણ બ્હાર જાય છે, ભાભી ? "

" હા બ્હેન, વ્હેલાં સુવાનું ઠીક ન લાગે તેથી જરા ફરી આવે. "

" પાછા ઘેર ક્યારે આવે છે ? "

" અગીઆર, બાર વાગે. "

" ઓહો હમેશાં એવું ન ફાવે. ત્હમે વ્હેલાં આવવાનું કહેતાં નથી ? "

## સેવા મંદિર, તારદેવ



બાળકો રેતીમાં રમે છે.



અંત્યજવર્ગનાં ઝૂંપડાં—એમના બાળકોને સેવામંદિરની શાળાનો લાભ મળે છે.


હોલાન્ડ: મીસ કુપમાન


ઝેકોસ્લોવાકીઆ: મીસ મેરી કોપકા


ગ્રીસ: મીસ એસ્પેશીઆ કરાત્ઝા


ફ્રાંસ: મીસ જર્મેઈન લાબોર્દ

— પોતપોતાના દેશમાં સૌંદર્યની હરિફાઈમાં પ્રથમ આવનાર યુવતીઓ —

"શરૂઆતમાં એમની તબિયત બગડે માટે મ્હેં વ્હેલાં આવવા કહેલું પણ એમણે ઉત્તર દીધો કે "ત્હમે બૈરાંઓ એમાં ન સ્હમજો." પછી હું કાંઇ બોલતી નથી. સ્ત્રીએ પતિના સુખમાંજ સુખ માનવું જોઇએ. માત્ર કુમાર્ગે જતાં જો માને તો અટકાવવા પ્રયત્ન કરવો એટલીજ આપણી ફરજ છે." એમ કહી હીરાવતી રસોડામાં ગઇ. જયાગૌરી ભાભીના શબ્દોનું મનન કરતી કીકીને લેવા ગઇ. જગદીશ પણ પોતાની ઓરડીમાં જઇ વિચાર કરવા લાગ્યો કે 'શું એનું સૌજન્ય અને મ્હારા પ્રત્યેનો દિવ્યસ્નેહ ! મ્હારા તરફથી એક સ્નેહભીનો તો શું પણ લુખ્ખો શબ્દ સરખો સાંભળવા મળતો નથી છતાં મ્હારા પ્રત્યે તેનું નિખાલસ હૃદય કેવો અપ્રતિમ સ્નેહ ધરાવે છે. દાદાજીના શબ્દો અક્ષરસઃ ખરા છે. આજે હું મુર્ખ રત્નની સાચી કિંમત પારખી શકયો. ચાલ જમી આવું. પછી આજે હવે બ્હાર જવુંજ નથી.' એવો નિશ્ચય કરી જમીને પાછો સુવાના ઓરડામાં આવીને બેઠો. હીરાવતી હંમેશના નિયમ મુજબ ગૃહકાર્યથી પરવારી સુવાના ઓરડામાં આવી અને જુએ છે તો જગદીશને ત્યાં ખુરસીમાં બેઠેલો જોયો. તેને આશ્ચર્ય થયું. ઘણાજ સંકોચથી તેણે પુછયું, "કેમ આજે કલબમાં નથી જવું ?"

"ના, આજે ત્હમારી સાથે વિનોદમાંજ વખત વિતાવીશું." એમ કહી જગદીશે હીરાવતીને સ્નેહથી પાસે બેસાડી. હીરાવતી પતિના સ્વભાવનું આમ પરિવર્તન જોઇ આશ્ચર્યથી વિમૂઢ બની ગઇ.

"ત્હમારા સુદૃઢ સુંદર, અને તન્દુરસ્ત શરીરની આ સ્થિતિ લાવવામાં હુંજ કારણભૂત છું છતાં ત્હમે બ્હેનને સત્ય વાત કેમ ન કહી ?"

"નાથ ! શું આપ અમારી વાત સાંભળી ગયા છો ? ત્યારે તો ત્હમે, ચોરીનું કામ કર્યું કહેવાય."

"નહી, નહિ, ચોરીનું નહી, પણ ડીટેકટીવનું કાર્ય કરી મ્હારી સ્નેહશીલા પ્રિયાના પ્રેમને ઓળખવા ભાગ્યશાળી થયો. ખરેખર, આજના બનાવોએ મ્હારૂં અજ્ઞાન દુર કરી, મ્હારો સંસાર સ્વર્ગતુલ્ય બનાવ્યો છે. કાન્તા ભાભી મ્હારાં ગુરૂ થયાં. આજ સુધીના મ્હારા ક્રુર વર્તન માટે મ્હને બહુ દુઃખ થાય છે. પ્રિયા, હું ત્હમારી ખરા અંતઃકરણની માફી ચાહું છું."

"નાથ ! આવા અઘટિત શબ્દો બોલી અમારા પતિવ્રતને દુષિત કરો છો ? હું આપના વર્તનને અપરાધરૂપ માનતી નથી. ક્ષમા આપવા લાયકજ નથી તો પછી હું આપને ક્ષમા શી રીતે આપુ ? હાં ! પણ આપ કાન્તાભાભી વિષે શું કહેતા હતા ?" એમ કહી હીરાવતીએ વાતનો વિષય બદલી નાંખ્યો.

જગદીશે ટુંકમાં બધી વાત જણાવી કહ્યું કે "દાદાજીના પ્રતાપે હું આજે અમૂલ્ય રમણીરત્ન મેળવી શકયો છું. નહિ તો બિચારા વિનોદના જેવી મ્હારી સ્થિતિ થાત." એટલું કહી તે હીરાવતી તરફ અનિમીષ નયને નિહાળી રહ્યો. આજે તે તેના સૌંદર્યને જોતાં સ્નેહપાશમાં વિશેષ ઘેરાવા લાગ્યો.

સદ્‌ગુણી હીરાવતીએ વડીલના કહેવા મુજબ પોતાના સદ્‌ગુણોથી પતિનો સ્નેહ સંપાદન કર્યો.

જગદીશે પોતાની પત્નીને કેળવણીધું જ્ઞાન આપી સાહિત્યરસમાં ભાગ લેતાં શીખવ્યું છે. તે પૂર્ણ ઉત્સાહથી સ્ત્રીસમાજમાં સારૂં કામ કરી સ્ત્રીઓને ઉત્તમ શિક્ષણ આપે છે. ભાગ્યેજ કોઇ વ્યકિત હીરાવતીના નામથી

અજાણ્યુ હશે. સુભાગ્યે તેનો પતિ પણ સોલીસીટર થઇ પ્રમાણિકતાથી સારી લક્ષ્મી પ્રાપ્ત કરે છે. તેનાં માતુશ્રી લીલાવતી જગદીશના બાળક બાબુને સ્નેહથી રમાડી પુત્રનું સંસાર સુખ જોઇ આનંદ પામે છે. માત્ર સુખને રસ્તે દોરનાર વડીલ અત્યારે હયાત નથી તેનીજ સૌને દીલગીરી થાય છે. જગદીશ હીરાવતીને કહે છે કે " આપણા બાબુ માટે ગામડાની જ કન્યા પસંદ કરીશું." ત્યારે હીરાવતી માત્ર એટલુંજ કહે છે કે " નાથ ગામડાની કન્યા કેળવાયલી નહીં હોય !."

જગદીશ મસ્તીભર્યું સ્મિત કરી સ્નેહથી પત્ની તરફ આંગળી દેખાડી કહે છે કે "આના જેવી ! "

## બ્હેનનાં વ્હાલ

લેખક : ' વિનોદીની '



મ્હારા ઉર–આંગણીયે રમતી ગમતી બ્હેનડી — હો બ્હેન !
જીવન જોડલી — હો બ્હેન !
ત્હારી નિર્મળ નેહભરી રસસરિતા ઉછળે — હો બ્હેન !
ઉર હેલે ચડે — હો બ્હેન !
ત્હારી વિનોદી વાણી અંતર ભરી ગાજતી — હો બ્હેન !
મધુરવ વાજતી — હો બ્હેન !
મ્હારા ઉર–આભે તું અમીરસ ભીની વાદળી — હો બ્હેન !
ઉષા ઉજળી — હો બ્હેન !
મન્દ–મન્દ મીઠા જાણે બોલે કોયલ મોરલા — હો બ્હેન !
એવાં વેણલાં — હો બ્હેન !
વીંધી ઉર–વાદળ વીજલડી ઝીણું ઝબુકતી — હો બ્હેન !
મીઠું મલકતી — હો બ્હેન !
સ્નેહ સુધા સરતી શશિ સરખી અમીમય આંખડી— હો બ્હેન !
પંકજ પાંખડી — હો બ્હેન !
અવની ઉતરી જાણે બ્રહ્મા–પુત્રી સરસ્વતિ — હો બ્હેન !
સુખડાં વરસતી — હો બ્હેન !
હૃદય ભુવનમાં મંગળ મુરતિ ત્હારી વિલસે — હો બ્હેન !
અજવાળાં વસે — હો બ્હેન !
અનુપમ હેત અનેરાં ત્હારાં પળ વિસરાય ના — હો બ્હેન !
ભવે ભુલાય ના — હો બ્હેન !
આશા ફળજો, હોજો અખંડ સુખનાં સોણલાં — હો બ્હેન !
લઉં ઓવારણાં — હો બ્હેન !



# સોરઠનાં લોકગીત

[ લગ્નગીત ]

સંપાદક : સૌ. દેવકીબાઇ મૂલજી દુ. વૈદ

ઉંચા ઉંચા મોલ મારા ઘર રે વીવાતાં,
ત્યાં રે ઢળાવો ભમર ઢોલીઆ રે.
ત્યાં ચડીને પોઢે મારો માડીનો જાયો,
ઉભાં બાળલડી ઢોળે વાહોલીયો રે.
વાહોલા ઢોળે ને વાતજ પ્રીછવે,
તો નણદીને પાડોસે ન રાખશો રે.
દીઠાં અણદીઠાં નણદી નિત નિત માંગે,
તો નિત રે ઉઠીને ઝગડો માંડશે રે.
ઓછી અક્કલની કુલને ઓછું શું બોલો,
તો ઓછા બોલે અવગુણ ઉપજે રે.
માડીની જાઇ મારે ઘણી રે સગાઈ,
તો ગોરાંદે પગની મોજડી રે.
મોજડી ખંખેરૂં તો ગોરાંદે આવે,
પણ નાંણે ને દાણે ના જડે માજણી રે.
ઘરની ધણિયાણી તમે ઝાલ ઝુમણાં પહેરો,
તો માડીની જાઇ માદરીઆં પહેરશે રે.
ઘરની ધણિયાણી તમે ચીર માળા પહેરો,
તો માડીની જાઇ પટોળા પહેરશે રે.
ઘરની ધણિયાણી તમે ઓરડામાં મ્હાલો,
તો માડીની જાઇ માંડવડે મ્હાલશે રે.
ઘરની ધણિયાણી તમે રાંધો ને સીંધો,
તો માડીની જાઇ જમવા બેસશે રે.



# સૌંદર્ય પ્રાપ્ત કરવાનો સર્વોત્તમ માર્ગ



## ( " ફીઝીકલ કલ્ચર "માંથી )

અનુવાદક : બ્હેન " ઉષા ".

સૌંદર્યભાવના મનુષ્યમાત્રમાં અસ્તિત્વ ધરાવે છે. પરંતુ પુરુષ કરતાં સ્ત્રીમાં એ ભાવના વધુ પ્રબળ હોય છે. સૌંદર્ય સ્ત્રીનાં મુખ્ય લક્ષણોમાંનું એક લક્ષણ ગણાય છે. સ્ત્રીનું મૂલ્ય આંકવામાં સૌંદર્ય મુખ્ય ભાગ ભજવે છે. તેથી દરેક સ્ત્રી સૌંદર્ય પ્રાપ્ત કરવા અથાગ પ્રયત્નો આદરે છે; પરંતુ જ્ઞાનના અભાવે, પ્રયત્નો ખોટી દિશામાં વાળવામાં આવે છે અને પરિણામે ઘણી સ્ત્રીઓને નિરાશા અનુભવવી પડે છે.

સાચું સૌંદર્ય શી રીતે પ્રાપ્ત કરી શકાય ? તંદુરસ્તીના નિયમોનું યોગ્ય રીતે પાલન કરવાથી જ સાચું સૌંદર્ય મળી શકે; પરંતુ આ મુખ્ય સિદ્ધાંતને ભૂલી જઈને ઘણી સ્ત્રીઓ સૌંદર્યની આશાએ નવી નવી ફેશનોનો સ્વીકાર કરી, શક્તિ અને ધનનો વ્યય કરે છે. ઘણી સ્ત્રીઓ માને છે કે શરીરે પાતળા થવાથી સૌંદર્યમાં વધારો થાય છે અને તેથી શરીરને પાતળું બનાવવા જાતજાતના કૃત્રિમ ઉપાયો અજમાવે છે; પરિણામે સૌંદર્યમાં વધારો થવાને બદલે, શરીરનું તેજ નાશ પામે છે અને મ્હોં પર ફિક્કાશ છવાઈ રહે છે.

સૌંદર્ય અને શારીરિક બળ વચ્ચે ગાઢ સંબંધ છે. શારીરિક બળ વિના સાચું સૌંદર્ય હોઈ શકેજ નહિ. શરીરનો સંપૂર્ણ વિકાસ એ સૌંદર્યનું મુખ્ય તત્વ છે; માટે તંદુરસ્તીના નિયમોનું પાલન કરી શરીરનો સંપૂર્ણ વિકાસ સાધવો એ સૌંદર્ય પ્રાપ્ત કરવાનો સર્વોત્તમ માર્ગ છે. ઘણી સ્ત્રીઓ માને છે કે શારીરિક બળ વધારવાથી સ્ત્રીત્વ નાશ પામે છે; પરંતુ આમ માનવામાં તેઓ ગંભીર ભૂલ કરે છે. શારીરિક બળ વધારવાથી, શરીરનું તેજ, ઉત્સાહ વગેરે વધે છે અને તેથી સ્ત્રીત્વ નાશ પામવાને બદલે વધુ દીપી નીકળે છે.

શરીરનો સંપૂર્ણ વિકાસ સાધવાને ઘણી વસ્તુઓ આવશ્યક છે. કસરત, સાત્વિક આહાર, સાત્વિક મનન, ચોખ્ખી હવા, અજવાળું, પૂરતી ઉંઘ, સ્વચ્છતા અને આનંદી સ્વભાવ આવશ્યક વસ્તુઓ ગણી શકાય. આ બધી આવશ્યક વસ્તુઓમાં કસરતનું સ્થાન ઘણું ઉંચું છે. કસરતથી શારીરિક બળ, ઉત્સાહ અને માનસિક શક્તિઓ ખીલે છે. તે ઉપરાંત, કસરત સ્ત્રીનું સ્ત્રીત્વ વિકસાવે છે. નીચે જણાવેલી કસરતો ખાસ કરીને સ્ત્રીઓ માટે છે. નિયમિત પણે, નીચે સૂચવ્યા મુજબ કસરત કરવાથી બીજાં અવયવો અત્યંત વિકાસ પામે છે.

( ૧ ) પહેલી કસરત શરીરનો ઉપલો ભાગ ખીલવવાને માટે છે. ચિત્રમાં બતાવ્યા પ્રમાણે, બંને હાથ છાતીની સન્મુખ રાખવા

પછી ધીમે ધીમે વર્તુલાકારે બંને હાથને માથા ઉપર લઇ જવા; એ પ્રમાણે આ કસરત એકથી વધારે વાર કરવી; જ્યારે હાથ ઉંચે લઇ જવામાં આવે ત્યારે શ્વાસ અંદર લેવો અને જ્યારે નીચે લઇ જવામાં આવે ત્યારે શ્વાસ કાઢી નાંખવો.

(૨) આ કસરત ઘણી જુની અને કમ્મરનો ભાગ મજબુત બનાવવાને અચુક સિદ્ધ થએલી છે. પ્રથમ બંને હાથ ઉંચા કરવા; પછી ધીમે ધીમે નીચાં વળવું અને હાથની આંગળી કે હથેલી વતી પગના અંગુઠાને અડકવાને પ્રયત્ન કરવો. પગ ઘુંટણમાંથી સ્હેજ પણ વળવા ન જોઇએ, એ ખાસ યાદ રાખવું.

(૩) આ કસરત ઘણી અગત્યની છે, ગર્ભાશયને અત્યંત ફાયદો કરે છે. કસરત કરતી વેળા આ કસરત કદી પણ ભૂલી ન જવી. પ્રથમ શરીરની આગળ નીચાં નમવું; પછી શરીરની એક બાજુએ ઝોલો ખાવો; અને પછી એજ પ્રમાણે પાછળ અને બીજી બાજુએ શરીરને ઝોલાવવું. ચાર પાંચ વાર એ પ્રમાણે કર્યા પછી શરીરની બીજી બાજુએથી શરૂઆત કરીને આ કસરત કરવી શરીરને પાછળ લઇ જવામાં આવે તે વખતનું ચિત્ર અહિં આપવામાં આવ્યું છે.

(૪) આ કસરત ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ખભા અને પગનો ટેકો લઇને કરવી. આ કસરતથી સ્થાનભ્રષ્ટ થએલું ગર્ભાશય પુનઃ ઠેકાણે આવે છે. કસરત સ્હેલી છે અને ઇચ્છા હોય ત્યાં સુધી એ સ્થિતિમાં રહી શકાય છે.

(૫) ચિત્રમાં બતાવ્યા પ્રમાણે હાથ માથા પાછળ રાખવા; પછી પ્રથમ શરીરને જમણી બાજુએ વાળવું અને પછી એજ પ્રમાણે ડાબી બાજુએ વાળવું. સ્હેજ થાક લાગે ત્યાં સુધી એ પ્રમાણે કર્યા કરવું.

(૬) પહેલાં તો પગને પુરેપુરા લંબાવવા. પછી ઘુંટણ છાતીને અડકે એ રીતે પગ સંકોચવા; પહેલાં એક એક પગનો ઉપયોગ કરવો; પછી બંને પગ સાથે છાતીને અડકે એમ કરવું; હાથ વડે ઘુંટણોને છાતી સાથે જોરથી દાબવા. આ કસરત પણ ગર્ભાશયને અત્યંત ફાયદો કરે છે.

(૭) ચિત્રમાં બતાવ્યા પ્રમાણે શરીરને માથા પર ટેકવી પગ ઉંચા કરવા; પછી પગને બની શકે એટલાં એકએકથી દૂર લઇ જવા અને ફરીથી ધીમે ધીમે બંનેને પાસે લાવવા.

(૮) પેટને મજબુત બનાવવાને આ કસરત સર્વોત્તમ ગણાય છે. શરૂઆતમાં આ કસરત ઘણી અઘરી લાગે છે, માટે પ્રથમ તો જમીન પર ચત્તા સુઇને, હાથનો ટેકો લીધા વિના બેઠાં થવાની કસરત કરવી, પછી બળ વધે ત્યારે ચિત્રમાં બતાવ્યા પ્રમાણે કસરત કરવી.

(૯) આ કસરત લાગે છે એટલી અઘરી નથી; પ્રથમ તો ચત્તા સુઇ જવું; પછી પગને ઉંચા કરવા; અને હાથવડે કમ્મરને પકડીને પગને ઉંચા ટેકવી રાખવા. કોણી સુધીનો ભાગ જમીન પર રહેવો જોઇએ. એ પ્રમાણે કર્યા પછી કાતરનાં પાનાંની માફક પગને ઝોલાવવા.

શરીર ખીલવવામાં, યોગ્ય ખોરાક પણ અમૂલ્ય ફાળો આપે છે. ઘણી સ્ત્રીઓ ચરબી ઓછી કરવાને ખોરાકનું પ્રમાણ અત્યંત ઘટાડી નાંખે છે; પરંતુ આ ફક્ત ગાંડપણ છે. આવશ્યક હોય તે કરતાં ઓછો ખોરાક લેવાથી ચરબી ઘટે છે એટલું જ નહિ પરંતુ લોહી પણ નબળું થઇ જાય છે. ચોખ્ખું અને પુરતું લોહી, હલકા અને વજન ઓછાં પ્રમાણમાં લીધેલા ખોરાકથી કદી પણ ન મેળવી શકાય. હલકા અને જોઇએ તે કરતાં

મનુ—ફુરસદ તો, જોને બ્હેન, હેં–હેં– હેં–હેં– એવીરતો. આ જરા નટુને ત્યાં ગયો 'તો; બાર તો ત્યાંજ વાગી ગયા, અને કામ તો કામને ઠેકાણે રહ્યું. વળી બે ચાર દિવસ પુના અને એ બાજુ રખડી આવ્યો.

મણી—તારે તો, ભાઇ, ધંધોજ રખડવાનો. આજે કેટલા વખતે તારા દર્શન! ઠીક, ચાલ, આજે તારે અહીં રહેવું પડશે.

મનુ—ના બ્હેન, આજે મારાથી રહેવાનું ન બને. નટુ તો હજી મારી રાહજ જોતો હશે. માટે હમણા તો ત્યાંજ જવાનો; પછી હશે તો એકાદ બે દિવસે આવીશ.

મનુ ગયો તે ગયોજ. ભાઇનો પત્તોજ શેનો? ભાઇ તો સુનેરી ટોળીના ખેલાડી બન્યા હતા. દારૂ પીવો, ભાઇબંધો સાથે અલબેલી મુંબઇ નગરીમા ફરવા જવું; રાત પડવનીજ ખોટી, કે નીકળ્યા જ છે. નાટક, સીનેમા–વળી રસ્તામાં હોટેલ તો આવેજ–સીગરેટબાઇ તો લગ્નગાંઠ જેવા સાથેના સાથેજ. મુંબઇ શેતાની, તેમાં તે વળી મનુ જેવા–એટલે કેવા તે તો પ્રિય વાંચકોને કહેવાની જરૂરજ ન હોય. આ બધું જેના જીવનમાં જોડાયલું હોય, તેને વળી વેશ્યાના ઘરો શોધવા જવું પડે એમ હતું?

ભાઇ તો અલમસ્તની માફક જાય છે. મોમાં સીગારેટબાઇ પધારેલાં છે. વાંકડા બાલ આમતેમ ટાપટીપ કરી સુશોભીત, સુંગધીદાર બનાવ્યા છે. પોતે આખો સુગંધમયજ છે. દરવાજે ઉઘાડી અંદર દાખલ થાય છે તરતજ દાસી આવકારની સાથે ઘરમાં લઇ જાય છે. હોલ એટલે સાધારણ હોલ નહીં; રજવાડી ઠાઠથી ભરપૂર; એક ઠીમી ચઢે એવો. શી તેની શોભા! ભાઇ તો જોઇનેજ છક થઇ ગયા. અડધા ગાંડા જેવા પણ ખરા સ્તો–રોજના કરતાં આજનો રંગ તો કોઇ ન્યારોજ! ચારે બાજુ દિવાલ પર સુંદર ચકચકિત તખ્તા લટકાવવામાં આવ્યા છે. કીનખાબના ગેલીચા બીછાવવામાં આવ્યા છે. વચ્ચોવચ એક ટેબલ છે. તેના ઉપર ખુશનુમા ચીજો તૈયાર રાખવામાં આવી છે. પાસે શણગારેલી ખુરસી પર ભાઇસાહેબ પધારેલા છે. દાસી ચમ્મર ઢોળે છે. ત્યાં બીજી દાસીની સાથે રમઝમ કરતી મહાદેવી વેશ્યાની સ્વારી આવે છે અને પાસેજ સુશોભિત હીંડોળા પર બેસતી પોતાના યાર મનુને બોલાવે છે. બને રંગતાનમાં છે. બે દાસી ચમ્મર ઢોળે છે, ત્યાં તો ત્રીજી દાસી અત્તર, ગુલાબ, પાન, સોપારી ને બાટલીમાંથી ગ્લાસ ભરીને બ્રાન્ડી એક પછી એક આપેજ જાય છે. મનુ કોઇ દિવસ આટલી હદ સુધી પહોંચ્યો ન્હોતો; આજે ઘણોજ મુંઝાયો; પણ શું કરે? બીજો રસ્તો રહ્યોજ નહોતો. જેમ જેમ ગ્રાસ પેટમાં પડતા ગયા, તેમ તેમ ભાઇ વધુ ને વધુ ગાંડા બનતા ગયા. પાસે પૈસા તો આગળથીજ આવી ગયા હતા. સટોરીઆ ભાઇબંધોએ આપેલાજ હતા. સોનાનું વૉચ હાથે બાંધેલું હતું, તે તેના મસ્તાનપણામાં માશુકને આપી ગાનતાન કરવા લાગ્યા. એટલામાં સવારના પાંચનો શુમાર થયો. ભાઇ લથડીઆ ખાતા બ્હાર રસ્તા પર આવ્યા.

હવે ભાઇની સ્થિતિ બરોબર જોવા જેવી છે. ઘેન પુરૂં ઉતર્યું નથી. રસ્તો ઉતરવા જાય છે, ત્યાં તો સુસવાટભેર જતી મોટરના પૈંડા નીચે ભાઇનો પગ આવી ગયો; ભાઇ તો કળ ખાઇ ત્યાંના ત્યાંજ પડયા. ભાન ગયું, પણ તરતજ પોલીસની મદદથી હોસ્પીટલમાં લઇ જવામાં આવ્યા. ડોકટરોની કાળજીથી તથા સારવાર–સારી માવજતથી સારા થવાની આશા પર આવ્યા, પણ હાલ હોસ્પીટલ છોડાય એમ નથી.

× × ×

મગનલાલ, મણી અને નાની ચંપા બેઠાં છે.

## યુરપની રૂપસુંદરીઓ



ા: મીસ વાલા ઓસ્ટરગાન



રૂમાનીઆ: મીસ મેરીઆ ગનેસ્કુ અને મીસ મૅગ્ડા ઉમીટ્રેસ્કુ



સ્પેન: શ્રી. પેપીટા સેમ્પર

— પોતપોતાના દેશમાં સૌંદર્યની હરિફાઇમાં પ્રથમ આવનાર યુવતીઓ —






ની: શ્રી. એલીઝાબેથ રોડકીન  પોલેન્ડ: મીસ વ્લાડીસાવા કોસીઆકોના  રૂમાનીઆ: મીસ એલ્સી આન્ડ્રી.  ઇટાલી: શ્રી. જી. સીલીંગ

— પોતપોતાના દેશમાં સૌંદર્યની હરીફાઇમાં પ્રથમ આવનાર યુવતીઓ —

મગનલાલ—હમણા મનુ તો કાંઈ દેખાતોજ નથી ?

મણી—મુઓ એ મનુ, એની વાતજ જવા દોને.

મગનલાલ—કેમ! એમ કેમ બોલેછે વળી ?

મણી—હં. છે કાંઇ ઠેકાણું ? તમે વડોદરે ગયા, ત્યારે એક દિવસ આવ્યો'તો. કહ્યું'તું કે તું હવે આજે અહીંજ રહે, પણ એ કાંઇ માને ? રવલી તે રવલીજ. કહે કે નડુને ત્યાં જઇ આવું, તે હજી આવે છે. બે મહીના થયા પણ હજી એને ફુરસદ નથી.

નાની ચંપા બારી આગળ રમતી હતી તે બોલી, 'બા, બા, છોટુમામા આવ્યા.'

મગનલાલ—આવો છોટુભાઇ, શું ખબર ?

છોટુભાઇ—બધુ ઠીક ઠીક છે. તમો તો બધા મઝામાં ને ?

મગનલાલ—હા ભાઇ,—આજે તો અત્યારે છેક આવવું થયું ?

છોટુભાઇ—આ મોટી બ્હેન નોતરૂં મૂકવા આવેલા, કે ભાઇબીજને દિવસે બધા જમવાં આવજો, તેમને ઘેર મૂકી આવ્યો, ત્યારે એમ થયું કે સાથે સાથે મગનભાઇને મળતો જાઉં.

મણી—છોટુભાઈ, મનુ તમને મળે છે કે નહીં ? કયાં ફરે છે, તેના કાંઇ પત્તો ? નોતરૂં તો મારેએ મૂકવું જોઇએ, પણ ભાઇનો પત્તો નહીં, ત્યાં કયાં ને કોને મૂકું ?

છોટુભાઇ—હું પણ એજ પૂછતો હતો કે મનુનું કાંઇ ઠેકાણું પડયું કે નહી ? નોકરીએ રાખવો હોય, તો મારી ઑફિસમાં જગ્યા ખાલી છે. ત્યારે શું, મનુ તમારે ત્યાં પણ નથી ? કાલે ચંદુભાઇ મુંબઇથી આવ્યા, તેમણે વાત કરી, તે શું સાચીજ હશે કે મનુ તો હૉસ્પીટલમાં પડયો છે ? તેમણે તો એમ પણ કહ્યું કે ભાઇની કારકીર્દી કાંઇ સારી નથી.

મગનલાલ—શું બોલો છો ! મુંબઇ એ શું કામ જાય ? ઠીક છે, તપાસ તો કરી જોઇએ.

છોટુભાઇ—વારૂ, ત્યારે હવે હું તો જઇશ. તપાસ જરૂરથી કરવી.

મગનલાલ—અરે આજ રાતની ટ્રેનમાંજ જાઉં છું. (મણીને) મારી બેગ તૈયાર કરજે.

મણી—આ બેગતો હમણા તૈયાર કરૂં, પણ કઇ હૉસ્પીટલમાં જશો ?

મગનલાલ—છોટુને પૂછતો જઇશ.

મણી—ભગવાન એને સારૂં કરે, અને તમો બન્ને સારી રીતે ઘેર આવો એટલે થયું. પણ ભાઇબીજ પહેલાં આવી પહોંચજો. તમો બંનેને સારી હાલતમાં જોઇશ, ત્યારેજ મારા જીવને શાંતિ થશે.

મગનલાલ—વારૂ, હું જાઉં છું. ચંપાની સંભાળ રાખજે (મગનલાલ જાય છે; ચંપા રડે છેઃ મણી ખાવાનું આપી તેને રીઝવે છે. આ વાતને બે દિવસ વીતી ગયા.)

મગનલાલનો મુંબઇથી પત્ર—

સૌ. શ્રીમતી મણી;

જત હું મનુને મળ્યો, ડૉકટરે આજે રજા આપી છે. હવે એ ઘણી સારી હાલતમાં છે. આજે રાત્રે અમો તમારા તરફ રવાના થઇશું. વધુ ખુલાસો રૂબરૂ મળવાથી થશે. એજ. ચી. ચંપાને શુભાશિશ.

લી. મગનલાલના આશીર્વાદ.

સવારના સાત વાગ્યા. બારણું ઠોકાયું. મણી ધડધડ દાદર ઉતરતી દોડી. બારણું ઉઘાડયું અને બોલી " આવ ભાઇ મનુ, કેમ છે હવે ? શુ થયું હતું ? "

મનુનો ચ્હેરો ફીકકો પડી ગયો હતો. ભૂતકાળ યાદ આવ્યો. તે બોલ્યોઃ " બ્હેન ઉપર તો ચાલ, પછી આપણે બધી વાત કરશું "

બધા ઉપર ગયા. ચંપા ઉઠીને રમતે વળગી હતી; ઘણા દિવસે મામાને જોવાથી તે તેને બાઝી પડી. મનુએ તેને ઉપાડી લીધી. એક

પછી એક ક્રમવાર સ્નાનાદિ ક્રિયાઓનો આરંભ થઇ ગયો. ત્યારબાદ વાતો કરતાં " થોડામાંથી ઘણું " બ્હેન-બનેવી સમજી ગયાં કે ભાઇ આવા બહાદુર છે. તે પછી મનુને બ્હેન-બનેવીનો સજ્જડ ઠપકો સાંભળવો પડ્યો; અને તેમના કબજામાં રહેવું પડ્યું. મનુ ઠપકો સાંભળી ફીક્કે મ્હેરે શરમિંદો થઇ એક બાજુ બેઠો હતો.

તે હવે પોતાના કરેલા કર્તવ્યો માટે પશ્ચાતાપ કરતો હતો. તેને ઘણું જ લાગી આવ્યું. હવે તે મગનલાલના કહેવાથી છોટુભાઇને ત્યાં પાછો રહેવા લાગ્યો, તથા તેમની ઑફિસમાં નોકરીએ જોડાયો. ' પારકી મા કાન વીંધે છે ' એ હિસાબે મગનલાલે મનુને પાછો છોટુભાઇને ત્યાંજ રાખ્યો. છોટુભાઇ પણ મનુની છુપી રીતે તપાસ રાખતા હતા. પણ મનુ તો હવે તદ્દન બદલાઇ ગયો. જીવનમાં ન ભૂલાય એટલું ખરાબ કામ પોતાથી બનેલું માલમ પડ્યું. બ્હેન-બનેવીનો તથા છોટુભાઇનો પોતે ઋણી છે, એમ માનતો હતો. અને વખત આવે જીવ આપવા પણ તૈયાર હતો.

ઓરીસથી છુટ્યા પછી હંમેશાં બ્હેનને ત્યાં મળવા જતો; હવે એણે પોતાના ભૂતકાળના ખરાબ વર્તનથી ડઘાઇ જઇ દારૂડીઆ ભાઇબંધોની મિત્રતાને તિલાંજલી આપી છેલ્લા નમસ્કાર કીધા હતા. હવે મનુ લાઇન પર આવી જવાથી મણીને તેને પોતાને ત્યાં રાખવાનું મન થતું હતું.

એક દિવસ અગાસીમાં મણી અને મગનલાલ વાતો કરતા બેઠા છે.

મગનલાલ—અહાહા, શું મંદ મંદ નદી વહે છે ! આ મઝા તો કોઇ ઓરજ છે.

મણી—હા, પણ નીચે તો જુઓ. ગુલાબ તો જાણે લચી જાય છે. એટલા બધા ફુલ એક એક ગુલાબ પર આવતા હશે ?

મગનલાલ—અને. સારા ખાતર પાણી આપવામાં આવે તો ફુલ સારા અને ઘણુ આવે.

( રસ્તામાંથી શાન્તાબ્હેન જાય છે. )

મણી—કેમ શાન્તાબ્હેન, કેણી તરફ ? આવો તો ખરા.

શાન્તા—ના બ્હેન, અત્યારે તો હું ચંદુભાઇને જમવાનું કહેવા જાઉં છું.

( શાન્તા ચાલી જાય છે. )

મગનલાલ—ત્યારે તો તારે પણ મનુને નોતરૂં મૂકવા જવું હશે ?

મણી—હા, મને તો યાદજ ન રહ્યું. ભાઇબીજ તો કાલેજ, કેમ ?

મગનલાલ – તારે જવું હોય, તો જઇ આવ. હું હમણા ઘરમાંજ છું. ચંપા નિશાળેથી આવશે, તો ખાવાનું કહીશ.

( મણી જાય છે. )

છોટુભાઇના બારણામાંજ મનુ અને મણીનો મેળાપ થયો.

મનુ—આવો બ્હેન, આજે તો તમારે તસ્દી લેવી પડી ? હું હમણા ત્યાંજ આવવાનો હતો.

મણી—ભાઇ તું તો રોજ આવે છે. પણ આજે તો મારે તને જમવાનું કહેવા આવવું જોઇએને ? કાલે ભાઇબીજ, માટે તું જમવા આવજે.

મનુ—વારૂ, બ્હેન, જરૂર આવીશ. બીજું કાંઇ કામકાજ ?

મણી—કામ તો કાંઇ નહીં. હવે હું જાઉં છું.

મનુ—જરાવાર બેસોની બ્હેન, જયાભાભી મંદિરે ગયા છે, તે હમણા આવશે.

મણી—ના, હું જાઉં છું. જયાભાભી આવે ત્યારે તેમને કહેજે, કે બ્હેન આવ્યા હતા પણ તમને મળાયું નહીં. મોડું થઇ જવાથી ચાલ્યા ગયા, માટે ખોટું લગાડશો નહીં.

મણી આજે ઘણી ઉમંગમાં છે; ચંપાને પણ સારી રીતે શણગારી છે; અને સારી જાતની વાનીઓ બનાવવામાં ગુંથાઇ છે. મગનલાલ રજા હોવાથી પાડોશી સાથે વાતો છારે છે. એટલામાં મનુભાઇ આવી લાગ્યા.

હર્ષઘેલી ચંપા દોડી અને બાને વધામણી આપી. થોડો વખત વાતચીત કર્યા બાદ સૌ જમવાને ઉઠયા. રસોઇની લ્હેજત પણ કોઇ અચ્છી જામી હતી. આજે મનુને પણ પોતાના ' નવજીવન 'નો અનુભવ થવા લાગ્યો.

વાત કરતાં મણી બ્હેન બોલ્યાં, " ભાઇ, આજથી તો અહીંજ રહેવાનું છે. સાંજે છોટુભાઇની રજા લઇ આવજે."

મગનલાલ:—બરોબર છે. હું એજ કહેતો હતો, કે હવે મનુ અહીં રહે તો ઠીક.

મનુ:—જેવી મરજી. હું તો તમારો ઉપકાર જીવનમાં ભૂલી શકું એમ નથી.

"આજથી મનુ ત્યાંજ રહે છે; અને 'ભાઇ બીજ' હૃદયમાં કોતરી રાખે છે કે " બેન-બનેવી ન હોત તો હું રખડી મરત, અને બેન-બનેવી મળો તો સૌને આવાજ મળજો, કે જેમણે મારૂં જીવન પલટાવી યાદગાર ભાઇ બીજ કરાવી "

મનુ હવે મગનલાલને ધંધા વગેરેમાં ઘણો મદદગાર થઇ પડયો છે. એકાદ બે વર્ષમાં ભાઇના લગ્ન પણ થઇ ગયાં. સાસરીયાં સારાં તેમજ કુલીન મળ્યાં હતાં, તેમજ કન્યા પણ ભાઇને લાયકજ હતી. બ્હેનનું ઘર સાધારણ મોટું હોવાથી અને તેમને મદદ કરવાના ઉદ્દેશથી મનુ હજી ત્યાંજ રહે છે.



પતિ પોતાની સાથે લડયા પછી-વ્હાલી તું એમ ન ધારતી કે જુઠાણું એ એક મારી નબળાઇ છે.

પત્ની—ના હું એમજ જાણું છું કે એ તો એક તમારો મ્હોટો સદ્દગુણ છે.

* * *

મિત્ર— નાના છોકરાને ) તું મોટો થઇશ ત્યારે શું થઇશ ?

છોકરો—મારા બાપા છે તે.

મિત્ર—તારા બાપા શું કરે છે ?

છોકરો—કામ ધંધા વગરના નવરા બેઠા છે.

* * *

મહેતાજી ચીડવાઇને બુમ પાડી ઉઠયા—અલ્યા અક્કલના બારદાન !

છગન—સાહેબ બારદાન વિશાસો

* * *

ગામડીઓ; કેમ ડાકતર સાહેબ અહિં રહે છે.

ડૉકટર સાહેબનો નોકર; હા, પણ તે સીક છે.

ગામડયો; જો ડૉકટર જાતે સીક હોય તો પછી માંદાને સાજા શું કરવાનો !

# “ ભૂતકાલના-સંસ્મરણો ”

## ( ગરબી )

૧

માડીના ખુંદ્યા મ્હેં આંગણ છે ઘણાં-  
મા બાપોના ખોળા ખુંદ્યા ખૂબ જો;  
ભાંડુઓનું વ્હાલ ઘણેરૂં સાંભરે-  
ભૂતકાલ એ મીઠો કેમ ભૂલાય જો.

૨

સાંભરતી પાદર વહેતી કલ્લોલિની-  
સાંભરતો સુખકર સહીયરનો સાથ જો;  
પરોઢીયે ઉઠાડે માડી વ્હાલથી-  
ભૂતકાલ એ મીઠો કેમ ભૂલાય જો.

૩

દૂઝણી ગાયોના આંચળને ઘં,ઘં-  
દોહેલાં, આ હૃદયપટે અંકિત જો;  
વડીલોનું નીતરતું વ્હાલપ ના ભૂલું-  
ભૂતકાલ એ મીઠો કેમ ભૂલાય જો.

૪

માડી તાત રડયા'તા, સાસરીયે મને-  
વળાવતા સાંભરતાં હાય ! ચોધાર જો;  
માવતર મૂકયું રડતે હૈયે, મ્હેં સખિ !  
ભૂતકાલ એ મીઠો કેમ ભૂલાય જો.

૫

સહીયર સંગાથે ફરતી'તી કૂદી-  
કેમ વિસરાયે, સાસરીયામાં સૌખ્ય જો ?  
સ્વર્ગ થકીએ અધિકું ફળીયું માતનું-  
ભૂતકાલ એ મીઠો કેમ વિસરાય જો.

૬

બાલ્યજીવનની પળ અણમુલી છે ઘણી-  
પતિના પ્રેમમહીં પણ એ નહિ ભૂલાય જો;  
રસભીનું એ બાલ્યજીવન નિર્દોષડું-  
ભૂતકાલના સ્મરણો કેમ ભૂલાય જો.

સૌ. સરલા શર્મા




લેખિકાઃ સૌ. લલિતા દેસાઇ

ગૃહ–ગાડીનાં પૈડાં સ્ત્રી અને પુરૂષ છે. ગાડી એક પૈડે ચાલતી નથી. ગૃહ–ગાડી પણ બન્ને પૈડાં એકધારાં હોય તોજ ચાલે છે. નહિ તો સુખ સ્વપ્નેયે ન મળે. શાસ્ત્રોમાં સ્ત્રીને તેથી અર્ધાંગના કે ગૃહિણી કહી છે. સ્ત્રી વિનાનો પુરૂષ ગૃહસ્થ ન કહેવાય. સ્ત્રી વિના પુરૂષ અપૂર્ણ છે.

સ્ત્રી ગૃહજીવનને પૂર્ણ સુખમય બનાવવાવાળી છે. ગૃહસ્થીનો એ આત્મા છે. શાન્તિનું સામ્રાજ્ય સ્થાપી સ્વર્ગ હેઠું તો એ ઉતારે.

આ દુહા એની સાક્ષી પૂરે છેઃ

જા ઘરમેં નહિં હોત હૈ, નારીકા સત્કાર;
કહત મનુ નિજ શાસ્ત્રમેં, સો ઘર હોત ઉજાર.
ગૃહ ગૃહ ગૃહલક્ષ્મી નહીં, સર સર સરસિજ નાહિં;
ગજ ગજ ગજમુક્તા નહીં, બન બન ચન્દન નાહિં.

સંસારમાં ગૃહિણીઓ તો સ્વર્ગની દેવીઓ છે. કન્યા, માતા અને ગૃહિણી—એ ત્રિમૂર્તિ સંરોય સંસાર ચલાવી રહી છે. સંસારનો કંસાર નહિ તો લુખો લાગત. અનાડી બાળકના ખેલ ગોડે એ બની બગડી ગયો હોત.

સ્ત્રી બાળકોની આદ્ય શિક્ષક છે. બાળકોનું ચારિત્ર્ય–ગઠન એના હાથમાં છે. સુશીલા વિદુષી માતા શાળાના શિક્ષકો કરતાં ચઢે, એમ તેથી કહેવાયું છે. આ દૃષ્ટિએ સ્ત્રી રાષ્ટ્રની માતા છેઃ રાષ્ટ્ર એટલે ગૃહોનો સમૂહ. સ્ત્રી માનવિનો વૈભવ કહેવાય છે.

સ્ત્રી શક્તિ છે–દૈવી શક્તિ છે. પ્રીતિપરાયણ સ્ત્રી ધર્મ, સુખ અને સંપત્તિનો અનંત સ્રોત છે. સ્વર્ગદ્વારની એ કુંચી છે. જીવનનું અગમ્ય વન વટાવવામાં એ વિશ્રામનું સ્થાન છે.

સ્ત્રી એક વ્યક્તિ છે. એની ગોદમાં રાજા, ચક્રવર્તી, વ્યાપારી—સૌ, ભગવાને ય ખેલ્યા છે પુરૂષ સમાજમાં ઉન્નતિના શિખરે પહોંચે છે તે એને લઇને. પુરૂષ નહિ તો વણુરંગ્યા ઘર જેવો છે.

સ્ત્રીઓમાં સ્વર્ગીય શક્તિની જ્યોતિ ઝળહળે છે. એનામાં પવિત્રતા, નમ્રતા, શાન્તિ, લજ્જા, ક્ષમા, દયા, શોભા, મધુરતા, સતીત્વ, સહિષ્ણુતા. દઢતા, ભક્તિ અને સ્નેહની અપૂર્વ છટાનું દર્શન થાય છે. એનું હૃદય કોમળતા અને સાત્વિક સેવાનું લીલું ક્ષેત્ર છે.

હોકાયંત્ર ધ્રુવ દાખવે છે. ચંદ્રમા સમુદ્રમાં જુવાળ ચઢાવે છે. સ્ત્રીની સત્તાનો યે પ્રભાવ પુરૂષના સમસ્ત જીવન પર પડે છે.

એ માનવજાતિમાં રહી સંકટ પડતાં પુરૂષની માર્ગ–પ્રદર્શિકા બની સિદ્ધ કરે છે કે એનામાં ઇશ્વરી અંશ છે.

સ્ત્રી ધર્મ, અર્થ અને કામનું મૂળ છે.

ભવસાગર પાર ઉતરવાની ઇચ્છા રાખનાર પુરૂષ માટે એ પ્રધાન આશ્રય છે.

એ કામકાજમાં સલાહ દેનાર મંત્રી છે. સેવાની તો એ દાસી છે. ભોજનભેળા કરવામાં તો એ માતાની તોલે આવી શકે છે. સાંસારિક ઘટનાઓમાં પૃથ્વી સમાન ક્ષમાશીલ છે.

પત્ની સમાજ–દુર્ગની ટોચે ધ્વજ સમો વડી છે. માનવિના જીવન–રથની ઝુંસરી છે.

સ્ત્રીના ટાણાથી કામ થાય છે તેવું સારી દુનીઆના માણસ ભેગા થાય તોયે ન કરાવી શકે. પતિવ્રત ધર્મનું એવું હથિયાર ભલભલા દુષ્ટોને કાબુમાં લાવી શકે છે.

સ્ત્રી પુરૂષનું અડધું અંગ છેઃ જમણો હાથ છે. એના હૃદયમાં સ્વર્ગીય અગ્નિની જ્યોતિ છે. વિપત્તિના સમયે એ પ્રદીપ્ત થાય છે. પુરૂષને ત્યારે તેના તેજ વડે ધૈર્યની મર્યાદા ઉલંઘવા દેતી નથી. સ્ત્રીને તેથી મિત્ર કહી છે.

સ્ત્રીનો પ્રેમ પુરૂષ માટે અમૃત છે. એના વિના પુરૂષનો આત્મા રસતરસ્યો રહેત; ચાતક સમોવડો પૂકારત.

મનુષ્યનું સાંસારિક સુખ સ્ત્રીને આધીન છે. એના હૃદયમાં પ્રેમનો અખંડ દરીઓ ભરેલો છે. મનુષ્ય તેમાં તરી આત્માને નિર્મળ અને અકુલિત કરે છે.

મૃત્યુલોકમાં સદ્‌ગુણી સ્ત્રી સ્વર્ગીય પુષ્પ સમાન છે. એના અશ્રુમાં અદ્‌ભુત શક્તિ છે, હૃદયની કઠોરતાને એ મીણ જેવી પોચી બનાવે છે.

સંતાન, ધર્મકાર્ય, સેવા, પ્રીતિ–સૌ સ્ત્રીને આધીન છે.

પુરૂષને લંગડું પ્રાણી અને આશ્રયહીન પથિક બનતો અટકાવે તે અર્ધાંગના.

સૂર્યમાં પ્રભા, ચન્દ્રમામાં ચાંદની, શરીર સાથે છાયા સમોવડી સ્ત્રી પુરૂષની સહગામિની છે.

મેઘ સાથે વીજળી, સાપ સાથે મણિ, પ્રેમ સાથે મોહિની શક્તિ, પુષ્પમાં સુગન્ધ, જળમાં શીતળતા, વૃક્ષે લતા, આકાશમાં સુરાશ, દિન સાથે સંધ્યા અને પ્રભાત સાથે ઉષાઃ સ્ત્રી એમ પુરૂષ સાથે છે.

ગીતાએ શ્રીકૃષ્ણ મહિમા, ગંગાએ આર્યાવર્ત્ત મહિમા, યમુનાએ વૃન્દાવનનો મહિમા, ત્રિવેણીએ પ્રયાગરાજનો મહિમાઃ પતિવ્રતા સ્ત્રીએ તેવો મહિમા પતિનો છે.

ભગવાને રમણીઓને વિલક્ષણ શક્તિ દીધી છે.

ગોસ્વામી તુલસીદાસજીની આંખોમાં નિરંજનનું અંજન તો પતિવ્રતા સ્ત્રીએ આંજ્યું હતું. તેમના જીવનને જગદીશની જ્યોતિથી ઝગમગાવી દીધું. એમના હૃદયમાં તો લૌકિક પ્રેમનો પ્રવાહ હતો. તેને ઇશ્વરી પ્રેમની ગંગામાં તે સ્ત્રીએ ધક્કેલી આપ્યો.

તેની સ્ત્રીની શક્તિવડે કાયા કંચન જેવી થઇ ગઇ. એના જીવનની ધારા ઘડીક વળી બીજી તરફ વહી ગઇ. માનવજન્મની કાયાએ પલટો લીધો.

સાવિત્રીને સૌ કોઇ ઓળખે છે. પોતાના મૃત પતિને પતિવ્રત બળે તેણે સજીવન કરાવ્યો.

પ્રાયર નામનો કોઇ અંગ્રેજ સજ્જન સ્ત્રીની પ્રભાવશાલિની શક્તિના વખાણ કરે છેઃ

" હું અત્યાર સુધી એકલો પેટ ભરતો હતો. તું આવી. તેં તારી સત્તા જમાવી. મારું જીવન તેં સાહચર્યની જ્યોતિથી ઝગમગાવી મૂક્યું."

નિર્ગુણી થા મૈં અભાગા આજ તક,
અબ તો બિગડે કામ સારા બન ગયા;
સહચરી જીવનકી મેરી તુમ હુઇ,
કાચકા ટુકડા ભી હીરા બન ગયા !

આ દુહોય તે ઠીક લખાયો છેઃ

કહા ન પાવક મેં જરે, કહા ન સિન્ધુ સમાય;
કહા ન અબલા કર સકે, કહા કાલ નહિં ખાય.*

* સચિત



# આવતી કાલની ગુજરાતણ

લેખિકા: બ્હેન ભગવતી ભટ્ટ

આજની કન્યા તે આવતી કાલની યુવતી છે, આજની યુવતી તે કાલની માતા છે; ને આજની બાલિકા તે આવતી કાલની એક ગુજરાતણ છે. આજે ગુજરાતને–ભારતને સાચી ગુજરાતણો જોઇએ છે, ખરી હિંદવાણીઓ જોઇએ છે, ને આદર્શ યુવતીઓ જોઇએ છે, પવિત્ર કન્યાઓ જોઇએ છે. એ આદર્શ યુવતીઓ વિના, મહામોલી કન્યાઓ વિના, તેનાં સત્વ ને ચેતન વિના વર્ષોથી આજે ભારત સુનું પડયું છે. તે શું ઇચ્છે છે ? ફક્ત એક સાચી ગરવી ગુજરાતણ ! આદર્શ ભારત-મહિલા ! ! !

પોતાની પુત્રીને, બ્હેનોને કે પત્નીઓને એક સાચી ગુજરાતણ બનાવવા કોઇએ પયત્ન કર્યો સાંભળ્યો છે ? બહાર જાહેર સભામાં જઇ "સ્ત્રીકેળવણી" વિષે ભાષણ આપનાર પુરૂષને આપણે એટલુંજ પૂછીએ કે "તમે આમાંનું કશું ય તમારી પત્નીને કે પુત્રીને સમજાવ્યું છે ?" જવાબ શું ? હાલમાં સ્ત્રી કેળવણી વધી છે, એમ આપણે બધાંજ માની બેઠાં છીએ. કદાચ તે ખરૂં પણ હોય, પણ તે ફક્ત સભાઓમા, કે લખાણમાં; બાકી ખરી કેળવણી શું, બાળકોને માબાપોએ કેવી રીતે કેળવવાં એ તો આપણાં લક્ષ્મીપૂજક ભારતવાસીઓને સમજતાં હજી બહુ વાર લાગશે.

બાળપણથીજ કન્યાઓને આપણે લગ્નના સંસ્કાર એવા તો પાડીએ છીએ, કે કદાચ તે મોટી થઇને પરણે એમ બને, તો પણ એ લગ્નની ભાવના "મારે પરણવું પડશે" વગેરે તો તેનામાં ક્યારનીય દૃઢ થયેલી હોય છે, ને એ ભાવના તેને ઝટ પરણવા, પતિગૃહે વસવા, કે અનેરા લ્હાવાની કલ્પનાઓ કરાવ્યાજ કરે છે. જાણ્યે કે અજાણ્યે પણ બાળા સમજે છે, કે "લગ્ન" વિના જીવનનું સાર્થક નથી. સ્હેજ મોટી થતાં તે 'લગ્ન" વિષે કંઇક સમજી શકે છે, એટલે તેનામાં શરમ, લજ્જા, શાણપણ વગેરે આવવા માંડે છે ને આજે આપણે જેને સુધરેલો જમાનો માનીએ છીએ, તેમાં પણ તેને સોળ કે સત્તર વર્ષે તો એક સ્વામીની સ્ત્રી કે પતિની પત્ની જાણ્યે અજાણ્યે બનીજ જવું પડે છે. ને પછી ? પછી...તો તેને મન આખું 'જગત' તે તેનાં ઘરની ચાર દિવાલમાંજ તે સમાયલું જુએ છે, ને તેનું જીવન સર્વસ્વ તે તેનો પતિ ! બસ ! આ ભાવના જ્યાં દૃઢ થઇ ત્યાં બીજા કશાયને તેના જીવનમાં અવકાશજ કયાં રહે ?

મને તો "લગ્ન" એ શબ્દ ખરેખરજ કોઇ વાર ભયંકર લાગે છે. પ્રાચીન ઋષિમુનિઓ એને પવિત્ર માને છે. કવિશ્રી ન્હાનાલાલ જેવા વિદ્વાન સાક્ષરો "પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં" વગેરે અનુપમ વાણીવડે "લગ્ન" શબ્દનું મહત્વ વધારે છે, પણ આજે તો "પરણવું, એટલે પડવું"

ને કેવળ પડવું જ નહિ, પણ " છીએ તેથી ય સો વાર નીચે પછડાવું." આવાં લગ્નોએ આજે અનેક કોડભરી, યુવતીઓનાં યૌવન હરી લીધાં છે, અનેક સ્નેહભીની સુન્દરીઓના સ્નેહ ને સૌન્દર્ય વેડફી નાખ્યાં છે, ને બદલામાં મળ્યું શું ? અશ્રુ, શોક, નિરાશા, ને સત્વહીન, માંદલા અશક્ત બાળકે !

આજનાં લગ્નમાં વધુ બલિદાનો સ્ત્રીઓનાંજ લેવાય છે. એ વાસનાભૂખ્યા પુરૂષોને પનારે પડી આજ અનેક રસિકાઓની રસિકતા સુકાઇ રહી છે, અનેક કુમારભાવભીની નવોઢાઓની ઉછળતી ઉર્મિઓ દબાઇ રહી છે. તેને સમસ્ત સંસારમાં કોક અદીઠ દવ સળગતો લાગે છે. સુવર્ણ પીંજરમાં પુરાયેલ કો મેના સમી અનેક પ્રેમપંખીણીઓ પોતાના પ્રેમને એ ગુલામીમાં હોમી રહી છે. તેથી શું તેઓ લેશ પણ સુખી છે? આપણે પતિને પ્રભુ માનીએ છીએ, ને તેની તાબેદારી સ્વીકારીએ છીએ. વર્ષોથી આપણે એમ કરતાં આવ્યાં છીએ. આપણે જીવન સર્વસ્વ પતિનાં ચરણમા અર્પીએ છીએ તો ય તેની તેને કે જગતને કદર નથી. તો હવે શું આપણે એ વિના બીજી કોઇ ફરજ નહિ બજાવીશું ? શું બાળકો ઉછેરવાં કે રાંધવું, એ વિના બીજું કંઇ પણ આપણે ન કરી શકીએ ? જ્યાં સુધી આપણે નિરાશ છીએ ત્યા સુધી કંઇજ કરવા અશક્ત છીએ. નહિ તો પુરૂષો માને છે, તેટલી બધી સ્ત્રીઓ સત્વહીન નથી. શું સ્ત્રીઓ કુમારી ન રહી શકે ? કુમારીકામાં જેટલું સાત્વિક બળ હોય છે, તેટલું પરિણીત સ્ત્રીમાં નથી હોતું, કારણ કે તે અનેક ચિંતા ને સંસારનાં બંધનોથી બંધાયલી હોય છે. જો સાચી ગુજરાતણ બનવા કોઇ પણ સમર્થ હોય, તો તે ભારતની બંધન વિનાની કુમારીકાઓજ છે.

આજે ગુજરાતને એવી ગુજરાતણ જોઇએ છે કે જે ક્ષુદ્ર વાસનાઓને જીતી શકે, લગ્નના મોદક લ્હાવાઓને તિરસ્કારી વિશુદ્ધ કૌમાર્યના ઉચ્ચ અભિલાષો સેવી, જગતનો આદર્શ બની, પોતાને શુદ્ધ પંથે અનેકને વાળે. આજે ગુજરાતને કેવલ પતિની પત્નીજ નથી જોઇતી, પણ સ્નેહીની સ્નેહરાણી જોઇએ છે. જગતમાં નિર્ભયપણે ઝંપલાવનાર જગત–ઉદ્ધારિણી ને પુરૂષની પાછળ ચાલનાર તેની છાયારૂપ સ્ત્રી નહિ, પણ પુરૂષની સાથે ચાલનાર જીવનસહચરી જોઇએ છે. હવે દુનિયાને થોડું કામ કરતાં થાકી જનાર નાજુક લલનાની જરૂર નથી. અત્યારે તો જગતને સતત કામ કરનાર મજબુત ને દૃઢ રજપુતાણી સમી હિંદવાણી જોઇએ છે. આજે સમાજને યુરોપિયન સ્ત્રીનું અનુકરણ કરનાર ફેશનેબલ સ્ત્રી પણ નથી જોઇતી, પણ સાચા ગુજરાતનાં ગૌરવ સમી સાદી ને સુન્દર સંસ્કારી સન્નારીની જરૂર છે.

આપણે હમણાં સાચી ગુજરાતણો મટી ગયાં છીએ. આપણામાંનાં ઘણાંએ સાચી ગુજરાતણના ગુણો ખોયા છે. તે ફરી પ્રાપ્ત કર્યા વિના આપણને ન જ ચાલે. એ સ્ત્રી તરીકેના સ્નેહ, ક્ષમા, ધૈર્ય, કુશળતા વગેરે ગુણો તો આપણામા હોવાજ જોઇએ. તે સિવાય પુરૂષોની સાથે રહી કામ કરવાની શક્તિ, સમાજ સામે રહીને સત્ય રસ્તે જતાં ટીકા સહેવા જેટલી સહનશીલતા, આપણાં ભાઇ બ્હેનોને સંસ્કારી બનાવવાની શકિત ને બાળકોને ઉછેરવા વાત્સલ્ય હોવાની જરૂર છે. આવી દયાની મૂર્તિ સમી, ક્ષમા, સંયમ ને અદ્દભૂત તેજ વડે દીપતી ગરવી ગુજરાતણો વડે ગુજરાતને ફરી એક વાર ઉજળું કરવું એ આજની યુવતીઓના ને કન્યાઓના હાથમાં છે. ને એ ગુજરાતણોજ જો ધારે તો આજે સ્વરાજ્ય પણ લઇ શકે.

આવી ગુજરાતણ બનવા માટે કદાચ આપણે યુનિવર્સીટીની એક પરીક્ષા ઓછી આપી

હશે તો વાંધો નહિ, પણ આપણામાં સ્વદેશ-સેવા, ને આત્મશ્રદ્ધા તો હોવાંજ જોઇએ. હવે આપણે પરદેશીઓનું અંધ અનુકરણ કરી દેશને શરમાવવાનું છોડી દેવું જોઇએ. આપણામાંનાં આગળ વધેલાં બ્હેનો પોતાની શકિત ફૅશનમાં–ખોટી ફૅશનમાં ગુમાવે છે. એ ખોટી ફૅશનને છોડી આપણા દેશ તરફ વફાદાર રહેતાં આપણે શીખવું જોઇએ.

મહાત્મા ગાંધીજી કહે છે, તેવી સ્વદેશ-પ્રીતિ, તેવું અતુલ શારીરિક બળ ને ચારિત્ર્ય બળ એ બધું તો વધુ પ્રમાણમાં આપણાં ગામડાંઓમાંજ સમાયેલું છે. જ્યારે શહેરમાં તો કંઇક અસંબદ્ધ કેળવણી ને માંદલી દેખાતી નાજુક ફૅશનેબલ સ્ત્રીઓ! આજે જો સાચી ગુજરાતણો આપણે ક્યાંકથી મેળવવી હોય તો તે આપણને ગુજરાતનાં નાનાં નાનાં સુંદર લીલાં ખેતરોથી છવાયેલાં ગામડાંઓમાંથીજ મળે. ફક્ત ત્યાં થોડીક કેળવણીની ખામી. પણ એ ખામી છતાંય તેમનામાં જે સ્વતંત્રતા, ઉત્સાહ, કાર્યકુશળતા, જુસ્સો વગેરે ગુણો છે તે આપણી શહેરમાં વસનારી બ્હેનોમાં નથી જ. પ્રત્યક્ષ દાખલા તરીકે બારડોલીના સત્યાગ્રહ વખતે ત્યાંના ગામડાંની સ્ત્રીઓએ જે દઢતા, જે હિંમત ને જે ટેક જાળવ્યો છે, તે શું આપણી મુંબઇની સ્ત્રીઓ જાળવી શકી છે? દિવસો સુધી અંધારા ઘરમાં પુરાઇ રહીને પણ જેણે પોતાનાં ગરવા ગુજરાતનો વિજયધ્વજ નીચે નથી પડવા દીધો, તે જોઇને ઘણા શહેરવાસી ને કેળવાયલાઓને પણ આશ્ચર્ય થયું હતું. બારડોલીની વીરાંગનાઓ પઠાણોને પણ જીતી હતી, ત્યારે હિન્દુ–મુસ્લીમનાં હુલ્લડ વખતે આપણી મુંબઇની વીરાંગનાઓ બારીની બહાર પણ માથું ન્હોતી કાઢતી! ધન્યવાદ કોને? આપણામાં એ જોમ નથી, એ ઉત્સાહ નથી, ને ગામડામાં કેળવણી નથી. બંનેની ખામીઓ જો દૂર કરાય, તો આપણે બહુ બહુ કરી શકીએ. પણ શહેરની રમણીઓ ગામડાંથી સુગાય છે, ગામડાંના ખેડુત બ્હેનોને કંઇક અંશે તુચ્છકારે છે. આ રીતે માયલોનું અંતર તેમની વચ્ચે પડી ગયું છે. તે અંતર દૂર થયા વિના આપણો ઉદ્ધાર ન જ થાય. શિક્ષિત બ્હેનોની ફરજ છે, કે અજ્ઞાન બ્હેનોને સંસ્કારી બનાવવી; તોજ તેમનું શિક્ષણ સફળ થાય.



**ઘુટાછેડાનો સરળ ઉપાય**

ડૉ. જ્યોર્જ વોકર નામે બાલ્ટીમોરનો એક ડૉક્ટર કહે છે કે પતિ–પત્ની વચ્ચે ઝઘડા થાય છે તેનું મુખ્ય કારણ એ છે કે તેમના ખોરાકમાં ચુનાનું તત્વ ઓછું હોય છે. જ્યારે જ્યારે એવો પ્રસંગ ઉભો થાય ત્યારે ત્યારે દંપતિના ખોરાકમાં શેરેક દુધ દરરોજ આપવું જોઇએ એવી તેની સલાહ છે. વધારામાં તે રોજની બે નારંગી ખાવાનું કહે છે. એ ખોરાકથી બન્નેના મગજ શાન્ત રહેશે અને ઝઘડા નહિ કરે.

* * *

છગન: મગન, કાલે તો તું 'મારી સાસુ મરી ગઇ છે; અને સોનાપુર જવું છે' એમ ચીઠ્ઠી મોકલી ઓફીસ નહોતો આવ્યો પણ આજે સવારે મેં એને મંદીરે દર્શન કરવા જતાં જોઇ હતી:

મગન: મેં કાંઇ એમ નહોતું લખ્યું કે એ મરી ગઇ છે ને સોનાપુર જવું છે પણ એટલુંજ લખ્યું હતું કે એ મરી ગયે સોનાપુર જવાનો ઇરાદો રાખું છું.



# બલિદાન

લેખિકા: સ્વ. કુ. નિર્મળા નગીનદાસ મહેતા

અબળા થઈ એટલેજ હીણાઈ. એને ન મળે હક્ક, એનું સૌંદર્ય એ એનો વાંક, એના અશ્રુ એ એનું આશ્વાસન. કારણ એને કુદરતે પરતંત્ર બાંધો બક્ષ્યો અને સમાજના નિયમો પુરૂષવર્ગે ઘડ્યા. આમ છતાં એના સર્વસ્વનો આત્મભોગ લઈ એનીજ દયા અને માયાને આધારે સૃષ્ટિનો ક્રમ ચાલી રહ્યો છે.

રુદ્રપુર ગામની સીમની સીમાપર રાતી ઈંટોથી ચણાયેલા એક ઘરની ઉંચી અટારીએ, સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયે કુદરતની લીલા નિહાળતી એક કુમારિકાને રસ્તે જતાં આવતાં લોકો કુતુહલથી ટગર ટગર જોતાં પણ તે કદી લક્ષમાં લેતી નહિ. એનું ધ્યાન તો આકાશમાં થતા રંગબેરંગી નાના મોટા સાથિયા જોવામાં લીન હતું. પાસેથી વ્હેતી નાની સરિતાના ખળખળતા નિર્મળ જળ ઉપર નાચી રહેલા બાલરવિના કિરણો જોવા તેની ચંચળ આંખો ઉત્સુક દેખાતી. બાળાનું વય તેના મુખારવિંદ ઉપરથી કળી શકાતું નહિ. સુનંદાના આસ્માની વિશાળ નેનોમાં તેજ હતું પણ કંઈક વર્ષોની ગમગીનીની અસરે નેત્રો ઉંડા ગયલા. ગૌરવર્ણી કોણીઓ ઉપર ટેકવાયલું, કરાંગુલિઓ મધ્યે બીડાયલું તેનું મુખકમળ, નાનીશી અર્ધખીલેલી ગુલાબની ફુટતી કલિકાનો ભાસ આપતું.

નિયમિત, પ્રભાત પડતાં પૂર્વે, પક્ષીઓનાં મધુર કલરવે જાગૃત થઈ તે નદી તરફ પ્રયાણ કરતી. પવિત્ર જળમાં સ્નાન કરી પાછા ફરતાં એના ગૌર બદનને ચોંટેલા શ્વેત વસ્ત્રમાંથી ટપકતા જલબિન્દુઓ, પીગળતાં બરફમાંથી ઝરતાં પાણીના મોતીબિન્દુ સમા દીપી રહેતાં.

તે શૂન્ય ઘરમાં અટ્ટહાસ્ય અને લાગણી વિહોણા મધુર ગીતોથી, ક્વચિત્ આવતા અભ્યાગતોને સ્વાગત અપાતું. "સુનંદા, આ હાસ્યની ખાણ ક્યાં ?" એ પ્રશ્નના પ્રત્યુત્તરમાં જડ ખડખડાટ સંભળાતો. દુઃખિત પ્રસંગે પણ અકારણ હાસ્ય માટે સવાલ થવે એ જવાબ વાળતી, "સ્નેહી કે સગું ગણાય તેવું મારે કોઈ નથી. સ્નેહે દ્રવતા અશ્રુઓ ચાહિત કે પાત્રાપિ માટે સારવાના ન હોય. સર્વ સમાન હાડ, માંસ અને રૂધિરનું આ શરીર બનેલું છે છતાં હૃદય દુઃખોથી ટેવાતાં જડ બન્યું છે, તેમાંજ હાસ્ય કેવળ સમુદ્‌ભવે." એકાંતમાં ઓચિંતું કોઈ જઈ ચડતું સારેજ એ ચેતનાહીન મુખારવિંદ ઉપર પ્રસરેલી વિષાદની છાયા, આંતરિક દુઃખે અશ્રુસારિત નેત્રો દૃષ્ટિએ પડતાં. તે સરિતાની બાજુમાં શિવાલય હતું. ઉષા તેના ઘુમ્મટને સોનેરી કિરણોએ રંગતી. સુનંદાનું આછા સોનેરી તાસના સાળુથી આચ્છાદિત થએલું સુકોમળ શરીર અને શિવને વંદન કરતું મસ્તક દીવીના ઝાંખા પ્રકાશમાં વધારે સુંદર લાગતું હતું. સાંજ સવાર, કકરતી ટાઢી, ધોધમાર વરસાદમાં કે ઘોર અંધારામાં પણ તે શિવાલયમાં દર્શન કરવાનું ચૂકતી

નહિ. આ વખતે એના હૃદયમાં ચાલતું આનંદ અને શોક વચ્ચેનું દ્વંદ્વ તેના મુખપર પ્રદર્શિત થતું, જે જોનાર દેવની મૂર્તિ એકલી હતી.

સુનંદાના પલંગ ઉપરની બારી ઉપર એક સંગેમરમરની પેટી હતી. તેમાં એક હસ્તલિખિત મોટો પત્ર હતો. સુનંદાએ એમાં એનું જીવનવૃત્તાંત લખેલું હતું. પત્ર કોને લખેલો હતો તે વાંચ્યા વગર જાણવું મુશ્કેલ હતું. તે નીચે પ્રમાણે હતો:

"દરેક મનુષ્યને, પોતાની પાસે રહેલી વસ્તુ અમૂલ્ય લાગે છે. મારી પાસે એવી એકજ ચીજ છે, જેને હું મારી પોતાની તરીકે ગણી શકું એમ છે. તે ચીજ મારી ગમગીની છે. મારી દીલગીરીનો સાથી હું કોઇને બનાવવા માગતી નથી. પણ એક વખત એવો આવશે કે જ્યારે મારું અસ્તિત્વ આ દુનિયામાં ન હશે ત્યારે હું તમારે માટે એ મારી વસ્તુ મૂકી જઇશ. ઇશ્વરે એ ચીજ મારા હૃદયમાં સ્થાપી છે. એ અટ્ટહાસ્યે નાચતી આંખોએ મ્હારા દુઃખિત ચિત્ત ઉપર અંધાર પીછોડો નાંખ્યો હતો, જેથી આ અશ્રુપૂર્ણ કથા તમારી માન્યતામાં કેમ આવશે એ મ્હારી સમજ બ્હાર છે.

"જન્મ વખતે બાલકનું જગત્ તેજ અને આનંદમય હોય છે. પણ મારે માટે એવી દુનિયા હતી કે જે મારું સ્વાગત પણ કરવા તદ્દન નારાજ હતી. માની મીઠી ગોદ એજ મારી દુનિયા હતી. એનીજ મમતાએ અમો બે વચ્ચે માયાનું સંધાન જાળવેલું. બાળકની દુનિયા સ્મિતોથી ભરપૂર હોય છે. બાળક વિનાનું ઘર નિસ્તેજ: એની લોલીગી તસનસની નાની આંગુલિયો, ને હસીને હસાવતા નેત્રયુગલથી, તે જે બાળક કે ઘર પર શાસન ન કરે તે ખરેખર કમનસીબ કહેવાય. મારા જન્મથીજ જગત્ કોપેલું. આ માયાવી જગતના મનુષ્યને મન હું એક અજાણી બાળા હતી. અને મારા સ્મરણપટ પર તે સમયે જે એકજ વ્યક્તિનું ચિત્ર આલેખાતું તે મારી માતાનું હતું.

"મારું જીવન જ અશ્રુથી શરૂ થયું. હું મારી માતાને કોટે વળગી તેની છાતી પર માથું નાંખી અશ્રુ સારતી. એ પણ મારી સાથે રડતી. હજુ પણ એનો રડતો ચ્હેરો મારી નજર આગળ તરે છે. એક વૃદ્ધ મનુષ્ય મારી માતા પાસેથી મને લઇ જવા આવ્યા. માતાએ કહ્યું કે, "હું કેવી કમનસીબ છું કે મારા પોતાના બાળકને મારી પાસે રાખી શકતી નથી." તે વૃદ્ધ મનુષ્યે જેમ જેમ મને લેવા હાથો લંબાવ્યા તેમ તેમ હું વધારે ને વધારે જોરથી મારી માતાને વળગતી. તેના અશ્રુઓથી મારા વાળ ભીંજાઇ ગયા મ્હારું જગત્ મારી માતામાંજ સમાયેલું હોવાથી હું હવે તદ્દન એકલી પડી જઇશ એમ મને લાગ્યું. અંધારું થતાં તે ક્રૂર વૃદ્ધે મને મારી માતાના હાથમાથી ઝુંટાવી લીધી. મારી માતા મને રડતી આંખોએ નીરખી રહી. એનાથી છુટી પડતી વખતના શબ્દો પણ ભૂલી ગઇ છું. વાત્સલ્ય–અશ્રુ એજ મ્હારી માતા તરફથી મળેલો વારસો હતો અને એ બળેજ મારું જીવન આરંભ્યું.

"મારું હૃદય બીજા માટે સ્નેહથી દ્રવતું ખરું પણ મેં જેને મારો સંપૂર્ણ સ્નેહ અર્પણ કર્યો, તે તો મારા જીવનમાં એક ધૂમકેતુ જેમ દેખા દઇ અદૃશ્ય થયા. મારે નસિબે તો સદાએ રોવાનું છે એમ લાગ્યું. ત્યાર પછી હું અને તે વૃદ્ધ ગૃહસ્થ સાથેજ રહેવા લાગ્યા.

"શરૂઆતમાં થોડા દિવસ હું મૂક રહી. એટલુંજ નહિ પણ મારા બિછાના પરથી ઉઠી નહિ કે મેં ખાધું પણ નહિ. તેણે મને પો-

તાના હાથો વડે ખવડાવવાં માંડ્યું પણ મેં ગુસ્સામાં તેના હાથો તરછોડ્યા અને મારા હોઠો વધુ ને વધુ સખત બીડી દીધા. કેટલીક વખતે તો તે મને સાંજ સુધી જમાડી જમવા ખોટી થતા. મને મૂકી તેને ખાવું પણ ભાવતું નહિ, કારણ કે એ એવું માનતા કે જે બાળકની તેને સોંપણ થઇ હતી તે જો ભૂખ્યું રહે, તો તેનાથી કેમ ખવાય ?

"મને હસાવવા બોલાવવા તેમણે ઘણા ઉપાયો યોજવા માંડ્યા. મારા ઓરડામાં રમકડાનો ઢગલો થયો. વાડીમાંથી કંઇક ફુલોની વેણી ને ગજરા મારે માટે મંગાવતા. મને દુનિયાના બીજા મનુષ્યોમાં ભેળવવા તે વૃદ્ધ પડોશીના નાના બુલકાંઓને ખાવાની લાલચે બોલાવતા. મારૂં કોઇ મિત્ર ન હતું, તેથી મને તેઓને મારા મિત્રો બનાવવાની ઘણીજ આતુરતા હતી. હવે મારા મુખ પર હાસ્ય પ્રકાશ્યું. ધીરે ધીરે તે જુના ઘરને મારા પોતાના ઘર તરીકે ગણતી થઈ. વડિલને હું 'દાદા' કહેતી અને તે મને 'સુનંદા' કહી બોલાવતા. આની પ્હેલાં મારૂં બીજું નામ હતું કે નહિ અને હોય તો તે શું હતું તેની મને ખબર નથી.

"હું જ્યારે સમજણી થઇ ત્યારે તેણે મને શિવપૂજન કરતાં શીખવ્યું. મને એમાં ઘણી મોજ પડતી. મને દાદાજી કહેતા કે 'જે પૂછવું કે કહેવું હોય તે ભોળા શંભુને પૂછવું.' એ બધું મેં માની લીધું. દુનિયાના લોકોને તે મારે કંઇ લેવાદેવા ન હતી તેથી રોજ શિવને સાષ્ટાંગ કરતી. મારૂં હૃદય ખાલી કરતી અને મારા આંસુઓની જલધારાથી મૂર્તિને અભિષેક કરતી.

"મારા દાદાના ઘરમાં હેત અને પ્રીતની કંઇ ઉણપ ન હતી. બીજા બાળકોમાં ને મારામાં ઘણો ફેર હતો એ હું ભુલી ન શકી. હું નાની હોવાથી મારા દાદા મને પોતે નવડાવતા તેમજ ખવડાવતા. કકડતી ઠંડીમાં પણ જો પ્રાર્થના કર્યા પ્હેલાં મારો સ્પર્શ એને થઇ જાય તો અભડાઇ ગયા હોય એમ પવિત્ર થવા નદીમાં ન્હાવા જાય. આ મારાથી છુપાવવા એ ઘણા પ્રયત્ન કરતા પણ તે વ્યર્થ જતા. જ્યારે હું એમને પૂછતી, ત્યારે વખતે કંઇ કહી દેવાય એ બીકથી તે આઘા ચાલ્યા જતા. અરે ! પણ હું કેવી ભૂલકણી છું !. મને કોઇને પણ ફરિયાદ કરવાનો શો હક ? મારે તો કંઇ પણ કહેવું હોય તે મારા દેવનેજ કહેવું જોઇએ. હાસ્યથી હું એમને શાંત કરવા મથતી. *ઘણી વખત એમના પાડોશીઓ એમને પૂછતા* કે હું તેમની શું સગી થતી હતી. એ જવાબ આપે તે પ્હેલાંજ 'હું તેમની દત્તક પૌત્રી થાઉં,' એમ જવાબ દઇ તેમની મુંઝવણ ટાળતી.

"એક દિવસ મેં સાંભળ્યું કે તે તેમના દેશ મધુપુર જવાના હતા. કારણ કે એમનો વિચાર જન્મભૂમિમાં અગ્નિસંસ્કાર પામવાનો હતો.

"અમે તે રાતી ઇંટોથી ચણાયેલા ઘરમાં વસંતઋતુમાં આવ્યા. ગ્રીષ્મ થતાં આંબાના ઝાડ પર કોયલ ટહુકી રહી હતી. ઘર શાંત જણાતું હતું. મેં સાંભળ્યું હતું કે આ ઘરમાં પૂર્વે ઘણા મનુષ્યો વસતા હતા. પણ હવે તો તે મોટા ઓરડાઓ ખાલી પડેલા હતા. શિવની પૂજાનો મ્હારે રોજનો નિયમ હતો. મારા દાદા પાસે પ્હેલા ઘણો પૈસો હતો, તેમજ તેને ઘણા પુત્રપૌત્રો હતા. પણ એક સિવાય બધા તેમને છોડી ગયા હતા. એક પૌત્ર માત્ર રહ્યો. અમુક સંજોગોને લઇ તેમણે ઘર તેમજ છોકરાંને છોડ્યા હતા.

"જરાવસ્થા આવી એટલે પોતાને પેર

પાછા આવ્યા. તે ઘણીવાર રોદણા રોતા કે જેનું મેં અહિંયા પાલન પોષણ કરેલું તે મને ત્યજી ગયા. મૃત્યુ પછી પાછા એકઠા થશું. મારી રાખ એમની રાખ જોડે ભળવી જોઇએ. અહિંઆ મારો ને તમારો પ્રથમ મેળાપ થયો. તે વાતને વર્ષો વીતી ગયાં છે. તમને તે દિવસ યાદ છે ?

"સરિતા તે વખતે અમારા ઘરની ઘણીજ નજદીકથી વ્હેતી હોવી જોઇએ. હવે એનો પણ પ્રવાહ બદલાયો છે. પગથીઆને કોરા રાખી પાણી દૂર ને દૂર વહે છે. લોકોને કાદવમાં પગ ખરડીને સરિતામાં જવું પડે છે. ત્યાં એક મોટું વડ છે. તેની નીચે બે પત્થરો હતાં, જે હવે લોકો નહાવાની જગા તરીકે વાપરે છે.

"એક દિવસે હું બ્હાર આવી તે પત્થર પર બેઠી હતી. પાણી હજુ શાંત ને આસમાની હતું. કારણ કે સૂર્યોદયને વાર હતી. પક્ષીઓએ સૂર્યદેવતાને સ્વાગત આપવાને મધુર સ્વરે ગાવા માંડયું. મારા ભવિષ્યનો વિચાર કરતી હું બેસી રહી. મારૂં કોઇ સગું હતું કે નહિ તે હું જાણતી ન હતી. એટલામાં કોઇનો પગરવ સંભળાતાં મેં ઉંચુ જોયું. ત્યારે તમે નદી તરફથી આગળ વધતા દેખાયા. મને તમે ઘણા સુંદર લાગ્યા. પ્રથમ દૃષ્ટિએજ પ્રેમનો વિનિમય થયો. સમાજની દૃષ્ટિએ તે ઘણું અશુભ હતું પણ એ તો મ્હારા જીવનની સર્વોત્તમ પળ હતી.

"યુવાવસ્થા પ્રાપ્ત થતાં સહચારની અભિલાષા મનમાં ઉદ્‌ભવે છે. અહિંયાં વડિલ અને મારી વચ્ચે તમારે એક સાથી પસંદ કરવાનો હતો. કુદરતી રીતેજ તમે મને સમવયસ્કાને પસંદ કરી, અને મેં તમને કર્યા. હાસ્યે તમારે કાજે કૃત્રિમતા સજી અને ખરા અંતઃકરણનું બની ગયું. તમારી મિત્રતાએ ચિરકાળથી વસેલી ગમગીની ને ચિંતા દૂર કરી પણ એ ટકી તેટલોજ સમય, પછી પાછું તો 'મિંયા સુવાને લેખા પૂરા' માફક બધું સમાપ્ત ને આશા નિરાશામાં પલટાઇ ગઇ. તે સુખના દિવસો ક્યાં ને ક્યારે પસાર થયા તે હું સમજી શકતી નથી. હવે બધું સ્વપ્નવત્ ભાસે છે. તે ટૂંક સમય મને ચિરસ્મરણીય રહ્યો છે.

"આપણા આનંદનાં દિવસો જ્યારે આમ પસાર થતા ગયા ત્યારે યમદૂતે આપણા ઘરમાં દેખા દીધી. દાદાજી મરણ પથારીએ હતા. તેમની જીવન જ્યોત, તેલ ખૂટવાથી ઝાંખી થતી હતી. સવાર સાંજ હું તેમની પાસે જતી અને બેસતી. તે મારી તરફ સ્નેહ અને મમતાભરી આંખે જોઇ રહ્યા: તેમના ધ્રુજતા હાથે મારા વાળ સંકોર્યા. તેનો જીવ પાલક પુત્રીમાં—મ્હારામાં—ભરાયો હતો. મૃત્યુ પછી નિરાધાર બાલાનું શું થશે તેનાજ તેને વિચાર આવતા. ચિંતાથી મૃત્યુ નજદીક આવતું હતું. જે મારા સ્પર્શે અભડાયા સમાન પાછું નાહી લેતા તેની પાસેથી હું શું આશા રાખી શકું ?

"દાદા મને કંઇ કહેવા માંગતા હતા, પણ એમના હોઠો ન જ ઉઘડી શક્યા. જીભ તાળવેજ ચોંટી રહી. એની આંખો એની જીભનું કામ કરતી હતી. એ મારી પાસે કંઇ માંગણી કરતા, ઉપકારનો બદલો માંગતા હોય એમ દેખાયા. પણ તે શું હતી તે જાણવાની કંઇ પણ દરકાર મ્હેં કરી ન હતી. તે વખતે વડિલની અશ્રુભીની આંખોમાં રહેલા ભાવો વાંચવાની મને ફુરસદ ન હતી. કારણ તમારી કાળી આંખોમાં રોજ કંઇ નવીનતા જણાતી. તેથી થોડો વખત ઉતાવળથી વાતો પતાવી હું દાદાનો ઓરડો છોડી ચાલી આવતી. તે તૂટેલા જીગરમાંથી હજારો નિઃશ્વાસો મૂકાતા. પણ તે વખતે મને તેની ક્યાં દરકાર હતી ?

"જ્યારે આપણે બે જણાએ મળી ચેત

કમળોનો મોટો હાર બનાવ્યો હતો તે દિવસ તમને યાદ છે ? તમે એક છેડો પકડયો, મેં બીજો પકડયો; આપણે બંનેએ તે 'સાથે શરૂ કરેલો હાર ઘણો લાંબો હતો અને વચમાં ખીલેલું એક મોટું કમળ હતું. મારા દાદા કમળથી ઘણા ખુશ થતા તેથી હું તેમની પાસે લઇ ગઇ અને કહ્યું, 'જુઓ દાદાજી આ કેવો સુંદર હાર છે ?' તેણે કહ્યું, 'ખરેખર, બેટા તું ફૂલોથી જ છવાઇ ગઇ છે. તું સાક્ષાત સરસ્વતિ દેવી જેવી લાગે છે. તને કોણે આટલા બધાં પુષ્પો ભેટ આપ્યાં ?' 'તમારા પૌત્ર શંકરે' મેં જવાબ આપ્યો.

"એનું લોહી ઉડી ગએલું મુખ વધુ ને વધુ નિસ્તેજ બનતું ગયું. છતા પણ એ હસીને બોલ્યા, 'તું તારા દિવસો હાસ્યમાંજ પસાર કરે છે, તેમાં અશ્રુઓનો સમાવેશ થાય છે ? હાસની જેમ બે બાજુ હોય છે તેમ જીવનમાં સુખ ને દુઃખ બને છે. માટે દુઃખ પડતાં પહેલાં તેને માટે તૈયાર થઇ રહેવું વધારે સારૂં. ઇશ્વર તને એ દહાડો ન દેખાડે.'

બારીઓ પણ પોતાના બાળકોને રખડાવતના નથી, પણ મારી માતાએ તો મને ન રાખી. મારી લાગણી મરતી ગઇ. મારે શા માટે કોઇને માટે રડવું જોઇએ ?

"પણ તે દિવસથી મારો આનંદ અલોપ થઇ ગયો. હું આળસુ બનતી ગઇ. મરની બ્હાર પણ હવે હું જતી નહિ. તમે મારી રીતભાતથી અજબ થતા. તમે જ્યારે મને તેનું કારણ પૂછતા ત્યારે પ્રત્યુત્તરમાં હસી પડતી. પરંતુ મારા હાસ્યમાં પ્હેલાંની મધુરતા ન હતી

"થોડા દિવસ આમ ચાલ્યા ગયા. એક દિવસ તમે મારા દાદાના ઓરડામાં ગયા; ત્યાં ત્રણ ચાર કલાક સુધી વાતો કરી. તમે શું વાતો કરી તે હું જાણતી નથી. પણ જેવા તમે આવ્યા તેવી તરતજ હું અંદર ગઇ.

દાદાએ કહ્યું, 'બેટા, હું આ દુનિયાનો થોડા વખતનો પરોણો છું. મારા જતાં પહેલાં હું તને ને શંકરને કંઇ કહેવા માંગું છું. એને કહેવાનું મેં કહી દીધું છે. એ પુરૂષ છે, એ

સતું સાવ જાન રહી શકયું. તારા તરફના સ્નેહે હૃદયની શૂન્યતા ઉડાવી દીધી. એટલુંજ નહિં પણ એવી સર્વોપરિ સત્તા જમાવી કે એ બધું કેમ બન્યું તે હું કળી પણ નહિ શકયો. કુદરતનો કાયદોજ છે કે જીવતિનું હૃદય ખાલી રહી શકેજ નહિ. કોઇપણ આવી હૃદયપર સર્વોપરિ સત્તા જમાવે છે. માયાનું બંધન કુદરતને આધીન છે. આ સમયે શંકર એને મોસાળ હતો, અરે, હુંજ કુરતાને આધીન થઇ એને ત્યાં ત્યજી આવેલો. માયાનો ઘાતક બનવા જતાં હુંજ એનાથી ઘવાયો. તને કેવી મમતાથી હતી, કેવા પ્રેમ અને કલેશથી તારૂં લાલનપાલન કર્યું તે કયાં તારી ધ્યાન બ્હાર છે ? પાપ પરિતાપ તને સ્પર્શ પણ કરી શકયાં નથી. પણ વિધિના લેખ કોણ મિથ્યા કરી શકે ? જીવનનો અસહ્ય ફટકો મારે હાથેજ તને પડશે. એ કર્કશ ફરજથી છુટવાના મારા પ્રયત્નો નિષ્ફળ ગયા. હવે એ જ અંતિમ ઉપાય રહ્યો.'

" આ સાંભળી હું સ્તબ્ધ થઇ ગઇ. મુંગા મુંગાંજ મારા હૃદયે જડતા સ્થપાઇ. મેં જે સાંભળ્યું તે ઘણું દુઃખદાયી હતું. પાપ શું તેની મને ખબર નહતી. પણ પાછળથી મને સમજાયું કે જેણે મને જન્મ આપ્યો હતો તે પાપી હતી. તેને લીધેજ તેણે મને ત્યજી હતી અને નહિં કે ગરિબાઇને લીધે. પણ તે પાછળથી સમજાયું. તે પોતાનાથી બીતી હતી,. અને તેથી મારી ઓળખાણ આપતાં તે લજવાતી. આ સાધુ પુરુષ ( જેને હું દાદા કહેતી હતી તે ) ને મારી સોંપણ કરી ત્યારે એને લાગ્યું હશે કે મારી આ બાળકીનું જન્મનું પાપ એના પૂણ્યોથી ધોવાઈ જશે. પણ કોલસાને કોઇ સાબુ ઘસી ઉજળો કરી શકે છે ? મારા જન્મનું પાપ મનેજ ચોંટયું.

" તે વૃદ્ધ હજુ આગળને આગળ વધતા ગયા, ' બેટા, મેં તને સૌથી વધારે ચાહી છે, પણ મનુષ્ય માત્ર અપૂર્ણ એટલે જલ્દીથી કલંકત બને. મને ખબર છે કે મેં તને મારી વર્તણુંકથી ઘણી વખત દુઃખ આપ્યું છે, કારણ કે સમાજને લઇને તારો સ્પર્શ મારે માટે અપવિત્ર હતો, અને હું તે ન ચલાવી શકતો. હવે મરતી વખતે તારી પાસે એક માંગણી કરવી છે. તને કદાચ ખબર નહિ હોય કે તું શંકરને એની આંખની કીકી સમાન છે. એ હું ઘણી વખત અગાઉથી જાણું છું. અને એણે એ મારી પાસે એ કબુલ્યું છે. તું ગંગાના સ્રોત જેવી પવિત્ર છે, પણ સમાજ તે સ્વીકારશે નહિ. સમાજની નજરે તું પાપી છે. તું મારા સંદેદ નીમાળાને અડકીને સોગંદ ખાઇને કહે કે શંકરને તું તેના જ્ઞાતિબંધુઓ આગળ લજવાવા જેવું કંઈ કરીશ નહિ; અને તેને-મારા કુટુંબના છેલ્લા વંશજને આબરૂભેર રહેવા દઇશ. તું એને ભૂલી જશે તો એ પણ તને ભૂલી જશે. એવો મનુષ્યનો સ્વભાવ છે. મ્હારૂં સર્વસ્વ તને અર્પણ કરૂં છું. જગતમાં હવે તને જીવવું મુસ્કીલ નહિ પડે. તારો મોભો ને દરજ્જો સચવાશે. '

' સર્વસ્વ ' શબ્દનો ભણકાર મને ચાબુકના જેવો સાલ્યો. કંઇ પણ ફડફડાટ વિના એના એ બોલેબોલ મેં પણ મૂકયું. મ્હેં શું ને કેટલું બ્હોર્યું હતું, તેનો ખ્યાલ ધીમે ધીમે આવવા લાગ્યો.

' વૃદ્ધે મને આશિષ આપતાં કહ્યું, ' બેટા, તું સાવિત્રી જેવી બીજે ભવે થજે. આ જન્મના પ્રાયશ્ચિતે ત્હારા બધા પાપો ધોવાઇ જશે. તું ખરેજ દેવી છે. તારો ઉદ્ધાર દેવ નક્કી કરશે, એટલુંજ નહિ પણ તનેજ વરશે. '

" એક અજ્ઞાત આશાવંત બાલા પેઠ મ્હેં અંતઃપુરમાં પ્રવેશ કર્યો. પણ બ્હાર

આવી ત્યારે પ્રૌઢાપણું પ્રાપ્ત થયું. હવે મને સમજ પડી કે મ્હારૂં સર્વસ્વ હું તમને અર્પી ચૂકી હતી. જે પ્રેમથી તમને પરવશ બની હતી તે ભૂલી જવો તેનાથી કપરું કાર્ય કોઇ પણ ન હતું. ધર્મ અને પ્રેમના દ્વંદ્વે મારા હૃદયનું સ્વામિત્વ અખંડિત બન્યું. મારા બાલસખા, આનંદ અને સુખ આપણે સાથે લૂટ્યાં. શોક ને સંતાપમાં આપણે એકમ સાધીશું એ સ્વપ્ન થતુ ગયું.

"ધીમે ધીમે તમારાથી હું દૂર ને દૂર ભાગવા માંડી. પ્રશ્ન કે સમજ કહ્યાની જરૂર નથી. ગૃહકાર્યમાંજ ઓતપ્રોત રહેવે કેવળ એક બાલસખાજ તમે હતા. એમ મન મનાવવા મેં મારા હૃદયને પણ કહ્યું કે તમારે ને મારે કંઇ લેવાદેવા નથી, પણ તમે એક મારી બાલ્યાવસ્થામાં રમવા ને આનંદ આપવા મારેના મિત્ર હતા.

"આ પ્હેલા કદીપણુ 'લગ્ન' શબ્દનો ઉચ્ચાર તમારી આગળ ન્હોતો કર્યો. પણ હવે હંમેશ તમને તમારી ભાવિ પત્ની અને તમારા આવતા શુભ લગ્ન માટે અભિનંદતી. આ સાંભળી તમે ગુસ્સે થતા, પણ હું તો આગળજ વધતી. પોષ મહિનાની અમાવાસ્યાએ તમે મને ફુલોનો એક હાર આપ્યો. જેવો તમે મને આપ્યો ત્યારે તમે કંઇ કહેવા જતા હતા પણ હુંજ વચમાં બોલી ઉઠી, 'તમે બેદરદ મનુષ્યો કાજે નકામો સમય ગુમાવી કેવા મૂર્ખા થાઓ છો ? મને કુસુમોની માળા અર્પવાનો શો હેતુ ? તમારા પ્રયાસો કેવળ ભેંસ આગળ ભાગવત જેવા છે. તમારી બૈરી એક જણ, જે તેની ખરી અધિકારિણી થશે, અને માંગશે તેને માટે સંઘરી રાખજો.'

"તમે નમ્રમીન વદને મારી સામું જોયું. તમે કદી મારી તરફથી આ શબ્દો સાંભળવાની આશા ન્હોતી રાખી. હું છૂટથી મને ફાવે તેમ બોલતી પણ હું તમને જ્યારે વાગ્બાણોથી વીંધતી હતી ત્યારે મારા હૃદયની વ્યથા તમને ખબર ન હતી. તમે એમજ કલ્પ્યું હશે કે મારૂં હૃદય પત્થરનું બનેલું છે. પણ એવાજ પત્થરના પ્હાડોમાંથી સરિતાઓ વહે છે, અને હજારો લોકોનું પાલન પોષણ કરી દેશનો ઉદ્દાર કરે છે.

"તમે મને કંઇ કહેવા આવ્યા હતા પણ કહ્યા વગર ગયા. મુખ પર નારાજી છવાઇ રહી હતી. મેં પડોશીની છોકરી મંદાને બોલાવી અને તેની જોડે હસીને વાતોનો આરંભ કર્યો. મને ચોક્કસ ખાત્રી છે કે તમે તે સાંભળ્યું હશે અને સાંભળ્યું નહિ હોય તો તમે સાંભળો એમ મેં ઇચ્છયું હતું.

"તમારી તરફના પ્રેમ અને માયાએ મને આવી પત્થરની બનાવી. દયાહીન બની વાગ્બાણોથી હૃદય પર વજ્રઘાત કરતી ગઇ. મારે તમારા હૃદયમાં મારે માટે દ્દેસાવવું જોઇએ કે હું ઘણી પાતકી છું. મારે તમને મને ભૂલતાં શીખવવું જોઇએ કારણ કે તે વૃદ્ધ મનુષ્ય સાથે વચનથી બંધાઇ હતી. હું કદી વચન ઉથાપતી નથી.

"હું જન્મતાંજ શાપ ને પાપ વ્હોરતી આવી. એ મ્હારો વારસો મ્હારાથી સમાપ્ત કરવા મેં ઇચ્છયું. એમાં મ્હારો કોઇ પણ સાથી કરવા મને લેશ ઇચ્છા ન હતી. એ પાપના ને શ્રાપના વિલાપથી તમનેજ સાથી કરૂં તો મ્હારા સમાન હીનભાગી કોણ ગણાય ? મારા એ લજ્જાસ્પદ કલંકથી તમારૂં યશસ્વી નામ કલંકિત કરવા જેવી હું પામર નથી. અરે, ધર્મ ને કર્મ મારા કુંળા મર્મનું છેદન કરી રૂવા હતા. આંખો આંસુ સારી શકતી ન હતી, પણ દુઃખે ખાતાં લાલ થતી. એ રોષ ન હતો, તિરસ્કાર ન હતો, પણ આવેશ ને આકર્ષણ વચ્ચેનું સંઘર્ષ નાણું હતું. એટલા

માટે મેં તમને મારાથી, એક પાપની પુત્રીથી, દૂર રાખવા ઉચિત ધાર્યું. જો હું તમને મારા હૃદયની છુપી વાતો કહી દઉં તો તમારાથી કંઇ છુપું જ રહે નહિ, અને તમે ખુશીથી મારો શરમનો ભારો ઉંચકવા લાગો, પણ મારે તમને મારા એ રીતના સાથી બનાવી કલંકિત કરવા ઇચ્છા ન હતી. તમે એક ઉચ્ચ કુટુંબના છેલ્લા વંશજ છો જ્યારે હું સમાજની દૃષ્ટિએ 'પાપી' ઠરેલી છું. આપણા જેવા મનુષ્ય વચ્ચે ઐક્યં કેમ સંધાય ?

"એક વખત બધું કબુલ કરવા શબ્દો હોઠ સુધી આવ્યા તમારે જે કહેવાનું હતું તે સાંભળવાની તેમજ મારૂં હૃદય તમારી આગળ ખાલી કરવાંની આકાંક્ષા વધતી ગઇ. મારે તમારી જોડે આવી વર્તણુંક કેમ ચલાવવી પડી તે કહેવા હૃદય આતુર બન્યું પણ તરતજ તે વિચાર મારે માંડી વાળવો પડયો. પણ મારે શા માટે તમારા શોકમાં વધારો કરવો જોઇએ ? તમારે તો મને ભૂલીજ જવી જોઇએ, પણ હવે મને લાગે છે કે મારે તમને બધું કહેવું જોઇએ.

" આપણે ફરીથી કમળોના તળાવ આગળ મળ્યા. આપણી આંખોમાં આપણા પ્રથમ મેળાપની યાદી ભાસતી હતી. મારી આંખોમાં તમે વાંચી ન શકો વાસ્તે મેં દૃષ્ટિ ફેરવી દીધી. વાત ઉડાવી દીધી ને તમને ધીમેથી પૂછયું, 'કેમ, આ વરસે તો કમળનો પાક ઘણો આબાદ છે.'

" તમારા બોલો હજુ યાદ છે. ' કાં ભૂલી ગઈ ? ગયેજ વર્ષે એટલાજ કમળો હતા. અને આપણે બંન્નેએ મળી અહિંઆ બેસીને દાદાજી માટે હાર બનાવ્યો હતો ? '

" ' બા, મને કંઇ યાદ નથી. નાનપણની વાત તો હું ભૂલી પણ ગઇ.'

" ' નાનપણની વાત ? શું એક વર્ષમાં બાળપણથી પ્રૌઢાવસ્થા પ્રાપ્ત થાય છે, જેથી બુદ્ધિ ને યાદી ઉપર વિસ્મરણનું પડળ આવી પડે છે ? ' એટલું કહેતાં મારા નયનો ઉંચા ફર્યા.

" તમારી અશ્રુપૂર્ણ ટળેલી આંખો હજુ પણ મને સાંભરે છે. તમારો નરમ ઠપકો ભૂલી શકી નથી. એવી એવી તો કેટલી ઝીણી ઝીણી વાતો મારી યાદીમાં તરી રહી છે.

" ' ભલા, તમારી યાદદાસ્ત શકિતમાં મને ભાગિયણ કરે ને; મારી તો સદંતર ગુમ થઇ ગઇ છે.' આટલું ખોટું બોલીને ખડખડ હસતાં મને નવનેજા ઉતર્યા. તમારૂં નિસ્તેજ મુખારવિંદ, તેના પર તરી રહેલ કપાળ પરની કરચલીઓ મારા ધ્યાન બ્હાર નથી. તમારી એકએક ટેવો, રમુજો, પસંદગી વીગેરે જેમ જેમ હું ભૂલવા જાઉં છું તેમ તેમ બમણા આવેગથી મને હતાશ કરે છે. એક વખત બધું ખુલ્લે ખુલ્લું કરી મ્હારા હૃદયનો ભાર મેં જો ઉતાર્યો હતે તો બલજબરીથી તમને ઉંડા અંધારામાં નાંખવા દુઃખિત પ્રયત્નો કરવાની આવશ્યકતા ન પડતે. ' ન ભૂલાતું તું ભૂલી જા ', એમ મનને ઘણું મનાવવા માંડયું પણ વૃથા અને આ સર્વેનો આશય એકજ છે કે તમને સુખી કરવા, તમારી સેવા ઉઠાવવી. અને એથી જે આનંદ મળે તેજ ભોગવવો. ભકતની ભકિત આરાધ્ય સહજમાં સમજી શકતો નથી. મંદિરની મૂર્તિ આગળ સાષ્ટાંગ કરીને મ્હારૂં દુઃખ રડતી. કાપટ્ય માટે તમારી તેમજ દેવની હું પાપભાગી છું. એ મૂર્તિમાં મ્હારૂં લક્ષ ન ચોંટયું. એમાં પણ તમારીજ છબી ઉતરતી. તમારામય મને સર્વ ભાસતું. શંખનાદ કે ઘંટારવ મને કંઇ પણ સંભળાતો નહિ મંદિરમાં મને જોઇતું સ્વાસ્થ્ય ન મળ્યું. મારા પાપનું પ્રાયશ્ચિત પૂર્ણ થવુંજ જોઇએ.

"દેવ તરફનું દુર્લક્ષ પાછા ફરતાં મને સાલતું. મને ઘણી ફેરી લાગતું કે દેવ પાપી સ્ત્રીને તેના કાન્તની મારફતે સજા કરે છે. મેં એને મને પોતાને સજા કરવા ઘણું વિનવ્યું છે. આપણી બન્નેની આસ્થા હવે દેવ ઉપરથી ઉઠી ગઇ છે.

"શિખર પરથી દૃષ્ટિપાત માફક હું ઘણી વખત તમને એકાકી, ભાગ્યશાળી સુંદરી સાથે જીવન ગુજારતા, મારી નાની મઢુલીમાંથી નીહાળતી, મને કલ્પતી એ સ્વપ્ન ખરૂં જોવા જે પણ ભોગ મારે આપવો પડે તેની મને લેશ પણ ચિંતા નથી. મ્હારૂં સર્વસ્વ તમને અર્પણ કરી છૂટી થવા કેટલીએ બાધા આખડીઓ મેં રાખી. મારા કેશકલાપથી મંદિરની પગથીઓ મેં કંઇક વેળા સાફ કરી છે. પણ વાયુએ ત્યાં ધૂળની માથે ચઢાવવા જેટલી પણ રજ રાખી નથી.

"સમય વહી ગયો છે. વર્ષોના વર્ષો વીત્યા છે. મંદિર આવનારી જુની યાદી આપનારી યકિનઓ બહુજ જુજ, ગણીગાંઠી થઇ છે. ટોળેટોળાં આવતાં યુવાનોનું નામ નિશાનજ નથી. સમય પલટાને સર્વ વિખરાયું. તે વર્ષનું વાવાઝોડું મારી નજર આગળ ખડું ને ખડું છે. વર્ષાના રૌદ્ર સ્વરૂપે વસ્તી ખેરવીખેર કરી નાંખી. પાણીની રેલમછેલે સર્વે વસ્તુઓ તણાઇ ગઇ. નદીના કીનારાઓ ધોવાઇ ગયા. પશુઓની ચીસો ને ચિત્કારોએ સૃષ્ટિને હચમચાવી મૂકી કુદરતના તાંડવ નૃત્યે સર્વત્ર હાહાકાર પ્રસરાવી દીધો અને મનુષ્ય તો સુકા પર્ણ માફક ધ્રૂજતો ભાગ્યેજ દૃષ્ટિગોચર થતો.

"સંધ્યા પ્હેલાં તો બધું ખેદાન મેદાન થઇ ગયું દેવની દીક્ષા દીધેલી હું મંદિરમાં પૂજાર્ચન કરવા પાછી ફરી ત્યારેજ મને ભાન થયું કે હું એકલી ન હતી, તમે પણ ત્યાં હતા. પુજારી વિના દેવસેવા નિયમિત મને કરતાં જોતાં મંદિરના મુખપ્રવેશ આગળજ તમે સ્તબ્ધ ઉભા હતા.

"અરૂણદેવના રથની હવે કેવળ દૂર ઉડતી ધૂળ જ દેખાતી હતી. લાલ સુવર્ણમય કીરણો તેજ આપતા તેનો અંબાર મારા સાળુના પાલવ પર પડતાં ઝળાહળા કરી મૂકયું. એ પ્રકાશના પ્રત્યાઘાતથી તમારૂં ધ્યાન આકર્ષાયું. ચૈતન્ય આવતાં ધીટતા આવી ને તમે મને બોલાવી કહ્યું, 'સુનંદા હવે હદ થાય છે. દેવની સેવા કરી તેં શું ફળ મેળવ્યું?'

"સત્યનો સ્ફોટ મારા હોઠ પર આવી અટકયો પણ હવે છેલ્લા સમયેજ આ કરી, આખો સમુદ્ર તરી ખાબોચીઆમાં ડુબી મરવા છેલ્લે કાંકરે ધવાવું એ કેમ બને? એ અશકય શકય ના જ બને. આને લીધેજ મેં તમને કહ્યું કે 'મારો દેવ મને અહિંઆ એની મૂરલી માફક નમન કરવા આજ્ઞા કરે છે.' તમે રોષથી મને કહ્યું, 'આમ કેમ? તું તારા કેશકલા થી ઝાડુ કોની આજ્ઞાથી કાઢે છે? એવી તે કોણ ભાગ્યશાળી વ્યક્તિ છે કે જેની પદધૂલિ આ ઉચ્ચપદ પ્રાપ્ત કરી રહી છે?

"મેં હસતાં પ્રત્યુત્તર વાળ્યો, 'અબળાને તેનો પતિ દેવથી પણ અધિક છે, તે શું તમારી ધ્યાન બહાર છે?' અંધકાર હોવાથી તમને હું નજરે તો નિહાળી શકતી ન હતી. પરંતુ તમારો ઘાડો કર્કશ અવાજ હું સાંભળી શકતી. તમારા પ્રશ્ન 'ભક્તિનું શું ફળ તને સાધ્ય થયું?' નો જવાબ ટુંકમાં નાંખી મેં તમને કહેલું કે "હું કાંઇ એવી એવી ગણત્રી રાખતી નથી. સેવા ને દાનથી મને આનંદ અને સંતોષ મળે છે."

"'દેવને સર્વસ્વ આપી દે છે તો બીજા માટે કાંઇ પણ હવે તો રાખ.'"

"'થોડું બાકી રાખી આપવામાં ધર્મની પૂર્ણતા નહિ. દાતા દાન આપતાં કદી

થાકતો નથી. પુરાંત રહી કે નહિ તેની ચિંતા તે કદી રાખતો નથી. એજ મારું પણ ધ્યેય. આપવું તેને સર્વસ્વ. પૂરું કરે શ્રી હરિ.' "

" જ્યારે તમે પાછું ફેરવી પૂછયું કે 'સુનંદા, તારી તરફથી શું મારે લેશ પણ આશા રાખવાની નથી?' ત્યારે પણ મેં મૂર્ખે તમને કહ્યું કે, 'નહિજ, હવે તમે મારી પાસે શું આશા રાખી શકો ?'

'બીજીજ પળે હતાશ થઇ તમે પાછા પગલા ફેરવ્યાં. તમે અદૃશ્ય થતાં હું પણ પાછી ફરી, પણ ન તમને અટકાવ્યા કે ચેતતાં પણ જડતા ને કઠિનતા હું ન ભૂલી."

" એ આખી રાત્રિએ તોફાન જારી રહ્યું. હું તમારાથી ભાગી ને નિદ્રા મારાથી રીસાણી. વીજના ચમકારા અને વાદળની ગર્જના અને નદીના રેલના તરંગો જોતી હું મુગ્ધ કેવળ મૂઢમતિ બની. મુશળધાર વરસાદ વરસતાં વૃક્ષો મૂળમાંથી ઉખડી નદીના વ્હેણમાં તણાવા લાગ્યા.

" પ્રભાતે ઉઠતાં બધું અસ્તવ્યસ્ત, ચિત્ર વિચિત્ર લાગે. પૂરની ઝાંખી પણ ન મળે. ઘરો જમીન દોસ્ત, મેદાન ઉજ્જડ વેરાન દૃષ્ટિએ પડતાં દૃશ્યો સાથે સરખાવતાં મારાં ચીરાતાં હૃદયપરના પૂર્વ સ્મરણના ચમચમાટો બહુ અસહ્ય બન્યા. વેદના દુઃસહ બની. ત્યારેજ મને હતભાગીને ભાન આવ્યું કે મેં મારું સર્વસ્વ, કેવળ જડતા ને મૂર્ખતાથી સાગસાર ન વિચારતાં ગુમાવ્યું હતું અને તે પણ સદા માટે."

" એ દીવસથીજ તમારા દર્શન થયા નથી, હજુ પણ તમને મળી બધાનો સ્ફોટ કરી અથેતિ તમને સમજાવી મનાવી લેવાની આશાની જ્યોતિ બુઝાઇ ગઇ નથી. સદાના વિયોગ પૂર્વે તમને મળી ક્ષમા મેળવવા તલસું છું. એજ ખાતર હવે જીવું છું. મારાથી હવે રહેવાતું નથી કે સહેવાતું નથી. પુનઃ આપણે ક્યારે મળીએ, સાથે બેસી આનંદ કલ્લોલ કરીએ એ ક્ષણની રાહ જોઉં છું. 'વ્હાલા, વસમી તારી વિદાય' એનું ભાન મને હવે થાય છે. ઘણું મોડું. તારી સાથના ક્ષણિક સંયોગ પછી મૃત્યુ ભલેને બીજીજ ક્ષણે મને લઇ જાય તો પણ હું મારા અહોભાગ્ય માનું. છેલ્લો મેળાપ મને ખટકે છે. જીવન આખું સુખ મેં જોયું કે ભોગવ્યું નથી. જુની ચાલતી આવેલી રૂઢિના ગુલામ વૃદ્ધ વડિલ એની અંતિમ ઇચ્છા જાળવવાનું બંધન મૂકી મને જીવતા છતાં મારતા ગયા. પરમ કૃપાળુ એક વખત તમને મેળવી આપી મારી મૃત્યુઘડી શું ન સાચવશે ! છતાં પણ જીવતા જીવત તમને પ્રત્યક્ષ ન મળી શકું તો આ પત્રથી સત્ય સમજાશે અને જનારાને ક્ષમા આપશો એટલી તો આશા છેજ........." *

* મૂળ લે. શ્રીમતી શાન્તાદેવી

---

## જીવન પર્યંત ચાલે એવાં કપડાં

વર્ષોનાં વર્ષ અને પેઢી દર પેઢી ચાલે એવાં કપડાં મજબુત અને ટકાઉ, હમેશાં એક સરખાંજ લાગે અને તેથે ગણુનાં કપડાં પાછળ થાય તેટલાજ ખર્ચે થાય એવું અમેરિકાની રૂમી કોરપોરેશનના પ્રમુખ જોન એસ. માયટને જાહેર કર્યું છે.




લેખિકાઃ બ્હેન દીવાળીબાઇ રાઠોડ

મુંબઇ શહેરમાં સ્ત્રીકેળવણી અને કન્યા-કેળવણીની જે પ્રગતિ અત્યારે આપણા જોવામાં આવે છે, તે પરથી એમ સમજવાનું નથી કે તે હંમેશથી તેમ જ હતું. આજથી ૫૦ કે ૭૫ વર્ષ પર કન્યાકેળવણીનું નામનિશાને નહોતું, તો પછી કન્યાશાળાઓ તો ક્યાંથીજ હોય? મુંબઇ જેવા મોટા શહેરમાં જ્યારે આવી સ્થિતિ-હતી, ત્યારે ગુજરાત કાઠિઆવાડના ગામોની શી સ્થિતિ હશે તે વાંચનારે વિચારી લેવું. તેવા સમયમા કન્યાને કેળવણી આપવા માટે સમાજ પણ પુષ્કળ વિરોધ-દર્શી હતો. માતપિતાની ઇચ્છા હોય, છતા પણ સમાજના ડરથી અને એ દિશામાં પ્રગતિ થએલી નહિ હોવાથી પહેલ કરવા માટે વિદ્વાન પિતાઓને પણ સંકોચ થતો.

આવા સમયમાં આપણા ગુજરાતની એક ગુજરાતી બાઇએ, પોતાના કાકાની મદદથી વિદ્યાભ્યાસ કરી શિક્ષિકાનો ધંધો સ્વીકારી, પોતાના દૃષ્ટાંતથી અનેક કન્યાઓને કેળવણીના પંથે આકર્ષી હતી, અને મુંબઇ શહેરની શાળાઓમા અનેક કન્યાને કેળવણી આપી હતી. આથી તેમની અનેક શિષ્યાઓ હાલ મુંબઇમાં છે. આવાં કર્તવ્યપરાયણ, અને સાચા કેળવણીના હિમાયતી બાઇનું વૃત્તાંત જનસમાજ જાણે અને તેમની અનેક શિષ્યાઓ પોતાનાં આચાર્યાના અંતિમ સમાચાર જાણી, તથા તેમનાં જીવનનો આશય સમજી તેમણે શરૂ કરેલી સ્ત્રીકેળવણીની પ્રવૃત્તિ તે સ્ત્રીશિક્ષણવર્ગોદ્વારા આગળ ધપાવે એ આ લેખનો મુખ્ય આશય છે.

ગં. સ્વ. મણિબા પ્રાણશંકર ભટ્ટ. તાં. ૧૮-૧૧-૧૯૨૮ ને રોજ પોતાની આશરે ૬૯ વર્ષની ઉમરે આ અસાર સંસારનો ત્યાગ કરી પરલોકવાસી થયાં છે.

ગં. સ્વ. મણિબાને તેમના વિદ્યાનુરાગી કાકાએ ઉછેર્યાં હતાં, અને વિદ્યાભ્યાસ પણ તેમણેજ કરાવ્યો હતો. તેમની શિક્ષણ લેવાની તીવ્ર વૃત્તિથી આકર્ષાઇ, કન્યાકેળવણીના હિમાયતી તેમના કાકાને લાગ્યું કે, જો મણિબા શિક્ષિકા થાય તો પોતાના દૃષ્ટાંતથી અને શક્તિથી તે કન્યાકેળવણીની ઘણી સારી પ્રગતિ કરી શકશે. પોતાના કાકાનો સ્તુત્ય વિચાર સમજી મણિબા સરકારી ખાતામાં શિક્ષિકાની નોકરી મેળવવા પ્રેરાયાં. સરકારી ખાતામાં નોકરી મેળવવા માટે તે વખતે એ

...રની પરીક્ષાઓ થતી હતીઃ એક પબ્લીક સર્વિસ ફર્સ્ટકલાસ, અને બીજી પબ્લીક સર્વિસ સેકન્ડ કલાસ પરીક્ષા. ફર્સ્ટ કલાસની પરીક્ષા માટે અંગ્રેજી પાંચમા ધોરણ સુધીનો અભ્યાસ આવશ્યક હતો, જ્યારે સેકંન્ડ કલાસ માટે ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધીનો અભ્યાસ આવશ્યક હતો. આ પરીક્ષાઓ સરકાર તરફથી મુંબઇમાં ટાઉન હોલમાં લેવાતી હતી. આ પરીક્ષાઓ પસાર કરનાર સરકારી નોકરીને માટે લાયક ગણાતાં હતાં. આથી ગં. સ્વ. મણિબાએ બીજા પ્રકારની પરીક્ષા આપી સરકારી કન્યાશાળાઓમાં શિક્ષિકાની નોકરી મેળવી હતી. આ પરીક્ષામાં તેમની સાથે પંડિત લાલન (ફતેહચંદ કપુરચંદલાલન) પણ બેઠા હતા. મણિબાએ અને પંડિત લાલને આ પરીક્ષા માટેનો અભ્યાસ માસ્તર પ્રાણજીવનદાસ કહાનદાસ પાસે ખાનગી રીતે કર્યો હતો. આથી પંડિત લાલન અને સદ્ગત મણિબા ગુરુભાઇ-બ્હેન થયાં હતાં. બંને જણે શિક્ષકની નોકરી એકજ ખાતામાં અમુક સમય સુધી કરી હતી. આ સંબંધ તેઓએ દેહ પડતાં સુધી અચળ ટકાવી રાખ્યો હતો.

પોતાના ધર્મબંધુ પંડિત લાલન સાથેના તેમના આ સંબંધ અને સત્સંગથી તેઓ ઘણાંજ વિદ્યાનુરાગી બન્યાં હતાં. પંડિત લાલનના સત્સંગથી સંસ્કૃત શીખી શાસ્ત્રોનો અભ્યાસ કરવાનો અને સાહિત્યનો ઘણો જ શોખ વધ્યો હતો પંડિત લાલન પાસેથી સંસ્કૃત માર્ગોપદેશિકાનો પ્રથમ ભાગ તેઓ શીખ્યાં હતાં.



સ્વ. ગં. શ્રી. મણિબા ભટ્ટ
માજી મુખ્ય શિક્ષિકા, સ્યુ. ભુલેશ્વર
ગુજરાતી કન્યાશાળા

પંડિત લાલને અત્યારસુધીમાં ૨૬ પુસ્તકો રચેલાં છે. તેમાંથી અંગ્રેજી પુસ્તકો બાદ કરતાં ૧૯ પુસ્તકો છપાવવા માટેની નકલો મણિબાએ લખી આપી હતી. તેઓના હસ્તાક્ષર ઘણાજ સુંદર થતા હતા અને તેઓ ગમે તેવા ગુજરાતી હસ્તાક્ષર સહેલાઇથી ઉકેલી શકતાં હતાં. આ પ્રવૃત્તિથી તેમને સાહિત્ય

ઉપર બહુ પ્રીતિ વધી હતી. "લાલન-આત્મ-વાટિકા" નામના પુસ્તકનાં તેઓ પ્રકાશક હતાં.

મણિબાએ શિક્ષિકા માટેની પરીક્ષા પાસ કરી તે સમયે, હાલના જમાનાની માફક ઠામ ઠામ કન્યાશાળાઓ ન હતી, આશરે ૧૮૭૮માં પહેલવહેલી સરકારી કન્યાશાળાઓ જેવી કે તેલવાડી (હાલની કાળકાદેવી), નળબજાર, રંગારી મ્હોલ્લા ને ભૂલેશ્વરની ઉઘડી હતી. તેમાંની એક બારભાઇ મહોલ્લામાં હતી. ત્યાં પ્રથમ તેઓ શિક્ષિકા તરીકે દાખલ થયા હતાં. સને ૧૮૯૦-૯૧ થી બધી સરકારી શાળાઓ જોઇન્ટ સ્કૂલ્સ કમિટિ એટલે સરકાર તરફના અને મ્યુનિસિપાલિટિ તરફના સભ્યોની જોઇન્ટ કમિટિના દસ્તક મુકાઇ, અને ત્યારપછી સને ૧૯૧૦-૧૧ થી તે બધો વહિવટ મ્યુનિસિપાલિટિને સુપ્રત કરવામાં આવ્યો. આ પ્રમાણે મણિબાએ જોઇન્ટ સ્કૂલ્સ કમિટિ અને હાલની મ્યુનિસિપલ સ્કૂલ્સ કમિટિ, એ બન્ને સત્તા નીચે કામ કરી ઘણોજ અનુભવ મેળવ્યો હતો.



ગં. શ્રી. ગુલાબબ્હેન શાહ,
આજી મુખ્ય શિક્ષિકા, મ્યુ. કાળકાદેવી
ગુજરાતી કન્યાશાળા

ગુજરાતી શિક્ષિકા તરીકે પહેલા જમનાબેન યોગેશ્વર અને તેમના હાથ નીચે મણિબા બીજાં હતાં. તેઓ કેળવણી ખાતામાં તા. ૧-૪-૭૮ થી જોડાયાં હતાં, તે તા. ૩૧-૧૦-૧૯૧૫ ના રોજ વાનપ્રસ્થ (રીટાયર) થયાં ત્યાં સુધી રહ્યાં હતાં. આ વખત દરમ્યાન તેમણે શેઠ જેરાજભાઇ પીરભાઇ (જે. પી. કન્યાશાળા), તેલવાડી (હાલની કાળકાદેવી), નળબજાર અને ભૂલેશ્વર સ્કૂલમાં હેડમિસ્ટ્રેસ તરીકે ઘણીજ બાહોશીથી કામ કર્યું હતું. તેમના વખતમાં રીતસરની પરીક્ષા આપેલી હોય, એવી ટ્રેઇન્ડ શિક્ષિકાઓની સંખ્યા ઘણીજ જુજ હતી, આથી ખાતાએ મણિબાને ઉંચામાં ઉંચો ગ્રેડ અને પગાર આપ્યાં હતાં.

પોતાના ઉપરી અધિકારીઓ પ્રત્યે, તાબાના નોકર તરીકેની સભ્યતા તેઓ બરાબર સમજતાં હતાં. તેઓ એવા અધિકારીઓના હાથ નીચે નોકરી કરવાને ભાગ્યશાળી થયાં હતાં, કે અયોગ્ય સૂચનાઓ કે હુકમોનો કડવો અનુભવ તેમને કદી થયો ન હતો. છતાં તેવા હુકમોનો ફેરફાર કરાવવા જેટલી હિમ્મત અને નિડરતા તેમનામાં હતાં.

પોતે શાળામાં મુખ્ય શિક્ષિકા હોવાથી બાળાઓનો તેમના પ્રત્યે પ્રેમ હોય એ તો સ્વાભાવિક છે, પણ બાળાઓના માતપિતા

અને લત્તાના રહીશોનો પ્રેમ તેઓએ એવો અનહદ મેળવ્યો હતો, કે જ્યારે મ્યુનિ૦ કાળકાદેવી કન્યાશાળામાંથી તેઓની બીજી શાળામાં બદલી થઇ, ત્યારે ત્યાંના રહીશોએ એમને પાછા કાળકાદેવી-માંજ ( તેલવાડી ) નિમવા માટે ભારે જહેમત ઉઠાવી હતી. તેઓ આવાં લોકપ્રિય હતાં તેનું મુખ્ય કારણ એ હતું કે અત્યારે જેમ ઘણાં શિક્ષકો પોતાના વર્ગમાં આવતાં બાળકોની સાથેની જ ઓળખાણ અને સંબંધ રાખવા પૂરતુંજ પોતાનું કર્તવ્ય સમજી બેઠાં છે, તેમ સમજી તેઓ બેસી ન રહેતાં, પણ બાળકોનાં માતપિતાની સાથે ઓળખાણ અને સંબંધ થાય, એવા પ્રયાસો કરતાં. આથી લત્તાના રહીશોં, તેમાં પણ સ્ત્રીઓ તેમની સાથે અને તેમની શાળાની સાથે ગાઢ પરિચયમાં આવી સંબંધ રાખતાં થયાં હતાં. સ્ત્રીઓ સાથેના આવા ગાઢ પરિચયને પરિણામે તેઓ સમજી શકયાં હતાં, કે મોટી ઉમ્મરની સ્ત્રીઓ કે જેઓ ગૃહસ્થાશ્રમમાં જોડાએલી છે, પણ નિરક્ષર ( અભણ ) છે તેમને સાધારણ વાંચતાં લખતાં શીખવવા સંસાર વ્યવહાર ચલાવવામાં ઉપયોગી થાય, એવા વિષયોનું જ્ઞાન આપવા માટે સ્ત્રીશિક્ષણવર્ગો શરૂ થવા જોઇએ.



સ્વ. ગં. શ્રી રૂક્ષ્મણીબ્હેન
માજી મુખ્ય શિક્ષિકા, મ્યુ. ભુલેશ્વર
ગુજરાતી કન્યાશાળા

ઉપરોક્ત અનુભવથી સ્વ૦ મણિબા વાનપ્રસ્થ થયા પછી તુરતજ મુંબઇમાં શેઠ નરોત્તમદાસ મોરારજી તરફથી નવીન શરૂ થએલા સ્ત્રીશિક્ષણવર્ગમાં જોડાયા હતા અને એ વર્ગ ચાલ્યો ત્યા સુધી તેમાં ઉત્તમ પ્રકારે કામ કર્યું હતું.

મુંબઇ છોડયા પછી તેઓએ પાલીતાણા રાજ્યની કન્યાશાળામા સુપરવાઇઝર તરીકે અને સ્ત્રીશિક્ષણવર્ગમાં શિક્ષિકા તરીકે કામ કર્યું હતું.

આખરે શરીરની વિશેષ વૃદ્ધાવસ્થાને લીધે બધું કાર્ય છોડી પોતાના વતન અડાજણ ( જીલ્લે સુરત ) માં આવીને વાસ કર્યો હતો. ત્યાં પણ દરરોજ બપોરના સેવાભાવે શ્રી વાલ્મીકી રામાયણ અને શ્રી યોગવાસિષ્ઠ રામાયણની કથા શ્રવણ કરાવી સ્ત્રીઓને કેળવણી આપતાં હતાં.

આટલી વૃદ્ધાવસ્થામાં પણ શ્રી મદડાના આશ્રમમાં દોઢ વરસ સુધી રહી ઉપનિષદોનો અભ્યાસ કર્યો હતો. તેમજ યોગના વર્ગમાં પંડિત લાલન સાથે યોગનો અભ્યાસ કરતાં હતાં.

તેમને 'ગીતાજી' નો ઘણોજ શોખ ... સ્વ. મણિલાલ નભુભાઇકૃત 'ગીતા

સારી રીતે સમજી, સમજાવી શકતાં હતાં. આ રીતે સંસ્કૃતના અભ્યાસમાં આપબળે ખાનગી અભ્યાસથી ઘણાં આગળ વધ્યાં હતાં ને ત્યાર પછી સ્વામી દયાનંદના વેદાંગ નામના પુસ્તકોથી જ્ઞાન વધાર્યું હતું. શાળામાં ભણ્યાથી જ શિક્ષણ મળે કે બળપણ હોય તોજ વિદ્યા પ્રાપ્ત થાય એ સિદ્ધાંત તેઓએ પોતાના વર્તનથી નાબુદ કરી બતાવ્યો હતો.

લગભગ સને ૧૯૦૦ થી ૧૯૦૨ સુધી સ્ત્રીકેળવણીના હિમાયતી ડૉ. તુળજારામ ખાંડવાળાના વડપણ હેઠળ એક સ્ત્રીમંડળ જેવી સંસ્થા ( સભા ) ખોલી તેમાં સ્ત્રીહિતના અનેક પ્રશ્નોની ચર્ચા કરતાં હતા. તે મંડળમાં મ્યુનિ૦ બૂલેશ્વર ગુજરાતી કન્યાશાળાનાં મરહુમ માજી મુખ્ય શિક્ષિકા ગં. સ્વ. રૂક્ષ્મણિબા અને મ્યુનિ૦ કાળકાદેવી ગુજરાતી કન્યાશાળાનાં હાલ રિટાયર થએલાં મુખ્ય શિક્ષિકા શ્રીમતી ગુલાબબાઇ શાહ પણ હતાં. આ ત્રિપુટીએ સ્ત્રીસમાજની ભારે સેવા બજાવી હતી, એટલુંજ નહિ પણ સને ૧૯૦૨ માં અમદાવાદમાં સંસાર સુધારા કોન્ફરંસ મળી હતી તેમાં એ સંસ્થાના ડેલીગેટ તરીકે, સંસ્થાના મંત્રિ શ્રીમતી ગુલાબબાઈ શાહને અમદાવાદ મોકલ્યાં હતાં. આમાં ખાસ નોંધવા જેવું તો એ છે કે એ ત્રિપુટિમાં તેમના મરતા સુધી કદિ પણ વિક્ષેપ પડયો નથી એટલો સંપ હતો.

જો કે આ સંસ્થા આજે નાશ પામી છે, પણ એ સંસ્થાના પરિણામેજ હાલનું મુંબઇનું ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ સ્થપાયું છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

મહાત્મા ગાંધીજીના સતત પ્રયત્નને લીધે ખાસ કરીને કોન્ગ્રેસમાં અને અન્ય દેશીઓની સભામાં હવે પોતાનીજ માતૃભાષામાં ભાષણો થાય છે. પણ પહેલાં તો માતૃભાષામાં ભાષણો આપવામાં લોકો હીણપત સમજતાં. આથી સઘળો વ્યવહાર અંગ્રેજી ભાષામાંજ ચાલતો હતો. છતાં તેવા સમયમાં પણ સદગત મણિબા સામાન્ય સભાથી માંડી કોન્ગ્રેસ સુધીની સભામાં પણ પ્રેક્ષક તરીકે ઉલટથી ભાગ લેતાં અને સઘળી પરિસ્થિતિનો જાતે અનુભવ કરતાં, જ્યારે અત્યારે હજુએ એવી ઘણી સ્ત્રીઓ છે કે જેમને કોન્ગ્રેસ એ શું છે, તેની ખબર પણ નથી હોતી અને જાહેરજીવનમાં ભાગ લેવો એ સ્ત્રીઓનું પણ કર્તવ્ય છે તે સમજતી નથી, તેથીજ સ્ત્રીઓમાં આવી જાગૃતિ લાવવા છેલ્લી કલકત્તાની કોન્ગ્રેસમાં નિયત થએલા કાર્યક્રમમાં આ બાબત પણ દાખલ કરવામાં આવી છે. આ ઉપરાંત તેઓ આર્યસમાજ અને ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળમાં પણ ભાગ લેતાં અને ભાષણો આપતાં હતાં.

આ સર્વ પ્રવૃત્તિ પરથી જોઇ શકાય છે કે તેઓ દેવી સરસ્વતીના અથાગ પુજારી, કન્યા અને સ્ત્રીકેળવણીનાં ખરાં હિમાયતી, સમાજસેવિકા અને ધર્માનુરાગી, કર્તવ્યનિષ્ઠ, લોકપ્રિય શિક્ષિકા હતાં.

ચાલુ પરિસ્થિતિ અનુભવનારને એમના જમાનાનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. તે સમયમાં દીકરીને ભણવા મોકલવી, અથવા કન્યાએ ભણવા જવું એ સહેલી વાત નહોતી. સમાજ તેમાં શોભા માનતી નહોતી. ભણવાથી કન્યા વંઠી જશે, રંડાશે વગેરે વગેરે વહેમો ગુજરાતી કોમ ધરાવતી હતી. આવા વિકટ પ્રસંગમાં પણ સદ્‌ગત મણિબા અડગ રહી, સંકટો સહી, વિદ્યા પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયાં એટલુંજ નહિ પણ પોતે મેળવેલું જ્ઞાન, અંધકારમાંથી અનુભવેલો પ્રકાશ, સ્ત્રીજાતિને આપવા, બનાવવા માટે દ્રવીભૂત થવા ભાગ્યશાળી બન્યાં હતાં, એ તેમનાં અહોભાગ્યની

વાત ગણાય. પરંતુ કાળ કોઇને છોડતો નથી. આત્મા અમર છે પણ જીર્ણ થએલું ખોળીયું ક્રૂર કાળની સામે કયાં સુધી ટક્કર ઝીલે ? જર્જરિત શરીરપર વ્યાધિએ હુમલો કર્યા અને તેમને ક્રૂર કાળે પોતાના પંજામાં પકડયાં. **जातस्यहि ध्रुवो मृत्युः** જન્મેલાંઓનું અવશ્ય મૃત્યુ થાય છેજ. ગીતાજીમાં કહેલો આ કુદરતનો અબાધિત નિયમ તેમના માટે કેમ અન્યથા થઇ શકે ? સને ૧૯૨૮ ના નવેમ્બર માસની ૧૮ મી તારીખે અમદાવાદ મુકામે ( પોતાની પુત્રીને મળવા ગયાં હતાં ત્યાંજ ) ૬૩ વર્ષની ઉમ્મરે તેમનું અવસાન થયું. પંચતત્વનું ખોળીયું પંચત્વને પામ્યું, આત્મા પરમાત્માના ચર્ણાવિંદમાં અક્ષયધામને પામ્યો. પ્રભુ એમના અમર આત્માને ચિર-શાંતિ આપો અને તેમના જેવું આત્મબળ તથા જ્ઞાનબળ આધુનિક ગુજરાતી સ્ત્રીઓમાં પ્રગટો એજ અભ્યર્થના !

---

## “ ઇમનું નામ ”

અમારા ગામમાં હું જ્યાં રહેતો હતો તે ખડકીમાં બે ત્રણ ઘર હતાં. સ્હવારનો વખત હતો; લગભગ નવ દસ વાગ્યા હશે. ત્યાં એક ટપાલવાળો મેઘજી ગાંગાનું નામ પૂછતો આવ્યો. મેઘજી ગાંગાના ભાઇ રતનજી ગાંગા અમારી પાડોશમાં એજ ખડકીમાં રહેતા હતા એટલે મ્હેં રતનજી ગાંગાનું ઘર ઇશારાથી પોસ્ટમેનને બતાવી દીધું.

ઘરમાં જીવી પટલાણી ઘંટી ફેરવતાં હતાં, એક પછી એક ઓરણું ઓરે જતાં અને કાંઇ ગીત ગાતા લ્હેરો લેતાં હતાં એટલે બ્હાર કોણ આવ્યું છે તે જોવાની કે સાંભળવાની જરાએ ફુરસદ ન હતી.

લગભગ પાએક કલાક વીતી ગયો એટલે પોસ્ટમેને જોરથી બારણું ખખડાવ્યું. બારણું અંદરથી આગળા દીધા વગરનું હતું એટલે તરતજ ઉઘડી ગયું. જીવી પટલાણી લુગડાં સંકોરતાં ઘંટી બંધ રાખી બ્હાર નીકળ્યાં અને ગાભરાં થઇ બોલ્યાંઃ “ કુણુસે એ ! એલા કમાડ કીગ્ગે ઉઘાડયાં ? ” જરા આઘેરા જઇને જુએ છે તો ખભે પાકીટ ભરાવેલું છે, આંખે ચશ્મા પહેર્યાં છે, એવા માણસને જોઇ તે બોલ્યાંઃ “ હેલા ભાઇ ! ચીમ આવ્યા સો ? હું કામ સે જે. અટાણે ચીમ કનુ કામ સે ? ”

પોસ્ટમેનઃ—“ મેઘજી ગાંગા અહિં રહે છે ? ”

જીવી પટલાણીઃ—“ ના રે હીંઆ તો “ એ ” રેસ. ”

પોસ્ટમેનઃ—“ પણ ‘ એ ’ એટલે કોણ મેઘજી ગાંગા ? ”

જીવી પટલાણીઃ—“ નારે ના. ‘ મેઘજી ગાંગા તો ’ મારા દીર થાય. ”

આટલું કહેતા ગાભરાં થઇ તેમણે ચારે કોર નજર ફેરવી “ જોઇતો બાંયણે છયોગે. હમણે આવહેં. જરા બેય થેભો. ”

પોસ્ટમેનઃ “ મને બેસવાનો ટાઇમ નથી, તમારા ઘરવાળાનું નામ શું ? ”

જીવી પટલાણીથી નામ લેવાતું નથી એટલે જોઇતાને બોલાવવા હાંક મારીઃ “ હેલા, જોઇતા કે અહીં જ્યો ” ચારે કોર ધાંધ પાડી થાકી, અકળાઇ. “ જોઇતોએ, બળ્યું ક્યાં બેઠોગે; માર ને આ હંતાપ ગીને દેવા ! ” આગળ પાછળ જોઇ કોઇ ન દેખવાથી વધુ ગભરાઇ.

પોસ્ટમેન ‘ હવે હું જાઉં છું ’ કહી એક બે ડગલા ચાલ્યો.

જીવી પટલાણીઃ “ પણ એ આવે જોઇતો, હમણે ઇમનું નામ લેશે જોઇતા, બાપડા ક્યારના ઉભા સે. ઇમનું નામ લે જોયેં. ”

જોઇતોઃ “ બઇ તમારૂં નામ હું સે ? ”

પોસ્ટમેનઃ “ નામનું તારે શું કામ છે ? હું પૂછું છું કે અહિં કોણ રહે છે ? ”

જોઇતોઃ “ ઓંયકણે ? ઓંયકણે હું ને મારા બાપા ને આ મારી બા રેયેસ. ચીમ ? તમારે હું કામ પુસવું પડે સે ? ” પોસ્ટમેન થાકી મુંગે મોઢે વિદાય થયો.

સૌ. કનકલક્ષ્મી હરિલાલ ગાંધી.

# હું પાતળી કેમ થઈ ?



("ફીઝીકલ કલ્ચર"માંથી)

અનુવાદક : સૌ. મધુરિકા ધ. નાણાવટી

મ્હારા જન્મ વખતે મ્હારૂં વજન પરૂે રતલ હતું. જ્યારે હું છ માસની થઇ ત્યારે મ્હને શીતળા આવ્યા અને જ્યારે ત્રણ વર્ષની થઇ ત્યારે સંધીવાના દરદથી હું અપંગ થઇ અને એક બાબાગાડીમાં મ્હને ફેરવવામાં આવતી. ચૌદ વર્ષની ઉમર સુધીમા હું ત્રણ વખત અછબડા, ગળસુણા, ઉધરસ, ગોબરૂ અને મેલેરીઆના તાવથી પીડાઇ. નાનપણથી મ્હારૂં માથું હમેશ દુખતું હતું. આટલા દરદ છતાં પણ હું તંદુરસ્ત દેખાતી હતી કારણ કે મ્હારા શરીરમાં ચરબી વધારે હતી અને વજનમાં પણ પ્રમાણ કરતા વધારે હતી. પણ મ્હારો ચહેરો ફીકકો અને ખીલવાળો રહેતો તેથી હું ઘણીજ શરમાતી અને મ્હને કોઇની સાથે બોલતા અને ભેળાતા મુંજવણ થતી. લોકો મ્હને "જાડી" કહીને ચીઢવતા. જ્યારે હાઇસ્કુલમાં ત્રીજા ધોરણમા હતી ત્યારે મ્હારે માંદગીને લીધે સ્કુલ છોડવી પડી અને અભ્યાસ ચાલુ ન રાખી શકવાથી મ્હેં ભણવાનું હમેશને માટે છોડી દીધુ અને એક ટેલીફોન ઓફીસમાં નોકરી લીધી.

થોડા સમય પછી ઇન્ફલુએન્ઝાથી મ્હારો બાપ ગુજરી ગયો અને હું એકની એક છોકરી રહી જેથી મ્હને ઘણાજ લાડ લડાવવામાં આવ્યા. ઇન્ફલુએન્ઝા પછી હુ ઘણીજ નબળી પડી ગઇ અને મ્હને પહેલા કરતાં પણ રોગ જલ્દી લાગુ પડવા માંડયા. ટેલીફોન ઓફીસના કામથી મ્હારી તબીએતમાં સુધારો ન થયો પણ મ્હારી અશકતિમાં વધારો થયો અને આંખો નબળી પડવા લાગી.

જ્યારે મ્હારા માબાપ ન્યુયોર્કમાં ગયા ત્યારે મ્હેં મ્હારી બદલી ત્યાં કરાવી અને તેઓની સાથે હું ત્યાં ગઇ. પણ ત્યાં મ્હારે રાત દીવસ નોકરી કરવી પડતી. મ્હને બ્હારની કસરત જરા પણ મળતી નહિ. દોઢ વર્ષના સખત કામ પછી મ્હને ગળામાં ચોરીઆ થયા અને મ્હારી બધી શક્તિ જતી રહી. ડોકટરે મ્હારા ચોરીઆ કપાવી નાંખવા કહ્યું પણ મ્હારી મરજી ન હોવાથી મ્હારે ઘણી જાતની દવા લેવી પડતી અને મ્હારે ઘણા લાંબા વખતસુધી આરામ લેવો પડયો.

જ્યારે હું સારી થઇ ત્યારે મ્હેં એક વખારમાં નોકરી લીધી, જેથી મ્હારે આખો દીવસ ઉભા રહેવું પડતું હતું. આ કામ મ્હારે

માટે ઘણું કંટાળાભરેલું હતું કારણકે મ્હારૂં શરીર ઘણુંજ જાડું હતુ અને મ્હારૂં વજન ૧૮૦ પૌંડ હતું. વારંવાર મ્હને પીત્ત થઇ આવતું તેથી મ્હારે નોકરી છોડી ઘેર રહેવું પડતું.

૧૯૨૩ ના જાન્યુઆરીની ૨૭ મી તારીખે હું એક ઉંચી નીસરણી પરથી નીચે પથ્થરની જમીન પર પડી ગઇ હું ઘણો વખત સુધી બેશુદ્ધ રહી અને જ્યારે ભાન આવ્યું ત્યારે મ્હને ખબર પડી કે મ્હને સખત ઇજા થઇ હતી. મ્હારી જીંદગીમાં આજ સુધી પડેલા દુઃખથી હું કંટાળી ગઇ હતી. ડોકટરને બોલાવી મ્હારા શરીરની ગંભીર સ્થિતિ સાંભળવાની અને દવા લેવાની મ્હારામાં હિંમત ન હતી. મ્હારાથી બેસાતું કે ઉભા રહી શકાતું નહિ કારણ કે મ્હારૂં માથું, પીઠ, ડાબી બાજુની કમ્મર અને પગ ઘણાજ દુખતા હતા. પણ આ અકસ્માત પછી ચોથે દીવસે મ્હારા ડાબા હાથ, કમ્મર અને પગને લકવો થયો. હવે મ્હને ભાન આવ્યું કે મ્હારે ડાકટરને બોલાવવો જાઇએ.

મ્હને તપાસ્યા પછી ડોકટરે કહ્યું કે મ્હારી ખોપરી તેમજ બે પાંસળી ભાંગી ગયા હતા આંતરડાની અંદરની મ્હારી એક નસ તુટી ગઇ હતી. પીઠ પાછળનું મ્હારૂં હાડકું ભાંગીને ઘણુંજ બહાર આવ્યું હતું. ડાબી બાજુનું હાડકું પણ ખસી ગયું હતું. ડાબો પગ અને છાતીનું હાડકું પણ ભાગી ગયું હતું.

ડોકટરે મ્હને પાટા બાંધ્યા અને માથે આઇસ મુકયું. ડોકટરે મ્હને સારા થઇ જવાની આશા આપી પણ બીજાઓને કહ્યું હતું કે હું જીવી શકીશ નહિ અને જો કદાચ જીવું તો પણ આખી જીંદગી સુધી એક અપંગની જેમ રહેવું પડશે. ડોકટરે પીઠમાં બે ઓપરેશન કરવાના નક્કી કર્યા અને ત્યાર પછી મ્હને સુખી મરણ ઇચ્છયું.

મ્હને એકજ દીલાસો હતો કે હું જે મરજીમાં આવે તે ખાઇ શકું કારણ કે મ્હારી હોજરીને કાંઇ નુકશાન થયું નહોતું અને દરેક જાતનો ખોરાક હું લઇ શકતી હતી. પણ શું આમાં ડોકટર ખરો નહોતો ? કારણ કે જે વસ્તુઓ ન ખાવી જોઇએ તે પણ મ્હને આપવામાં આવતી હતી. કારણ કે તેણે જાણ્યું કે કાંતો હું મરી જઇશ અથવા આખી જીંદગી સુધી અપંગ અને પથારીવશ રહીશ.

હું ખાવાને દરેક વખતે તૈયાર રહેતી. દરરોજ મ્હને આઇસ્ક્રીમ આપવામાં આવતું. કોઇ પણ સખત કામ કરનાર માણસ ખાય એટલું હું ખાતી અને મ્હારો ખોરાક પણ તેઓના જેટલોજ ભારે હતો. લોકો મ્હને બધુંજ ખાવાનું આપતા કારણ કે હું થોડોજ વખત જીવવાની હતી માટે શામાટે મારે બધું ખાઇ લેવું નહિ જોઇએ ? ડોકટરની સારી સારવાર છતાં પણ હું ઘણી વેદના પામતી હતી. મ્હારા જેવો અનુભવ જેને થયો હોય તેજ જાણી શકે કે હું કેવી વેદનામાંથી પસાર થતી હતી. તેનું વર્ણન કરવાને મ્હારામાં શક્તિ નથી. આમ પડી રહેવાથી ધીમે ધીમે મ્હારૂ દુઃખ ઓછું થયું અને મ્હારો હાથ લકવાથી છુટો થયો. છતાં હજુ પણ મ્હને પથારીમાંજ પડી રહેવાની ડોકટરે સલાહ આપી. મારી એકજ ઇચ્છા હતી કે હું પથારીમાંથી જલ્દી બ્હાર નીકળું અને વખત જતા હું બેસી શકું એટલું જોર મ્હારામાં આવ્યું. થોડા વખત પછી હું કોઇના મદદથી ચાલતી થઈ પણ હું આટલા દીવસ પડી રહ્યા પછી અને ભારે ખોરાકને લીને વધેલા વજન અને ચરબીને અને ભાગેલી પીઠને લીધે હું મ્હારો જાનને સંભાળી શકતી. ન હતી. આ વખતે મ્હારૂં વજન ૨૪૯૨ રતલ નું હતું અને ફક્ત ૪ ફીટ ૧૦ ઇંચ જ ઉંચી હોવાથી મ્હારૂ શરીર કેવું બેડોળ લાગતું હશે તેનો તમેજ વીચાર કરી લો ! આ બેજો એટલો વધારે પડતો કે હું પહેલા કરતાં પણ ખરાબ લાગતી મ્હારા ડાબા હાથમાં હજુ પણ દુખાવો થતો હતો, અને મ્હારે મ્હારી શક્તિ માટે ઘેરી પથારી પાસે પડતો.

જેમ જેમ કેરી પાણું વધારે લેતી ગઇ તેમ તેમ તેની જરૂર વધારે જણાતી પણ આનાથી મારૂ દુઃખ જરા પણ ઓછું થતું નહિ. ઘણો વખત કલાકો સુધી મારૂ મગજ દુઃખ અને ઉંઘ ન આવવાને લીધે ખસી જતું. મ્હને હીસ્ટીરીઆ આવતો અને હું કલાકો સુધી રડયા કરતી. પણ આ અટકાવવા માટે કોઇ કંઇ કરી શકતું નહિ. ડૉકટરોએ "રે" (અથવા કૃત્રીમ કીરણ) ની સારવાર મારા દુઃખતા હાથ તથાં ભાંગેલી પીઠપર ચાલુ કરી પણ આ સારવાર જો વધારે વાર ચાલુ રાખવામાં આવતી તો મ્હારી વેદનામાં વધારો થતો. છેવટે ડૉકટરો કંઇ પણ કરી શકયા નહિ અને તેથી મ્હને ડેનવરમાં ખાસ ડૉકટરની સલાહ લેવાનું કહ્યું.

પહેલાં મ્હને અકસ્માત થયો તે વખતે મ્હને ડૉકટરોએ જવા દેવામાં ડહાપણ ન જોયું કારણ કે તે વખતે "એક્ષ–રે" નો એવો કોઇ પણ સારો સંચો નહોતો કે જેથી મ્હારા પીઠના હાડકાનું ચિત્ર બરાબર લઇ શકાય. આથી જણાયું કે મ્હારી પીઠમા દરેક હાડકાને નુકશાન થયું હતું અને આતરડામાં લોહી વહીને પરૂમા ફેરવાતું હતું. પડી રહેવાથી મ્હારી પીઠ પર ઘણા ચીરા પડયા હતા. ડૉકટરોએ કહ્યું કે મ્હારે વાઢકાપ કરાવીને એ હાડકાને દુર કરાવવું પડશે જેથી હું સારી થઇ શકું. પણ કદાચ એથી મ્હારૂં આખું શરીર લકવાથી સજડ થઇ જાય. આ અને દવા આપવા સિવાય ડૉકટરો મ્હારે માટે બીજુ કંઇ કરી શકતા ન હતા અને દવાથી તો હવે હું ધરાઇ ગઇ હતી. મ્હેં વાઢકાપની ના કહી મ્હને પાછી ઘેર લાવવામા આવી. સાત ડૉકટરોએ મ્હને તપાસી પણ તેઓ કંઇ સારૂ પરિણામ લાવી શકયા નહિ આખી જીંદગી સુધી હું અપંગ થઇ હતી આ સર્વનો અંત લાવવાની મ્હારી મરજીને શું દોષ દેશો ? છતા હુ ધીરજ ધરી રહી પણ કંઇ કારણોને લઇને આ બધાનો અંત લાવવાની મ્હારામા હિંમત ન હતી. મ્હારા મિત્રોએ મ્હને હાડવૈદની પાસે જવાની સલાહ આપી પણ મ્હને તેમાં વિશ્વાસ નહોતો. છતાં મ્હારા મિત્રોના આગ્રહને લઇને એક વખત હાડવૈદ પાસે મારૂ શરીર તપાસાવવા ગઇ.

આ મ્હારૂ પગલું મ્હારી જીંદગીના હવે પછીના ફેરફારનું મુખ્ય કારણ થઇ પડયું. નસીબ મ્હને ખરે રસ્તે દોરવી રહ્યું હતું. એક સ્ત્રી હાડવૈદે મ્હને તપાસી. તેણે મ્હારી પીઠપર વીજળીક બત્તી મુકી જેથી મારૂં દુઃખ ઓછું થયું અને સારવાર માટે રસ્તો સરળ થયો. ટુંક સમયમાં દવા વગર હું ઉંઘી શકતી થઇ અને તબીઅતમાં કંઇ સુધારો થવા લાગ્યાં. હજુ મારૂં વજન પહેલાના જેટલુંજ હતું. મ્હારી છાતીનું માપ ૪૬ ઈંચ, કમરનું માપ ૩૫ ઈંચ, કમરની નીચેનું માપ ૬૭ ઈંચ, જાંગનું માપ ૩૭ ઈંચ અને ધુંટણનું માપ ૧૨ ઈંચ. હાથનું માપ ૧૮ ઈંચ (ડાબા હાથનું માપ ૪ ઈંચ ઓછું હતું.) ગળાનું માપ ૧૭½ ઈંચ હતું અને મ્હારૂં વજન ૨૪૯½ રતલ હતું. લોકોને શંકા હતી કે મ્હારામા હાડકા હતા કે ફકત ચરબીજ હતી.

ડૉકટરે મ્હારા ખોરાકમાં એકદમ જોઇતો ફેરફાર કર્યો અને અમુક ખોરાક આપવાનું નક્કી કર્યું. મ્હને ખુલ્લી હવામાં અને સુર્યના તડકામાં ફરવા જવાનું તથા બની શકે એટલી કસરત કરવાનું કહ્યું. મ્હારે મારી તબીઅત સંભાળવા વિના બીજુ કાંઇ કરવાનું નહોતું. તેથી મ્હને સુચનાઓ આપવામાં આવી તેટલી બની શકે તેટલી સંપૂર્ણતાથી પાળવા માંડી.

જો કે તે વખતે માર્ચ મહિનો હતો અને બરફ પડતું હતું છતાં મ્હારે માટે એક છત્રીવાળી ખુરશી બનાવરાવી કે ખરાબ ઋતુમાં એ છત્રી ઓઢી શકાય અને આવી રીતે હું સૂર્યના તડકામા ફરવા નીકળતી. સવારમા ઉઠયા પછીથી ખાણાના વખત સુધી હું આં ખુરશીમાં ઓઢીને સુઇ રહેતી અને ત્યારપછી પાછા સાંજના પાછા જતાં સુધી હું તડકામાં

રહ્યા. જો કે હું એકી વખતે થાકયા વિના થોડાજ ડગલા ચાલી શકતી, છતા દર-રોજ વહેલા સવારમાં જ્યારે હવા તાજી હોય અને મ્હને કોઇ જોઇ ન શકે અથવા મ્હારી દયા ના ખાઇ શકે તે વખતે ધીમે ધીમે ચાલવાનું વધારતી જતી હતી. જ્યારે હું ઉભી થઇ શકી ત્યારે સાધારણ કસરત કરવાનો પ્રયત્ન કર્યો પણ આટલું મ્હારે માટે વધારે પડતું હતું, કારણુ ઘણા દિવસ સુધી પડી રહેવાને લીધે મ્હારી પીઠ અકડાઇ ગઇ હતી.

જે કસરત હું કરતી હતી તે ફક્ત મ્હારું શરીર ઢીલું કરવા પુરતી જ હતી. પહેલા વાંકા વળી જમીનને હાથ લગાડવા પ્રયત્ન કરવા માંડયો પણ હું ભાગ્યેજ મ્હારા ઘુંટણને અડકી શકતી. પણ ધીમે ધીમે હું મ્હારા હાથ સીધા જમીનપર મ્હારા પગની પાછળ લગભગ ૧૨ ઇંચ દુર મુકી શકતી. હું જમીન પર બેસતી અને મ્હારા પગ સીધા લંબાવતી કે કાટ-ખુણો થાય. પછી મ્હારા હાથ કમ્મર પર મુકયા અને જમીનને બન્ને બાજુએથી મ્હારી કોણીથી અડકવાનો પ્રયત્ન કર્યો. આ કસરત હોજરી કાળજા તથા આંતરડાં માટે ઘણીજ ફાયદાકારક છે. પછી મ્હારી સામે હાથ લંબાવીને ઉભી થઈ અને હું અંગુઠા ઉપર ઉભી રહી અને મ્હારાથી બને તેટલા હાથ લંબાવ્યા. આ કસરતથી પગ, કમ્મર, છાતી અને હાથ મજ-બુત થાય છે. મ્હારી બાજુમાં હાથ તદ્દન સીધા રાખીને એક પછી એક હાથને મ્હારા માથા સુધી ઉંચે લઇ ગઇ અને પછી મ્હારા શરીરની સરખી સપાટી પર લઇ ગઇ અને પછી પાછા બાજુ પર મુકી દેતી કે જમીન પર ચતી સુતી અને મ્હારા બન્ને હાથ મ્હારી પીઠ નીચે મુકયા પછી મ્હેં મ્હારો એક પગ સીધો ઉંચો કર્યો અને પછી બન્ને પગ સાથે ઉંચા કર્યા. જો કે આ કસરત ઘણી રહેલી છે છતા ઘણી વખત એ કરતા હુ બેશુદ્ધ થઇ જતી, પણ મ્હેં આગળ ચાલુ રાખ્યુ.

હવે હું નિયમિત ખોરાક લેતી હતી અને ધીમે ધીમે મ્હારા શરીરની વધારાની ચરબી ઓછી થતી જતી હતી એટલે મ્હેં મ્હારા ઢીલા પડી ગએલા સ્નાયુઓને મજબુત બના-વવાનો પ્રયત્ન કર્યો, કારણુ કે પથ્ય મળતી વખતે કસરત કરવી જોઇએ, નહિ તો શરીર પર કરચળી પડી જાય. કારણુ શરીરના કેટલાક ભાગ પર જોઇએ તે કરતાં વધારે માંસ હોવાથી કેટલેક ઠેકાણે મ્હારી ચામડી ફાટી જાય એવી થઇ ગઇ હતી. મ્હારા ગળા માટે મ્હેં આ પ્રમાણે કસરત કરીઃ—મ્હેં મારૂ ગળુ એક બાજુથી બીજી બાજુ બની શકે તેટલું ગોળાકાર ફેરવવા માંડયુ કે જેથી ગળાના સ્નાયુઓ મજબુત થાય.

મ્હારો શ્વાસ ઘણોજ ધીમે ચાલતો હોવાથી મ્હને શ્વાસ લેતાં ઘણુજ જોર પડતું. તેથી મ્હારી બીજી કસરતો સાથે મ્હેં શ્વાસ લેવાની કસરત સવાર સાંજ કરવા માંડી. હું નાક બંધ કરીને શ્વાસ ઊંચો ચઢાવતી અને ધીમે ધીમે નીચો ઉતારતી. કસરત કરતા હું શરીરના સ્નાયુઓને કસવા પ્રયત્ન કરતી અને તેથી મ્હને ઘણોજ પરસેવો છુટતો. એક કલાક સુધી આવી રીતે હું થાકી જતી ત્યાં સુધી એક પછી એક કસરત કરતી.

હજુ પણ મ્હારા જ્ઞાનતંતુ ઘણા નબળા હોવાથી મ્હને કોઇ સાથે બોલવું ગમતું નહિ અને કેટલીક વખત મ્હને કોઇ મળવા આવે તે જાય પછી હું કલાકો સુધી રડયા કરતી. કેટલીક વખત ડૉકટરને ત્યા મ્હારે થોભવું પડતું ત્યારે પણ મ્હારા ઘણા પ્રયત્ન છતાં મ્હારાથી રડવું અટકાવી શકાતું નહિ. મ્હને બેસતાં ઘણુંજ દુઃખ થતું તેથી મ્હારે ઓશીકા રાખવું પડતું. પણ સૂર્યના તડકામાં રહેવા પછી મ્હારા જ્ઞાનતંતુઓ ધીમે ધીમે શાંત થવા લાગ્યા; મ્હારૂં હૃદય મારું થતા થતા લાગ્યું અને ડૉકટરે મ્હારા શરીરમા વીજળીથી પરસેવો ઉત્પન્ન કરવા માંડયો. આ સારવારથી મ્હારા શરીરમાનું ઝેર પીગળી ગયુ અને

ચામડીમાંના છીદ્રો ખુલ્લા થયા. આ પછી મીઠાના પાણીથી હું નહાતી. એથી મ્હારા શરીરપરના ખીલ, ફોલ્લા તેમજ ગાંઠ જતા રહ્યા અને પછીથી બીલકુલ મ્હને આ બધાનો ત્રાસ થયો નહિ.

ઘણી વખત મ્હેં ૪ થી ૬ દીવસના ઉપવાસ કર્યા છે. જ્યારે મ્હને શરદી થતી અથવા મ્હને બેચેની લાગતી ત્યારે હું બીલકુલ ખોરાક લેતી નહિ. એક ડૉક્ટરની ઑફીસમાં ૧૩ મહિના સુધી એક પણ દિવસ માંદગીને લીધે ગેરહાજર રહ્યા વગર મ્હેં કામ કર્યું. હું જ્યારે નિયમીત ખોરાક લેતી ત્યારે જેટલું કામ કરતી તેટલી જ સહેલાઇથી તેજ કામ જ્યારે ઉપવાસ કરતી ત્યારે પણ કરી શકતી.

ઉપવાસ છોડતી વખતે ઘણી જ સંભાળ લેવી જોઇએ. જ્યારે ઉપવાસ કરવો હોય ત્યારે પાણી ઘણુંજ પીવું જોઇએ, અને સવાર સાંજ રેચ લેવો જોઇએ. ઉપવાસ છોડતી વખતે સવારમાં થોડું પાણી પીવું અને બપોરે અને સાંજે જમતી વખ્તે નારંગી અને દ્રાક્ષનો રસ પીવો જોઇએ. આ વખતે ભારે ખોરાક હોવાથી હોજરીને નુકશાન થાય છે; અને ઉપવાસથી થતા ફાયદાને બદલે. આ ખોરાકથી વધારે નુકશાન થાય છે.

જ્યારે મ્હેં કસરત કરવી શરૂ કરી ત્યારે હું અમુક ખોરાક લેતી. સવારના નાસ્તા સાથે થોડું ગરમ પાણી લેતી. જો કે એકી સાથે હું બધું ગરમ પાણી પી શકતી નહિ પણ ધીમે ધીમે મ્હેં પીવાનું વધાર્યું. આથી મ્હારી હોજરી અને આંતરડા સાફ રહેતા. ગરમ પાણી પીધા પછી થોડીવારે મ્હને ઘણો જ પરસેવો છુટતો. ગરમ પાણી ન પી શકાય તો અંદર લીંબુના થોડા ટીપાં નાખવાથી સ્વાદ આવશે. ગરમ પાણી પીધા પછી વીસ મીનીટ રહી મીઠું અથવા ખાંડ વગર હું દ્રાક્ષ ખાતી.

જમતી વખતે હું ઘઉંની રોટલી, કેક અને તાજાં ફળ ખાતી. સાંજના જમણ વખતે હું સેરવો, ફળ અને માંસ ખાતી

લોહીના ઘણા દબાણને લીધે મ્હારે મીઠું ખાવાનું છોડી દેવું પડ્યું, અને મસાલા પણ હોજરી અને કલેજાને નુકશાનકારક હોવાથી છોડી દીધા. લીંબુનો રસ પીતી. ખાંડ અને ચરબી વધારે એવી બધી વસ્તુઓ છોડી દીધી અને માંસ ફક્ત અઠવાડીઆમાં એકજ વખત લેતી. પહેલા હું દિવસમાં ત્રણ વખત ભારે ખોરાક લેતી છતાં મ્હને ભુખ લાગતી. ખોરાક પચતો નહિ પણ ઝેર અને વાયુના રૂપમાં ફેરવાઇ જતો.

પહેલાં હું સવારના થોડું જ ચાલી શકતી. પણ હવે પાંચ માઇલ સુધી થાક અથવા કંટાળા વગર સહેલાઇથી ચાલી શકું છું.

મ્હારી કસરતો મ્હને બોજારૂપ લાગતી નથી પણ મ્હને તેમાં આનંદ થાય છે. કારણ કે આ કસરતની મદદથી જ હું મ્હારા હાથ પગ અને કમ્મર અસલની સ્થિતિ પર લાવી શકી છું અને ૧૧૫ પૌંડનું જે વધારે પડતું ચરબીનું વજન હતું તે ઓછું કરી શકી છું. જ્યારે મ્હેં શરૂઆત કરી તે વખતે મ્હારા શરીરમાં એક પણ સ્નાયુ નહોતો.

જ્યારે હું મ્હારી પાછળની જીંદગીનો વિચાર કરૂં છું જે વખતે હું જાડી, બેડોળ અને અપંગ સ્ત્રી હતી અને જે વખતે હું જીવવા કરતાં મરવાનું વધારે પસંદ કરતી ત્યારે હું હસ્યા વગર રહી શકતી નથી.

જો કે આ શિયાળામાં મ્હેં દરરોજ કામ કર્યું છે છતાં મેં એક રાત્રીની નિશાળમાં વેપારને લગતો અભ્યાસ પુરો કર્યો છે અને હું આશા રાખું છું કે ધીમે ધીમે હું નિશાળમાં માંદગીને લીધે મુકી દીધેલો અભ્યાસ પુરો કરીશ. જ્યારે હું આ કરી શકીશ ત્યારે મ્હારી જીંદગી બીજાની તબીઅત સુધારવામાં ગાળીશ.

# ગુજરાતનાં લોકગીત

સંપાદિકા : સૌ. સુમતિ શંકરલાલ કવિ.
ડી. એચ. બી. એસ.

મારો રે સસરો સુરત ગ્યા'તા—
નાનીશક[1] ઘંટી લાવ્યા હો લાલ ! લુંબી લો.

મારી રે સાસુડી એવાં ભુંડાં—
(કે) અધમણ દયણું[2] આપે હો લાલ ! લુંબી લો.

મારી રે જેઠાણી એવાં ભુંડાં—
(કે) લોટ સહુ જોખી વાળે હો લાલ ! લુંબી લો.

મારી રે નણુંદી એવાં ભુંડાં—
(કે) રોટલા ગણી વાળે હો લાલ ! લુંબી લો.

માથે ગવાળો[3] ને હાથમાં ખાસડાં—
પિયરીએ હું ચાલી હો લાલ ! લુંબી લો.

ઓરે રે બેઠા દાદો બોલ્યા—
દીકરી દીવાળી ઘેર આવ્યાં હો લાલ ! લુંબી લો.

ઘોડી રે ખેલાવતા બંધવો[4] બોલ્યા—
બેની ! ભલે ઘેર આવ્યાં હો લાલ ! લુંબી લો.

ચોકમાં રહીને માતાજી બોલ્યાં—
વાતનો વિસામો આવ્યાં હો લાલ ! લુંબી લો.

ઓરડે રહીને ભોજાઈ બોલ્યાં—
કજીયાનાં કરનાર આવ્યાં હો લાલ ! લુંબી લો.

મેડીએ રહીને બિલાડો બોલ્યો—
ઢાંકણીની ઢાંકનાર આવી હો લાલ ! લુંબી લો.

ખડકી રહીને કુતરૂં બોલ્યું—
ધોકાની દેનાર આવી હો લાલ ! લુંબી લો.

દરમાં રહી ઉંદરડું બોલ્યું—
લીંપનાર ગુંપનાર આવી હો લાલ ! લુંબી લો.

ભીંતે રહી છછુંદર બોલ્યું—
કુકરાની[5] દેનાર આવી હો લાલ ! લુંબી લો.

---

૧. નાની, ૨. દળણું. ૩. કપડાંલત્તાં, ૪. ભાઈ, ૫. કાંકરી.




# સેવા



લેખિકા: કુમારી ઈંદિરા પુરૂષોત્તમદાસ દવાવાળા

સેવા એટલે કર્તવ્ય. એ કર્તવ્ય સંસારીઓને સુલભ અને યોગીઓને દુર્લભ છે. કારણ કે સ્વાભાવિક રીતે સંસારીઓથી ઇચ્છાએ વા અનિચ્છાએ કોઇની પણ સેવા થાય છે. યોગીઓ સંસારથી વિરક્ત છે. સંસાર સાથે તેમને કાંઇ સંબંધ નથી. તેઓ માત્ર બ્રહ્મમાં એક થવાનો પ્રયત્ન કરે છે. તેઓ કોઇની પણ સેવા કરતા નથી. એક શ્લોકમાં કહ્યું છે કે:

**सेवाधर्मः परम गहनो योगि-**
**नामप्यगम्यः ।**

સેવાના ઘણા પ્રકાર છે. માતૃસેવા, પિતૃસેવા, ગુરૂસેવા, પતિસેવા, સ્વદેશસેવા, સમાજ સેવા, લોકસેવા, દેવસેવા, ઇત્યાદિ.

માતૃસેવા દરેક માણસે કરવી જોઇએ. જે માતાએ પેટમાં નવ મહિના સુધી, પોતે અનેક જાતના કષ્ટો વેઠી બાળકનું રક્ષણ કર્યું હોય અને જન્મ થયા પછી પણ ઘણા કષ્ટો સહન કરીને બાળકનું પાલન પોષણ કરે છે, તે માતાની જન્મભર સેવા કરે તો પણ તેના ઉપકારો વાળી શકાતા નથી. માતૃસેવા કરવાથી જ મનુષ્ય આગળ જતાં દેશનો નેતા પણ થઇ શકે છે. માતૃસેવા એક ઉત્તમમાં ઉત્તમ સેવા છે. માતૃસેવા કરવાથીજ નેપોલીઅન અને મહારાષ્ટ્ર કેસરી શિવાજી, સ્વદેશસેવા કરી, આ સંસારમાં અક્ષય કીર્તિ પામી સ્વર્ગે સીધાવ્યા છે.

પિતૃસેવા એ પણ એક ઉત્તમ સેવા છે. માતા બાળકને જન્મ આપી તેનું પાલનપોષણ કરે, પિતા તેનું રક્ષણ કરે. પિતા આખો દિવસ પોતાનો પરસેવો ઉતારી પૈસા પેદા કરે. તે કોના સુખને માટે? બાળકોનાજ. પિતા બાળકોને જે જોઇએ તે ચીજ આપે અને બાળકને રાજી રાખે. માતાપિતા નિસ્વાર્થ પ્રેમથી દોરાઇ બાળકનું પાલનપોષણ કરે છે. એવો કોણ નરાધમ હોય, કે જે આવા માતા પિતાનો દ્રોહી બની હાથે કરીને નર્ક ભોગવવા તૈયાર થાય? માતૃસેવા અને પિતૃસેવા એ દેવસેવાથી પણ ઉત્તમ છે. જે આ સેવાઓ બજાવે છે, તેના પર ઇશ્વર પણ પ્રસન્ન રહે છે. શ્રવણે અંધ માતાપિતાની સેવા અનેક કષ્ટો વેઠી કરી, અને આખરે તેજ સેવાને માટે પોતાનો પ્રાણ અર્પ્યો. ધન્ય તે શ્રવણને! ધન્ય તેના માતપિતાને!.

ગુરૂસેવા એ આજકાલના વિસમી સદીના વિદ્યાર્થીઓને વેઠ થઇ પડી છે. અને એ શબ્દ પણ વિદ્યાર્થીઓના હૃદયમાંથી સદાને માટે ભુંસાઇ ગયો છે, પણ હું ધારૂં છું કે ગુરૂસેવા એ માતૃસેવા અને પિતૃ સેવાની બરોબરી કરી શકે છે. જે ગુરૂ આપણને જ્ઞાન આપે, અને આપણે આપણી ભવિષ્યની જીંદગીમાં આપણા પગપર ઉભા રહી, ધૈર્ય, આત્મશ્રદ્ધા અને ત્યાગ કેમ રાખવો, તેમજ અનેક કષ્ટો

સામે ટક્કર કેમ ઝીલવી, તેનો રસ્તો સુઝાડે છે, તે ગુરૂની સેવા કરતાં આપણો પ્રાણ અર્પવો પડે તો જરા પણ ન ડગતાં, તીક્ષ્ણ તરવારને કોમળ પુષ્પની પેઠે વધાવી લેવી, ને દારૂણ અગ્નિને શીતળ જળ સમાન લેખવું. ગુરૂ એ જ્ઞાનદાતા છે, એ વાક્ય વિદ્યાર્થીઓના હૃદયમાં કોતરાય ગયું હોવું જોઇએ. આજ-કાલના વિદ્યાર્થીઓ ગુરૂસેવાથી બાર ગાઉ નાસતાં ફરે છે. જે ગુરૂની સેવા માટે પરમાત્મા શ્રીકૃષ્ણે અને સુદામાજીએ મૂશળધાર વરસાદને પુષ્પનો વરસાદ ગણ્યો, જે ગુરૂની સેવા માટે એકલવ્યે પોતાનો અંગુઠો કાપી નાંખી, પોતાનો સ્વાર્થ ત્યાગ્યો, તેજ ગુરૂની સેવા આજકાલ વિસરાય ગઇ છે, તે ઘણી શોકની વાત છે. રંક ભારતવર્ષની સ્થિતિ કેટલી બધી પલટાઇ ગઇ છે!

પતિસેવા એ આર્યનારીનું એક ભૂષણ છે. પતિને ઇશ્વર સમજી પતિનું પૂજન કરવું. પતિ જો રાજી રહે છે, તો ઇશ્વર પણ સદા રાજી રહે છે. પતિ એક આર્યનારીનો ઇશ્વર છે. માટે તેની સેવા તન મન અને ધનથી કરવી. સતિ સાવિત્રીએ પતિસેવાના પ્રતાપથી યમરાજા પાસે પોતાના પતિને ૪૦૦ વર્ષનું આયુષ્ય અપાવ્યું. નિસ્વાર્થ પ્રેમથી દોરાઇ પતિ–પ્રભુ–સેવા કરવી.

સ્વદેશસેવા તો માણસે પૂર્વ જન્મમાં બહુ પુણ્ય કર્યાં હોય તોજ પ્રાપ્ત થાય. દેશને માટે પ્રાણ અર્પનારા આજના જડવાદના વખતમાં વિરલજ હોય છે. પ્રાચીન કાળમાં દરેકે દરેક ક્ષત્રિય અને ક્ષત્રિયાણીના હૃદયમાં **जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसी** એ સૂત્ર જડાઇ રહ્યું હતું. રાણા પ્રતાપસિંહે પોતાની માતૃભૂમિ મેવાડને માટે અનેક સંકટો સહન કર્યાં. અનેક દુર્લભ 'પણ' લીધાં તે કોના સ્નેહને માટે? તે પોતાની જન્મભૂમિ પ્રત્યેના પ્રેમને ખાતર જ. સ્વદેશ માટે દરેક માણસે સ્વાત્માર્પણ કરવું જોઇએ.

સમાજસેવા, લોકસેવા, દેવસેવા, એ પણ ઉત્તમ સેવા છે. સમાજસેવામાં સમાજને સુધારવાના પ્રયત્નો કરવા જોઇએ, કેળવણીનો પ્રચાર વિસ્તૃત કરવો જોઇએ. લોકસેવામાં માંદા માણસની માવજત કરવી. માંદા માણસની ચાકરી કે સેવા કરવામાં આપણને કંઇ સ્વાર્થ હોતો નથી. તેઓની સેવા કરવાથી તેઓના અંતરાત્મા પ્રસન્ન થાય છે. આપણે આ દુનિયામાં જન્મ્યા છીએ. શા માટે? પરોપકાર કરી, બીજાના દુઃખે દુઃખી અને સુખે સુખી થઇ જીવનનું સાર્થક કરવા માટે. આપણે નિસ્વાર્થ પ્રેમને લીધેજ માંદા માણસની સર-ભરા કરીએ છીએ ને તેઓ હાર્દિક આશીર્વાદો વરસાવે છે. ને તેથીજ આપણે સંસારમાં સુખી થઇએ છીએ. ફ્લોરેંસ નાઇટીંગેલે દરદીઓની સેવા કરી લોકસેવામાં પોતાનો મોટો ફાળો આપ્યો હતો. દેવ માટે હૃદયમાં પ્રેમ અને ભક્તિ રાખી તેમની સેવા કરવી. "હે પ્રભુ! તમે મારૂં આ કામ સફળ કરી આપશો તો હું બે નારીયેળ વધેરીશ," એવી કોઇ પણ માંગણી પ્રભુ પાસે કરવી નહિ. પ્રભુ કાંઇ નારીયેળના ભૂખ્યા નથી, તે તો ભાવના ભૂખ્યા છે. માટે પ્રભુનું પૂજન એ આપણી ફરજ છે, એમ ધારી કરવું. પ્રહલાદે નિસ્વાર્થ પ્રેમથી દોરાઇ પ્રભુની ભકિત કરી તો પ્રભુએ તેમને દર્શન આપ્યાં.

સેવા અંતઃકરણપૂર્વક, હાર્દિક લાગણીથી પ્રસન્ન ચિત્તથી, એક બોજા રૂપ નગણતા, વેઠ ન ગણતા કેવળ આ આપણું કર્તવ્ય–ધર્મ–છે એમ સમજી કરવી. કુટુંબસેવા દરેક કરવી જોઇએ.

સેવા કરતી વખતે તેના ફળની આશા રાખવી નહિ, કારણ કે શ્રીમદ્ ભગવદ્ગીતામાં પરમાત્મા શ્રીકૃષ્ણે અર્જુનને જ્ઞાનામૃત પાતી

વખતે કહ્યું હતું, કે **કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન** કર્મમાં આપણો અધિકાર છે, ફળમાં નહિ. આપણને મનુષ્ય સાથે ને સેવા સાથે સંબંધ છે, ફળ સાથે નહિ. આપણે નિઃસ્વાર્થ સ્નેહથી દોરાઇ મનુષ્ય તેમજ બીજા પ્રાણી માત્રની સેવા કરવી. એક કવિએ કહ્યું છે કે 'પાસા નાંખે જતો સર્વદા દેવો હરિ હાથ છે!' તેમ ફળ આપવું તે તો હરિના હાથમાં છે. આપણે આપણાં કર્તવ્યો બજાવવાના, પછી ફળ મળે કે નહિ તેની દરકાર–આકાંક્ષા–રાખવી નહિ.

જે માણસની આપણે સેવા બજાવતા હોઇએ તે માણસ પર આપણને પ્રેમ અને લાગણી વિના ખરી સેવા થઇ શકતીજ નથી અને સેવા તે લોકોને બતાવવા ખાતર–પોતાની અનિચ્છા હોય–તે છતાં કરવી તે સેવા કહેવાતી નથી. સેવા કરવી તો અંતઃકરણપૂર્વક કરવી નહિંતર કરવીજ નહિ. કોઇ બળજેરીથી સેવા કરવાનું કહેતું નથી, 'મનુષ્ય જો આ દુનિયામાં ખરી સેવા કરવા ઇચ્છતો હોય તો તેણે આ દુનિયાની ટીકા અગર ફળની દરકાર રાખવી નહિ.

આપણી સેવા બદલ આપણે બીજા પાસે કંઇ બદલો માંગતા નથી, તો પણ સેવા કર્યાથી તે માણસનો અંતરાત્મા પ્રસન્ન થાય છે, અને તેની સ્નેહભીની આશીષો મળે છે. આપણે તો માત્ર ફરજ સમજી સેવા કરીએ છીએ, પણ તેનો અંતરાત્મા પ્રસન્ન થયેલો હોવાથી સ્વાભાવિક રીતે જ તે આપણા પર આશીર્વચનો વરસાવે છે, અને તેથી આપણે આ દુઃખરૂપી અસાર સંસારમાં આત્માની શાંતિ અનુભવીએ છીએ.

સેવામા આત્મભોગ ખાસ જરૂરનો છે. સ્વાત્માર્પણ વિના એકે ચીજ બની શકતી નથી. ત્યાગ અને નિઃસ્વાર્થ વિના સેવા સંભવેજ નહિ. એવા આત્મભોગ આપનારા અને ત્યાગવૃત્તિવાળા આ દુનિયામાં વિરલજ હોય છે. હાલ મહાત્મા ગાંધીજીએ દેશસેવા માટે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું છે. અંતે પોતાનો પ્રાણ આપવા પણ કબુલ કર્યું છે.

હાલના જડવાદના યુગમાં સેવા ઘણી જરૂરની છે. ભૂખ્યાને ભાખરી, તરસ્યાને પાણી ને અંધાને પડતા ઉગારવા તે પણ સેવાજ છે. માણસ પોતાના જાણી સેવા કરશે પણ બિચારો કોઇ અંધ ગરીબ માણસ રસ્તામાં ઠોકરો ખાતો ખાતો, ભીખ માગતો માગતો, જતો હશે, તેને એક પૈસો આપવાની પણ ઉદારતા નહિ બતાવે, તે ઘણી દીલગીરીની વાત છે. માણસો સમજે છે, કે "સેવા કરવી એ તમારો ધર્મ છે" એ તો બીજાઓનેજ કહેવાય. આપણાથી એ પ્રમાણે વર્તન થઇ શકતું નથી. પણ તેઓ સમજતા નથી કે પ્રભુએ જેમ બોલવાની શકિત આપી છે, તેમ તે પ્રમાણે વર્તન ચલાવવાની પણ બુદ્ધિ આપી છે, પણ મનુષ્યો તે બુદ્ધિને કેળવતા નથી.

સેવા એ બે અક્ષરનો શબ્દ છે પણ તેનો અર્થ ઘણો ગહન છે અંતમાં મ્હારી પ્રભુ પ્રત્યે અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે કે મનુષ્યોના હૃદયમાં સેવા મંત્ર સ્થાપો, અને તેમને સેવા કરવાની શકિત આપો અને હે પ્રભુ! અમને સદા સદ્‌બુદ્ધિ અર્પો.



# સ્ત્રીજગત્

## હિન્દ

**શ્રીમતિ યમુના હિરલેકર,** એમ. એ. મુંબઇના જાણીતાં સામાજિક કાર્યકર છે. તેમણે મુંબઇની સેન્ટ ઝેવીયર્સ કૉલેજમાંથી ગ્રેજ્યુએટ થઇ ગણિતનો ખાસ વિષય લઇ એમ. એ. ની બીજા વર્ગની ડીગ્રી લીધી છે. ઇન્ટરની પરીક્ષામાં મીસીસ હિરલેકરને ગંગાબાઇ બટ સ્કોલરશીપ મળી હતી. એમ. એ. ની પરીક્ષામાં તેમણે મીસ માનકર શિષ્યવૃત્તિ મેળવી છે. ત્રણ વર્ષ સુધી તેમણે અલાહાબાદની ક્રોસ્થવેઇટ કન્યાશાળામાં કામ કર્યું છે. ઇંગ્લાંડ અને જર્મનીની દોઢ વર્ષ સુધી મુસાફરી કરી તેમણે પશ્ચિમના કેળવણી વિષયક તેમજ સામાજિક પ્રશ્નોનો અભ્યાસ કર્યો છે.

**મિસિસ શીરીન પીટીટ:** મુંબઇમાં વિમાનમાં તદ્દન એકલા ઉડનારાં આ પહેલાં પારસી બાનુએ જુહુના એરોડ્રોમમાં પાઇલટ તરીકે તાલીમ મેળવી છે. તેઓ મર્હુમ મી. આર. ડી. તાતાની પુત્રી અને સર દીનશાહ માણેકજી પીટીટ બીજા બેરોનેટના પુત્ર મી. ફરામજી બેરીસ્ટરનાં પત્ની થાય છે.

**વિજ્ઞાનમાં:** મુંબાઇ યૂનીવરસીટીની ઇન્ટર સાયન્સની પરીક્ષામાં ૧૬ બ્હેનો અને બી. એસસી. ડીગ્રીની પરીક્ષામાં ૪ બ્હેનો પાસ થયાં છે. એક પણ ગુજરાતી બ્હેનનું નામ જણાતું નથી.

**મીલહડતાળમાં** સ્ત્રી-કામદારો પણ પુરૂષ વર્ગને સંપૂર્ણ સહકાર આપી રહી છે. પીકેટીંગ કરતાં બે સ્ત્રીઓને પોલીસે હુલ્લડ મચાવવાનો આરોપ મૂકી પકડેલ કરેલી પરંતુ જુબાનીની ગેરહાજરીમાં ઓનરરી મેજીસ્ટ્રેટે તેમને છોડી મૂકી. આ પ્રસંગની ખુશાલીમાં સ્ત્રી-પીકેટરોએ હાર તોરા સાથે ગીચ વિસ્તારમાં સરઘસ કાઢ્યું હતું.

**મર્સ માઇડ્સ:** મુંબાઇની મ્યુનીસીપલ કન્યાશાળાઓમાં ગર્લ માઇડસની પ્રવૃત્તિની શરૂઆત થઇ છે. આ માટેનો સમારંભ ગીલ્ડર ટેન્કની શાળાના કમ્પાઉન્ડમાં થયો હતો જે પ્રસંગે એ પ્રવૃત્તિનાં મુખ્ય યૂરોપીઅન બાનુ સંચાલિકાઓ ઉપરાંત સ્કૂલ્સ કમિટિનાં સભાસદો સૌ. હંસા મ્હેતા, સૌ. ડૉ. માલિની સુકથંકર વગેરેએ હાજરી આપી હતી. પ્રસંગોચિત વિવેચનો પણ થયાં હતાં.

**પ્રસુતિગૃહ;** મુંબાઇમાં સેંડહર્સ્ટ રોડ ઉપર ડૉ. મીસ કુમુદ મ્હેતા અને ડૉ. સૂર્યકાન્ત ત્રિવેદીના સંયુક્ત પ્રયાસથી એક નવું " વિદ્યા પ્રસુતિગૃહ " આર્ય ભવનમાં ખુલ્લું મૂકાયું છે. આ ગૃહને ખુલ્લું મૂકવાની ક્રિયા સૌ. હંસા મ્હેતા, બી. એ.એ કરી હતી. તેમણે મુંબાઇના વધતા જતા બાળમરણ-પ્રમાણને અંકુશમાં રાખવા આવાં પ્રસુતિગૃહોની જરૂરીઆત કેટલી મોટી છે તે બતાવ્યું હતું.

**શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની સાન્તાક્રુઝની** શાખા તરફથી તા. ૧૬ મી એપ્રીલે જાહુમાં એક સંમેલન કરવામાં આવ્યું હતું. શ્રી પાટીદાર સ્ત્રી મંડળ પણ જોડાયું હતું. લગભગ ૩૦૦ સ્ત્રી બાળકોની હાજરી હતી. શેઠ ભગવાનજીને બંગલે બધાં ભેગાં થયાં હતાં અને ત્યાંથી બસમાં બેસી જુહુ ગયાં હતાં. નાના બાળકો માટે ગાયનું દૂધ અને બીજાંઓ માટે ઠંડું પાણી હાજર હતું. થોડોક વાર્તાલાપ પછી સંગીતવર્ગની બાળાઓએ ભજનો ગાયાં હતાં તે પછી સૌ. સુરભિ શાહ, સૌ. રતનબ્હેન દમણીઆ અને બીજી બ્હેનોએ ગરબા ગવરાવ્યા હતા મંડળ તરફથી ચા-નાસ્તાની ગોઠવણ હતી આગેવાનોએ તેમજ બીજી બ્હેનોએ આ સંમેલનની વ્યવસ્થા માટે સખત શ્રમ કર્યો હતો. મંડળ લાંબા સમયથી વિધવિધ વિષયોના વર્ગો ચલાવે છે, અને પ્રસંગોપાત આવાં સંમેલનો ગોઠ

બ્હેનોના જીવનમાં રસ રેડવાના સુંદર પ્રયત્નો કરી રહ્યું છે.

**રાષ્ટ્રીય કન્યાશાળા** ( ઘાટકોપર ) નો છઠ્ઠો વાર્ષિક સમારંભ શેઠ વાઘજીભાઇ લક્ષ્મીદાસના પ્રમુખપદે તા. ૨૮ મી એપ્રીલે ઉજવાયો હતો. પ્રારંભના મનોરંજક ગરબા વગેરેના કાર્યક્રમ પછી શાળાના મંત્રીએ રીપોર્ટ વાંચ્યો હતો. કન્યાઓની સંખ્યા ૧૮૩ છે. સામાન્ય વિષયો ઉપરાંત ભરત, શીવણ, સંગીત, ચિત્રકલા વગેરે શીખવાય છે. વ્યાયામને પણ ઉત્તેજન અપાય છે. એક બાળા બ્હેન ચંદ્રાવતી પોપટલાલ સ્કીપીંગમાં લાગલાગટ ૪૬૦૦ વખત અટકયા વિના કુદી હતી; અને એ રીતે એક અમેરિકન ચેમ્પીઅન બાળાનો રેકર્ડ તોડયો છે. શેઠ અમૃતલાલ અમરચંદ માધવજીએ પોતાનો રૂ. ૨૫૦૦૦ ની કીમતનો પ્લોટ શાળાના મકાન માટે ભેટ આપ્યો છે. પ્રમુખશ્રી, શેઠ પરમાનંદદાસ રતનજી અને શેઠ કરમશી પોચારી-આએ મકાન ફંડમાં રૂ. ત્રણ ત્રણ હજાર આપવાનાં વચન આપ્યાં છે. ઉપરાત શેઠ અમૃતલાલ ઓખા-ણીએ રૂ. ૧૫૦૧, ગં. રાધાબાઇએ રૂ. ૧૦૦૧, અને શેઠ હીરાચંદ વ. દેસાઇએ રૂ. ૧૦૦૧ એ ફંડમાં આપ્યા છે. શાળામાં મોટી ઉમ્મરની સ્ત્રીઓ માટે પણ એક વર્ગ ચલાવાય છે. એજ દિવસે બપોરે સ્ત્રીઓની પણ એક સભા સૌ. મોંઘીબ્હેન હીરાલાલ શાહના પ્રમુખપદે ભરવામાં આવી હતી. તેમણે રૂ. ૫૦૧ શાળાને ભેટ આપ્યા હતા.

**વર્નાક્યુલર ફાઇનલ**ની છોકરીઓની પરીક્ષામાં ધનુ છનીયા નામની નાયક જાતની કન્યા બીજે નંબરે પાસ થઇ છે.

**શાબાશ વીર !** એક ખત્રી વિધવા પોતાનાં કુટુંબીઓના અત્યાચારથી કંટાળી વેશ્યાવૃત્તિ સ્વીકારવાના નિશ્ચય ઉપર આવી. હિન્દુ મહાસભાના સંચાલકોને એ વાતની ખબર પડતાં તેને ઘણી સમજાવી. તે એકજ શરતે એમ ન કરવા કબૂલ થઇ. શરત એ કે કોઇ ખત્રી યુવક સાથે તેનું લગ્ન કરવું. પોલીસ તેમજ તેના સંબંધીઓને તેની ખબર આપવામાં આવી. સંબંધીઓ તેને ઘેર લઇ જવા ઇચ્છતા હતા. પરંતુ તે તો માત્ર એટલુંજ કહેતીઃ " મારૂં પુનર્લગ્ન કરો અથવા તો હુ .." આ શબ્દોથી તો ખત્રી સમાજનું લાંબુ નાક કપાવા લાગ્યું. જબરદસ્તીથી બાઇને લઈ જવાનો પ્રયત્ન થયો પરંતુ હિન્દુ સભાના કાર્યકર્તાઓ વચ્ચે પડયા. કેટલાક સજ્જનો સમક્ષ ઘેરથી નાસી જવાનું કારણ તે વિધવાએ જણાવતાં સૌની આંખમાં આંસુ ઉભરાયાં. તેમાંથી એક સહૃદયી વીર આ સહન ન કરી શકયો. તેણે એ વિધવા સાથે પુનર્લગ્ન કરવાનું સ્વીકાર્યું !

**ખાદીભંડારઃ** બીલ્લીમોરામાં તા. ૨ જી મે એ સૌ. શારદાબ્હેન મ્હેતાએ એક ખાદીભંડાર ખુલ્લો મૂકયો હતો. આ ભંડાર જાણીતાં લોકસેવિકા શ્રી. મીઠુબ્હેન પીટીટના સફળ શ્રમનું શુભ ફળ છે. સૌ. શારદાબ્હેને ગરીબોને રોટલો આપતી ખાદી ખરીદવા સૌને વિનતિ કરી હતી, એને પરિણામે હાજર રહેલ ઘણાંઓએ ખરીદી કરી હતી.

**સુરતમાં બાળસપ્તાહ** પાંચ દિવસ સુધી ઉજવાયો હતો. ડૉ. પટેલ, ડૉ. દીક્ષિત, ડૉ ધીયા વગેરેનાં ભાષણો ઉપયોગી વિષયો પર થયાં હતાં. તન્દુરસ્ત બાળકોની હરીફાઇ થઇ જેમાં એક મુસ્લીમ બાળકને પ્હેલા ઇનામ તરીકે સોનાનો ચાંદ મળ્યો. સંતતિ નિયમન વિષે ફીલ્મ પણ બતાવાઇ હતી, તેમજ એક ઉપયોગી પ્રદર્શન ગોઠવ્યું હતું.

**મહિલા વિદ્યાલય** ( હરિપુરા, સુરત ) નો ઇનામો આપવાનો સમારંભ રા. કૃષ્ણલાલ વકીલના પ્રમુખપદે થયો હતો. શાળામાં ૩૫-૪૦ કન્યાઓની સંખ્યા છે; અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી વર્ગો છે. ગરબા, ગીત, ડ્રીલ, સંવાદ વગેરેના મનોરંજક પ્રોગ્રામ બાદ શ્રી. અનસૂયા બ્હેન વગેરેએ ફંડ માટે વિનતિ કરી હતી. પ્રમુખશ્રીએ સરકાર તરફથી મદદ મળવાની આશા આપી હતી.

**આર્ય કન્યા વિદ્યાલય** (ઇટોલા) નો ચોથો વાર્ષિકોત્સવ તા. ૧૧-૧૨ મી મેના દિવસોએ ઉજવાયો હતો. આ પ્રસંગે પુરૂષ વક્તાઓ ઉપરાંત શ્રી યશોદાદેવી, શ્રી રત્નકુંવરીદેવી, શ્રી સ્નેહલતાદેવી, શ્રી નીરમની પટેલ વગેરે બ્હેનોએ " કન્યા કેળવણી " વિષે વ્યાખ્યાનો આપ્યાં હતાં કન્યાઓએ વ્યાયામના સુંદર પ્રયોગો બતાવ્યા હતા..

**છૂટાછેડાઃ** શ્રી ચીમનાબાઇ સ્ત્રી સમાજ ( વડોદરા ) ની એક સભા સૌ. સમજુબા દેસાઇના પ્રમુખપદે ધારાસભામા આવનાર "હિંદુ લગ્ન વિ-

"એક નિબંધ" ની ચર્ચા કરવા મળી હતી. સૌ. શારદાબ્હેને શરૂઆતની ચર્ચા કર્યા પછી રા. ડાહ્યાભાઈ પૂરોહિત અને રા. ચીમનલાલ ડૉક્ટરે એ બીલની કલમો અને તેની ખામીઓ સમજાવી હતી. તે પછી સૌ. સરલા મ્હેતા અને સૌ. રમાબાઇ કીનીએ એ બીલની ખામીઓની વધુ ચર્ચા કરી તેથી સ્ત્રી વર્ગને કેટલો અન્યાય થવાનો સંભવ છે તે સ્પષ્ટ બતાવ્યું હતું અને આ બીલનો વિચાર કરવા નીમાનાર કમિટિમાં સ્ત્રીઓને સરખી સંખ્યામાં નીમવાની માગણી કરી હતી. તે પછી સભાએ સૌ. શારદાબ્હેન યૂનીવરસીટીના ફેલો ચુંટાયા તે માટે તેમને અભિનંદન આપવાનો ઠરાવ કર્યો હતો.

જે વિષે સૌ. અવંતિકા આચાર્ય, સૌ. જયવતી દેસાઇ અને સૌ. દક્ષા મ્હેતાએ વિવેચન કર્યાં હતાં.

**અભિનંદન:** અમદાવાદના સ્ત્રી-ગ્રેજ્યુએટો તરફથી સૌ. શારદાબ્હેન મ્હેતાને યૂનીવરસીટી સેનેટના ફેલો તરીકે ચુંટાવા માટે અભિનંદન આપવા એક સભા મળી હતી. મીસ ઍપરીસ્ટા અને મિસિસ મીઠાવાળાએ પ્રસંગોચિત વિવેચન કર્યાં હતાં. સૌ. શારદાબ્હેને જવાબ વાળતાં અમદાવાદમાં ૪૦ ગ્રેજ્યુએટ બ્હેનો છે તેમને પોતાનું મંડળ સ્થાપવાની અને શિક્ષણના તેમજ બીજાં કાર્યોમાં સહાય કરવાની સૂચના કરી હતી.

**પુષ્પ લગ્ન વિષે ઠરાવો:** અમદાવાદની જૈન કન્યા બ્હેન રામબાઇના લગ્ન સંબંધી ઉહા-

## કલકત્તામાં ગુજરાતી સ્ત્રીમંડળ

૩૭, ક્લાર્ક સ્ટ્રીટ,
કલકત્તા, તા. ૧૨-૫-૨૯

શ્રીયુત "ગુણસુંદરી" ના તંત્રીશ્રી,

વિનંતિ સાથે લખવાનું કે આ સાથે મોકલેલા કલકત્તાના સ્ત્રીમંડળનો એપ્રીલ મહિનાનો હેવાલ આપના લોકપ્રિય માસિકમાં છાપવાની કૃપા કરશો. ગુજરાતના મોટાં શહેરોમાં કે મુંબાઇમાં આવાં મંડળની નવાઇ નથી પરન્તુ કલકત્તામાં ગુજરાતીઓ ઘણા પછાત છે અને સ્ત્રીકેળવણીની સ્થિતિ દયાજનક છે. અહિંની ગુજરાતી બ્હેનો લગભગ પડદામાં રહેતી એમ કહી શકાય. તેજ ગુજરાતી સ્ત્રીઓ હવે sport ( રમતો ) વિગેરેમાં ઉત્સાહથી ભાગ લે છે. માત્ર છ મહિનામાં અહિંની સ્ત્રીઓએ આટલી પ્રગતિ કરી છે તેથી ભવિષ્યમાં તેઓ ખૂબ આગળ વધશે એવી આશા રહે છે. અમારા સ્ત્રીમંડળ તરફથી શીવણ તથા અંગ્રેજી શીખવાના વર્ગો ખોલવામાં આવ્યા છે, તેમનો લાભ પણ ઘણી બ્હેનો લે છે. એજ.

લી. **સૌ. સૌદામિની મ્હેતાના** નમસ્કાર.

સૌ. બ્હેન સૌદામિની મ્હેતાનો આ પત્ર અમે સહર્ષ પ્રકટ કરીએ છીએ. કલકત્તાની ગુજરાતી બ્હેનો જે પ્રગતિ સાધી રહી છે, તે એ બ્હેનની હાજરીનું જ શુભ પરિણામ છે એમ કહીએ તો ખોટું નથી. એ પત્ર સાથે તેમણે મંડળની પ્રવૃત્તિનો જે અહેવાલ મોકલ્યો છે તેનો સાર નીચે પ્રમાણે છે: તં° ગુ.

[ ૧ ] ભાષણો: ( ૧ ) તા. ૬-૪-૨૯. ક્વેકર ઓટ્સ કંપનીવાળા મી. કાપડીઆએ લગભગ સીત્તેર બ્હેનોની હાજરીમાં "ક્વેકર ઓટ્સ કેટલો પુષ્ટીકારક ખોરાક છે" તે સંબંધી ભાષણ આપ્યું હતું અને તે બનાવવાનો પ્રયોગ કરી બતાવ્યો હતો. ( ૨ ) તા. ૨૭-૪-૨૯. ડૉ. દાસગુપ્તની અચાનક માંદગીને કારણે તેમનું સ્થાન ડૉ. મિત્રએ લઇ "આરોગ્ય અને તંદુરસ્તી" વિષે મેજીક લેન્ટર્નના ચિત્રો સહિત ભાષણ આપ્યું હતું. ઉપરાંત લડાઇ દરમિયાન પશ્ચિમની સ્ત્રીઓએ કેવાં કામ કર્યાં હતા તે બતાવ્યું હતું. [૨] ઉપયોગી માહિતી: તા. ૧૩-૪-૨૯. જે બ્હેનો દૈનિક છાપાં ન વાચતાં હોય તેમને અગત્યના બનાવોથી વાકેફ કરવાની યોજના મંત્રીબ્હેનોએ કરી હતી. [ ૩ ] રમતગમતો: તા. ૨૦-૪-૨૯. શેઠ રામજીભાઇ હંસરાજના બંગલામાં રમતગમતોની હરીફાઇ રાખી હતી. ૧૨૫ બ્હેનો હાજર હતાં. વિવિધ રમતોમાં ઘણાં બ્હેનોએ ભાગ લીધો હતો. સૌ. જડાવબ્હેન રામજીભાઇએ સર્વનો આઇસક્રીમથી સત્કાર કર્યો હતો.

નો ચુકાદો ના. જજ મી. રેવીસે આપ્યો છે. લગ્ન માટેનો મનાઇ હુકમ તેમણે કાયમ રાખ્યો છે અને જણાવ્યું છે કે "રામબાઇએ આવા (પરસોતમદાસ) સાથે લગ્ન કરવું તેના કરતાં મરી જવું બ્હેતર છે." કન્યાની મા અને ભાઇઓને વાલી તરીકે નીમ્યા છે. આ બનાવમાં અમદાવાદના જૈન યુવકોએ બતાવેલી હિંમત અને સેવાભાવ ધન્યવાદ અને અનુકરણ યોગ્ય છે. બીજાં સ્થળોના યુવકો એવીજ હિંમત અને સેવાભાવ બતાવે તો ઘણી બ્હેનોના ભવ બગડતા સ્હેજે અટકી જાય.

**મારવાડી–ગુજરાતી લગ્નઃ** ગાંધીજીના મહુંમ ભત્રીજા મગનલાલ ગાંધીની ૧૮ વર્ષની પુત્રી બ્હેન રૂકિમણીદેવીના લગ્ન શ્રીયુત બંસીલાલ બજાજ નામે ૨૪ વર્ષના મારવાડી યુવક સાથે સત્યાગ્રહાશ્રમમાં થયાં છે. રા. જમનાલાલ બજાજ અને ગાંધીજીએ આ સંબંધ સાંધવામાં આગેવાન ભાગ લીધો છે.

**બુઢ્ઢાની પત્નીઓઃ** કાઠિયાવાડના ધોળા જંક્શન પર કોઇએ નજરે જોયલો દેખાવ છેઃ ત્રણ ગુજરાતીઓ જેમની ઉમ્મર ૫૦ થી ૬૦ જેટલી હશે તેઓ વડોદરા જતા હતા. સાથે લગ્નના કપડાં પ્હેરેલી એક ત્રણ વર્ષની અને બીજી બે પાંચ પાંચ વર્ષની બાળાઓ હતી. બાળાઓ મા પાસે જવા રડતી હતી. તપાસ કરતાં જણાયું કે એ બાળાઓ પેલા બુઢ્ઢાઓની તાજેતર પરણેલી પત્નીઓ હતી !

**વાળંદોમાં સુધારોઃ** કાઠીઆવાડના વાળંદ (હજામ) ભાઇઓની પરિષદ રાજકોટમાં મળી હતી. તેમણે કેટલાક ઠરાવો કર્યા. લગ્ન માટે વરકન્યાની ઉમર અનુક્રમે ૧૮ ને ૧૩ ઠરાવી. કન્યાવિક્રય દૂર કરવાનું, ફરજિયાત જ્ઞાતિવેરા બંધ કરવાનું અને દુર્વ્યસનો દૂર કરવાનું ઠરાવ્યું. સીમંત, લગ્ન વગેરે પ્રસંગે થતા ખરચો બંધ કરવાના પ્રતિજ્ઞાપત્ર પર ૧૦૦ જણે સહીઓ કરી.

**છોકરીઓનાં વેચાણઃ** ગુજરાત, કાઠીઆવાડ અને મારવાડના પ્રદેશોમાંથી મોટી સંખ્યામાં છોકરીઓને કે સ્ત્રીઓને ભગાડી કે ઉપાડી લાવી તેમના સિંધમાં વેચાણ કરવામાં આવે છે. આ સંબંધી રા જયરામદાસે મુંબાઇની ધારાસભામાં પૂછેલા સવાલોને પરિણામે કેટલોક પત્રવ્યવહાર પ્રકટ થયો છે. સરકારના પોલીસ અને ન્યાયખાતાએ કરેલી તપાસથી જણાયું છે કે મોટે ભાગે આ છોકરીઓનાં વેચાણ લગ્ન માટે થાય છે, વેશ્યાવૃત્તિ માટે નહિ. કેટલાક કિસ્સામાં માબાપ પોતે વેચાણ કરે છે. હલકી વર્ણની બાળાઓને ઉપાડી લાવી ઉચ્ચ વર્ણ તરીકે વેચવામાં આવે છે. સ્ત્રીઓની, ખાસ કરીને મુસલમાનોમાં, અછત હોવાથી આ વેપાર ચાલે છે અને તે માટે મોટી મોટી ટોળીઓ બંધાઇ છે. તપાસ કરતાં જણાયું છે કે વેચાયેલ બાળાઓ નવા ઘરમાં ખાયે પીયે અને બીજી રીતે વધારે સુખી થાય છે અને તેથી પાછા જવાની ઇચ્છા કરતી નથી. વેશ્યાવૃત્તિ માટે વેચવાના દાખલા બને છે પણ બહુ જુજ. આ સ્થિતિ દૂર કરવા સર્વ પ્રાંતોની એક પરિષદ બોલાવી કાયદો આણવાની સૂચના થઇ છે.

**શ્રી. નાથીબાઇ દામોદર ઠાકરસી સ્ત્રીવિદ્યાપીઠ**, પુના,ની પ્રવેશક પરીક્ષામાં ૭૬ ઉમેદવારોમાંથી પહેલા વર્ગમાં ૧, બીજા વર્ગમાં ૧૫, ત્રીજા વર્ગમાં ૧૬, અને પાસમાં ૧૪ મળી કુલ્લે ૪૬ ઉમેદવારો પસાર થઈ છે. માધ્યમિક શાળાનાં પ્રમાણપત્રની પરીક્ષામાં ૫ બહેનો પસાર થઇ છે; તેમજ આર્ટ્સ ગ્રેજ્યુએટની ડીગ્રીવાળી પરીક્ષામાં ૧૧ ઉમેદવારોમાંથી પાંચ પસાર થઇ છે. આર્ટ્સની બીજાં વર્ષની પરીક્ષામાં ૭ ઉમેદવારોમાંથી ૪, તેમજ પ્હેલા વર્ષની પરીક્ષામાં ૨૭માંથી ૧૦ બહેનો પસાર થઇ છે.

**નવાં એડવોકેટઃ** મીસ બી. આનંદીબાઇ નામે દક્ષિણ કાનરાના એક બ્રાહ્મણ બ્હેનને મદ્રાસની હાઇકોર્ટનાં એડવોકેટ તરીકે દાખલ કર્યાં છે. મીસ દેવદાસ પછી એ બ્હેન બીજાં સ્ત્રી-એડવોકેટ છે.

**ગાંધીજીને ભેટઃ** મદ્રાસમાં તા. ૨૭મી એપ્રીલે એક કેરળીય વિદ્યાર્થીનું અચાનક તાવથી મરણ થયું. બીજે દિવસે ગાંધીજી મદ્રાસ પહોંચ્યા. એ વિદ્યાર્થીની ૨૧ વર્ષની વિધવા પત્ની શ્રી. બ્હેન સત્યવત્યમ્માએ તેમને પોતાના રૂ. ૧૪૦૦ના સ્ત્રીધનની ભેટ ધરી પોતાને સત્યાગ્રહાશ્રમમાં લઇ જવાની વિનતિ કરી. બાઇના માતપિતાની સંમતિથી ગાંધીજીએ એ વિનતિ સ્વીકારી છે.

**કન્યાકેળવણીઃ** નિઝામ હૈદરાબાદ સંસ્થાને અને તરકી નામે મુસ્લીમ મંડળે પ્રાથમિક કેળવણી

ફરજિયાત કરવા વિષે એક મુસદો પ્રકટ કર્યો છે. આ મુસદ્દામાં તેમણે છોકરાઓ માટે કેળવણી ફરજિયાત કરવા કહ્યું છે જ્યારે છોકરીઓ માટે વાત ઢીલમાં નાખી છે. તેઓ માને છે કે છોકરીઓ માટે પણ પ્રાથમિક કેળવણી ફરજિયાત થવી જોઇએ પરંતુ "વ્યવહારૂ મુશ્કેલીઓ ધ્યાનમાં લેતાં" એ માટે ફક્ત ચળવળ કરવાની જ સલાહ આપે છે. માધ્યમિક અને ઉચ્ચતર કેળવણીમાં આ કહેવાતી મુશ્કેલીઓ પ્રભુ જાણે કેટલી નડશે!

**એમ. એ.:** નાગપુર યૂનીવરસીટીની ચાલુ વર્ષની એમ. એ. ની ડીગ્રી માટેની પરીક્ષામાં ત્રણ બ્હેનો—મીસ જર કોટવાલ, મીસ સોનુ મુધોલકર અને મિસિસ કમલારત્નમ વેંકટેશ્વરમ પાસ થયાં છે. છેલ્લાં બ્હેન કોલેજમાં એ પરીક્ષાના અભ્યાસ માટે ગયાં પણ નથી; ખાનગી રીતે ઘેર બેઠાં અભ્યાસ કર્યો હતો.

**સ્ત્રી-કેદીઓને શિક્ષણ:** નાગપુરની ધારાસભાનાં સભ્ય મિસિસ અનસુયાબાઇ કાળેએ કમભાગી સ્ત્રી-કેદીઓને જેલોમાં શિક્ષણ આપવા માટે શિક્ષિકાઓની જરૂર છે કે જેથી તેઓ સારાં શહેરી નીવડી શકે, એવી દરખાસ્ત મુકી હતી. મધ્યપ્રાંતોની સરકારે એ ઠરાવ સ્વીકાર્યો છે અને તે અમલમાં મૂકવા ઠરાવ્યું છે.

**અક્કલ વિનાનો વિરોધ:** બનારસની આર્ય મહિલા હિતકારિણી પરિષદની ૧૦મી જયંતિ સેશન્સ જડ્જના પત્ની શ્રી. વિદ્યાદેવીના પ્રમુખપદે મળી હતી. સૌવક્તાઓએ પ્રસંગોચિત વ્યાખ્યાનો કર્યાં હતાં. સભાએ પૂનર્લગ્ન, શારદા બીલ, સંમતિવય બીલ, વારસાઇ હક્ક બીલ, સીવીલ મેરેજ બીલ વગેરે બધાંને એકજ લાકડીએ હાંકી વિરોધ કર્યો હતો અને વિધવાઓ માટે આશ્રમો, શિક્ષણશાળા અને અન્નસત્ર સ્થાપવાનો ઠરાવ કર્યો હતો. એક જડ્જની પત્ની પણ આવા અક્કલ વિનાના વિરોધનું નેતૃત્વ લઇ શકે છે, એ અજાયબી પમાડે તેવું છે.

**બાલિકાશ્રમ:** મયુરભંજના મહારાણી સાહિબાએ પનીહાટી (બંગાળ)માં અલ્પવયની બાલિકાઓ માટે 'ગોવિન્દકુમાર ગૃહ' નામે સંરક્ષણ ગૃહનો આરંભ કર્યો છે.

**કુમારી રાજદુલારી શર્મા,** બી. એ. (ઑનર્સ), મીરઠના ડૉ. એસ. એલ. શર્માની પુત્રી છે. તેમણે દિલ્હી વિશ્વવિદ્યાલયની બી. એ. ની પરીક્ષા આ વર્ષે સન્માન સહિત પસાર કરી છે. ઇન્ટરની પરીક્ષામાં તેમજ બી. એ. ની પરીક્ષામાં એમને સુવર્ણ પદકો મળ્યા છે. સુપ્રસિદ્ધ ઇન્દ્રપ્રસ્થ હિંદુ બાલિકા વિદ્યાલયમાં તેઓ હાલ કામ કરી રહ્યાં છે.

**દાન:** હિન્દુ વિધવાઓનાં દુઃખ નિવારણ માટે કલકત્તાના શ્રી. પ્રિયનાથ બેનરજીએ એક લાખની મિલ્કત આપી છે.

**મીસ ઝૈનબ રહીમ** બંગાલી મુસ્લીમ ગ્રેજ્યુએટ છે. હાલમાં તેઓ દિનાજપુર કન્યા હાઇસ્કૂલનાં મુખ્ય શિક્ષિકા છે. તેમને ઢાકા યુનિવર્સીટીની પોસ્ટ ગ્રેજ્યુએટ શિષ્યવૃત્તિ આપવામાં આવી છે.

**રાજકુમારી માયા:** જે નેપાલી બ્હેન—રાજકુમારી માયાના રક્ષણાર્થ વીર ખડગબ્હાદુરને મારવાડી હીરાલાલ અગ્રવાલનું ખુન કરવું પડેલું અને પરિણામે બે વર્ષ જેલ સેવવી પડેલી તે બ્હેનના લગ્ન તા. ૨૪ મી એપ્રીલે કલકત્તાની ગુરખા લીગના સેક્રેટરી મી. પ્રધાન સાથે થયાં છે. આવી રીતે ફસી પડેલી બ્હેનોનો ઉદ્ધાર આપણા યૂવકો કરતા થાય તો હિંદુ સમાજનું એક કલંક આપોઆપ દૂર થાય.

**પતિદેવ!** (૧) મુંબાઇમાં હાસાબાઇ નામે ૩૦ વર્ષની મુસ્લીમ બાઈને નજીવા ગૃહકલેશને કારણે તેના પતિદેવે મારેલી. પરિણામે બાઇને ધનુરવા થતાં હોસ્પીટલમાં તેનું મરણ થયું. પતિદેવ પલાયન કરી ગયા છે. (૨) મુંબાઇમાં મીલ કામદાર તરીકે કામ કરતા એક મદ્રાસી પતિદેવે પત્નીને બેવફા થયેલી જોતાં તેનું નાક કરડી ખાધું છે. (૩) માંડવી તાલુકા (જી. સુરત) ના જુનવણ ગામના ભીખા નામે પતિદેવે સમજાં પત્નીએ પ્હેલું જમી લીધું તે વાંકસર સખ્ત માર મારવાથી તેને પોલીસે પકડયો છે. (૪) મુંબાઇની એક મેડીકલ કોલેજમાં અભ્યાસ કરતા અહમદનગરના વતની પ્રભાકર મૂલે નામે પતિદેવે પોતાની ૧૮ વર્ષની પત્નીને ત્રીજે માળની બારીએથી ફેંકી દઇ તેનું ખૂન કર્યાનું કહેવાય છે. એ

અત્યાચાર માટે એવું કારણ બતાવાય છે કે પતિદેવે સસરા પાસે નાણાંની માગણી કરેલી તે મળ્યા નહિ તેથી સસરાની છોકરી પર ગુસ્સો કાઢ્યો. ( ૫ ) રાણપુરના ઇમામશાને પત્નીના નાક ને હોઠ કાપી નાંખવા માટે સાત વર્ષની સરકારની મ્હેમાનગીરી મળી છે.

**હિંદુ સંસાર!** ( ૧ ) વઢવાણના ૫૫ વર્ષની ઉમરના નાગજીભાઇએ એક પત્ની હયાત છતાં બીજી કરેલી. આ બાઇ હમણાંજ ગુજરી જતાં એમણે ત્રીજી લાવવાના પ્રયત્નો માંડયા છે, મહુવાનો એક સ્વાર્થી અને લાલચુ પિતા પોતાની દીકરીનો ભવ બાળવા તૈયાર થયો છે. પ્હેલી પત્ની હજી હયાત છે. ( ૨ ) મહુવાના જૈન દુર્લભજીની ૧૫ વર્ષની કન્યાનું સગપણ ત્રણ વર્ષ પ્હેલાં તળાજાના એક યુવાન વેરે થયલું. આ સગપણ તોડી જામનગરના કોઇ ૫૫-૬૦ વર્ષના વૃદ્ધ સાથે લાલચુ અને નિર્દય પિતાએ પુત્રીને પરણાવવાની તૈયારી કરેલી, પરંતુ જામનગરવાળા ગૃહસ્થને આખી વસ્તુસ્થિતિ સમજાવતાં તેણે પોતે વિચાર માંડી વાળ્યો છે. કન્યા પાલીતાણાના શ્રાવિકાશ્રમમાં અભ્યાસ કરે છે. વૃદ્ધ સાથે લગ્ન થવાના ખબર સાંભળી તે કકળી ઉઠી છે અને પોતાના પિતાથી પોતાનું રક્ષણ કરવા આશ્રમના વ્યવસ્થાપકોને વિનતિ કરી છે. (૩) ચુડાના ભટ્ટ પ્રતાપરાયે ત્રણ વર્ષ પર લગ્ન કરેલા તે બાઇ હયાત છે. છતાં ફરીથી પરણ્યા છે, અને પ્હેલી પત્નીનો ભવ વિના કારણ બગાડયો છે. (૪) શિહોરના ૫૫ વર્ષના ગવાડી પીતાંબરનું લગ્ન દામનગરના ભટ્ટ ભુરાભાઇની ૧૫ વર્ષની પુત્રી સાથે મુંબાઇમાં ગયું છે. કન્યાના માતપિતા મરણ પામ્યાં છે. તેના બનેવીએ આ કૃત્ય કર્યાનું કહેવાય છે. મુંબાઇની ઔદિચ્ય જ્ઞાતિએ તેમનો બહિષ્કાર કર્યો છે (૫) નડીઆદના અગ્રભટ મણીલાલે પોતાના ૧૪ વર્ષના પુત્રને તેની ૧૧ વર્ષની બાળપત્ની હયાત છતાં બીજીવાર પરણાવ્યો છે. જ્ઞાતિએ સભા ભરી તેનો સખ્ત વિરોધ કર્યો છે.

**વિધવા વિવાહ:** મલકાપુરના વકીલ (દેશસ્થ બ્રાહ્મણ) રા. નારેકરે કોકણસ્થ બ્રાહ્મણ વિધવા શ્રી અંબુબાઇ સાથે નાસિકમાં તા. ૩જી મેએ પુનર્લગ્ન કર્યું છે. લગ્નક્રિયા પ્રો. સબનીસે કરાવી હતી. (૨) ગણદેવીના અનાવિલ રા. માણેકલાલે તેજ જ્ઞાતિની વિધવા શ્રી. ધીરીબ્હેન સાથે પુનર્લગ્ન કર્યું છે. (૩) વર્ધાની મારવાડી ગૌડ બ્રાહ્મણ જાતિમાં હમણાં પ્હેલીવાર એક પુનર્લગ્ન થયું. ઇંદોરના શિક્ષક રા. રામચંદ્રજી શરણે ૨૦ વર્ષની વિધવા શ્રી. રામપ્યારી સાથે એ પુનર્લગ્ન કર્યું છે. ઘણા લોકોએ, સનાતનીઓ એ પણ હાજરી આપેલી. (૪) દાહોદના વણિક રા. ઝવેરલાલ શાહે પોતાના ગામની વિધવા શ્રી. સરલા સાથે પુનર્લગ્ન કર્યાં છે. (૫) ગૌડ સારસ્વત કોમના શ્રી કૃષ્ણરાવ મરાઠેએ કર્વે યુનીવરસીટીવાળાં વિધવા બ્હેન સીતાબાઈ ટેન્ડુલકર સાથે મુંબાઇમાં પુનર્લગ્ન કર્યું છે.

**પ્રકીર્ણ** (૧) મધ્યપ્રાંતોની ધારાસભાનાં સભાસદ મિસિસ કાલેના પ્રમુખપદે તા. ૭ મી મેએ પોસ્ટલ યુનીઅનની વાર્ષિક સભા મળી હતી. (૨) સક્કર (સિંધ) ની મ્યુનીસીપાલીટીએ બાળલગ્ન પર અંકુશ મુકવા માધ્યમિક શાળાઓમાં ૧૬ વર્ષની અંદરના પરણેલા વિદ્યાર્થીઓ પાસે બે રૂપીઆ ફી વધુ લેવાનો ઠરાવ કર્યો છે. (૩) સૌ. કમળાદેવી ચટ્ટોપાધ્યાય આવતી ચુંટણીમાં વડી ધારાસભાની બેઠક માટે ઉમેદવારી કરવાનાં છે. (૪) વરકન્યા બન્ને માટે લગ્નવય વધારી ૧૬ ની કરવા માટેનું બીલ ઇંગ્લાંડની પાર્લામેંટે પસાર કર્યું છે; ના. રાજેનશાહની સંમતિ મળતા તે કાયદો બનશે. (૫) અયોધ્યાની સ્ત્રીઓની એક પરિષદ બેગમ વઝીર હુસેનના પ્રમુખપદે લખનૌમાં મળી હતી. (૬) સુરતમાં સગરામપરાની ખાંડશેરીમાં એક બાઇને રાક્ષસ જેવું બાળક અવતર્યું, જેથી હેબતાઇ બાઇ બે દિવસમાં મરી ગઇ. બાળકને નાક, કાન, મ્હોં, કાંઇજ ન હતું પણ છાતીમાં જાળી જેવું હતું. (૭) અમદાવાદની બ્હેન શાંતા તુલસીદાસ નામે ખ્રિસ્તિ બાઇને હિંદુ ધર્મ ગમવાથી તેની શુદ્ધિ વડોદરાના આર્ય કુમાર આશ્રમે કરી તેનું નામ શશીકલા રાખ્યું છે. (૮) મુંબાઇની સીડનહૅમ કોલેજમાં અભ્યાસ કરતા નડિયાદની વતની માધુભાઇએ ઇન્ટર કોમર્સની પરીક્ષામાં નિષ્ફળ જતાં ૨૧ વર્ષની વયે આપઘાત કર્યો છે અને મરતાં મરતાં પત્ર લખી સૂચના આપી છે કે તેમની બાળપત્નીને ફરી પરણવાની છૂટ આપવી. (૯) ભાવનગરમાં એક બાઇએ બે પુત્રી અને એક પુત્ર મળી ત્રણ બાળકોને જન્મ

આપ્યો છે. (૧૦) બગદાદમાં પણ એક બાઇએ ત્રણ બાળકોને જન્મ આપ્યો છે. બે તદ્દન ગોરાં અને એક કોલસા જેવું કાળું છે. હકીમો મુંઝાય છે.

## એશિયા.

**યુદ્ધમાં:** અફઘાનિસ્તાનના માજી રાજાએ ગીઝની શહેર કબ્જે કરી તેને પોતાની રાજધાની બનાવ્યું છે. ત્યાંની ૫૦૦ મહિલાઓએ અફઘાનિસ્થાનના સ્વાતંત્ર્યયુદ્ધમાં સૈનિકો તરીકે જોડાવાની માગણી કરી છે.

**ચીનમાં ગુલામી:** ચીનના હોંગકોંગ શહેરના બ્રિટિશ વિભાગમાં ગુલામીની પ્રથા ચાલે છે. નાની નાની બાલિકાઓને ૧૫૦–૨૦૦ ડોલરોમાં ખરીદવામાં આવે છે. ખરીદનાર એની પાસે નોકરનું હલકું કામ કરાવે છે અને બેસુમાર અત્યાચાર ગુજારે છે. યુવતી થતાં તેની પાસે વેશ્યાકર્મ કરાવે છે. છેલ્લાં છ વર્ષમાં આવી ગુલામડીઓની સંખ્યા ૮૦૦૦ થી વધીને ૧૦૦૦૦ની થઇ છે. આ ગૌરાંગ પ્રભુઓની નીતિ મીસ મેયોની નજરે પડશે કે?

## યૂરપ.

**ગુન્હામાં હરીફાઇ:** ઇગ્લાંડમાં સ્ત્રીઓ દરેક બાબતમાં પુરૂષોની બરોબરી કરતી હોય એમ લાગે છે. ન્હાના ન્હાના ગુન્હા કરનાર તરીકે તેમની સંખ્યા વધતી જાય છે ખાસ કરીને સાહસિક રૂપાળી સ્ત્રીઓ શોખીન પુરૂષોને ઠગવાનો ધંધો મોટી સંખ્યામાં કરે છે. મોટી ધાડપાડુ ટોળીઓમાં પણ કેટલીક જણી છે. કેટલીક પોતાના મોજશોખને પોષવાજ અનીતિ અને ગુન્હાને માર્ગે ચઢે છે. નોકરી તરીકે કામ કરનાર સ્ત્રીઓ પણ ચોરીઓ કરતી થઇ છે.

**પુરૂષવેશમાં:** પશ્ચિમની સ્ત્રીઓને પુરૂષવેશમાં રહેવાનું ગાંડપણ લાગ્યું હોય એમ જણાય છે. " કર્નલ બાર્કર "ના નામે રહેલી મિસિસ સ્મીથનો કિસ્સો હજી તાજોજ છે ત્યાં તેના જેવોજ એક બીજો કિસ્સો બ્હાર આવે છે. " વીલીઅમ હોલ્ટન "ના નામે ત્યાંની હોસ્પીટલમાં દાખલ થયેલ દર્દી સ્ત્રી છે એમ જણાયું છે. તે પણ મીસ બોલ્ટન નામે એક સ્ત્રીને ચાર વર્ષથી પરણી હતી અને પતિપત્ની તરીકે સાથે રહેતાં હતાં. બાદ સાફ઼ું ફાંસી નિર્વાહ કરતી હતી.

**સ્ત્રી-મતદારો:** પાર્લામેંટ માટેની નવી ચુંટણી ચાલુ માસમાં થશે એ ચુંટણી માટે કુલ ૪૦૨ નિભાવ " નોંધાયા છે. મતદારોની કુલ સંખ્યા ૧૯૭૨૧૫૨૨ની છે જેમાં સ્ત્રીઓની સંખ્યા ૧૦૪૫૨૨૧૪ની છે. સ્ત્રી–મતદારો ધારે તો અર્ધી ઉપર પાર્લામેંટ પોતેજ ભરી દઇ શકે.

**હિંદી સ્ત્રીઓના લાભાર્થ:** એક ફેન્સી બજાર યૂનાઇટેડ એમ્પાયર સરક્લના પ્રયત્નોથી લંડનની લીસીઅમ ક્લબમાં તા. ૧૪મી મેએ લેડી એલીમેંકના હાથે ખુલ્લું મુકાયું હતું. આ બજારની ઉપજ હિંદી સ્ત્રીઓની સમાન હક્કની લડત માટે વપરાશે.

**એના, અનલિમિટેડ!** એક બંગાળી છોકરીનું નામ ' સુહાસિની સુવાસિની સુલલિત લવંગલતા શતદલવાસીની ' હતું. પરંતુ આ લાંબાં નામની પણ હરિફાઇ કરે એવું નામ લીવરપુલના એક ધોબીએ પોતાની પુત્રીનું રાખ્યું છે. ધીમેથી વાંચો!–"એના બર્થા સિસિલયા ડાયના એમિલિ ફેની ગાર્ટ્રુડ હાઇપેશીયા ઇનેઝ જેન કેટી લુઇસા મોડ નોરા ઓફેલિયા ક્વીન્સ રેબેકા સ્ટારફી ટેરેસા યૂલિસિસ વિનસ વિનીફ્રેડ જેનોફોન એટી જેનો પેપર!" આખી ' એબીસીડી ' એના અનલિમિટેડમાં સમાઇ જાય છે!

**માતા ઉપર ગોળી:** ટુલોનમાં રીચર્ડ રોજર કારબેટ નામના યુવકે ભગંદરના રોગથી પીડાતી માતાનું દુઃખ ઓછું કરવા તેના ઉપર ગોળી છોડી. બાદ પોતે પણ આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો હતો. માતાનાં શરીરમાંથી ગોળી કાઢવામાં આવી છે. રીચર્ડ ખૂનના આરોપસર પકડાયો છે.

**લગનના દલાલો:** વોરસોના યહુદી લગ્નદલાલોએ પોતાનાં હિતનાં સંરક્ષણ માટે એક સંસ્થા સ્થાપી છે. ગરીબ કે તવંગર બન્ને આ દલાલોની મદદથીજ લગ્ન કરે છે. એક લગ્ન–દલાલ તો પોતે ૮૦૦૦૦ લગ્ન કરાવી આપ્યાનું માન ધરાવે છે! એ ધુરંધર લગ્ન–દલાલનો અભિપ્રાય એવો છે કે પ્રેમલગ્નો સફળ થતાં નથી.

**મીસ જેમ્સની નવલકથા:** મીસ નોરા જેમ્સની નવલકથા " સ્લીવલેસ એરેન્ડ " બીભત્સ ગણી લંડનની પોલીસે જપ્ત કરી હતી. એ નવલકથા હવે પેરીસમાં છપાવી પ્રકટ કરવામાં આવશે. ઇગ્લાંડની પોલીસને જે બીભત્સ લાગ્યું તે પેરીસની પોલીસને નથી લાગતું.

**મહાપરિષદ:** બર્લિનમાં ચાલુ માસની ૧૨ મી તારીખથી સ્ત્રીઓની આંતરરાષ્ટ્રીય મહાપરિષદ

મળશે જેમાં હિંદના પ્રતિનિધિ તરીકે ભાગ લેવા સૌ. કમલાદેવી ચટ્ટોપાધ્યાય ગયાં છે. એ પરિષદમાં વિધવિધ પ્રકારનાં ભાષણો, ચર્ચાઓ અને ઠરાવો થશે. સ્ત્રીઓને આર્થિક, નૈતિક અને કાયદાની દૃષ્ટિએ સમાન હક્ક અપાવવાનો એ ઠરાવોનો ઉદ્દેશ રહેશે. ઉપરાંત લગ્નવય નક્કી કરવા વિષે, વેશ્યાવૃત્તિ અને સ્ત્રીઓનાં વેચાણ બંધ કરવા વિષે, મોટાં કુટું-બોનાં પોષણ માટે રાજ્ય તરફથી મદદ આપવા વિષે, અપરિણિત માતાઓ અને તેમના બાળકો વિષે, સ્ત્રી-પોલીસ વિષે અને એવાજ બીજા ઠરાવો થશે.

**સાહસઃ** સ્ટ્રેથબર્ગની એમી ફેનર નામે ૨૨ વર્ષની જર્મન યુવતી હંઇંડ્રો સાઇકલ પર બેસીને ૯ કલાક ૧૯ મીનીટમાં ઇંગ્લીશ ખાડી તરી ગઇ હતી. એ સમય દરમિયાન તેણે ફક્ત ફળાહાર કર્યો હતો.

**પોલીસ-ડૉક્ટરઃ** ઓસ્ટ્રીઆના જાણીતા બે સ્ત્રીમંડળોના આગ્રહને પરિણામે સ્ત્રીઓ અને બાળકોના લાભાર્થે વીએનાની પોલીસબોર્ડે ડૉ. હેલન ક્લેકની નીમણૂંક કરી છે. એ પદ પર નીમાનાર એ પ્રથમજ સ્ત્રી-ડૉક્ટર છે. છેલ્લાં બે વર્ષમાં પણ સ્ત્રી-ડૉક્ટરો જુદાં જુદાં જોખમદાર પદ પર નીમાયાં છેઃ ( ૧ ) ડૉ. મેરીઅન સ્ટાઇનઃ વીએનાના ઉપવનમાં મંડળોના નર્સીંગ કામ પર; ( ૨ ) ડૉ. એન. મેરી સ્મીટ્‌ઝઃ શહેરની સ્ત્રી કામ-દારોની શારીરિક તપાસ પર; ( ૩ ) ડૉ. હેપર હોલાન્ડર પ્રસુતિગૃહના વડા તરીકે; (૪) ડૉ. ગર્ટ્રુડ બીન ત્યજાયેલાં અને ઘરબાર વિનાનાં બાળકોની સંભાળ માટે (૫-૬) ડૉ. હીલ્ડા રસ્ટીક-સીડલ અને ડૉ. મેરના મેનરઃ બાળકોના દાંતની સંભાળ માટે. પાઠાંના દરદ સંબંધી શોધખોળ કરનાર ડૉ. ઇસા કાભીનરને "પ્રાઇમેરીઅસ"નો ખીતાબ આપ્યો છે.

**શીલ્પશાસ્ત્રીઃ** વીએનાની મ્યુનીસીપાલીટીએ જાણીતી શીલ્પશાસ્ત્રી શ્રીમતી ટેરેસા ફ્રીઓડેરાના-એ બનાવેલું "અજ્ઞા" નામે પૂતળું ખરીદી જાહેર સ્થાનમાં મૂકવાનો ઠરાવ કર્યો છે. એ પૂત-ળામાં ચાર માણસોને જહેમતથી ઠોરડું ખેંચતાં બતાવ્યા છે. શ્રીમતી ટેરેસાનો જન્મ રશીઆમાં થયો હતો અને નાની ઉમરે તે વીએના આવી હતી. થોડાજ વખતમાં આગેવાન સ્ત્રી-શીલ્પશાસ્ત્રી તરીકે તેણે નામના મેળવી લીધી હતી.

ઘર બાંધનાર મીસ્ત્રી તરીકેની પરીક્ષા પસાર કરનાર પ્રથમ મહિલા વીએનામાં શ્રીમતી મેરી રીહા છે. એ મકાનની શાળામાં એ એકલાંજ સ્ત્રી-વિદ્યાર્થી હતાં અને તે પછી પાંચ વર્ષ તેમણે એક કંપનીમાં જોડાઇ વ્યવહારિક અનુભવ લીધો છે. સાલ્ઝબર્ગમાં એક જાણીતા મીસ્ત્રીની પુત્રી શ્રી. હીલ્ડા ક્રોઝોલીને એના પિતાએ એ ધંધાની તાલીમ આપી તૈયાર કરી છે. બે વર્ષ પહેલાં તેણે પણ પરીક્ષા પસાર કરી છે અને તે પોતાની જુદી પેઢી ચલાવે છે.

## અમેરિકા

**નીતિનાશને પંથેઃ** અમેરિકાના યુવક યુવ-તીઓ દારૂબંધીનો કાયદો હોવા છતાં છૂટથી તેનો ઉપયોગ કરે છે. ત્યાંના કાયદા મુજબ બાળકોપર અંકુશ નહિ રાખવા માટે માબાપોને કોર્ટમાં ઘસ-ડાવું પડે છે. એવા ૫૬ કેસ એક અદાલતમાં ગયા હતા. જેમાંથી ૨૨ને દંડની સજા થઇ હતી. બે જણે દંડ નહિ ભરવાથી તેમને જેલમાં મોકલ્યા. આ કેસોને અંગે ઘણી ચોંકાવનારી વિગતો બ્હાર આવી છે. જુવાન છોકરા છોકરીઓને દારૂ પી ધીંગા-મસ્તી કરવાના ધામ ઘણાં વધી પડ્યાં છે. નિશા-ળમાં ભણતી ૧૫-૧૭ વર્ષની છોકરીઓ આમાં ઘણી હોય છે. તેઓ કહે છે કે અમે સાથે દારૂ ન પીએ તો જુવાનીઆ અમારામાં જરા ય રસ લેતા નથી. મોડી રાત સુધી આ છોકરીઓ ઘર બ્હાર રહે છે.

**વિમાનમાંઃ** મીસ એલીનોર સ્મીથ નામે અમેરિકાની ૧૭ વર્ષની યુવતી વિમાનમાં એકલી સાડી છવીસ કલાક વગર અટક્યે ઉડી હતી. આટલો વખત સમય ઉડનાર એ પ્રથમજ સ્ત્રી છે ( ૨ ) કલાકત્તાના જજની પૌત્રી મીસ લીન પેજ પણ વિમાની તાલીમ લે છે.

**સંતતિ નિયમનની તાલીમ આપનારી** ન્યુયોર્કની સંસ્થા ઉપર સ્ત્રી-પોલીસે દરોડો પાડવા સામે સખત વિરોધ ઉઠવાથી પોલીસ ખાતાના સ્ત્રી-ખાતાના વડા મીસીસ મેરી સુલીવાનની જગાએ એક પુરુષ પોલીસ અમલદાર નીમાયો છે.

# નોંધ

**છૂટા છેડા.** પશ્ચિમના દેશોમાં તેમજ ઇસ્લામમાં લગ્ન સંબંધને એક પ્રકારનો કરાર માનવામાં આવે છે. આપણે હિંદુઓ એ સંબંધને ભવોભવનું બંધન માનીએ છીએ. વ્યવહારમાં એ માન્યતા સ્ત્રીઓ માટે જ હોય એમ લાગે છે. કારણ કે હિંદુ પુરૂષોને અનેક પત્ની કરવાની ધર્મશાસ્ત્રો છૂટ આપે છે. વ્યવહારમાં પણ નજીવા કારણે એક પત્ની હયાત હોવા છતાં તેના પર બીજી લાવવી એ સામાન્ય વાત છે. પરિણામે સ્ત્રીને અનેક રીતે સહેવું પડે છે.

આ પરિસ્થિતિ દૂર કરવા અને સ્ત્રીવર્ગને ન્યાય આપવા, સુધારકો સૂચવે છે કે, એકજ માર્ગ છે અને તે હિંદુઓમાં છૂટાછેડાનો રીવાજ દાખલ કરવાનો છે. આવો રીવાજ ગુજરાતની કેટલીક જ્ઞાતિઓમાં ચાલે પણ છે શાસ્ત્રકારોએ પણ અમુક સંજોગોમાં બીજો પતિ કરવાની સ્ત્રીઓને છૂટ આપેલી છે, પરંતુ ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓ રૂઢીબળને વશ થઇ તે સ્વીકારતી નથી. નારદ સ્મૃતિ અને બીજી સ્મૃતિઓ પતિ નષ્ટ થાય, મરણ પામે, નપુંસક હોય, કે પતિત થાય તો તેવા સંજોગોમાં અમુક સમય બાદ જોઇ બીજો પતિ કરવાની પત્નીને પરવાનગી આપે છે. જેમ સમાજમાં તેમ કાયદાની અદાલતોમાં પણ લાંબા સમયથી એવી રૂઢી પડી ગઇ છે કે આ સંજોગોમાં પણ પત્ની બીજો પતિ ન કરી શકે. એ રૂઢી ફેરવવાના ઉદ્દેશથી સર હરિસિંહ ગૌરે એક બીલ વડી ધારાસભામાં થોડા વખત પર આણ્યું હતું પરંતુ સખ્ત વિરોધને કારણે તેમને તે પાછું ખેંચી લેવું પડયું.

અત્યારે વડોદરા રાજ્યની ધારાસભામાં એ માટે એક પ્રયત્ન થવાનો છે. એ માટેનું એક બીલ તૈયાર થઇ પ્રજાના અભિપ્રાય માટે પ્રકટ થયું છે. એ બીલનો આધાર સર હરિસિંહના બીલની જેમ માત્ર સ્મૃતિવચનો ઉપરજ નથી રહેતો. પાશ્ચાત્ય દેશોની છૂટાછેડા માટેની ભાવનાઓ એમાં કેટલેક અંશે દાખલ કરવામાં આવી છે. એ બીલ જોતાં જણાય છે કે એનાથી સ્ત્રીવર્ગને થતો અન્યાય દૂર થવાને બદલે કદાચ વધશે અને લાભને બદલે હાનિ વધારે થશે. અત્યારે જે રૂઢીથી થાય છે તેને કાયદાનું સીલ વાગશે. છૂટાછેડા મેળવી શકવા માટે એમાં જે કારણો દર્શાવ્યાં છે તેનો લાભ પુરૂષવર્ગ વધારે લેશે એવો અમને ભય રહે છે. આ સંબંધી સૌ. રમાબાઇ કીનીએ એ બીલની કલમોની વિસ્તારપૂર્વક ચર્ચા કરી તેમાં રહેલાં અનિષ્ટ તત્વો સ્પષ્ટ બતાવ્યાં છે, જે ધ્યાનમાં લેવા વડોદરા રાજ્યની બ્હેનોને અમે ખાસ આગ્રહ કરીએ છીએ. આ બીલનો ઉદ્દેશ દેખીતી રીતે તેમના લાભ માટે ગમે તેવો હોય છતાં વ્યવહારમાં તેનું શું પરિણામ આવશે તેનો તેમણે દીર્ઘદૃષ્ટિથી વિચાર કરવો જોઇએ અને જરૂર જણાયે તેનો સખ્ત વિરોધ સંયુક્તબળથી કરવો જોઇએ. અમે ઇચ્છીએ છીએ કે સર્વ સંજોગો ધ્યાનમાં લઇ એ બીલને ધારાપોથી પર ચઢાવતાં પ્હેલાં ધારાસભા સંપૂર્ણ રીતે વિચાર કરશે અને સ્ત્રીવર્ગને થતા અન્યાયો માટેના અનેક શસ્ત્રો છે તેમાં વધારો નહિ કરે.

**સહકારી પ્રવૃત્તિ.** આ અંકમાં જાણીતા વિદુષી બ્હેન સૌ. જયશ્રી રાયજી, બી. એ. ની કલમે લખાયલો "ગુજરાતી સ્ત્રી-સહકારી મંડળી, લીમીટેડ" વિષે એક લેખ અમે પ્રકટ કર્યો છે. એ લેખ તરફ અમે વાચક બ્હેનોનું, ખાસ કરીને મુંબાઇમાં વસતા વાચક બ્હેનોનું ખાસ લક્ષ ખેંચવા ઇચ્છીએ છીએ. પશ્ચિમના દેશોમાં એ પ્રવૃત્તિને પરિણામે જીવનના અનેક માર્ગ સરળ થઇ શક્યા છે અને ઓછા ખરચાળ બન્યા છે. હિંદમાં પણ જ્યારથી ખેડૂત વર્ગમાં એ પ્રવૃત્તિ દાખલ થઇ છે ત્યારથી એ "જગતનો બાપ" વ્યાજખાઉ શાહુકારોના પંજામાંથી છૂટી પોતાની મ્હેનતનો યોગ્ય ઉપભોગ કરવા શક્તિમાન થયો છે. મુંબાઇ અને બીજાં મોટાં શહેરોમાં વસતી બ્હેનો આ પ્રવૃત્તિનો સ્વીકાર ઘરગતુ ઉપયોગની વસ્તુઓની ખરીદી માટે કરે તો તેમને પણ અનેક પ્રકારે લાભ થવાનો સંભવ છે અત્યારે મધ્યમવર્ગના કુટુમ્બની ગૃહિણીઓ પોતાને ઉપયોગની વસ્તુઓ નાના નાના દુકાનદારો પાસેથી ખરીદે છે. એ જ વસ્તુઓ જથાબંધ ખરીદાય તો એ દુકાનદારોનો નફો ખરીદનારને માથે ન પડે. પરંતુ દરેક જણ વ્યક્તિગત રીતે જથાબંધ ખરીદી ન કરી શકે.

એ માટે અનેક બ્હેનોએ ભેળાં મળી ખરીદી કરવી જોઇએ અને તે કાર્ય સરળ અને શક્ય બનાવવા સહકારી મંડળીની જરૂર છે. એવી મંડળી અંદરમાંથી જોઇતા દાણા મસાલા કે કાપડ બજારમાંથી જોઇતા કાપડની જથાબંધ ખરીદી કરી નાના દુકાનદારો કરતાં વધારે સસ્તા ભાવે દરેકને પૂરી પાડી શકે. ઉપરાંત એમાં છેતરાવાનો પણ ભય ન રહે. અમને આશા છે કે બ્હેનો આ પ્રવૃત્તિમાં રહેલા લાભ સમજી શકશે અને આ મંડળીના સભાસદ બનવા તત્પર થશે.

**ગુજરાતી બ્હેનોનો કોન્સર્ટ.**

સાન્તાક્રુઝની શ્રી આનંદીલાલ પોદાર શાળાના લાભાર્થે ત્યાંના "શ્રીસમાજ" અને "ફ્રેન્ડઝ સરકલના" ઉત્સાહી કાર્યવાહકોએ એક કોન્સર્ટ યોજ્યો હતો અને સૌ. તારાબ્હેન માણેકલાલ, જે. પી. ના પ્રમુખપદે તેનો સમારંભ રોયલ ઓપેરા હાઉસ થીએટરમાં થયો હતો. શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળે પોતાના મહોત્સવ પ્રસંગે કરેલા પ્રયત્ન પછી આ બીજો પ્રયત્ન એ દિશામાં થયો છે. અભિનય કળાને ઉચ્ચ સપાટી પર લઇ જવા માટે ગુજરાતી બ્હેનો કેટલો સુંદર ફાળો આપી શકે એમ છે, તે આ કોન્સર્ટથી સમજી શકાય છે. આ કોન્સર્ટમાં અલબત્ત કેટલાક યુવકોએ પોતાના સુંદર અભિનયથી સહકાર સાધ્યો હતો, છતાં એકંદર યશ તો બ્હેનોને જ ભાગે આવ્યો છે. બ્હેન પન્ના મ્હેતા, બ્હેન તરંગિણી મ્હેતા, બ્હેન કપિલા ખાંડવાળા વગેરેએ પોતાની સુંદર અભિનયકળાનો પરિચય કરાવ્યો હતો; બ્હેન સરોજિની મ્હેતા અને બ્હેન મધુરિકા મ્હેતાએ ગુજરાતના રાસધનની વિશિષ્ટતા સ્પષ્ટ કરી હતી અને બ્હેન લીલાવતી દેસાઇના શાસ્ત્રીય સંગીતે સર્વને મુગ્ધ કર્યાં હતા. "રાદુલનું" પાત્ર ભજવનાર બાળકે પણ પ્રેક્ષકોને પોતાના કામથી હેરત પમાડયા હતા. આ સર્વને અમે તેમની સફળતા માટે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે તેમના આવા સફળ પ્રયાસો ભવિષ્યમા વધુ ને વધુ જોવાનું સદભાગ્ય પ્રાપ્ત થાય.

**સ્ત્રીઓ અને વ્યાયામ**

મુંબાઇના રોયલ ઓપેરા હાઉસ થીએટરમાં થોડા સમય પર જાણીતા કસરતબાજ પ્રો. રાવની વ્યાયામશાળાનો સમારંભ શેઠ લાલજી નારણજીના પ્રમુખપદે થયો હતો. એ સમારંભમાં અનેક યુવકોએ પોતાના શરીરવિકાસની ખાત્રી આપતાં હેરત પમાડે એવા પ્રયોગો કરી બતાવ્યા હતા. એજ પ્રસંગે બાર વર્ષની ઉમ્મરની કન્યા બ્હેન લીલાવતીએ પણ કેટલાક પ્રયોગો કરી બતાવ્યા હતા. તેમનો એક પ્રયોગ તો ખાસ અજાયબી ઉપજાવે એવો એવો હતો. "લેડી સેન્ડો" તરીકે જાણીતાં થયલાં મીસ તારાબાઇનું નામ ઘણાંએ સાંભળ્યું હશે, તેમના વ્યાયામના પ્રયોગો પણ જોયાં હશે. એ બાઇ એક પ્રયોગ કરતાં. એક પાટીઆ પર પાંચ તીક્ષ્ણ ધારવાળા ભાલા ખોસેલા હોય તેના પર સૂઇ, વચલા ભાલા પર પોતાનો કમ્મરપટો રાખી તેના પર શરીરનું આખું વજન નાખી દેતાં. આ પ્રયોગ બ્હેન લીલાવતીએ સફળતાથી કરી બતાવ્યો હતો અને સ્ત્રીઓ ધારે તો શરીરવિકાસના ક્ષેત્રમાં શું કરી શકે તેની ખાત્રી આપી હતી. એ બ્હેને સાધેલા શરીરવિકાસ માટે અમે આનંદ પામીએ છીએ અને એ માટે એમને અને એમના માતપિતાને ધન્યવાદ આપીએ છીએ અમે ઇચ્છીએ છીએ કે બીજાં માબાપો પોતાની કન્યાઓના શરીરવિકાસ માટે એટલીજ કાળજી રાખે.શહેરના જીવનમાં બ્હેનોને બહુ ઓછી કસરત ઘરકામથી મળી શકે છે. એ બ્હેનોના શરીરવિકાસ માટે આપણા મંડળોએ ખાસ પ્રયત્નો કરવાની જરૂર છે. સર ચુનીલાલ મ્હેતાની ઉદારતાથી શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળે હમણાંજ એ માટેનો વર્ગ ખોલ્યો છે અને બ્હેનો તેનો લાભ મોટી સંખ્યામાં લે એમ ઇચ્છીએ છીએ. શ્રી ગુજરાત વ્યાયામ મંડળ પણ એ દિશામાં જે પ્રયત્નો વર્ષોથી કરી રહ્યું છે તે ધન્યવાદને પાત્ર છે. આ બે મંડળો તેમજ શહેરના બીજાં સ્ત્રીમંડળો આ સંબંધી સંગઠિત પ્રયાસ કરે અને શહેરમાં જુદા જુદા લત્તાઓમાં બ્હેનોને સગવડ પડે એવે સ્થળે વ્યાયામ માટે ગોઠવણ કરે તો અમને લાગે છે કે એનો લાભ બ્હેનો સંખ્યામાં લેવાય. દેશના ભાવિ કલ્યાણ માટે આ પ્રવૃત્તિની ખાસ જરૂર છે. હવે અત્યારથીજ આપણે એ માટેના સબળ પ્રયત્નો નહિ કરીએ તો અમને ભય રહે છે કે જેમ અત્યારે કેળવણીના ક્ષેત્રે ઉદ્ધાર જણાય છે તેમ શારીરિક વિકાસના ક્ષેત્રમાં પણ થોડા સમયમાં દેખાવા માંડશે.



**શ્રીમતી કમલાદેવી**

અખિલ હિંદ મહાસભા સમિતિના કોકનદના સભ્ય. ૩૮મી મહાસભા પ્રસંગે સ્વયંસેવિકાઓના કેપ્ટન તરીકે તેમણે સુંદર સેવા બજાવી હતી.



# સ્ત્રી અને પુરૂષ

લેખક: ડૉ. મોહનલાલ જ. પાઠક

ક્રિશ્ચિઅન સમાજમાં આખ્યાયિકા પ્રચલિત છે કે સૃષ્ટિના આરંભમાં સ્ત્રી અને પુરૂષ ઉભય એકજ હતા; આ સ્થિતિમાં કેટલોક કાળ વ્યતિત થયા બાદ ઇશ્વરે તેમને વિભક્ત કર્યા, વિભક્ત સ્થિતિમાં રહેવું તેમને ન રૂચ્યું એટલે ઇશ્વરે પુનઃ તેમનામાં સ્નેહ સંધાવી આપ્યો. આ આખ્યાયિકા કોઇ માને યા ન માને, પણ એટલી વાત તો સાચીજ છે કે અનુગુણ સ્ત્રી મળે ત્યાં સુધી પુરૂષના અને અનુગુણ પતિ મળે ત્યાં સુધી સ્ત્રીના ઐહિક જીવનનું સાફલ્ય સધાતું નથી.

સ્ત્રીપુરૂષના પરસ્પર સંબંધથી સમાજમાં અનેક ધાર્મિક અને નૈતિક પ્રશ્નો ઉદ્ભવે છે. તેમાંના કેટલાક પ્રશ્નો આ લેખમાં ચર્ચવા ધાર્યા છે: સ્ત્રી પુરૂષમાં રહેલા વ્યક્તિગત ગુણ દોષનું તેમના વર્તન પર અવશ્ય પરિણામ થાય. તેથી તેમના વિશિષ્ટ ગુણ દોષનું પ્રથમ કંઇક વિવેચન કરવાની આવશ્યકતા છે.

આ લખતાં સ્ત્રી પુરૂષોએ કેવું વર્તન રાખવું ઘટે એ વિષે મિથ્યાવાદ ઉભો કરવા અમે નથી ઇચ્છતા. ઇતિહાસ અને અનુભવના આધારે સ્ત્રીપુરૂષની ભૂતકાળની અને વર્તમાનકાળની સ્થિતિની માહિતી મેળવવી જોઇએ અપવાદ રૂપ કેટલાક દાખલા મળી આવે તે સ્ત્રીપુરૂષના સ્વભાવનું જ્ઞાન થવા માટે નિરૂપયોગી હોવાથી તે બાજુએ રાખીશું. ઘણી વખત બાયલો પુરૂષ અને મર્દાની સ્ત્રી આપણા જોવામાં આવે છે, પણ સર્વ સાધારણ સ્ત્રીપુરૂષ કેવા હોય છે એ જાણવા માટે નિરૂપયોગી છે.

સ્ત્રીપુરૂષની વર્તમાન ઉન્નતિ થવાનાં મૂળ કારણો ત્રણ: એક સ્ત્રી હોય કે પુરૂષ હોય તે વ્યક્તિના મનમાં કાંઇક પણ ઇચ્છા હોય જ. તેમજ તેનું મન એકાદ વિશિષ્ટ વિષય તરફ આકર્ષાતું હોય છે, એટલે તેનો વર્તનક્રમ એ ઇચ્છાને અનુસરતો ગોઠવાય છે અને પોતાની ઇચ્છાને સિદ્ધ કરવા માટે તેના પ્રયત્નો સતત ચાલુ રહે છે.

બીજું: સ્ત્રી પુરૂષોમાં પરસ્પર રહેલા સંબંધના લીધે પણ તેમની મનઃપ્રવૃત્તિઓ ઘડાતી જાય છે. પરિસ્થિતિ અનુસાર સ્ત્રીપુરૂષોની ઉન્નતિ કે અવનતિ સધાય છે.

ત્રીજું કારણ: પૃથ્વીના જે ભાગમાં મનુષ્ય પ્રાણી રહે છે તે સ્થાન પર, ત્યાંના હવા પાણી પર, ધાન્યાદિ સમૃદ્ધિ પર મનુષ્ય સમાજની સારી નરસી સ્થિતિ અવલંબી રહેલી હોય છે એ સર્વ સંમત વાત છે.

આજ સુધીમાં જે ઉત્ક્રાંતિ–પ્રવાહ નિરંતર વહી આવે છે તેમાં સાધારણતઃ પુરૂષે અને સ્ત્રીએ શું શું કર્યું તે આપણે જોઇએ. પિતા અને માતા તરીકે સ્ત્રીપુરૂષોએ કરેલા કર્તવ્યની ચર્ચા કરવાની અહિં જરૂર નથી. સર્વ સાધારણ પુરૂષે પિતૃત્વ ઉપરાંત શું કર્યું તે આપણે પ્રથમ જોઇએ.

આ વિશ્વરંગ ભૂમિ ઉપર પુરૂષે પ્રથમ કઇ ભૂમિકા લીધી એ જોતાં જણાઇ આવે છે કે પુરૂષ પ્રથમ થયો લડવઇઓ. જગતના આરંભથી તે આજસુધી તેણે લડવાનું જ કાર્ય કર્યું છે. આથી તેના ચારિત્ર્ય ઉપર પણ બહુ જેવા પરિણામ થયેલા છે. આપણે જે જે ક્રિયાઓ કરીએ છીએ તે અજાણતાં ટેવમાં રૂપાંતર પામે છે, એવો માનસશાસ્ત્રનો સિદ્ધાંત છે. એકવાર આદત પડી ગઇ કે પછી તે છોડી છોડાતી નથી. ઉપલી બાબતમાં એવીજ સ્થિતિ પુરૂષની થયેલી છે. આજે યે સહેજસાજ નિમિત્તથી મિજાજ ખોઇ દેનાર પુરૂષો કંઇ થોડા નહિ નીકળે. જંગલી અવસ્થામાં હિંસક પશુઓ સામે પુરૂષોને ઝુઝવું પડતું; પછી ઘર બાંધવાને માટે એકાદ જમીનનો કટકો મેળવવા માટે લડાઇ કરવી પડતી; આટલું કર્યા છતાં તેમના નસિબમાં લડવાનું તો રહે છે જ. સાક્ષાત્ સૃષ્ટિ દેવી સાથે તેમને યુદ્ધમાં ઉતરવું પડે છે!

જંગલની ઝાડી કાપી જમીન સાફસુફ કરવી, નદી, નાળાં ઉતરી જવા માટે છીછરા પાણીવાળી જગ્યાએ કંઇક તજવીજ કરવી, અને વરસાદના તોફાનમાંથી પોતાનો બચાવ કરવો એ કામ પણ તેને કરવા પડતા. જગતમાં જે જે પ્રસંગો મનુષ્યના સુખમાં તથા જીવનમાં વિઘ્નો કે વિક્ષેપો આણે છે તે સર્વ ઉપર વિજય કે સત્તા મેળવવા માટે પુરૂષોને દૃઢ પ્રયત્નો કરવા પડે છે. પરિણામે સર્વ સૃષ્ટિ દિનપ્રતિદિન મનુષ્ય પ્રાણીઓને અધિકાધિક અધિન થતી જાય છે.

પુરૂષોને અન્ય પુરૂષો સાથે કદી કદી યુદ્ધમાં ઉતરવું પડે છે. સ્વપ્રાણ માટે, સ્વયદરક્ષણાર્થે, સ્વધર્મ માટે અને પોતાની પ્રગતિ જંગલી લોકોના ધસારાથી નાશ પામતી અટકાવવા માટે તેમને લડવું પડે છે. અર્થાત્ પુરૂષ એ લડવઇઓ છે. એટલે તેમના ગુણદોષોની ચર્ચા કરતી વેળા આ વાત છોડી દીધે ન ચાલે.

નવનવી શોધો કરવી એ પુરૂષોનું બીજું કાર્ય. ઘરબાર છોડીને જવા માટે પુરૂષજ તૈયાર થાય. પોતાના ઢોરઢાંખર માટે પૂરતો ચારો મેળવવા તેને જંગલોમાં રખડવું પડે. નવા નવા દેશો પણ આજ સુધી તેણે જ શોધી કાઢ્યા. સ્ત્રીઓએ આ દિશામાં કાંઇ કહેવા જેવું કાર્ય નથી કર્યું.

બુદ્ધિના સામ્રાજ્યમાં એમજ જણાય છે. કે આજ સુધીની લગભગ બધી શાસ્ત્રીય શોધો પુરુષોએ કરી છે. તેમજ નવીન વિચારો, નવી કલ્પનાઓનો ઇજારો કેમ જાણે પુરૂષોએ જ લીધો હોય! નવીન ધર્મ વિષયક કલ્પનાઓ પણ પ્રથમ સુઝે પુરુષોને અને સ્ત્રીઓ પુરુષોએ દર્શાવેલા માર્ગે સંચાર કરે. આમાં કેટલાક અપવાદ હોય એ ખરૂં, પણ તેથી ઉક્ત નિયમ સામાન્યતઃ સત્ય માનવાને વાંધો ન આવે.

સંગઠન એ પુરુષોનું ત્રીજું કાર્ય. પોતાને રહેવાનું ઘર તે પોતે બાંધે છે તથા બુદ્ધિગમ્ય બાબતોમાં પણ તેનીજ કાર્યશક્તિ દેખાઇ આવે છે. માનવી જીવનને આવશ્યક એવી બધી બાબતોમાં તેનું બધી બાબતોમાં તેનું કર્તૃત્વ સામર્થ્ય પ્રતીત થાય છે.

ઉપરોકત વિવેચનના આધારે પુરુષને સ્ત્રીથી શ્રેષ્ઠ માનવાને કશુંજ કારણ નથી. મોટા નાનાનો કે સારા નરસાનો વાદ અહિં કરવાનો નથી. એવો વાદ ઉપસ્થિત કરવો એ નરી મૂર્ખાઇ ગણાય. અહિં આપણે માત્ર વસ્તુસ્થિતિ જોવાની છે. ઉપરોક્ત વિવેચનથી વાચકો સમજી ગયા હશેજ કે પુરુષ એ યોદ્ધો છે, શોધક છે, કર્તવ્યપરાયણ છે. હવે એ ત્રણ કાર્યો કરવાથી પુરૂષમાં કયા કયા ગુણો આવ્યા એ જોઇએ. પુરૂષોમાં રહેલા બધા ગુણો અહિં દર્શાવી શકાય એમ નથી. તેમના મુખ્ય ગુણો જે જગતની પ્રગતિમાં સહાયક થયા તેટલાજ માત્ર અહિં દર્શાવીએઃ.

કામ કરવું હોય તો ગુણોની અતિશયતા, અલ્પતા કે ગુણોનો દુરૂપયોગ એ ત્રણમાંથી કોઇ પણ એક માર્ગે થાય. આથી સદ્‌ગુણ અને દુર્ગુણમાં નિકટ સંબંધ રહ્યો છે એમ કહી શકાય. ઉપર જણાવ્યું છે જ કે પુરૂષનો પ્રધાન ગુણ સામર્થ્ય. તેના દુર્ગુણો પણ એ ગુણ સાથેજ સંકળાયેલાં છે. સ્ત્રીઓમાં બુદ્ધિ કરતાં ભાવનાનું પ્રાધાન્ય અધિક હોય છે, અને આ ભાવના દૂષિત થાય ત્યારેજ તેમનામાં દુર્ગુણોનો પ્રવેશ થાય છે. શાસ્ત્રજ્ઞો કહે છે કે જગતની ઉત્ક્રાન્તિમાં બે પ્રકારની પ્રવૃત્તિ નજરે આવે છે. એક પ્રવૃત્તિ જુનાનો ત્યાગ કરી નવું ગ્રહણ કરવા તરફ અને બીજી પ્રવૃત્તિ અનુવંશિક સંસ્કારોને લીધે ગત ઘટનાઓનું પુનરાવર્તન કરવા તરફ વળે છે. સર્વ સજીવ અને નિર્જીવ સૃષ્ટિનું નિરીક્ષણ કરી શાસ્ત્રજ્ઞોએ નક્કી કર્યું છે કે સૃષ્ટિના પુરૂષ વર્ગનું મન રૂઢ-પ્રચલિત બાબતો તરફ ઢળતું હોય છે. ધાર્મિક પ્રથાઓમાં હજી પણ સ્ત્રીઓ વડ પિંપળાની ફરતે ફરેજ છે. પ્રથમ નાસ્તિકતાનો આરંભ થયો પુરૂષથી. જુનાં બંધનો તોડી નાંખી નવા વિચારોને આવકાર આપવા પુરૂષજ તત્પર થાય છે. જુની રૂઢિઓને વળગી રહેવાનો સ્વભાવ સ્ત્રીઓનો છે. એ નિયમમાં અપવાદ છે, પણ સામાન્યતઃ એ નિયમ બરાબર જણાશે; અને એમ હોવું એજ યોગ્ય છે. અને તેથીજ અહીં દર્શાવ્યો છે. સ્ત્રીઓમાં એ સ્વભાવ ન હોત તો મનુષ્યને ભારે હાનિ પહોંચી હોત.

એક ચિત્તે પુરૂષ નવા વિષયો પાછળજ દોડયા કરે તો ભૂતકાલ સાથેનો સંબંધ તૂટી જાય, મનુષ્ય સમાજની થતી વૃદ્ધિ અટકે, ઉત્ક્રાન્તિને બદલે ક્રાન્તિ થાય અને આજ સુધીમાં ભ્રમપૂર્વક જે વસ્તુઓ સાધ્ય કરી લીધી હોય તેનો પણ નાશ થાય. સ્ત્રીઓના રૂઢિપ્રેમની આડે જો પુરૂષો ન આવે તો નવીન પ્રેરણાઓથી થતી સમાજની વૃદ્ધિ અટકે, ઉત્ક્રાન્તિનો પ્રવાહ બંધ થાય અને જગત એની એજ અપૂર્ણાવસ્થામાં ખાબોચીયાં જેવું રહે. એટલે પુરૂષોએ પોતાની નવીન વસ્તુઓ પાછળની ગતિના વેગને જરા ધીમો પાડતા રહેવું ઘટે અને સ્ત્રીઓએ રૂઢિનું અવાસ્તવ મહત્વ વધારી એકને એક સ્થાનને વળગી રહેવાનું છોડી ધીમે ધીમે પુરૂષો સાથે આગળ ને આગળ ધસવું જોઇએ; કારણ કે જગતની પ્રગતિ સ્ત્રીપુરૂષના ઐક્યથીજ સધાય.

સ્ત્રીપુરૂષોના અન્યોન્યના સંબંધને લીધેજ જગતમાં લગભગ ઘણાં શોકજનક પ્રસંગો ઉત્પન્ન થાય છે. જગતમાંની ત્યાજ્ય બાબતો, અપરાધો; અંતઃકરણ વિંધનારા દશ્યો અને અનીતિના આચરણો એ સર્વ ઉક્ત કારણને લીધેજ ઉદ્‌ભવે છે. પણ તેની સાથે જ નીતિનો પણ જન્મ થાય છે એ વિસર્યે નહિ ચાલે. તેનું દૃષ્ટાંતઃ

સ્વાર્થ છોડી મનુષ્ય અન્યની ચિંતા કરતો થાય કે લોકો માને છે કે તે તદ્દન બદલાયો. પરસ્પર વિરોધ દેખાય છતાં ખરૂં જોતાં સ્વાર્થ એજ પરાર્થની માતા છે. સ્વાર્થની ઉત્ક્રાન્તિ થતાં પરાર્થનો પ્રાદુર્ભાવ થાય, એ સત્ય છે. એજ અહીં દર્શાવવાનું છે. તેમજ નીતિના મૂળ ઇશ્વરનિર્મિત સ્ત્રીપુરૂષના ભેદમાં કેટલાં ઉંડા ગયા છે તે પણ સ્પષ્ટ થશે. એક પુરૂષના અંતઃકરણમાં એક સ્ત્રી પતિ પ્રેમ ઉદ્‌ભવે છે. એ પ્રેમનો અર્થ શો તે વિચારીએઃ એ એક સ્વાર્થભર્યો મનોવિકાર છે. તે સ્ત્રી નિરંતર પોતાને અધિન રહે એવી પુરૂષને આતુરતા પ્રકટે છે. સ્ત્રી પણ તેના પ્રતિ પ્રેમ દર્શાવે છે. પછી શું થાય છે તે જુઓ ! તેમનામાં જે સ્વાર્થ ભરી ઇચ્છા હતી તે નિઃસ્વાર્થ પ્રેમમાં પરિવર્તન પામે છે. પુરૂષનો પ્રેમ એટલો તો વધે છે કે સ્ત્રીને વખત આવ્યે પ્રાણાર્પણ કરવા પણ નથી અચકાતો !

પછી તેમને એક બાળક થાય છે. પછી

શું પુછવું ! માતા પિતા બન્નેનો પ્રેમ બાળક પર ઉતરે છે. તેમનો બાળક પ્રતિનો પ્રેમ પોતાના પ્રતિના પ્રેમ કરતાં અધિક બલવાન્ હોય છે. બાળકને ખાતે ગમે તેવા સંકટો વેઠવા તેઓ તૈયાર થાય છે, પોતાની પ્રકૃતિની દરકાર નહિ કરે, દ્રવ્ય વ્યય કરતાં આઘું પાછું નહિ જુએ તેમજ પ્રાણત્યાગ કરતાં પણ નહિ ડગે. ઉભયના અંતઃકરણમાંના સ્વાર્થ પ્રેરિત પ્રેમનો વિકાસ થઇનેજ આ નિઃસ્વાર્થ પ્રેમનો જન્મ થયો. એ વિકાસ સાવ સ્વાભાવિકજ થતો આવે છે.

ત્યાર બાદ શું થાય છે તે જુઓ ! માતા પિતાનો બાળક પ્રતિનો પ્રેમ વિસ્તૃત થતો—વિકસતો કુટુંબ પરિવાર પર પથરાય છે. કુટુંબ બહારના લોકો વિષે તેમનાં મનમા દ્વેષ પણ હોય; છતાં સર્વ સ્વજનો વિષે તેમનામાં પ્રેમ હોય છે. એ પ્રેમ ફાલી ફુલીને જાતિના સર્વ મનુષ્યો પર પથરાય છે; અને જાતિપ્રેમનો વિકાસ રાષ્ટ્રભક્તિમાં રૂપાંતર પામે છે. આજે મનુષ્ય એ સ્થિતિએ પહોંચ્યો છે. અન્ય રાષ્ટ્રો પ્રતિ આપણામાં પ્રેમ હોય કે ન હોય, પણ આપણે ભારતીય દરેક ભારતવાસી પ્રતિ નિઃસંશય પ્રેમ રાખીએ છીએ.

કેટલાક મનુષ્યો એથી આગળ વધ્યા છે. તેમની ભાવના આખા જગતને છાતી સરસું ચાંપી એક કુટુંબ કરવા ઇચ્છે છે.

પ્રેમ વિકાસ અહીંજ નથી અટકતો. સર્વ સજીવ પ્રાણી આપણા જેવાં જ છે એમ ડાર્વિને પણ સિદ્ધ કર્યું છે. એટલે સર્વ સંવેદના યુક્ત પ્રાણી વિષે આપણામાં પ્રેમ પ્રકટતો જાય છે. છતાં હજી એ પ્રેમવૃદ્ધિની ગતિનો અહીં પણ અંતનથી આવતો ! અખિલ સૃષ્ટિ ચૈતન્યપૂર્ણ છે એમ માનનારા વર્ડ્સવર્થ કવિ જેવા લોકો છે. તેમનો પ્રેમ વિશ્વવ્યાપી છે.

પુરૂષના સ્ત્રીપ્રેમમાંથી વિકાસ પામીનેજ આ વિશ્વવ્યાપી પ્રેમનો જન્મ થયો છે. સ્ત્રીપુરુષના સંબંધમાં કેટલાંયે શોકજનક પ્રસંગો સંકળાયેલાં હોવા છતાં જગતની અત્યુચ્ચ વસ્તુઓ સાથે પણ તેનો નિકટ સંબંધ છે એ લક્ષ્યમાં રાખવું જોઇએ. એ સ્ત્રીપુરુષના પ્રેમને લીધેજ નિરસ અને રક્ષ ભાસતું જગત સરસ અને સ્નિગ્ધ થાય છે. જગતનું કોઇક સર્વોત્તમ કાવ્ય જોઇશું તો તેની ઉત્પત્તિ સ્ત્રીપુરુષના પ્રેમમાંથી થયેલી જણાશે. જગત એજ પ્રેમને વ્યક્ત કરવા રચાયેલું હોય છે. જગતની સર્વોત્તમ નવલકથાઓમાં પણ આપણે એજ પ્રેમના વર્ણનો વાંચીએ છીએ. સર્વોત્તમ નાટકમાં એજ વસ્તુ. ચિત્ર કળા કે શિલ્પકળામાં પણ એજ પ્રેમના દર્શન. એ પ્રેમ નાશ પામે તો જગતનું સર્વ સૌંદર્ય અને કાવ્યનો પણ લોપ થાય. આ જગતમાં આપણને એ પ્રેમની ઝંખના લાગી રહે છે. પ્રેમ ન હોય તો સ્વર્ગના અમૃતનું મહત્વ મનુષ્ય માટે નકામું. ઇશ્વર પ્રેમ સ્વરૂપ છે એમ કેટલાક ધર્મો કહે છે. માતા, ભગિની, પત્ની અને સંતાનો પ્રતિનો પ્રેમ એ ઇશ્વિરના સિંહાસન પ્રતિ જવાના જાણે પગથીઆં છે. મૃત્યુ પછી આપણે શાની આકાંક્ષા સેવીએ છીએ ? આપણે આપણી મૃત માતાને, ભગિનીને, પત્નીને ભેટીશું એમ નથી થતું ? આપણે આ જગતમાં પ્રેમનો અનુભવ ન મળ્યો હોય તો તે આપણને મૃત્યુ પછી અવશ્ય મળશે, એવી સબળ આશા શું આપણને નથી હોતી ? આથી સ્ત્રી સંબંધી પ્રેમનું રૂપાન્તર થઈ તેને દિવ્ય સ્વરૂપ પ્રાપ્ત થાય છે એ લક્ષ્યમાં ઉતારી તેની અવહેલના ન કરતાં તે પ્રેમનું જતન કરી તેની વૃદ્ધિ થાય એને માટે આપણે સતત જાગ્રત રહેવું ઘટે છે, એ સુસ્પષ્ટ થાય છે. *

* એક સુવિખ્યાત અમેરિકન લેખકની કૃતિને આધારે.

# પ્રણયવેલડી

મોંઘીને સુહાગી કલ્પવેલડી રે લોલ !
રોપી મ્હારા હૈયા કુંજમાંહી અલબેલડી રે લોલ;
મોહની ભરેલ પ્રણયવેલડી રે લોલ.

મ્હેક મ્હેક મ્હેકે એની ક્યારીઓ રે લોલ !
સીંચ્યાં એને સ્વર્ગ કેરાં નીર, અમી છાંટણે રે લોલ;
મોહની ભરેલ પ્રણયવેલડી રે લોલ.

કુંમળી રૂપાળી કુંળી કુંપળો રે લોલ !
લીલી રૂડી ડાળી શી સોહાય, અમર વેલડી રે લોલ;
મોહની ભરેલ પ્રણયવેલડી રે લોલ.

નાજુક કલીકા રળીયામણી રે લોલ !
પાંખડી સહસ્ર ઉષા રંગ, રૂડી ઓપતી રે લોલ;
મોહની ભરેલ પ્રણયવેલડી રે લોલ.

પુષ્પ શાં સોહાવે હૃદય આંગણાં રે લોલ !
સુરભી જગત ભર વાય, અલબેલડી રે લોલ;
મોહની ભરેલ પ્રણય વેલડી રે લોલ.

ફેરાં મધુર સૌ ઝીલતાં રે લોલ !
ઝીલે ઝીલે ને વશ થાય, સહુ માનવી રે લોલ;
મોહની ભરેલ પ્રણયવેલડી રે લોલ.

સુધા ભરેલ એની છાંયડી રે લોલ !
એ છાંયડીમાં શાંતિ ને વિશ્રામ, સદા ઉભરે રે લોલ;
મોહની ભરેલ પ્રણયવેલડી રે લોલ.

જગુભાઇ મોહનલાલ રાવળ




# ઈરાની પરી

લેખકઃ રા. રમણીક કીશનલાલ મ્હેતા

જે દિવસોમાં રેલ્વે ન હતી, સમુદ્રના વક્ષઃસ્થળ પર પુરાણા ઢંગના જહાજો આવજા કરી રહ્યાં હતાં; અને મ્હોટા મ્હોટા મેદાનો, પહાડો અને મરુભૂમિમાં ઉંટની હારની હાર ચાલતી નજરે પડતી, તે દિવસોમાં મિસર, અરબસ્તાન અને ઇરાનનો વ્યાપાર મુસલમાનોના હાથમાં હતો. અનેક વ્યાપારી નગરોમાં નૈશાપુર નામનું મહાપ્રસિદ્ધ નગર હતું. નૈશાપુરનું બાજાર વિશેષતઃ હીરા-જવાહિર આદિ રત્નો મળવાનું મશહુર મથક હતું. મ્હોટા મ્હોટા ધનવાન, રત્નના વ્યાપારીઓ અને ઝવેરીઓ નૈશાપુરમાં રહેતા હતા. એમાં મહમૂદ નામનો એક ખુશનસીબ સૌદાગર પણ હતો. મહમૂદે દૂર દૂરનાં દેશોની યાત્રા કરીને વિશેષ અનુભવ અને દ્રવ્ય પ્રાપ્ત કર્યાં હતાં. નૈશાપુરના અગ્રગણ્ય ગ્રહસ્થોમાં એની ગણના થતી.

દૌલત મહમૂદની આજ્ઞાકારિણી દાસી સમી હતી. કલ્પવૃક્ષની માફક એ એની મનવાંચ્છીત મુરાદો પૂરી કરવાને તૈયાર રહેતી હતી. નદીમાંથી ખોદી કાઢેલી નહેરો જાણે પોતાના તરંગો સાથે સુવર્ણ ઘસડી લાવી મહમૂદના ખેતરોમાં પાથરતી હતી. દૂર દૂરના મુલ્કનાં મ્હોટાં મ્હોટાં બાજારોમાં મહમૂદનાં ઉંટો નજરે પડતા. આ પ્રમાણે ખેતી વગેરેની આવકથી ભરતી થતી દૌલત મહમૂદના પગની ઠોકરે અથડાતી હતી. આ બધું હતું: પરંતુ મહમૂદના ઘરમાં એવું પોતાનું કોઇ એવું ન હતું કે જે એના દુઃખમાં શામિલ થાય. ધન કુબેર હોવા છતાંયે એની સંપત્તિનો ઉપભોગ કરનારું કોઇ ન હતું. બત્તીઓથી પ્રકાશિત અને સુગન્ધિત મહેલ મહમૂદને સૂનો સૂનો અંધકારમય ભાસતો હતો. પુષ્પથી ભરપુર ફળફૂળાદીથી લચી પડેલ અને અનેકવિધ પંખીઓના મધુર કલરવથી ગુંજી રહેલો બાગ પણ મહમૂદના હૃદયને સાચા આનંદની મઝા આપી શકતો ન હતો. એક ઇસારા માત્રથી જાનનિસાર કરનાર સેંકડો ગુલામો મૌજૂદ હતા; પરંતુ તેઓ મહમૂદને સાચી સલાહ આપી શકતા ન હતા. મહમૂદનું દિલ કોઇની યાદમાં તડપતું રહેતું હતું.

[ ૨ ]

કાદવમાં ખીલતા કમળની માફક એક ગરીબ પણ ખાનદાન કુટુમ્બમાં રૈહાનાનો જન્મ થયો હતો. કમળ વિકસિત થતાંજ આસપાસનું વાયુમંડળ સુગન્ધિત બને છે; મધુતરસ્યા ભ્રમર ચારે તરફ ગુંજારવ કરતાં ભમે છે; તેમ રૈહાનાના રૂખસારની રોશની થતાં જ સેંકડો પરવાના નિસાર થવાને આવીને પડતાં હતાં, પરંતુ બિચારી રૈહાનાને આની કાંઇ ખબર ન હતી. તે હૃદયની સરળ,

સ્વભાવે ભોળી અને આચરણે પવિત્ર હતી. ગરીબ માતાપિતા રૈહાનાને પોતાના અન્ધકાર-ભર્યા ગૃહનો દીપક સમજતા હતા; પરન્તુ એના ભાવિ વિચારે કોઇ કોઇ વાર ચિન્તા-સરમાં ગર્ક થઇ જતા.

સમય આવ્યે ચારે તરફથી રૈહાનાના વિવાહ-સંબંધના સમાચાર આવવા લાગ્યા. એ દિવસોમાં તો પશુની માફક મનુષ્યના વેચાણના પણ બજાર ભરાતાં હતાં; અને રૈહાનાના માતા પિતાએ ઇચ્છયું હોત તો સમાચારના પ્રથમ દિવસે જ કેટલાયે હજારની થેલી મેળવી લીધી હોત; પરન્તુ દુનિયામાં કુલીનતા જેવી વસ્તુનું પણ અસ્તિત્વ છે. પુત્રીના દામ લેવાનું એમને પસંદ ન હતું. ખરીદેલી સ્ત્રી-ગુલામની સાથે પાશવિક અત્યાચારો ગુજારવામાં આવતાં. ગુલામી પ્રથાના દિવસોના ઇતિહાસનાં પાનાં ગુલામો પર ગુજારવામાં આવતા જુલ્મોની કહાણીઓથી ભરપૂર છે. આ કારણે પોતાનાં એકનાં એક સન્તાનને તેઓ વેચી ન શક્યા.

યથા સમયે રૈહાનાનાં સૌન્દર્યં સમાચાર મહમૂદે સાંભળ્યા. દોલતે એને મદદ આપી. મહમૂદનું ઉચ્ચ વિચારોથી ભરપૂર ઉન્નત મસ્તક રૈહાનાના સૌન્દર્ય આગળ ઝુકી પડ્યું. પ્રેમ અને બુદ્ધિ: બેઉ એક સાથે એકજ રંગભૂમિ પર અભિનય કરી શકતાં નથી એ વાત સાચી છે. પ્રેમની વેદી પર બુદ્ધિનું બલિદાન આપવું પડે છે. મહમૂદે પણ એમજ કર્યું. રૈહાનાનાં માતાપિતા મહમૂદ તરફથી આવનાર વિવાહ સમાચારથી પ્રસન્ન થયાં. રૈહાનાનું સરલ હૃદય કોણ જાણે શુંયે વિચારવા લાગ્યું. ત્હેની સાહેલીઓ વિનોદાર્થે કાંઇ છેડછાડ કરતી ત્હારે જવાબ આપવાને બદલે ત્હેના મુખપર હાસ્યની રેખા તરવરતી નજરે પડતી. ઉંચી દ્રષ્ટિએ તે સૌ તરફ ઝાંખતી; પરન્તુ તુરતજ એ દ્રષ્ટિ ધરતી તરફ ઢળી પડતી.

[ ૩ ]

ધૂળમાં રઝળેળાયેલો હીરો આજે ઝવેરીની દુકાનમાં પોતાની મનહર જ્યોતિથી ખરીદનારાઓને લોભાવી રહ્યો હતો. ચન્દ્ર વાદળમાંથી બ્હાર નીકળી પોતાની નિર્મળ ચન્દ્રિકાથી ચકોરનાં ચિત્તને જીતી રહ્યો હતો. ગઇ કાલની ગરીબ કન્યા રૈહાના આજ ગૃહસ્થ મહમૂદના ઘરમાં રૈહાનાબેગમ કહેવાય છે. જરિયન વસ્ત્રો અને રત્નજડિત આભૂષણોથી એની ખૂબસૂરતી ઔર દિસતી હતી. મહમૂદ એના હુસ્નનો પરવાનો બન્યો હતો. રૈહાનાબેગમનો વખ્ત પોતાના ખાવિન્દની સાથે હાસ્યવિનોદમાં યા તો શૃંગાર સજવામાં વીતવા લાગ્યો. કાલે જે માતપિતાની આપેલી સૂકી રોટલીની મોહતાજ હતી; તે અનેક બાંદીઓ આજે રૈહાનાની કૃપાની ભિખારિણી હતી દંપતીના દિવસો ઇદ બન્યા અને રાત્રિઓ સોહાગ રાત્રિઓ બની; બન્ને પ્રકૃતિનો અચલ સિદ્ધાન્ત ભૂલી ગયા કે સમય આવ્યે પુષ્પ કરમાઇ જાય છે અને જળાશય પણ સૂકાઇ જાય છે.

રૈહાનાના હુસ્નની ચર્ચા ઇરાનના શાહ મુહમ્મદ તાહિરે સાંભળી અને વણદિઠે જ એના પ્રેમમાં પડયો. તરસ્યો માનવી જળાશયની નજીક જાય છે એ લોકોક્તિને સત્યસ્વરૂપે સિદ્ધ કરી બતાવવાને શાહે-ઇરાન નેશાપુર જઇ પહોંચ્યો. એના અન્તરમાં જે ઉમંગ હતો, તે કાચના પાત્રની માફક એક સમાચાર સાંભળતાજ ચૂરેચૂરા થઇ ગયો. એણે અત્યંત દુ:ખપૂર્વક સાંભળ્યું કે રૈહાના નેશાપુરના મશહૂર સૌદાગર મહમૂદની બેગમ થઇ ચૂકી હતી મળવાની વાત તો દૂર રહી; પણ એનાં સૌન્દર્યની ઝાંખી કરવાની આશા પણ ન રહી. એ સમયે એની હાલત વિચિત્ર બની હતી. શાહી અભિમાન કહેતું હતું કે મહમૂદને ખબર આપ તે રૈહાનાને સોંપી દે: ઇન્સાફ કહેતો હતો કે ખુદાથી ડર:

એઓ ત્હારાં સન્તાન છે. શાહી દમામ ઉશ્કેરતો હતો કે રત્ન રાજની શોભાને કાજે છેઃ ઇન્સાફ સૂચવતો હતો કે રાજની શોભા રત્નોમાં નથીઃ પ્રજાના અમન ચૈનમાં છે. શાહી ગુમાન પુકારતું હતું કે ખાલી હાથે પાછા ફરવું એ કાયરતા છેઃ ન્યાય પોકારતો હતો કે નહિ, નહિ, હૃદયને કાબુમાં રાખવામાં—એને જ્હેકી જતું અટકાવવામાંજ મર્દાનગી છે.

[ ૪ ]

મહમૂદના દિવસો અયશ આરામમાં વીતતા હતા. એ માનતો હતો કે આરામના દિવસોની સન્ધ્યા કદિ આવશે નહિ; અને દૌલત પણ ખૂટશે નહિ. એક દિવસ તેઓ બન્ને મહમૂદ અને રૈહાના—બાગની ઠંડી હવા ખાતા હોજની પાળ પર બેઠાં બેઠાં માછલીઓનાં ખેલ જોઇ રહ્યાં હતાં. એવામાં દાસીએ આવી એક બંધ પત્ર લાવી મહમૂદના હાથમાં મૂક્યો. મહમૂદે તે ખોલ્યો અને વાંચ્યો. વૃક્ષપરથી ફળ તૂટી પડે તેમ મહમૂદ મૂર્છિત થઇ ધરતી પર પડ્યો. રૈહાનાએ ગભરાઇ મહમૂદનું મસ્તક ખોળામાં લીધું. દાસીએ દોડી જઇ ઘરમાં ખબર આપી અને થોડી વારમાં તો અનેક દાસ દાસીઓ એકત્ર થઇ ગયાં. કોઇ ગુલાબજળ છાંટવા લાગ્યું, તો કોઇ પવન નાખવા લાગ્યું. થોડી વારે મહમૂદને ભાન આવ્યું; અને આંખો ખોલીને એણે જોયું તો રૈહાનાના ખોળામાં એનું શિર હતું; અને રૈહાના પોતાના તરફ એકીટશે જોઇ રહી હતી. બન્નેની દૃષ્ટિ એક થતાંજ રૈહાનાની આંખોએ મહમૂદની મૂર્છા દૂર થયાની ખુશાલીમાં થોડાંક આંસુનાં ફૂલો વેર્યાં. તે મહમૂદના ગાલ પર પડી સરી ગયાં. મહમૂદ એ સમયે "પ્રિય રૈહાના!" એટલું જ બોલી શક્યો. રૈહાનાએ બે ચાર ફૂલો વેર્યાં; અને પાલવવડે મહમૂદના કપાળ પરનો પસીનો લૂંછ્યો. તે કાંઇ જ ન બોલી શકી.

શાહ મુહમ્મદ તાહિરને શાહી ઇજ્જત અને ખુદાનો ખૌફ નૈશાપુરથી પાછો ખેંચી લાવ્યા; પરન્તુ દિલ રૈહાનાની ખિદમતમાં રહી ગયું. આની નહોતી રૈહાનાને ખબર કે નહોતી મહમૂદને ખબર. હર એક હકીકતની અમુક હદ હોય છે. આખરે શાહની ધીરજની અવધિ આવી રહી. એણે મહમૂદને એક પત્ર લખ્યો. એમાં ફક્ત એટલું જ લખ્યું હતુંઃ

"ખુશનસીબ મહમૂદ!

એકવાર રૈહાનાના દિદારની ઝાંખી કરવા દિલ ઉત્સુક છે. રજા આપશો?

ત્હમારો

મુહમ્મદ તાહિર."

આ એજ પત્ર હતો કે જેથી મહમૂદને મૂર્છા આવી હતી. એને ખાત્રી થઇ ગઇ કે રૈહાનાના સૌન્દર્યની ખ્યાતિ સમસ્ત ઇરાનમાં મશહુર થઇ ચૂકી હતી. શાહે ઇરાન એના હુસ્નની ઝાંખી કરવા ચાહતો હતો. રૈહાનાનાં એને દર્શન કરાવવાં એ વાઘની આગળ બકરી ધરવા જેવું હતું.

[ ૫ ]

પાણીમાં રહેવું અને મગર સાથે વેર કરવું પાલવે નહિ એ સૂત્ર સાચું છે. પત્ર મળ્યા બાદ મહમૂદ ચિન્તાની આગમાં બળવા લાગ્યો. એક બાજુ શાહે ઇરાનની આજ્ઞાની અવગણના કરવી એ મૃત્યુને આમંત્રણ દેવા જેવું હતું; અને બીજી બાજુ ત્હેની આજ્ઞાનું પાલન કરવું એ પણ રૈહાનાના જતાંની સાથે મૃત્યુનું આવાહન કરવા જેવું હતું. મહમૂદનો વેપારી કારોબાર શાદી થયા બાદ પૂરતી દેખરેખના અભાવે બગડતો જતો હતો; અને નોકરોના પેટભાર પડતા હતા. હવે તો રહી સહી દેખરેખ પણ ચાલી ગઇ; અને

ત્હેનું પરિણામ એ આવ્યું કે નિભાવ કરવો મુશ્કિલ થઇ પડ્યું. મહમૂદ રૈહાનાને લઇને કોઇ અજ્ઞાત સ્થાનમાં ચાલ્યો ગયો.

જે મહમૂદ વ્યાપારમાં એક અતિ નિપુણ વ્યાપારી હતો, અને ખેતીમાં અદ્વિતીય ખેડુત હતો; જેના નામની ઇરાનમાં અત્યંત ખ્યાતિ હતી; તે આજે એક સ્ત્રીના સૌન્દર્ય પર પોતાની ઝિન્દગી અર્પી ચૂક્યો હતો. સંસાર સુખને જ તે માનવ જીવનનું સાચું સુખ માનતો હતો. રૈહાનાનું યૌવન ખીલેલા પુષ્પ સમ બીજે દિવસે કરમાઇ નષ્ટ થશે એની પણ એને ખબર ન હતી. ઇશ્કનો નશો એને બર્બાદ કરી રહ્યો હતો. રૈહાના સ્હમજતી હતી કે પોતાના પ્યારની ખાતર મહમૂદની એવી હાલત થઇ હતી; પરન્તુ તે પોતે પોતાની બન્નેની ઇજ્જતનું રક્ષણ કરવાની અને કારોબાર સુરક્ષિત થાય એવી વ્યવસ્થા કરી શકે તેમ ન હોવાથી લાચાર હતી.

જ્યાં સુધી રૈહાનાની પાસે છેલ્લું આભૂષણ રહ્યું ત્યાં સુધી ખર્ચ ચાલ્યું. પછી મુસીબતના દિવસો આવ્યા. આ સમયે મહમૂદનો દૌલતનો નશો ઉતર્યો; ત્હેની આંખો ખુલી. આ તરફ શાહે ઇરાનના ગુપ્ત દૂતો તપાસ કરતાં કરતાં મહમૂદની પાસે એક બીજો પત્ર લઇ આવી પહોંચ્યા. બ્હીતાં બ્હીતાં મહમૂદે એ ખોલ્યો અને વાંચ્યો. એમાં લખ્યું હતું:

" નાસમઝ મહમૂદ !

તું અને રૈહાનાના ઇશ્કની જ્વાલામાં ખાક કરી રહ્યો છે, અને તું પણ મ્હારા ક્રોધના અગ્નિમાં બળી રહ્યો છે. રૈહાના એક રત્ન છે. એ રત્નને પારખનાર બેમાંથી એક પણ ઝવેરી નહિ રહે તો પછી એની કદર કોણ કરશે ? આવ, આપણે બેઉ મળીને એનો નિવેડો લાવીએ. સાથે સાથે હું એ પણ કહેવું ઉચિત ધારૂં છું કે મ્હારે જો ઇન્સાફનું ખૂન જ કરવું હોત તો ગુસ્સે ન થાત; અને પત્રને બદલે તલવાર મોકલી હોત.

—ત્હારો તાલિબ."

આઘાત પર આઘાત લાગ્યા: પરન્તુ અંતિમ પંક્તિઓએ મરહમનું કામ કીધું. રૈહાના ફક્ત એટલું જ બોલી શકી કે " આ બધી ઉપાધિઓનું કારણ ફક્ત હું જ છું."

[ ૬ ]

તહેરાન ( ઇરાનની રાજધાની )માં આજે ઘેર ઘેર એકજ વાત ચાલી રહી હતી. દર એક મર્દ—ઔરતની જબાન પર એકજ વાત હતી. અને તે એ કે શાહના દર્દની દવા લઇને નૈશાપુરી હકીમ મહમૂદ આજે આવ્યો હતો. સલ્તનતમાં ફેલાયેલી ગેરવ્યવસ્થા અને શાહી મહેલમાં દિસતી ઉદાસી હવે અયશઆરામ ખુશાલી અને રૌનકમાં ફેરવાઇ જશે.

મહમૂદનું દિલ શાહનો બીજો પત્ર મળ્યા બાદ ગભરાવાને બદલે કાંઇક જોશદાર બન્યું હતું. એને પોતાના ગત દિવસોની યાદી આવવા લાગી. મુસીબતના અંધકારે અયશઆરામના ઉજ્વળ દિવસોની સ્મૃતિ જગાવી. રૈહાના હેરાન હતી. પ્રથમના કરતાં તે મહમૂદની વધુ સેવા કરતી અને અધિક સ્નેહ દાખવતી. મહમૂદના દિલને બહેલાવવાને તે ઘણા ઘણા યત્ન કરતી. પરન્તુ એ બધું વ્યર્થ. રૈહાના એનું કારણ ન સ્હમજી શકી.

શાહી બાગના એક દિવાઉજાસવાળા ખૂબસૂરત મકાનમાં મહમૂદ અને રૈહાનાને ઉતારો આપવામાં આવ્યો. શાહી મહેરબાનીથી મહમૂદનો રહ્યો સહ્યો અંદેશો દૂર થયો. એના હૃદયમાં નવીન બળ આવ્યું. શાહે ઇરાનનું દિલ આજે જેટલું ખુશ હતું તેટલું તખ્તનશીનીના દિવસે પણ ન હતું. કોઇ મહાન ફતેહ મેળવી હોય એમ તેને લાગતું હતું. રૈહાનાના દિદારની ઝાંખી કરવા માટે એ

વ્યાકુળ બન્યો. પ્રથમ તેણે રૈહાનાને એકવાર છૂપાઈને જોવાનો યત્ન કર્યો. રૈહાના જે ખંડમાં બેઠી હતી ત્હેની સ્હામેજ એક દીર્ઘઆકાર દર્પણ દિવાલમાં જડેલું હતું. રૈહાના સહજ જ એમાં પોતાની પ્રતિકૃતિ જોઈને કેટલાક દિવસો પ્હેલાનું સ્મરણ કરી રહી હતી. એ સમયે એના માનસપટ પર ભૂત અને વર્તમાન દશાનાં ચિત્ર ખડાં થયાં હતાં. કોણ જાણે શા વિચારે એક વાર એનાં ઓઠ મંદ હાસ્યની જ્યોતિથી પ્રકાસ્યા. હુસ્નનો દિવાનો શાહ ચોરની માફક રૈહાનાને નિરખવાને એક બારી આગળ ઉભો હતો. ત્યાંથી રૈહાના તો નજરે પડતી ન હતી; પરંતુ દિવાલમાં જડેલા મ્હોટા આયનામાં રૈહાનાની અલૌકિક મૂર્ત્તિ નિરખીને પોતાના હૃદયના જ્વલનને શીતલ કરી રહ્યો હતો. એણે રૈહાનાનું પેલું મંદ હાસ્ય નિરખ્યું. ક્ષણભર પોતાના પર વિજળી પડી હોય એમ ત્હેને લાગ્યું; અને તે મૂર્છિત થવાની અણીપર હતો એવામાં એના નસીબ સંજોગોએ તુર્તજ રૈહાનાએ એક દીર્ઘનિઃશ્વાસ નાખ્યો અને ત્હેના ચ્હેરાનો રંગ ફીક્કો પડી ગયો. શાહે ઇરાન આ જોઈ વિસ્મય પામ્યો અને મૂર્છિત થતાં બચી ગયો. લડાઇના મયદાનમાં તોપોની ગર્જના જે વીરપુરૂષોનાં હૃદયને ડોલાવી શકતી નથી તે વીરપુરૂષો સ્ત્રીના ચિંતવનના તીરના આઘાતથી હાથમાંનાં હથિયાર ફેંકી દે છે. અને શરણાગત થતાં દીનતાનો શ્વેત ઝંડો ઉઠાવે છે.

શાહે જોયું કે રૈહાના અદ્વિતીય સ્ત્રીરત્ન હતું. પોતાના જનાનામાં એ ન હોવાથી તે પોતાને કંગાલ માનવા લાગ્યો. પરન્તુ આ વખતે મહમૂદ ધનકુબેર હતો. એણે વિચાર્યું: "જો રૈહાનાની માગણી કરૂં તો શાહી ઈજ્જતને બટ્ટો લાગેઃ છીનવી લઉં તો ઇન્સાફનું ખૂન થાય. જવા દઉં તો જીંદગી બેકાર બને." તે પોતાના કર્તવ્યનો નિર્ણય ન કરી શકયો.

જે શાહે ઇરાને રૈહાનાના સૌન્દર્યની તારિફ સાંભળીનેજ એના પર તનમન નિસાર કરી દીધાં હતાં તે શાહે આજે નેત્રદ્વારા એ રૈહાનાની છબીનાં દર્શન અરિસામાં કીધાં. એક વાર દિલ હાથમાંથી છટકવાની તૈયારીમાં હતું; પરંતુ ધીરજે શાહની મદદે આવી સાચી શાહી શાનની ઇજ્જત રાખી.

તે વિચારવા લાગ્યો. "મહમૂદ રૈહાનાને પ્રસન્નતાપૂર્વક તલ્લાક આપીને એના બદલામાં એના વજન બરાબર સોનું માગે તો તો તે આપવાને હું તૈયાર છુંઃ અને આવી રીતે રૈહાનાને મેળવીને હું સુખી થઇશ. એથી લોકાપવાદથી પણ બચી જઇશ. મહમૂદ પણ આજે દરિદ્રતાનો દાસ બન્યો છે તે પણ સુખી થશે." આ વિચારે શાહના હૃદયને શાન્તિ આપી.

[ ૭ ]

જે સમયે રૈહાનાએ આયનામાં પોતાનું પ્રતિબિમ્બ જોઇ એક વાર પ્રસન્નતા પ્રકટ કરી હતી, અને તાત્કાળ જ દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો હતો તે સમયે ખિન્ન મનસ્ક મહમૂદ પાસેજ બેઠો હતો. એણે રૈહાનાના હૃદયને પિછાન્યું હતું. તે એને હૈયે ચાંપી સાંત્વન આપવા ચ્હાતો હતોઃ ભાવિ ભાવનાએ ત્હેને એમ કરતાં અટકાવ્યો. એનાં મુખ પર વિષાદની છાયા છવાઇ રહી; પરન્તુ રૈહાનાના હૃદયને આઘાત ન લાગે એ ભાવનાથી પ્રેરાઇ એણે પોતાની નજર બીજી બાજૂ તરફ ફેરવી લીધી.

પરેશાન હાલત મહમૂદ, શાહી મકાનમાં સુવર્ણ પિંજરમાં પુરાએલા પંખી જેવી સ્થિતિમાં હતો. હજુ નજર બીજી બાજૂ ફેરવી ન હતી એટલામાં તો શાહીપત્ર એના હાથમાં આવી પડયો. એમાં લખ્યું હતુંઃ

"મ્હારા મહેમાન મહમૂદ!

આજે ત્હમને અહિં જોઇને મ્હને આનન્દ થયો છે, અને માનું છું કે ત્હમને પણ હવે આરામ હશે. મહેમાનનું દિલ દુભાવનારો હું બનું એ વ્યાજબી નથી, પરન્તુ એટલું કહેવું યોગ્ય સ્હમજું છું કે જો રૈહાનાની મહોબ્બતને જતી કરી શકો તો હું ત્હેના બદલામાં એના વજન બરાબર સુવર્ણ આપવાને તૈયાર છું; અને ઇચ્છા હશે તો દરબારમાં ખાસ મુસ્તહિબોમાં શામિલ કરવામાં આવશે. હું માનું છું કે શાહી માન અકરામની ત્હમે નારાજીથી અવગણના નહિ કરો; અને સ્હમજું છું કે ત્હમે ખુદ રૈહાનાને વધુ આરામ અને ઇજ્જતવાળી જોવાનું પસન્દ કરશો.

ત્હમારો ખૈરન્દેશ.

—તાહિર."

પત્ર વાંચતાંજ મહમૂદ લાલચ અને સ્નેહના ચુમ્બક આગળ લોહવત બની ગયો. પત્ર હાથમાંથી પડી ગયો. રૈહાનાની નજર એના પર પડી અને તે લઇને વાંચતાં જ ત્હેના પર વીજળી પડયા જેવું લાગ્યું. થોડી ક્ષણ પર્યન્ત તે મૌન રહી, આખરે ધીરજનો બન્ધ તૂટી ગયો. અને એનું હાર્દિક દુઃખ ચશ્મ રાહે થઇ વહેવા લાગ્યું. તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. રૂદનનો આવાજ શાહે સાંભળ્યો.

વિપત્તિથી સત્તાવાયેલો મહમૂદ વિચારમાં પડયોઃ "જો રૈહાનાની મહોબ્બતનો ખ્યાલ કરૂં છું તો મ્હારા પર કોઇ આફતનો પહાડ તૂટી પડવાની સંભાવના છે; અને શાહની બક્ષેલી ઇજ્જત અને દૌલત તરફ હાથ લંબાવું છું તો પવિત્ર હૃદય અને અપ્રતીમ પ્રેમવાળી રૈહાનાને હાથમાંથી ગુમાવું છું. હવે તો તે પણ રડી પડયો. આ જોઇને રૈહાના એના ગળે લીપટાઇને ઝારઝાર રોવા લાગી. આ વખતે એ ઓરડામાં પેસો આયનો કે જેની સામે તેઓ બેઠાં હતાં, અને હવા કે જે ખુલ્લાં દ્વારમાંથી પ્રવેશતી હતીઃ તે બે સિવાય એમનું કોઇ હમદર્દી ન હતું કે જે સાન્ત્વના આપે. આયનો એમની હાલતનું ચિત્ર શાહની આંખો દ્વારા એના હૃદય પટ પર આલેખી રહ્યો હતો; અને હવા એમના દુઃખદર્દભર્યા આવાઝ શાહના કાનમાં અથડાવતી હતી.

[ ૯ ]

કમજોર મનુષ્ય રડી રડીને પોતાનું હૈયું હળવું કરે છે; તેમ મહમૂદ અને રૈહાના પણ થોડીવારે શાન્ત પડયાં. પળભર ઓરડામાં શાન્તિ પથરાઇ રહી. એ સમયે બન્ને એક બીજાંને પ્રેમભરી પરન્તુ ઉદ્વેગપૂર્ણ દૃષ્ટિએ નિરખી રહ્યાં હતાં. સંકોચ ત્હેમને બોલવા દેતો ન હતો; પરન્તુ આખરે રૈહાનાનું મૌન તૂટયું. તે અત્યંત નમ્રતાપૂર્વક બોલીઃ "નાથ! હું જ ત્હમારા સુખમાર્ગમાં કંટક સમાન છું; માટે ત્હેને દૂર ફેંકી દેવો એજ શ્રેયસ્કર છે. ત્હેને કોઇ એવી જગામાં ફેંકી દો કે અન્ય કોઇને તે વાગે નહિ. મ્હારા જીવનનું અસ્તિત્વ છે ત્ય્હાં સુધી હું ત્હમારા દુઃખનું કારણ છું. મ્હારા જવાથી ત્હમે સુખી થઇ શકતા હો તો હું એનું નિવારણ કરવાને તૈયાર છું. ત્હમે ત્હમારા બાહુબળથી લાખો રૂપિયાની દૌલત એકત્ર કરી હતી; પણ આજે તે ક્ય્હાં છે? મ્હારા વજન બરાબર સુવર્ણથી ત્હમારી સ્થિતિ સુધરતી હોય તો ભલે તેમ કરો; પરન્તુ શાહનો સ્પર્શ થયેલો મ્હારો દેહ પછી ત્હમારે શા કામનો? કદાચ હું જીવતી રહી ત્હોયે મ્હારૂં સૌન્દર્ય પ્રાતઃકાળમાં ખીલતા પુષ્પની માફક સાયંકાળે કરમાઇ નહિ જાય શું? એ વખ્તે ખુદ શાહ પણ મ્હને દૂધમાંથી માખીની માફક કાઢીને ફેંકી દેશે.

"હું વિનવું છું કે ત્હમે ત્હમારા હૃદયને દુઃખી ન કરો. રૈહાનાં શાહી મહેલ અને

અવશઆરામને તુચ્છ લેખે છે. હું ત્હમારી સાથે જ રહીને મજુરી કરીશ; સૂકો રોટલો ખાઇશ; અને ત્હમારી સેવા ઉઠાવીશ. ચાલો, આપણે અહિંથી ચાલ્યાં જઇએ."

મહમૂદ પોતાના હૃદયના સંકુચિત વિચારે લજવાયો. એનું પ્રાયશ્ચિત કરવાને તે રૈહાનાના ચરણમાં પડયો. આંખમાંથી વહેતાં આંસુ, મનનું પાપ આંખના માર્ગે થઇ વહેતું ચાલ્યું જાય છે એની ખાત્રી આપતાં હતાં. તેઓ બન્ને હજુ આ સ્થિતિમાં હતાં એવામાં એમના કાને આવાઝ આવ્યોઃ "શાબાશ! રૈહાના! શાબાશ! આજે ત્હેં અમને બન્નેને બચાવ્યા છે. અલ્લાહનાં શુક્ર ગુજાર અને ત્હારી ગમગીનીને દૂર કર. આજથી તું મ્હારી ધર્મની બ્હેન છે. ભાઇ મહમૂદ! આવો આપણે ભેટીએ. ત્હમે મ્હારી કસૂર માફ કરો. મ્હારા કૃત્રિમ પ્રેમનો ઉન્માદ આજે દૂર થયો છે. *

* મૂળ લેખકઃ શ્રી સય્યદ કાસિમઅલી 'મીર.'

# ત્હમને પુછે

ઘેરો સંસારરંગ આંખ્યોમાં ઉડતો,
આવી સન્યાસી કોઇ ભુંસી જજો;
પડદા પડ્યા મ્હારે જન્મોજનમના,
આવી ઉદાસી કોઇ કાપી જજો.

માંડ્યા સંસારદાવ થાક્યાં હો મધ્યમાં.
ગુંચે ભરેલ નહિ આંટી ખુલે;
અંતર અજવાળિયાં અસ્તાચળ ઉતરે;
થાક્યાં ને પંથ કંઈ લાંબા પુલે.

આ રે ! સંસાર કેમ જુઠો દુઃખદરિયો ?
જ્ઞાનીનાં જ્ઞાન એમ શાને વદે ?
જુઠા સંસારમાં પુણ્યો ને પાપ શાં ?
આત્માનાં નૂર કેમ ઝાંખાં પડે ?

જગમાં સંજોગિયાં ને જગમાં અવજોગિયાં,
કોઇ રડે ને કોઈ હાંસી કરે;
શાચે રમે કોઇ સિન્ધુના તટ પર,
કોઇ કોઇ જળમાં ડૂબી મરે !

આત્મા ને જીવ બેઉ બન્ધવની બેલડી,
શાને સંસારબન્ધ બાંધ્યા પડયા ?
દેહ કેરા હેલુરાના પિંજરમાં પુરિયા,
ખારા શે સાગરે છોડી મુકયા ?

જીવન અન્ધારમાં આશા ઉલાસ કંઇ,
તારાનાં ઝૂમખાં આભે ઉંચે;
એવા ઉલાસમાં ઉભા હો સન્તજી !
સંસારી આંખ્ય મ્હારી ત્હમને પુછે.

નારાયણજી દ્વિવેદી




# સ્ત્રીઓનું રાસ-સાહિત્ય

લેખકઃ રા. જદુરાય ડી. ખંધડીઆ

પુરુષજીવનની બધીજ દિશાઓમાં આ પ્રગતિયુગમાં પ્રગતિ થતી હોય ત્યારે સ્ત્રી-જીવન પણ કેવી રીતે હાથ જોડીને બેસી રહે? એક રથના એ તો બે સમાન પૈડાં જ ને? પરિણામે પુરુષોપયોગી અનેકવિધ કાવ્યોની સાથે સ્ત્રીઓના રાસ પણ સરખી ગતિએજ દોડયા જાય છે, એમ આજના કાવ્ય-સાહિત્યના કોઇ પણ અભ્યાસીને લાગ્યા વગર નહિ રહે.

માતાઓ અને બ્હેનો વીશેક વર્ષ પૂર્વે જે ગરબા ગરબી ને રાસો ગાતાં હતાં તે કોણે બનાવેલા? એ પ્રશ્ન અસ્થાને છે. કેવાં હતાં તે પ્રશ્નનો જવાબ એક જ હકીકતથી આપી શકાય કે વગર સમાલોચનાએ વગર જાહેરખબરે, વગર છાપાંએ, એ વખતના સ્ત્રી ઉપયોગી કાવ્યો, જેમ વા વાત લઇ જાય, તેમ કાઠિયાવાડને ઉપલે કિનારેથી મુંબઇની સરહદ સુધીમાં બ્હેનોને કંઠે કંઠે ફેલાઇ જતાં. એ 'બ્રોડકાસ્ટીંગ,' એ 'કેન્વાસીંગ' કોણ કરતું હતું? મને લાગે છે કે તે કાર્ય કરવાં માટે ચાર એકલા આડતીયા (એજંટો) હતા અને તેમના નામ વાસ્તવિકતા (Realism), ઢાળ, સરળતા, અને રસાળપણું.

લોકજીવનમાંથી વિષય ચુંટી, જાણીતા ઢાળમાં, સરળ ભાષામાં, રસાળ રીતે જે રાસ રજુ થતાં તે રાસને જાહેરખબરની જરૂર જ શી?

પછી યુગ બદલાયો. કવિ ન્હાનાલાલે યુગપલટો કર્યો. તેમણે બીજો અને ચોથો ગુણ કાયમ રાખી ત્રીજામાંથી અડધો લીધો ને પ્હેલો ઉંચો મુકી તેની જગ્યાએ નવો ગુણ–આદર્શવાદ (Idealism) દાખલ કર્યો. શિક્ષિતવર્ગની બ્હેનોએ આ નવી દૃષ્ટિના નવા રાસ વધાવ્યા. અહિંથી બે વર્ગ બંધાયા. જુના રાસ અને નવા રાસ. જુની રાસ રમનારી બ્હેનો અને નવી રાસ રમનારીઓ.

બીજા કવિઓ જાગ્યા. ખબરદાર, કેશવ શેઠ, પ્રભાકર, રાયચુરા, બોટાદકર, ત્રિભુવન વ્યાસ અને બીજાઓ (Also-ran).

આ સર્વની વિવિધ પ્રસાદી બ્હેન શાંતિ બરફીવાલાના રાસકુંજમાં તેમજ 'ગુણસુંદરી' કાર્યાલયના ઉમા–ગીતાંજલીમાં કરવામાં આવી છે. સરખામણી માટે એ સંગ્રહો બહુ ઉપયોગી લાગ્યા.

દરેકમાં કંઇને કંઇ ખુબીઓને ખામીઓ જણાશે. કવિ ન્હાનાલાલ ભલે યુગદ્રષ્ટા હોય પરંતુ તેમના સર્જનો બધાજ એકધારા ( stereotyped ) એક મહાન કવિના શબ્દોમાં કહું તો " કવિ ન્હાનાલાલ કવિતા દેવીને મંદિરે બરાબર પહોંચે છે પરંતુ ડેલીએ હાથ દઇને પાછા વળી જાય છે." પ્રભાકર એટલે ન્હાનાલાલની બીજી આવૃત્તિ.

રાયચુરા ને કેશવ શેઠે પોતાની વિશિષ્ટતા સ્થાપી. લોકજીવન તેમણે મૂર્તિમંત કરવા પુરતો પ્રયાસ કર્યો છે. છતાં સરળતામાં નહિ તો ઉઘાડ રસાળપણામાં રહેજ પાછળ રહ્યા.

એ ઠેકાણે બોટાદકર ને ત્રિભુવન ફાવી ગયા. પણ ત્યારે તેમણે 'ભૂત અને વર્તમાન કાળ' ચિતર્યો. ભવિષ્યકાળ અવગણ્યો. બાળી 'કેવી હતી અને છે તે ગાયું પરંતુ કેવી હોવી જોઇએ તે ન ગાયું.

આમ દરેક રાસ–કવિ કંઇક સાંધે છે, કંઇક ત્રુટે છે. તે વખતે ખબરદાર રાસ–ચંદ્રિકા લઇને બહાર આવે છે. તંત્રીઓ પુસ્તકોને ૪ લીટી અભિપ્રાયની લખશે. પુસ્તક વિક્રેતાઓ અનેક પ્રકારની જાહેરખબરો લખશે. પરંતુ તે કંઇ તેની ખરી કીંમત નથી. પુસ્તકની એક નકલના આટલા રૂપીઆ એ પણ તેની ખરી કીંમત નથી. ગુજની આંકણી રૂપીઆ, આના, પાઇમાં જેમ નથી થઇ શકતી તેમ શબ્દોમાં પણ નથી થઇ શકતી. તેની આંકણી તો તેના ઉંડા અભ્યાસ અને રસપાનમાં છે. મારે મતે ખબરદારે એ જુના અને નવા વર્ગ વચ્ચે પૂલનું સ્વરૂપ લીધું છે. વાસ્તવિકતાવાદ અને આદર્શવાદ બન્નેને સાંધી વિષય વૈવિધ્ય રજુ કર્યું છે અને તે સાથે બાકીના ત્રણે ગુણો છુટથી ઉમેર્યા છે.

વાંચો એમનું: ગરાસિયો ને ગરાસિયણ"

" એક તો જનનીના દૂધડાં ને બીજાં

ટકરાળાંના નીર

ત્રીજાં ત્રિલોકે દીપાવવાં મારા ક્ષત્રી જાયાનાં શૂર."

અને સરખાવો ન્હાનાલાલના " સાવજ શુરા કંથ " સાથે. એકએકથી ચડિયાતા છતાં કોઇ કોઇથી ગાંજ્યા ન જાય એવા.

પછી જુઓ એમનું: " ગુર્જરી વીરાંગના "

" સારી ગુજરાત આજ ખળભળી છે ઉઠી

હું જ બેસી હાથેરાં શું ગાઉં ?

ઉઠો, સ્વામી મારા."

પોતીયાંદાસ ને દાળભાતખાઉ તરીકે ઓળખાતી ગુજરાતી કોમના ઓરતમાં આવો તાતો વીર રસ રેડવા કોઇ કવિએ આવો સચોટ પ્રયત્ન કર્યો છે ?

અને જુઓ: " રૂપ "

આવડા રૂપાળા કોણે કીધા !

સૂર્યને વસોવિયા કે ચંદ્રને નિચોવિયા !

લાખ લાખ તારા રોળી લીધા !

કેટલો શિષ્ટ, ઇષ્ટ, મિષ્ટ અને શાંત શૃંગાર !

દાસ જગત માને કે ન માને પરંતુ એ પુસ્તકના ૧૮૧ પાનામાં ઓમીઓના રાસ-સાહિત્ય માટે જે વસ્તુ છે તે અનેરી છે. ગુજરાત ખબરદારને હમણાં નહિ ગાય તો કેવળ પછી ગાશે! પરંતુ એક દિવસ એવો આવશે ત્યારે ગુજરાતણોને ખબરદાર ગાયા વગર નહિ ચાલે.

# વળામણાં

( લક્ષ્મણ લક્ષ્મણ ! અંધવારે......એ ઢાળ )

સાસરે શાણી સીધાવતાં રે, શીખ માવડી દે છે;
પળ પળ નિરખે એનું મુખડું રે, આંખે આંસુડાં વ્હે છે.
પાળી પોષી પ્રેમે પંખિણી રે, અળગી ઉડીને થાતી;
લાડ લડાવેલ લાડકી રે, આજ સાસરે જાતી.
સરખી સહિયરો વળામણે રે, શોકે વદન છવાયાં;
" અણચિંત્યાં કયાંથી આ સમે રે, વ્હેની ! આણલાં આવ્યાં ?
ખૂંદેલાં ખેલમાં આંગણાં રે, સૂનાં ભયકારી ભાસે;
સૂનો સરોવર કાંઠડો રે, તુજ વિણ ખાવાને ધાશે. "
બોલી શકે નહિ માવડી રે, એની ફાટતી છાતી;
ધીરજ ધરી બોલ બોલતી રે, રડતાં આંખડી રાતી.
" ડાહી થાજે મારી દીકરી રે, વસી સાસરિયાં સંગે;
ઓછું ના આણીશ ઉરમાં રે, રહેજે નિત્યે ઉમંગે.
સાસુ ગંગાજળ નિર્મળાં રે, સસરા દેવ શા લેખી;
જેઠ જેઠાણી વડિલ શાં રે, નવ થાજે અદેખી.
દિયરીઓ કુળદીવડો રે, સરખી જોડ દેરાણી;
વાદ વદીશ ના કોઇથી રે, મીઠી બોલજે વાણી.
સૂની સાસરીઆની વાટમાં રે, સ્વામી સાચા સંગાથી;
ખારા દરીએ મીઠી વીરડી રે, સુખદુઃખના સાથી.
ધગધગતી રણવાટમાં રે, મીઠી શીતળ છાંયા;
સૌભાગ્યનો ઝગતો ચાંદલો રે, એથી ઉજળી કાયા.
નાની નણદલ હશે લાડકી રે, તેને રીઝવજે ખાંતે;
ઘર છોડી પરઘેર ના જતી રે, નવ નીકળવું રાતે.
સરખી સાહેલીના સંગમાં રે, ઉભાં રહીને અધવાટે;
વાતો ઝાઝી કરવી નહિ રે, જળ ભરતાં જળઘાટે.
ઉંચે સાદે નવ બોલવું રે, લાજ મોટાંની ધારી;
વરતજે નિત્યે તું એ રીતે રે, સૌને લાગીશ પ્યારી.
નાનાં મોટાં નોકર ચાકરો રે, ઘરનાં સૌ જન સાથે;
હળીમળીને રહેજે હેતથી રે, પાડોશીની સંગાથે. "
માતાએ પુત્રીને પ્રેમથી રે, નિજ ઉર શું ચાંપી;
સજળ આંખે સાહેલીએ રે, ઉરની આશિષો આપી.
ઘમઘમ ગાજન્તી વ્હેલડી રે, મૂકી સીમાડો ચાલી;
દૂરથી પુત્રીના પંથને રે, ઉભી માતા નિહાળી.

નાનાલાલ દલપતરામ પટેલ




# લગ્નમીમાંસા[1]

લેખક : રા. મનુભાઇ મણીલાલ બક્ષી

**લગ્નનો આદર્શ**: અન્યોઅન્ય વિકાસ એ લગ્નનો પ્રથમ આદર્શ છે. વિકાસક્રમમાં માનનારા યુવાનને એની અગત્યતા કદાચ સમજાવવી ન પડે. લગ્ન એટલે સ્નેહયોગ. એ દેહયોગમાં પરિણમવોજ જોઇએ એમ આવશ્યક નથી. લગ્ન એટલે 'પ્રભુતામાં પગલાં માંડવાં', લગ્ન એટલે 'પ્રાણ મેલાપન', લગ્ન એટલે 'આત્મન્ વિધિ', લગ્ન એટલે 'પ્રેમભાવનું રસગૂંથણ'; **લગ્ન એટલે વિકાસ માટે સહચાર અને સહઉદયનો.**

આ લગ્નનો પહેલો આદર્શ. એ આદર્શ સમાજમાં પ્રચલિત નથી. સમાજમાં સ્નેહયોગને ખરૂં મહત્વ આપવામા આવતું નથી. સામાન્યતઃ દેહયોગજ ધ્યેય મનાય છે. એ ધ્યેયની સિદ્ધિ માટે સ્નેહયોગને સાધનરૂપ ગણવામાં આવે છે. આ આદર્શ અમલમાં લાવવા આત્મભોગ આપવો જોઇએ. આ આદર્શને સિદ્ધિમાં લાવવા અથાગ પ્રયત્નો કરવા પડશે. એને માટે પતિ કે પત્ની, પુરૂષ કે સ્ત્રી-એમણે પ્રયત્નો આદર્યા નથી. પતિ પોતાનો વિકાસ સાધવામાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય ભોગવે, પત્નીની મદદ સ્વીકારે, પત્નીના વિરોધને અવગણે; પત્ની પોતાનો વિકાસ સાધવામાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય ભોગવે, પતિની મદદ સ્વીકારે અને પતિના વિરોધને અવગણે, આટલી તૈયારી એ દંપતીની હોય તો પહેલો આદર્શ સિદ્ધ કરવામાં મુશ્કેલી ન આવે. પતિપત્ની પરસ્પરનાં વિકાસમાં અંતરાયરૂપ થતા હોય તો એ લગ્ન આ આદર્શની દ્રષ્ટિએ સફળ ન કહેવાય. આવાં લગ્નો સમાજમાં બહુ થોડા થાય છે એ નિર્વિવાદ છે.

**લગ્નનો બીજો આદર્શ દેહયોગ કે પ્રજોત્પત્તિ.** લગ્ન છતાં સંયમી જીવન એ આ આદર્શ મેળવવાની કુંચી. આ આદર્શ સિદ્ધ કરવામાં પણ સંપૂર્ણ સ્વાતંત્ર્યની આવશ્યકતા છે. પતિની ઇચ્છા વિરૂદ્ધ પત્ની અને પત્નીની ઇચ્છા વિરૂદ્ધ પતિ પરસ્પરને ન સ્પર્શે તો જ આ આદર્શ સિદ્ધ થાય. કારણ પ્રજોત્પત્તિનો આદર્શ અને અતિ સંભોગની ઇચ્છા એ બે વિરોધી વસ્તુઓ છે. જે એમ માને છે કે સ્ત્રીપુરૂષનો અવિરત સંભોગ એ બંનેને આવશ્યક વસ્તુ છે તેની પાસે આ આદર્શ ટકી ન શકે. પરંતુ જે દંપતી પ્રજોત્પત્તિનો આદર્શ પોતાની સામે રાખે છે તેમની સંભોગની ઇચ્છા ઘણે ભાગે દૂર થાય છે. સંયમી જીવન માટે બીજા પણ ઉપાયો છે. પ્રજોત્પત્તિ સિવાયનો બીજો કોઇ મહાન્ આદર્શ ( દેશ સેવા, સ્ત્રી સમાજ-સેવા વિ. ) સેવવાથી પણ દંપતી સંયમી જીવન ગાળી શકે છે. કવિશ્રી ( ન્હાનાલાલ દલપતરામ કવિ ) ના શબ્દોમાઃ

> " માતાપિતાની લગ્નવેલ પાંગરે,
> ત્હેના પ્રફુલ પુષ્પ તે સન્તાન "

[1] એક યુવકે એક મિત્રને લખેલ પત્રમાંથી

અથવા " શરીર સમર્પી શરીર ઘડે,
આત્મા સમર્પી આત્મા ઘડે,
હૈયાનાં અમૃત ઢાલવી ઢાલવી
અમરોને ઉછંગમાં ઉછેરે
એ મહાનુભાવ માતાની મોટપ "

પરંતુ આ આદર્શ પણ સમાજમાં થોડા પ્રમાણમાં પ્રચલિત છે. પ્રજોત્પત્તિ માટેજ સ્ત્રીપુરૂષ–સંયોગ એ તો આદર્શ અવસ્થા મનાય છે. એ માન્યતા સમાજમાં ચાલી આવતી રૂઢિને આભારી છે. એકાન્તમાં એક ઓરડામાં એકજ પથ્થારીએ પતિપત્ની સુવે એટલે રૂઢિચુસ્ત સમાજને એ અશક્યજ લાગે ને (!) એ પ્રથા નાબુદ થાય, સ્ત્રી તરફની પુરૂષની દૃષ્ટિમાં ફેરફાર થાય તો આ આદર્શ સાધવો સહેલો છે. પતિપત્ની આ આદર્શમા અંતરાયરૂપ થતા હોય તો એ લગ્ન સફળ ન કહેવાય.

**લગ્નનો ત્રીજો આદર્શ સમાજ-સેવા.** એ આદર્શ પતિપત્નીને પોતાનાં જીવન કાર્યોની પસંદગી તથા સાધનામાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય મળવાથી સધાય છે. લગ્ન પછી દેશસેવા કરવાની પતિની ઇચ્છા હોય કે સ્ત્રીસમાજની સેવા કરવાની પત્નીની ઇચ્છા હોય તો બંનેને તેમ કરવામાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય. એ સ્વાતંત્ર્ય પ્રેમમાંથી ઉદ્દભવે. 'પત્નીએ પતિમાં સમાજ સેવાની ધગશ રેડવી, પત્નીએ પતિને શિક્ષણ, કેળવણી, તાલીમ, વિ. આપી એ કાર્ય માટે તૈયાર કરવો'–એ વિચાર આપણને કેવો લાગે છે? એ સમાજને અરૂચિકર લાગે છે. એ વિચારને હિંદુસ્તાનમાં કે સારી આલમમાંય સ્થાન નથી. કારણ પુરૂષ સેંકડો વર્ષો થયાં પ્રાધાન્ય ભોગવતો આવ્યો છે. સ્ત્રી સમાજજીવનમાં લગભગ બધા ક્ષેત્રોમાં પ્રધાનપદ ભોગવતી હોય તો એ વિચાર શક્ય છે. હવે સ્ત્રીવિષે વિચારીએ. સ્ત્રીસમાજની સેવા કરવાની ઇચ્છા પત્નીની હોય તો તો પ્રશ્ન સીધો છે. એને પતિએ નામનો આશરો આપી એની ભાવનાઓને પોષ્યા કરવી. તેને તેનાં જીવનકાર્યની તૈયારી તથા સિદ્ધિમાં સંપૂર્ણ મદદ અને સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપવાં. પત્નીને એ ધગશ ન હોય તો એ ધગશ ઉત્પન્ન કરવાનું અને પત્નીને શિક્ષણ આપવાનું તથા કેળવણીના સંસ્કારો પાડવાનું કાર્ય પતિને શિરે આવી પડે છે.

આ આદર્શ પણ સમાજમાં પ્રચલિત નથી. છૂટાં છવાયાં થોડાંએક પ્રયત્નો પણ આ દિશામાં સમાજજીવનમાં પલટો લાવી શકે. જાહેરજીવન માટે સ્ત્રીકાર્યકર્તાઓ આ રીતે સમાજને મળી રહે. પરંતુ પતિ પત્નીને સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપવા રાજી નથી. પતિને રાખવામાં, તેને સારૂં ખવરાવવામાં, ગૃહ સાફસુફ રાખવામાં અને પતિની વિષયેચ્છાને અનુરૂપ થવામાં પત્નીની ફરજો સમાપ્ત થાય છે. પુરૂષનો એ ફરજો અમલમાં મૂકાવવાનો હક્ક પુરૂષ કેમ જતો કરે? રૂઢિએ એ હક્કને સ્થાયી સ્વરૂપ આપ્યું છે.

યુવાનો અને યુવતીઓ આ દિશામાં ઘણું કરી શકે. થોડાએક યુવાનો પ્રતિજ્ઞા લે કે " અમારી પત્નીઓને સમાજસેવા માટે અમે તૈયાર કરીશું; તેમના ભરણ પોષણની ચિન્તા તેમને માથે નહિ; પછી ભલે તેઓ સ્વતંત્ર રીતે સમાજસેવા કે સ્ત્રીસેવા આદરે. " આ દિશામાં યુવાનો સહૃદય અને એકાગ્રતાથી કાર્ય કરવા મંડી પડે તો થોડા વખતમાં સારૂં પરિણામ લાવી શકાય.

**આદર્શ ગૃહસ્થાશ્રમ એ લગ્નનો ચોથો આદર્શ.** પહેલો આદર્શ વિરલ દંપતી માટે કલ્પી શકાય. જ્યારે આ આદર્શ સામાન્ય દંપતી માટે છે. પરસ્પરને સમજવાની મીઠી દૃષ્ટિ, સહાનુભૂતિ આપવાની દૃષ્ટિ, આદર્શ ગૃહવ્યવહારની દૃષ્ટિ, સંયમી જીવનની દૃષ્ટિ, નિરોગી બાળક ઉછેરવાની દૃષ્ટિ, દુઃખના સમ-

ભાગી થવાની દષ્ટિ, વિ. દષ્ટિઓનો સમાવેશ આમાં થાય છે.

આ આદર્શ પણ સમાજમાં પ્રચલિત નથી. પતિપત્ની વચ્ચે અણબનાવ, કુટુંબ-કલેશ, દંપતીજીવન તરફ અસંતોષની લાગણી, એવું એવું લગભગ બધેજ જોવામાં આવે છે. સ્ત્રીના માનસને જ્યારે ત્યારે ટકોર લાગ્યા કરે, એની ઇચ્છાઓ—ભાવનાઓ જ્યારે ત્યારે ખંડિત થાય, એના વિચારોને જ્યારે ત્યારે તોડી પાડવામાં આવે, એના હાર્દિક વિકાસને જ્યારે ત્યારે અવગણવામાં આવે, એના ઉલ્લાસને જ્યારે ત્યારે દાબી દેવામાં આવે—એ બધું શું બતાવે છે ? એ બતાવે છે કે સ્ત્રી પુરુષની સહચરી નથી. સ્ત્રી તરફની પુરુષની દષ્ટિ ફરે તો દંપતીજીવન વધારે સુખી બને.

મ્હેં તો આદર્શનીજ વાત કરી લગ્નની પાછળ બીજા ઘણાયે ઉદ્દેશો હોઇ શકે પણ હું લગ્નને કઇ દષ્ટિએ જોઉં છું એજ મ્હેં તમને લખ્યું.

આ આદર્શો સમાજમાં કેમ ફેલાવવા એ વિષે વિચાર કરવા પહેલાં **સ્ત્રીઓની સ્થિતિ તથા સ્ત્રીઓની લાગણીઓ, ભાવનાઓ અને વિચારો**—એ બધાનું વિહંગાવલોકન જરૂરી છે એમ હું માનું છું.

**સ્ત્રીઓની આધુનિક સ્થિતિ:** બાલ્યાવસ્થાથીજ શરૂ કરૂં. ભાઇનો જન્મ અને બ્હેનનો જન્મ એકજ દષ્ટિએ નિહાળવામા નથી આવતો. (૧) સમાજ પુત્ર જન્મથી વધારે આનંદે છે. પુત્રીને પુત્ર જેટલાજ લાડથી ઉછેરવામાં નથી આવતી. (૨) બાળકને રમવાની, હરવાફરવાની જે છૂટ મળે છે અને આપવામાં આવે છે તે છૂટ બાલિકાને આપવામાં નથી આવતી. તેની જરૂરીયાત તરફ ઓછું લક્ષ અપાય છે. ભાઇ રમે ને ભાઇની બ્હેન કામ કરે. **ત્યારપછી શિક્ષણ.** પુત્રને મોટી ઉમરનો થાય ત્યાંસુધી માતાપિતા ભણાવે છે. (૩) પુત્રીને એટલી ઉમર સુધી ભણવા દેતા નથી. કેટલાક માબાપો તો નાની ઉમરે પુત્રીઓને નિશાળેથી ઉઠાડી મુકે છે. માબાપની એ કુટેવ તો હિંદુસમાજમાં બધેય પ્રચલિત હશે. (૪) પુત્રીને ન્હાની વયેજ એમ ઠસાવવામાં આવે છે ને એવુંજ વાતાવરણ તેની આસપાસ ઉભું કરવામાં આવે છે કે તેનો જાતિય વિકાસ (સેક્ષ–ડેવેલપમેન્ટ) જલ્દી થાય છે.

**ત્યારપછી યુવાવસ્થા:** પુત્રને સ્વતંત્ર વિચાર કરવાની ધીમે ધીમે છૂટ થતી જાય છે. પુત્રીને માટે હજી એ દિશા બંધ છે. (૫) પુત્રને જીવનદિશા નકકી કરવાને સ્વાતંત્ર્ય; પુત્રીને નહિ. (૬) પુત્ર અભ્યાસ અર્થે પરદેશ જાય; પુત્રી ન જઇ શકે. પુત્રીને શિખામણથી અને બ્હેનપણીઓ દ્વારા ભવિષ્યમાં આદર્શ ગૃહિણી થવાનું કહેવામાં આવે. લગ્ન વિષેના વિચારો નાનપણથીજ એની પાસે મુકવામાં આવે. પુત્ર પાસે એવું કાંઇ નહિ. (૭) આને અંગે એ જાતિય તફાવત ( સેક્ષ–ડીફરેન્સીએશન ) વધારે ને વધારે અનુભવતી થાય. (૮) ન્હાની ઉમરેજ વેવિશાળ, કદાચ લગ્ન પણ કરી નાખવામાં આવે. એ વિષયમાં એને પૂછવાનું તો ન જ સંભવે. જે સમાજમાં જાતિય વિકાસને આવું ઉત્તેજન મળે એ સમાજ અધોગતિના રસ્તા ઉપર છે એમ કહી શકાય. **હવે લગ્ન પછી.** લગ્ન પછી થોડો વખત સાસરે વહુ મોંઘી થઇને ફરે. પરંતુ ત્યારપછી તરત જ કુટુંબકલેશ ને અસંતોષ થોડા કે વધારે પ્રમાણમાં જોઇ શકાય છે. પતિ સાથેનો પત્નીનો સંબધ મીઠો નથી હોતો. (૯) ઘણાય પતિઓ પત્નીઓને ભોગ્ય વસ્તુ ( લીવીંગ એરટેક્ટ ) ગણે છે. સુખ મેળવવાનું સાધન, સંતોષ આપવાનું સાધન, પ્રેરણા આપવાનું સાધન, વિ. વિ. સાધનો તરીકે પુરુષ સ્ત્રીઓની ગણત્રી કરે છે. આથી સ્ત્રીની મનો-

દશા પણ ફેરવાઇ ગઇ. પોતાની અધોગતિને એ સામાન્ય સ્થિતિ કલ્પવા લાગી. તેણે પોતાની મનોદશા ફેરવીને એ વસ્તુને સ્થાયી સ્વરૂપ આપ્યું. પોતે પોતાની તરફ દુર્લક્ષ્ય આપ્યું એટલે રૂઢિસ્થાપિત દંપતીજીવન એજ કુદરતી જીવન લાગવા માંડ્યું ત્યારપછી સ્ત્રી પ્રસુતિની વેદનાઓ સહન કર્યે જાય છે. (૧૦) બાળકોને જન્મ આપવામાં અને ઘડવામાં એના હિસ્સાની કદર પુરુષ નથી કરતો. સ્ત્રી એમ કરતાં તદ્દન ચુસાઇ જાય ને અવસાન પામે તો પુરુષ બીજી સ્ત્રી પરણે છે. (૧૧) પુરૂષ અવસાન પામે તો સ્ત્રીએ વિધવા રહી સંયમ પાળવો. પછી ભલેને સંયમ 'બળાત્કારે સંયમ' હોય. ભલે ગર્ભપાત થાય પરંતુ ઉચ્ચ વર્ગ તથા શિક્ષિત વર્ગ પોતાના વર્ગની વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ ન જ આપે. વિધવા થયા પછી પણ અસંખ્ય દુઃખો સહન કરવાનાં. હવે વૃદ્ધાવસ્થા. (૧૨) પતિપત્ની વૃદ્ધ થાય છતાં પણ પત્નીની ઇચ્છાને પતિ માન ન આપે. તેનું ઘરમાં વજણ પણ નહિ જેવુંજ. ન્હાની ઉમ્મરે ચુસાઇ જવાથી મરે, વિધવા થઇ બળાત્કારે સંયમી જીવન ગાળી છેવટે મરે, કે મોટી ઉમરે પ્રાણત્યાગ કરે ત્યારેજ સ્ત્રીનો છૂટકારો.

સારાંશમાં, બાળક અને બાલિકા
કિશોર અને કિશોરી
યુવાન અને યુવતી
પતિ અને પત્ની
પિતા અને માતા
વિધુર અને વિધવા
વૃદ્ધ અને વૃદ્ધા

આ દરેક સ્થિતિમાં પુરૂષ-વર્ગ સ્ત્રી-વર્ગ કરતાં વધારે સુખી છે. તેમને (સ્ત્રી-વર્ગને) સ્વાતંત્ર્યજ નથી. તેમને જીવનની મઝા માણવા દેવામાં નથી આવતી. આ થયું તેમની સ્થિતિનું વિહંગાવલોકન.

**હવે સ્ત્રીઓની ભાવનાઓ:** બાળક બાલિકા પરસ્પર અનુકરણ કરે છે. બાલ્યાવસ્થાથીજ બાલિકાને બાલક જેવું બધું કરવાના કોડ હોય છે. માબાપ એમાં સહેજ વિઘ્ન નાખે એટલે એની ઉમેદ વધારે તીવ્ર થાય છે. એવીજ રીતે કિશોરી, યુવતી, પત્ની માતા, વિધવા કે વૃદ્ધાની બાબતમાં બને છે. એમની ઇચ્છાઓ, એમના મનોરથો દબાએલા —અણુવિકસ્યા રહે છે. એનું 'રીએક્ષન' ગમે ત્યારે થાય એમ સંભવિત છે. એ 'રીએક્ષન' એવું સ્વરૂપ કાં ન લે કે સ્ત્રીઓ પુરૂષોને પરાધીન બનાવવાના ધ્યેય તરફ વળે? એ પણ શક્ય છે. ઇષ્ટ કે અનિષ્ટ એ વિચાર સ્ત્રીએ કરવાનો છે. સ્ત્રીઓની પ્રવાસ કરવાની, રમતગમતની, કુદરતનો આનંદ લેવાની, વિ. ભાવનાઓ પણ દબાએલી રહે છે. અત્યારે શ્રીયુત હરજીવનભાઇ (કાલીદાસ મહેતા) ના શબ્દો યાદ આવે છે "શિક્ષિત વર્ગમાં અને તેમાંય થીયોસોફીસ્ટમાં પણ પૂત્રને જે છૂટ મળે છે તેટલી પુત્રીને નથી મળતી"

હવે લગ્ન વિષે સ્ત્રીઓ શું વિચારે છે તે જોઇએ. કવિશ્રીના શબ્દોમાં:

૧ "પણ લગ્નવિધિ તે લગ્ન નથી બધાં
ધનના ઢગ પૂજવાના, કે પતિને?
માથે મુગટ માંડવાના કે હૈયે?
દીકરી એટલે અપરાધણ જાણે
લક્ષ્મી-લાધ્યો પશુ કે પદવી-લાધ્યો પાપી
એવા સંગે વિહારખેલ ખેલવા
ને ધન કે ધામ ને દેહ વેચવા
એ તે લગ્ન કે વ્યભિચાર!
પૃથ્વીને ખંડે ખંડે, ભામિ!
સ્વયંવર એટલે પૌરાણિક ગપ
સ્નેહ ને કવિનાનું સ્વપ્નું,

ધર્મ સદ્દાચાર તે મિથ્યાવાદ,
અને લગ્ન તે લૌકિક દંતકથા."
૨ "માતૃભાવને માટે તો કોઇ કહે છે
પશુતાના ખેલનથી પશુઓનો પ્રસવ."
૩ "આત્મ જ્યોતિઓનો રસયોગ એ લગ્નઃ
એ વ્યાખ્યા તો કવિતામાં રહી.
સંસારે દેહવટો દીધો છે સ્નેહલગ્નને.
૪ "નથી એ પૂર્વના વજ્રબન્ધી કજોડાં,
વયનાં વિક્રમનાં રૂપનાં ગુણનાં;
કે નથી એ પશ્ચિમનાં પલક
દરિયાવ કરારનામાં,
મોહના લોભનાં ઉન્માદનાં સગવડતાનાં
પશ્ચિમની પરસ્પરની પંસદગી,
પૂર્વની પરસ્પરની જીવનપરાયણતાઃ
કરારે નહિ ને વિક્રમે નહિ,
પુણ્ય વર્ચસ્વીઓનો જીવન યજ્ઞઃ
નરનારનાં રસયોગ તે સ્નેહલગ્ન."

**પરંતુ સમાજ આ આદર્શો કેમ અપનાવે?** એ આદર્શ અસ્તિત્વમાં ન હોવાનું એક મુખ્ય કારણ એ હોઇ શકે કે 'જીવનમાં નિશ્ચિત આદર્શો તથા નિશ્ચિત ધ્યેય હોવાં જોઇએ' એમ માનનારા માણસો સમાજમાં ઓછા હોય. પણ હિંદુ સમાજ કે બીજો કોઇ પણ સમાજ એમ કહી શકે એમ નથી. આર્યોનું ધ્યેય આર્યત્વ ખીલવવું એ છે. નૈતિક નિયમોનું પાલન કરવું એ કહેવાતા નાસ્તિકોનું ધ્યેય છે. અને 'શીવસ્રી' એ તો સારાય જનસમાજનો આદર્શ છે. એટલે આદર્શ અને ધ્યેય તો આપણી પાસે છે. પરંતુ "પુરુષ પ્રધાન અને સ્રી ગૌણ" એજ મુખ્ય કારણ લાગે છે.

પુરુષનું પ્રાધાન્ય ઘણાં કારણોને અંગે છેઃ ( ૧ ) મોટે ભાગે સ્રી પોતાના ભરણ પોષણ માટે પુરૂષ ઉપર આધાર રાખતી આવી છે—સ્રીની આર્થિક પરતંત્રતા; ( ૨ ) પુરૂષ સામાન્યતઃ સ્રી કરતાં બળવાન્ છે એ માન્યતા; ( ૩ ) રૂઢિ અને કાયદાએ એ સ્થિતિ અને એ માન્યતાને કાયમી સ્વરૂપ આપ્યું; ( ૪ ) જાતિય તફાવતને અંગે ગૃહકાર્ય એ સ્રીનું જીવનકાર્ય બની ગયું; વિ. વિ.

આ કારણો દૂર કરવા **આપણું પહેલું કાર્ય સ્રી તરફની પુરૂષની દૃષ્ટિમાં ફેરફાર કરવાનું** છે. એ દૃષ્ટિ ધીરે ધીરે ફેરવાતી જાય છે એમ તો કબુલ કરવુંજ પડશે. પરંતુ એ ફેરફારની ગતિ બહુ ધીમી છે. કીડીવેગ સમાજ સુધારકોને અને યુવાનો તથા યુવતીઓને પાલવે એમ નથી. 'ગૃહક્ષેત્ર એજ સ્રીનું કાર્યક્ષેત્ર' એ આપણો વિચાર ફેરવાયો છે. 'પૂર્વજો સ્થાપિત કાયદાઓનો પુરૂષ તરફનો પક્ષપાત' આપણને હવે સાલે છે. આવો કેટલોક ફેરફાર આપણી દૃષ્ટિમાં થયો છે, વિચારમાં થયો છે. હજી એ ફેરફાર વર્તનમાં નથી આવ્યો. સ્રીને અમુક અમુક બાબતોમાં સ્વાતંત્ર્ય હોવું જોઇએ એમ આપણે માનતા થયા છીએ પણ એ સ્વાતંત્ર્ય આપવા હજી રાજી નથી.

સમાજ બીજા તથા એવા આદર્શોને ( પ્રજોત્પતિ તથા આદર્શ ગૃહસ્થાશ્રમના આદર્શોને ) જલ્દી અમલમાં લાવશે. પહેલા તથા ત્રીજા આદર્શોને ( સહવિકાસ તથા સમાજ સેવાના આદર્શોને ) અમલમાં આવતાં વાર લાગશે. બીજા આદર્શમાં પુરૂષ સ્રીને સમોવડી ગણે, સ્રીની ઇચ્છાને યોગ્ય માન આપે અને દંપતી સંયમી જીવન ગાળે. ચોથા આદર્શમાં સ્રી પુરૂષ પોતાના કાર્યનો યોગ્ય સમન્વય ( કોમ્પ્રોમીસ ) કરે. બંનેના કાર્યક્ષેત્રને મર્યાદાની પાળ નહિ બાંધવામાં આવે. કેટલુંક કાર્ય પુરૂષ કરે; કેટલુંક સ્રી કરે; કેટલુંક બંને સજોડે કરે. તેમાંથી ફરજીયાત જેવું તત્ત્વ નીકળી જાય, જવાબદારીનું ભાન એ તત્ત્વ દંપતી આગળ મૂકાય. સ્રીને પસંદ પડે તે સ્રી કરે; પુરૂષને ગમે તે પુરૂષ કરે.

પહેલા આદર્શ માટે શિક્ષિત વર્ગ કદાચ પહેલ કરશે કોઇ વીરલ દંપતીનો એ માર્ગ છે. ત્રીજા આદર્શ માટે યુવાનો તથા યુવતીઓ ઘણું કરી શકે. પરણવું છતાં મિત્રો તરીકેનાં બધાં હકકો જતાં કરવા એ કામ તો યુવાન અને યુવતીનાં–યૌવનનાં.

**પણ યૌવન શું કરી શકે?** યુવાન કેટલીક પ્રતિજ્ઞાઓ લઇ શકે: દાખલા તરીકે,

(૧) " મ્હારો વિવાહ જે કન્યા સાથે ઠરાવવામાં આવે તે કન્યાને મેટ્રીક થવાની બધી સગવડો કરી આપવા માટે હું યથાશકિત મહેનત કરીશ. તેમને મેટ્રીક થયા પછી સ્નાતક થવાની ઇચ્છા હોય, અને તેમ થયાં પહેલાં તેમની લગ્ન કરવાની ઇચ્છા ન હોય તો હું લગ્ન કરવાની ઉતાવળ કે આગ્રહ કરીશ નહિ. ટુંકમાં, લગ્ન ક્યારે કરવા તે તે કન્યાની ઇચ્છા ઉપર રહેશે. તેની તે ઇચ્છાનું પાલન કરાવવા હું બધી તજવીજ કરીશ."

(૨) "સ્નાતક થતાં પહેલાં લગ્ન કરવામાં કન્યા સંમત હોય અને તે રીતે હું, તેના મેટ્રીક થયા પછી અને સ્નાતક થયાં પહેલાં, જો લગ્ન કરૂં તો પણ કન્યાને સ્નાતક થવાની અને તે માટે જરૂર હોય તો અન્ય સ્થળે જઇ રહેવાની બધી સગવડો કરી આપીશ, અને તેને શિરે ગૃહિણી તરીકે કોઇ જાતની જવાબદારી ન આવે તેની સંભાળ રાખીશ."

(૩) " સ્નાતક થયાં પછી સગવડ હોય, અને તે કન્યાની ઇચ્છા વધારે ઉંચા અભ્યાસ માટે પરદેશ જવાની થાય, તો તેમાં હું પ્રોત્સાહન આપીશ."

(૪) "અભ્યાસ પૂરો કરી રહ્યા પછી મ્હારી પત્નીને જે સંસ્થામાં કાર્ય કરવાની ઇચ્છા હોય, અને જે કાર્યને તે જીવનકાર્ય તરીકે સ્વીકારતા હોય તે સંસ્થામાં અને તે કાર્ય કરવામાં હું મદદગાર થઇશ."

(૫) મ્હારો અને મ્હારી પત્નીનો સંબંધ જગતની દૃષ્ટિએ પતિપત્નીનો સંબંધ હોવા છતાં બે મિત્રોના સંબંધ જેવોજ રહેશે."

(૬) " મ્હારી પત્નીને મ્હારા નામનો આશ્રય આપીને તેના ઉચ્ચ આશયો અને જીવનના આદર્શોની સિદ્ધિ થાય તે માર્ગે લઇ જવાના એક માત્ર હેતુથી હું લગ્ન કરવાનું સ્વીકારૂં છું."

(૭) " મ્હારી પત્નીને સંસારમાં પડવાની ઇચ્છા થાય કે તેવો તેનો આગ્રહ હોય અથવા માતૃત્વની જવાબદારી સ્વીકારવાની તેની પોતાની સ્વેચ્છાપૂર્વકની સઘળી તૈયારી હોય નહિ ત્યાં સુધી હું ગૃહસ્થજીવન ગાળીશ નહિ, અને તેમ કરવાને મ્હારી પત્નીને કોઇ પ્રકારે આગ્રહ કરીશ નહિ."

(૮) " આ રીતે મ્હારા જીવનનો આદર્શ મ્હારા નામનો આશ્રય આપીને એક મહિલાને ઉંચામાં ઉંચી કેળવણી આપવા અપાવવાનો, અને જાહેરજીવનની સઘળી સગવડો અપાવીને તેને અનુકૂળ ક્ષેત્રમાં સેવાભગિની તરીકેનું જીવનકાર્ય ઉપાડવામાં અને નિભાવવામાં તેમને મદદગાર થવું એજ. જીવનમાં પતિપત્ની તરીકે નહિ રહેતાં મિત્રો સાથીઓ–સમાજસેવકો તરીકે રહેવાનો મ્હારો નિશ્ચય છે."

(૯) " મ્હારા આ આદર્શોની સિદ્ધિ માટે હું મ્હારા પોતાના બળ ઉપર ઝૂઝીશ, અને બ્હારના કોઇપણ જાતના દબાણને કે આગ્રહને પછી ભલે તે માતાપિતા કે વડિલો તરફથી થાય તો પણ–મ્હારા આ શુભ સંકલ્પની આડે આવવા દઇશ નહિ."

(૧૦) " મારાં જીવનધ્યેય અને જીવનપ્રણાલિકા નકકી કરવાનો અને તે પ્રમાણે વર્તવાનો મ્હારો સ્વતંત્ર અધિકાર છે; અને તેજ પ્રમાણે પોતાનાં જીવનધ્યેય અને જીવનપ્રણાલિકા નકકી કરવાનો અને તે મુજબ વર્તવાનો મ્હારી પત્નીનો સ્વતંત્ર અધિકાર છે

એમ માનું છું, અને તે પ્રમાણે વર્તવાનો મ્હારો નિશ્ચય છે."

આવી બીજી કેટલીક પ્રતિજ્ઞાઓ વર્તનમાં મૂકવા માટે ઘડી શકાય.

**હવે સમાજ જીવનમાં લગ્નનું સ્થાન એ વિષે વિચારીએ.** સામાન્ય માણસ પણ કબુલ કરે છે કે સમાજજીવનમાં લગ્નને સ્થાન છે. પરંતુ કેવું અને કેટલું સ્થાન છે તે વિષે મતભેદ છે. લગ્ન વિના સમાજની હસ્તી ન સંભવે. કવિશ્રીના શબ્દોમાં:

૧ "કંઈ કંઇ એમ કૌમારને સેવશે, કુમારી!
ને છતાં મનુજનાં લગ્નના માંડવા,
નથી સૂકાયા, ને નહીં સૂકાય;
પણ સદા સળગ્યા કરશે."

૨ "લગ્ન પ્રાણવિકાસનું વ્રત છે,
સ્વર્ગપન્થનું પગથિયું છે;
માનવબાલનો ધર્મમાર્ગ છે,
પરણવું તે તો પ્રભુતામાં પગલાં માંડવા."

૩ "હસ્ત-મેલાપન નહિ,
પ્રાણ-મેલાપન એટલે લગ્ન;
આત્મતારોનું અનુકમ્પી સંગીત,
જીવન જીવનનું perfect atuning
જીંદગીનું એ અનવધિ સંગીત,
અન્તરના એ અનહદ નાદ;
સ્નેહનાં સમાધિસિદ્ધો સાંભળે."

૪ "સ્નેહ એટલે શું?

× × ×

આત્મામાં આત્માનું પ્રતિસ્થાપનઃ
માનવીમાં અવતરતી રસપ્રભુતાઃ
અન્તર્યામીની સૃજન ભાવનાઃ
રસિકોનાં નિષ્કલંક રસઅભિષેક,
પ્રિયાર્થે પ્રાણજ્યોતની આર્તિ,
જીવનયજ્ઞના આત્મવહ્નિના અગ્નિહોત્રઃ

× × ×

**સમાજ જીવનમાં બ્રહ્મચર્યનું સ્થાનઃ** પહેલાં અને ત્રીજા આદર્શવાળા દંપતી નૈષ્ઠિક બ્રહ્મચર્યનાં વ્રત ધારી છે. એ કહેવાની આવશ્યકતા નથી. લગ્નના આવા વિશાળ આદર્શો હોવાં છતાં કેટલાક કુમારો ને કુમારીઓને કૌમાર સેવવાં–નૈષ્ઠિક બ્રહ્મચર્યનાં વ્રત લેવાં એ રહેલાં નથી. કુમાર કે કુમારી પાસે કોઇ મહાન્ ધ્યેય–'દેશસેવા,' 'આત્મદર્શન,' નહિ હોય તો એ ગોથાં ખાશે ને પડશે.

**લગ્ન અને બ્રહ્મચર્યઃ** એ તો સમાજ જીવનનાં પૂરક છે. સમાજજીવનનાં આવશ્યક અંગો છે. એ બે માર્ગો વિરોધી નથી. લગ્ન અને સંયમ પ્રભુતા તરફ લઇ જાય. નૈષ્ઠિક બ્રહ્મચર્ય પ્રભુતા તરફ લઇ જાય. ધ્યેય ' પ્રભુતા પમરાવવી. ' કાર્યક્ષેત્રો જુદાં એટલેજ મર્નેની ભિન્નતા.



તેણીઃ " જે માણસ મારી સાથે પરણે તેણે કોઇક મહાભારત કાર્ય કર્યું હોવું જોઇએ."
તેઃ " ત્યારે તો હું તેજ માણસ છું."
તેણીઃ " તમે ? કેમ ? તમે શું મહાભારત કામ કર્યું ?
તેઃ હું તમારી સાથે પ્રથમ દૃષ્ટિએ પ્રેમમાં પડયો તે શું મહાભારત કામ નથી ?

* * * *

દરજીઃ " તમે પહેલું બીલ ચૂકવો નહિ ત્યાં સુધી તમને નવાં કપડાં સીવી આપીશ નહિ."
ગ્રાહકઃ " પરંતુ હું ત્યાં સુધી રોકાઇ શકું એમ નથી."




# ચાંડાળ

લેખક: રા. મનુભાઇ જોધાણી.

આખા શરીરે કોઢથી પીડાતો રાજા બીછાને પડ્યો પડ્યો રાડો નાખતો હતો. મોટા મોટા વૈદો પણ એનો રોગ મટાડી શકતા ન હતા. મંત્ર તંત્રનું પ્રાબલ્ય રોગ મટાડી શક્યું નહિ. રાજા પીડાથી સોસાઇ ગયો. એનું શરીર અર્ધું થઇ ગયું. મુલાયમ રૂની રેશમી પથારી એને આરામ આપી શકી નહિ. કોઢમાંથી નીકળતી દુર્ગંધ અને એમાંથી વહેતુ પરૂ ચિત્રી ચડાવતાં અને એથી કોઇથી રાજા પાસે બેસી શકાતું નહિ. રાજા રોગથી કંટાળી ગયો હતો. પણ રોગ ચિકિત્સા કરી કોઇ એને મટાડવા સમર્થ ન હતું. રાજવૈભવ પણ એને આકરાં થઇ પડ્યાં. એ વારંવાર કહેતો કે રોગી રહીને રાજ્યસુખ ભોગવી શકાતાં નથી. પણ નિરોગી શરીરે મજુરી કરી પેટ ભરવું આ રાજ્યસુખ કરતાં હજાર દરજ્જે ઉત્તમ છે. રાજકુટુંબીઓ પણ રાજાની આ સ્થિતિથી વ્યાકુળ રહેતા.

એક દિવસ રાજા કંટાળ્યો. ઉનાળાના ધખધખના તાપમાં એ ઉની લુથી શેકાઇ જતો. ચોતરફ ટાંગેલી ટટ્ટીઓ એને શાંતિ ન આપતી. એમાં થઇને આવતો ઠંડો પવન પણ એને ઉની લૂ જેવો લાગતો અને એનો દેહ બળું બળું થઇ જતો. પથારી છોડી એ ચોતરફ દોડાદોડ કરવા લાગ્યો. એવામાં રાજાનો અનુચર એક બ્રાહ્મણને લઇને અંદર આવ્યો. એણે ઝુકી ઝુકીને મહારાજાને નમન કર્યું અને રાજા એના તરફ જોઇ રહ્યો.

"બાપુ! આ જોશી" જોશી તરફ આંગળી કરી એણે કહ્યું.

"તમે! આ..."

"જી, હા."

અને અનુચર બહાર ગયો.

મહારાજા પલંગ ઉપર બેઠા. સામે પડેલા બાજઠ ઉપર જોશી બીરાજ્યા. અને રાજા જોશી સામે ચકળવકળ આંખે જોઇ રહ્યા.

"બાપુ......"

"આ મટશે?" રાજાએ કોઢ તરફ જોયું. અંદરથી નીકળતા પરૂથી એનો પીત્તો ઉછળ્યો. એ લવરીએ ચઢી જઇ પથારીમાં પટકાયો.

જોશી જોઇ રહ્યો. એણે પ્રશ્ન મુક્યો, ગણીત ગણ્યું, અને કહ્યું. "બાપુ!..."

રાજા પથારીમાં બેઠો થઇ ગયો. આશાના અંકુરો ઉપર ઝઝુમેલો રાજા, જોશી તરફ તાકયો. એના બીહામણા સ્વરૂપે જોશીને ડાર્યો અને સુકલ હાડપીંજર જેવા દેહને આગળ ધરતાં પૂછ્યું: "શું?"

"રોગ મટશે."

"મટશે! હેં......શું કહ્યું!"

"મટશે જરૂર મટશે."

"જરૂર." રાજા પથારીમાંથી ઉઠી જોશી તરફ ધસ્યો—દર્દથી.

"હા, જરૂર." જોશી જરા આઘો ખસ્યો—બીકથી.

" શી રીતે ? "

" ચાંડાળનું પાણી પીઓ. "

" ચાંડાળનું ? કેમ પીવાય ! " રાજા જરા પાછો ખસી ગયો. ધર્મ યાદ આવ્યો. એ લવરીએ ચઢ્યો. " ચાંડાળનું પાણી પીઉં ? દેહ વટલાવું ! ધર્મ તજું ! કુળને લાંછન આપું ? કેમ બને ? " રાજા પથારીમાં સૂઇ ગયો.

જોશી ઘર તરફ વિદાય થયો.

બીજે દિવસે પીડા અસહ્ય થઇ પડી. રાજા અકળાયો. કોણ જાણવાનું છે, ધારી મનમાં દિલાસો લીધો. અંતઃકરણને સાંત્વન મળ્યું અને એ દરેક જગ્યાએ પાટા બાંધી વેશ બદલો કરી ગામથી થોડે દૂર છાનોમાનો નીકળી ગયો.

તાપ વધતો જતો હતો. લૂ વાતી હતી અને ધોમ ધખ્યો. એટલે રાજા તરસથી આકુળ વ્યાકુળ થવા મંડયો. એ મારતે ઘોડે સામેના ગામ જવા મથતો હતો. મુસાફરીનો થાક, શરીરની અશક્તિ, રોગની પીડા, પરુ સુકાવાથી ચામડી તણાય અને તેથી થતું અતુલ દર્દ, તરસથી વ્યાકુળ થતું શરીર અને ઉંડી ઉંડી આંખે આવતાં અંધારાને લીધે રાજા મહામુશીબતે ગામ ભેળો થયો. ગામને છેડેજ દેવવાડો હતો. સાલમાં થતા ફટાક ફટાક અવાજથી સમજ્યો કે દેવવાડો નજીક હશે. પણ દેવવાડે જઇ પાણી પીતાં મન દુઃભાયું, જીવ અકળાયો, અને એણે ચાંડાળનું પાણી પીવાનું માંડી વાળ્યું. છતાંય તરસનું દુઃખ સહન થતું ન હતું. એ પાધરો ગામમાં પેઠો.

ગામમાં પેસતાંજ એક ચાંડાળનું ઘર. પણ એ ચાંડાળનો ગોર હતો. ડોકમાં જનોઇ, આંગણામાં તુળશીક્યારો, હાથમાં માળા ને સૂકવેલું અબોટીયું જોઇ, રાજા અટક્યો. બ્રાહ્મણનું ઘર ધાર્યું ને ઓસરીની કોરે પડેલો કળશીઓ ઉપાડી પીવા માંડ્યું. પેલો પોતાના ધ્યાનમાં માળા ફેરવતો હતો, તેણે આ માણસને જોયો. આંડો ધાર્યો. પણ એનું મન દુઃભાયું. એ બોલી ઉઠ્યોઃ " અરર...ભાઈ કેવા છો ? "

" કેમ ? "

" આ પાણી પીવાય ? "

" તરસ લાગે ત્યારે બધુંય પિવાય, ગામનો ગધેડો ન પીએ એ પાણી વટેમાર્ગુ પીએ. "

" પણ તમે છો કેવા ? " પેલાએ કળકળતા અંતઃકરણે પૂછ્યું.

" કેમ પૂછ્યું ? ઉટકી દઉં છું. "

" અરે અમારૂં પાણી તો પીવાયજ નહિ પણ અમને અડકે તો પણ ન્હાવું પડે. "

" હેં...તમે કેવા...... " રાજા પૂછી ન શક્યો.

" અમે...હું...ચાંડાળ છું. " દબાતાં દબાતાં એ બોલ્યો.

" હેં...... " રાજા વ્યાકુળ ચિત્તે ફાટીઆંખે એના તરફ જોઇ રહ્યો. એણે શુદ્ધિ ખોઇ, પણ સ્વસ્થ થતાં બોલ્યો. " ત્યારે આ બધા ઢંગ તો બ્રાહ્મણના છે. "

" હા. હું આગલે ભવ બ્રાહ્મણ હોઈશ, તે આ ઉદય થયું છે. "

" ત્યારે ચાંડાળજ છો ? "

" હા. "

રાજા વિમાસતો વિમાસતો રસ્તે પડ્યો. અજાણ્યા ચાંડાળના ઘરનું પાણી પીવાઇ ગયું. પૂછ્યા પહેલાં પાણી પી પશ્ચાતાપ કરવો નકામો ધારી, રાજા રોગ મટશે ધારી ખુશી થતો પોતાને પંથે પડ્યો.

રાજા ઘડીઘડી આગળ ચાલે ને ઉભો રહી પોતાના અંગ તરફ જૂએ પણ કોઇ ઠેકાણે કોઇ મટેલો કે પરુ બંધ થયેલું દેખાયજ નહિ. ઉલટું હાલવા ચાલવાથી દરેક ઠેકાણે ગળગળું હતું અને પરુના રેલા નીતરતા હતા. રાજાનો ક્રોધ વધતો જતો હતો.

"જૂઠ્ઠો જોશી!" રાજાથી બોલાઇ જવાયું અને એ આગળ ધસ્યો.

વળી વિચારમાળા શરૂ થઇ. "મારો દેહ વટલાવ્યો, આટલું કષ્ટ સહન કર્યું તોય કોઇ ન ટળ્યો. જોશીને મારી જ નાખવો પડશે. જૂઠું બોલી હદ વાળી." પણ આવા વિચારોની પરંપરા સ્વરૂપ વિચારમાળાના મણકાઓ ઝપાટાબંધ ફરે જતા હતા અને જોર આવે તે પહેલાં તેણે દૂર ખેતરમાં એક ખેડૂતને હળ હાંકતો જોયો. તૃષાતુર રાજા એ તરફ મરડાયો. ખેતરને છીંડે થઇ એણે ઓઠીબારામાં પગ દીધો અને ખેડૂત હળ લઇ ઉથલ પૂરી કરી સેડે આવ્યો.

"પાણી પાશો?" રાજાએ દીનભાવે યાચના કરી. એના ચ્હેરા ઉપર પશ્ચાતાપની છાયા છવાઇ હતી. મોઢા ઉપરનું તેજ નાશ પામ્યું હતું. કુરૂપ ચહેરો અને શરીરમાંથી ફેલાતી બદબોને લીધે રાજા પતનની હૈદવારા ગયો જેથી ખેડૂતને ચીતરી ચઢી નહિ.

રાજા ઉભો રહ્યો. "લાવું છું" કહી ખેડૂતે બીજી ઉથલ શરૂ કરી. મડદાલ બળદ હતા અને ચીંથરે હાલ ખેડૂત હતો. બળદ ચાલી શકતા નહિ એટલે એ ખેડૂત વારંવાર પરોણાની આર ઘોંચી દેતો અને બળદની ચામડીમાંથી રહ્યું સહ્યું લોહી ટચીયા વાટે બહાર ફૂટી નીકળતું અને ધીમે જોર કરી બળદ આગલ ચાલતા.

રાજા જોતો ઉભો હતો તેવામાં ખેડૂતે આર મારી પણ એક બળદ અશક્ત હોવાથી બેસી ગયો. ખેડૂતે રાજાને પોતાની પાસે બોલાવ્યો, "એલા અહીં આવજે" રાજા પાસે ગયો. બન્નેએ જોર કર્યું. ખેડૂતે બળદનું પૂંછડું તાણ્યું અને ઉંચું કરીને બળદને ઉભો કર્યો. મહા મહેનતે બળદ ઉભો થયો ને દાઝ્યો માર્યો ખેડૂતે એ શક્તિહીન બળદને પછેડે આમળો લીધો. બળદ ડગલુંય ન ખસ્યો. એટલે ગુસ્સામા ખેડૂતે બળદને પૂંછડે બચકું ભર્યું. એના તીક્ષ્ણ દાંતો જોરથી ચામડીમાં પેસી ગયા. અને લોહીના ટીપાં એનાં મોઢામાં ગયા. રાજા કંપી ઉઠ્યો. "નરરાક્ષસ!"

રાજા ત્યાં થંભ્યો ને ખેડૂત વળતી ઉથલે બતક લઇ આવ્યો. ઉઘાડીને રાજાને પાણી પાવા હાથનો ખોબો કરવા કહ્યું. "લે, ખોબો ધર."

"કેમ, મોઢે માંડવા દે ને!"

"ના રે, હું તો બ્રાહ્મણ છું!" ગૌરવભર્યા શબ્દો એ ઉચ્ચર્યો.

"બ્રાહ્મણ!" રાજાની આંખો અચંબામાં ફાટી રહી.

"હા, હા, બ્રાહ્મણ છું બ્રાહ્મણ! જો તો નથી આ જનોઇ." કહી રાંઢવા જેવાં ત્રણ ત્રાગડા એણે પોતાની કોટમાં દેખાડયાં.

રાજા કમકમી ઉઠ્યો. આ બ્રાહ્મણ! અને આ તેના આચાર!

રાજાએ પાણી પીધું અને રસ્તે પડ્યો.

થોડીવારમાં રાજા દૂર જઇ એક ઝાડ નીચે બેઠો. દર્દ ઓછું થયું હોવાથી અને થાકથી અશક્ત થયો હોવાથી એ ઝાડ નીચે લાંબો થઇ સુતો. થાક, જંગલનો પવન અને દર્દની શાન્તિને લીધે રાજા નિદ્રાને ખોળે ઢળી પડ્યો.

રાત્રી થઇ. સૂર્ય અસ્તાચળ પછવાડે ડુબી ગયો હતો અને ચંદ્ર પૂર્વ દિશામાંથી અમૃત વરસાવતો દોડ્યો આવતો હતો. પૂર્ણિમાનો ચંદ્ર સોળે કળાઓમાં પ્રફુલ્લીત હતો. રાજા જાગ્યો. શરીરે જુએ તો તદ્દન આરામ. કોઢનું ચાઠુંય ન મળે.

રાજા વિમાસી રહ્યો. ઘેર આવ્યો. પણ બેફામ હતો. રોગ ન હતો પણ વિચારમગ્ન હતો. એણે જોશીને બોલાવ્યો.

"જોશી!"

"જી."

" તમારૂં કહેવું ખોટું પડયું. " શાલ ઓઢી પોતાનું શરીર ઢાંકી રાજા લોથપોથ બની બેઠો હતો.

" મારા કહેવા પ્રમાણે કર્યું ? "

" હા. "

" અને ન મટયું ? " શંકામય સ્વરે એણે પૂછયું.

" ના. એથી ન મટયું. "

" અરે, ન મટે તો મારાં બધાં જ્યોતિષ ગ્રંથો પાણીમાં ફેંકી દઉં, એની પછવાડે જીવ આપું. રાજા! મારી વિદ્યા ખોટી ન હોય. " ઉશ્કેરાઇ ગયેલો જોશી બબડયો.

" જોશી! ત્યારે ચાંડાળના ઘરનું પાણી પીવાથી ન મટયું તે બ્રાહ્મણના ઘરના પાણીથી મટયું. "

" મહારાજા ! બ્રાહ્મણ નહિ હોય. એ ચાંડાળ હશે. "

" ના રે, મેં મારી જાતે એની કોટમાં જનોઇ જોઇ હતી.

" પણ એનું કર્તવ્ય એનો આચાર કેવો હતો. "

" એ તો ચાંડાળ જેવો. "

" થયું ત્યારે ! કાંઇ ચાંડાળ એકજ જાતના છે ? " સંતોષની લાગણીથી જોશી બોલ્યા.

" ત્યારે ? " આતુર દષ્ટિએ રાજા જોઇ રહ્યો.

" બે જાતના. એક જાતિ-ચાંડાળ. બીજો કર્મ-ચાંડાળ. " મક્કમતાથી જોશી ઉચર્યા.

રાજા સ્તબ્ધ બની ગયો. એ જોશી સામે જોઇ રહ્યો. એણે પોતાની બધી વાત જોશીને કહી.

જોશી હસ્યા. " રાજા ! ચાંડાળનું પાણી પીધું તેના આચાર બ્રાહ્મણના હતા. અને બ્રાહ્મણનું પાણી પીધું તેના આચાર ચાંડાળના હતા. પેલો જાતિ-ચાંડાળ હતો. આ કર્મ-ચાંડાળ હતો. પણ મહારાજા ! આના કરતાં વધારે મોટો ચાંડાળ તો આ ગામમાં શોધ્યો હોત તો મળી જાત ! "

" એ કોણ ? "

" જ્ઞાતિનો પટેલ. "

" હેં ! " રાજાથી બુમ પડાઈ ગઇ.

" હા. દરેક જ્ઞાતિનો પટેલ ચાંડાળ કરતાં પણ બેધ છે. એનાં કર્તવ્યો ચાંડાળથી પણ વધારે તિરસ્કારને પાત્ર હોય છે. "

રાજા સાંભળી રહ્યો. એના અંતઃકરણે પડઘો પાડયો. રાજા શાલ ખસેડી આવી જોશીના પગમાં પડયો. " જીવનદાતા ! "

" અન્નદાતા ! " કહી જોશી સામે નમી આશિર્વાદ આપતાં ઉભો રહ્યો. અને કાંચનવર્ણી દેહ જોઇ રાજાનું તેજ ઝળહળી રહેલું એણે જોયું.

રાજાના શરીરમાં નવું જોમ, સ્ફૂર્તિ, ચાપલ્ય, લોહી અને શક્તિ આવ્યાં. સહુએ જાણ્યું કે જોશીએ રાજાનો રોગ મટાડયો. પણ શા વડે રોગ મટયો એ તો જોશી અને રાજા વગર હજુ કોઇ જાણી શક્યું નથી. રાજા હજુએ પોતાના એકાંત વખતમાં વિચારે છે અને આત્માને પૂછે છે કે " ખરો ચાંડાળ કોણ ? "



શિક્ષકઃ " તું જાણે છે કે નિશાળ છૂટયા પછી તને રોકતાં હું અને તંથા તને બન્નેને શિક્ષા કરૂં છું. "

વિદ્યાર્થીઃ " હા, તેથીજ હું એ તરફ બહુ ધ્યાન આપતો નથી. "




# જર્મનીની સ્ત્રીઓ

લેખકઃ
રા. " પીયૂષ "

ફ્રાન્સમાં માતાપિતા પોતાની પુત્રીને સારી જગાએ પરણાવી સુખી ગૃહિણી બનાવવા માટે ઘણાં આતુર હોય છે. પુત્રીનો જન્મ થતાં જ તેને માટે દહેજના રૂપીયા જમા કરે છે. લગ્નયોગ્ય વયની થતાં સારો વર શોધી તેનું લગ્ન કરે છે. પોતાની પુત્રીને સુખી બનાવવા ઘણો ત્યાગ પણ કરે છે. ફ્રાન્સના માતાપિતા કોઇ પણ વાત ભાગ્ય ઉપર છોડતા નથી. ઇંગ્લાંડમાં માતાપિતા આવી અગત્યની બાબત ભાગ્ય ઉપર છોડી દીએ છે. છોકરીઓ જાતેજ પોતાનો પતિ શોધતી ફરે છે.

જર્મનીની સ્ત્રીઓની દશા ન તો ફ્રાન્સની સ્ત્રીઓ જેવી કે ન તો ઇંગ્લાંડની સ્ત્રીઓ જેવી છે. તેઓની દશા મધ્યમ છે. પ્રાચીન કાળથીજ જર્મનો પોતાની સ્ત્રીઓની દરકાર વધારે કરે છે. અનાથ સ્ત્રી બાલકોનું લાલનપાલન થાય એવા આશ્રમો પ્રાચીન કાળથી જ જર્મનીમાં ચાલુ છે. આવા આશ્રમો સ્થાપવામાં લોકો પોતાની અતુલ સંપત્તિ સમર્પે છે. આવા આશ્રમોમાં રહેતી સ્ત્રીઓ પ્રત્યે કોઈ ઉંચી નજર પણ કરી શકતું નથી. તેમ આવા આશ્રમોમાં રહેતાં કોઇ પણ સ્ત્રીને સંકોચ પણ થતો નથી. આવા આશ્રમોને લીધે નિરાધાર અને બેકાર સ્ત્રીઓ ખરાબ માર્ગે જતી અટકે છે.

સ્ત્રીઓનું કર્તવ્ય ગૃહવ્યવસ્થા છે એમ જર્મનો માને છે. જર્મનો એવું ઇચ્છે છે કે જર્મન સ્ત્રીઓ આદર્શ ગૃહિણી બને. અને તેથી જ સ્ત્રીશિક્ષણને માટે અનેક સંસ્થાઓ આજે જાપાનમાં દષ્ટિએ પડે છે. જર્મનો ઘણા દૂરદર્શી છે અને તેથી તેઓ એ સારી રીતે જાણે છે કે પોતાના દેશમાં એવી અનેક સ્ત્રીઓ છે જેને માર્ગ બતાવનાર કે આશ્રય આપનાર કોઇ નથી. તેથી જર્મન સ્ત્રીઓ પોતે કોઇના ઉપર આધાર રાખ્યા વિના પોતાનું જીવન નિભાવી શકે એવી રીતની વ્યવસ્થા કરવામાં આવી છે. જર્મનીમાં એવી અનેક સંસ્થાઓ છે જેમાં સ્ત્રીઓને સીવણ, ભરતકામ, પાકશાસ્ત્ર, તેમજ ગૃહકાર્યનું સુંદર શિક્ષણ આપવામાં આવે છે.

પહેલાનાં કરતાં જર્મન સ્ત્રીઓ હવે ઘણીજ સ્વતંત્ર અને સ્વાવલંબી બની છે. જે સ્ત્રીઓ કુમારિકા રહે છે તેઓ પોતે ધંધોરોજગાર કરી પોતાનું જીવન નિભાવે છે. જર્મનીની સ્ત્રીઓ આજે અબલા રહી નથી. આજે તે પોતાના પગ ઉપર ઉભી રહીને પોતાનું રક્ષણ કરી શકે છે.

જર્મનીમાં રહેતા યહુદીઓમાં એવી પ્રથા છે કે માતાપિતા પુત્રીને માટે તપાસ કરી યોગ્ય વર પસંદ કરે છે. શિક્ષિત કુમારીકાઓએ આજે તેની સામે વિરોધ ઉઠાવ્યો છે. અને પોતે જાતેજ પતિ પસંદ કરી લીએ છે.

વળા પતિ સારી સ્થિતિનો માલદાર છે કે કેમ તેની પણ તપાસ તેઓ કરતી નથી. આવી યહુદી છોકરીઓ ધર્મના ઝઘડામાં પણ નથી પડતી. ઇસાઈ સાથે પણ બેધડક લગ્ન કરી નાંખે છે. ઇસાઇઓમાં તો પુત્રી પોતેજ પસંદ કરેલા પતિ સાથે પરણે છે.

જર્મનીમાં સ્ત્રીઓની સંખ્યા પુરૂષો કરતાં ઘણીજ વધારે છે તેથી ઘણી ગરીબ તેમજ બદસુરત છોકરીઓ અપરિણીત રહે છે. કેટલીક શિક્ષિત સ્ત્રીઓએ અત્યારે એવી ચળવળ ઉઠાવી છે કે દરેક સ્ત્રી સંતાનોત્પત્તિનો અધિકાર ધરાવે છે. પરંતુ એનો ઇલાજ એક પુરૂષ ઘણી સ્ત્રીઓ સાથે લગ્ન કરે એજ છે. ઘણી ખરી સ્ત્રીઓ આ પસંદ કરતી નથી. આથી ગેરકાયદેસર સંતાનો ઉત્પન્ન થાય છે. અને એવી રીતે ઉત્પન્ન થયેલાં સંતાનોની વૃદ્ધિ થતી જાય છે. કેટલીક શિક્ષિક સ્ત્રીઓએ આવી અભાગી માતાઓના સંરક્ષણના ઉપાયો યોજવા માંડયા છે. જર્મનીની સ્ત્રીઓ હવે પ્રાચીન કાળની સીધી-સાદી સ્ત્રીઓ રહી નથી. તેઓ નવલો વાંચે છે; સીનેમાં-નાટકોમાં જાય છે. અને નવી નવી પદ્ધતિ ચલાવવા પ્રયત્ન કરે છે. કેટલીકો તો એટલે સુધી કહેવા લાગી છે કે લગ્નની પ્રથા ઘણી જ ખરાબ છે તે નાબુદ થવી જોઇએ. લગ્ન વિના પણ જેને ચાહીએ તેની સાથે સંબંધ કેમ ન બાંધવો ? એમ પણ કેટલાક કહે છે. એક છોકરીએ પોતાની માતાને પત્ર લખ્યો કે "પ્રિય માતા, તમને જાણીને ઘણોજ આનંદ થશે કે હું મારા પ્રિયતમ સાથે થોડા જ વખતમાં લગ્ન કરી લેનાર છું. અમારા બન્નેમાંથી કોઇ પણ એક બીજાથી અસંતુષ્ટ થઇ જાય ત્યાં સુધી અમે બન્ને સાથે મળીને આનંદથી રહીશું. મને આશા છે કે આવા આનંદપૂર્ણ કાર્ય માટે તમે મને આશિષ આપશો." એક અન્ય સુશિક્ષિતા સ્ત્રીએ એવું કહ્યું છે કે " એક છોકરીએ પોતે લખેલી મૌલિક કવિતાઓની હસ્તલિખિત પ્રત મને વાંચવા આપી. આમાંની કવિતાઓ પ્રકાશ કરવાને તદ્દન અયોગ્ય હતી. હું એ પણ જાણું છું કે એ સ્ત્રી ઘણીજ ભોળી છે. અને કાંઇ સમજતી નથી પરંતુ સુધારાના જોશમાં ગમે તેમ લખી માર્યું છે." એક સ્ત્રીએ તો સાર્વજનિક વ્યાસપીઠ ઉપરથી પ્લેટોના સિદ્ધાંતોને આહ્વાન કર્યું અને છોકરીઓએ કપડાં કાઢીને શારીરિક તાલીમ લેવી જોઇએ એમ જણાવ્યું. કેટલીક સ્ત્રીઓ તો પુરૂષ જાતિ તરફ ધૃણાની નજરથી જુએ છે અને એવો ઉપદેશ આપે છે કે જેને ચાહો તેની સાથે પ્રેમ કરો પરંતુ તમારા ઉપર તેનો અધિકાર ન રાખવા દીઓ. સ્ત્રીઓની ઉન્નતિ માટે સતત પ્રયાસ કરતી કેટલીક વિદુષી સ્ત્રીઓ એમ જણાવે છે કે પુરૂષોએ અત્યાર સુધી સ્ત્રીઓ ઉપર જે કાબુ રાખ્યો હતો તે કાબુ જ આજે જર્મન સ્ત્રીઓને આવી ક્રાન્તિકારક પ્રવૃત્તિ તરફ લઇ જાય છે. આવી ચળવળોને વિદુષી સ્ત્રીઓ સ્ત્રીજાતિની ઉન્નતિ માટે હાનિકારક સમજે છે.

સંસારની આદર્શ ગૃહિણીઓમાં જર્મન સ્ત્રીઓનું સ્થાન છે. તેઓ ઘણીજ મહેનતુ છે; ઘરનું બધું એ કામકાજ જાતેજ કરી લીએ છે; બાલકોનું લાલનપાલન પણ જાતેજ કરે છે અને આવાં કાર્ય નોકરો ઉપર છોડતી નથી. ઘણું ખરું તો નોકર રાખવામાં આવતો જ નથી અને રાખવામાં આવે તો તે જરા કામમાં મદદ કરે એટલા પૂરતો જ. રસોઇ પોતેજ બનાવે છે, અને જો નોકર રસોઇ બનાવે તો પોતે દેખરેખ રાખે છે. રસોઇ બનાવવામાં પણ જર્મન સ્ત્રીઓ કુશળ છે. સીવણ-ભરતના કામમાં પણ તેઓ ઘણીજ કુશળ છે. ગૃહમાં સાફસુફ પણ ઘણી સારી રીતે કરે છે. ટેબલ ખુરસી, વગેરે ફર્નિચર

કલામય રીતે ગોઠવે છે. કોઇપણ ચીજ અવ્યવસ્થિત માલમ પડશે નહિ. કપડાં પણ જાતેજ ધુવે છે. અઠવાડીયામાં ખાસ આ કાર્યને માટેજ એક દિવસ મુકરર કરવામાં આવેલો છે. બજારમાંથી સામાનની ખરીદી કરી લાવવામાં પણ જર્મન સ્ત્રીઓ નોકરો પર વિશ્વાસ કરતી નથી. તેઓ જાતેજ જોઇ તપાસી સારો માલ ખરીદી લાવે છે. કરકસરથી ઓછા ખર્ચમાં નિભાવ કરે છે.

જર્મનો સવારમાં ઘણાજ વહેલા ઉઠીને કામકાજે વળગે છે. તેથી જર્મન સ્ત્રીઓને પણ સવારમાં ચા પાણીને માટે ઘણાં પહેલાં ઉઠવું પડે છે. પતિની આ સેવા કરતાં તેઓ કદિયે સંકોચ પામતી નથી. જર્મનોમાં પતિસેવાનો આદર્શ ઘણા લાંબા સમયથી ચાલી આવેલો છે અને જર્મન મહાપુરૂષો પણ એવોજ બોધ આપતા રહ્યા છે. પતિસેવામાં તેઓ પોતાનો મોક્ષ સમજે છે. આદર્શ ગૃહિણી બનવામાં જર્મન સ્ત્રીઓ ગૌરવ સમજે છે. આવી આદર્શ ગૃહિણીઓ જ જર્મનોમાં પુત્રરત્નો પેદા કરે છે. જાતિનો ઉદ્ધાર કે અધઃપાત માતાઓનાજ હાથમાં છે. દેશનું પુનરૂત્થાન પણ એજ આદર્શ માતાઓના હાથમાં છે. *

* હિન્દી ઉપરથી.

## વિનોદ-વાટિકા.

એક મસ્તાન પુરૂષને કંઇક અપરાધ માટે ન્યાયાધીશ આગળ ઉભો કરવામાં આવ્યો. માજીસ્ટ્રેટ સાહેબ જરા મીજાજના ખાધેલા હતા તેથી તોરમાંજ પુછ્યું :

" કોણ છે રે ? "

બંદીવાને તેવાજ તોરમાં જવાબ આપ્યો: " તારો બાપ. "

માજીસ્ટ્રેટે રોળા કાઢી આવી બેઅદબીનું કારણ ક્રોધથીજ પૂછ્યું.

" કદાચ મારી ચુક હશે પણ તમારા કાનોએ મને ઠગ્યો. મારા સઘળાં છોકરાંને લાંબા કાન હોય છે. એક તો મારાં છોકરાંને—બીજું સસલાંને અને ત્રીજું ગદ્ધાને. તમો સસલાંનો હો નહિ, મારા દીકરા થવાની તમે ના પાડો છો ત્યારે બાકી તમે—

મેજીસ્ટ્રેટ બંદીવાનને આગળ બોલતો અટકાવ્યો અને ભારી ગુસ્સાથી મોટી બૂમ મારી ચાપદારોને કહ્યુ કે આને ઘસડી જાઓ. બંદીવાનને સિપાઇઓ ઘસડી જતા હતા. જતાં જતાં તે બોલ્યો: "તમોને ભુંકતા સાંભળી મારી પક્કી ખાત્રી થઇ કે ખુદાવંદ તમે મારા છોકરા નથી જ પણ..."

* * *

એક ઘણો મશ્કરો અને તોફાની માણસ હતો તેને જેની તેની મશ્કરી કરવામાંજ આનંદ પડતો. એક દિવસે રસ્તા પરથી પસાર થતાં તેણે એક દરજીને દુકાનમાં બેસીને શીવતાં જોયો. દુકાનનું બારણું બંધ હતું. પણ બારણાનો એક કાચ તુટી ગયો હતો ત્યાંથી હવા આવતી અટકાવવા દરજીએ કાગળ લગાડેલો હતો. પેલા માણસને દરજીને જાણી જોઇને છેડવાની મરજી થઇ. તેણે પોતાનું માથું કાગળમાં માર્યું; કાગળ ફાડી ડોકું દરજીની દુકાનમાં ઘાલી પૂછ્યું : " ભાઇ કેટલા વાગ્યા ? "

દરજી આ રમુજ સમજી ગયો અને પેલા માણસના તાલકામાં જોરથી એક ધપ્પો લગાવ્યો અને બોલ્યો : " સાહેબ અબ ઘડીજ એક વાગેલો સંભળાયો. "

# સાબુ બનાવવાની સહેલી રીત

લેખકઃ રા. એમ. કે. સીરૂલ

સામગ્રીઃ કૉસ્ટીક સોડા શેર ૧. કપડાં ધોવાનો સોડા શેર ૧. પાણી શેર ૮. ખોપરેલ તેલ શેર ૫.

સાધનો. લાકડાનો ચાટવો. પાણી અને તેલ મીલાવવા માટે ટીનનું વાસણ ૧. સાબુ ઢાળવા માટે ખુમચા તથા ઝીણાં તારની ગાળણી.

પ્રથમ એક મોટાં વાસણમાં પાણી શેર આઠ નાખવું અને તેની અંદર કૉસ્ટીક સોડા શેર શેર એક નાખી લાકડાંના ચાટવા વડે હલાવ્યા કરવું. કૉસ્ટીક સોડા પાણીમાં પીગળી જાય ત્યારે તેની અંદર કપડાં ધોવાનો સોડા નાખવો અને પીગળી જાય ત્યારે ઝીણાં તારની ગાળણી અથવા ચાળણી વડે મિશ્રણ ગાળી લેવું અને બીજા વાસણમાં તેલ, જો શીયાળાની મોસમ હોય તો જરા ગરમ કરી લેવું અને ઝીણાં તારની ગાળણી વડે ગાળી લેવું. પછી તે તેલ ઝીણી ધારે અર્થાત કોઇ જાળનારાં વડે કૉસ્ટીક તથા સોડાના મિશ્રણમાં નાખવું અને બીજે હાથેથી લાકડાંના ચાટવા વડે હલાવ્યા જવું.

બધું તેલ, કૉસ્ટીક તથા સોડાનાં મિશ્રણમાં પડી જાય ત્યાર પછી મિશ્રણ મધ જેવું ઘાડું થાય ત્યાં સુધી લાકડાંના ચાટવા વડે હલાવ્યા કરવું અને પછી ખુમચાઓમાં તળીએ ટોપરાનું તેલ ચોપડી ભરી દેવું. ચોવીસ કલાક બાદ ખુમચાઓમાં સાબુ જામી ગયેલો માલુમ પડશે. પછી છરી વડે સાબુના ચોરસ કટકા કાપી કાઢવા અને બીજા વાસણમાં ભરી લેવા. આ સાબુ કપડાં ધોવા માટે ઉત્તમ અને પવિત્ર છે. આજ કાલ બજારમાં વેચાતો સસ્તો સાબુ ઘણું કરીને અપવિત્ર ચરબીમાંથી બનાવવામાં આવે છે. જ્યારે ઉપરની રીતે બનાવેલો સાબુ પવિત્ર હોય છે અને કિંમતમાં ત્રણ આને શેર પડે છે. બનાવટ માટે કાંઇ વધુ માહિતીની જરૂર પડે તો આ લેખકને "ગુણસુંદરી" ની મારફતે જવાબ માટે એક આનાનું પોતાના સીરનામાં વાળું કવર બીડી લખવાથી ખુલાસા મળી શકશે. કૉસ્ટીક સોડાના મિશ્રણનો છાંટો શરીર પર પડવાથી ચામડી દાઝે છે અને બળતરા થાય છે માટે સાવચેતી રાખી કામ કરવું. છાંટો પડી જાય તો તરત પાણી વડે ધોઇ નાખી ચોકખું ઘી ચોપડવાથી બળતરા શાન્ત થાય છે. ઢેલા કૉસ્ટીક સોડા ખરીદવા નહીં પણ ઝીણી કણી વાળા કૉસ્ટીક સોડા ખરીદવા. પ્રયોગ અનુભવસિદ્ધ છે માટે અજમાવી લેવા ભલામણ દરેક બહેનને કરું છું. આ રીતે કૉસ્ટીકનું પાણી ગરમ કરવું નહીં. અર્થાત્ ઠંડી રીત છે.

---

સરકારે રાવબહાદુર મી. બટરીયાને "લેજીસલેટીવ કોંસીલ" ના મેમ્બર બનાવ્યા. બે વર્ષ ખલાસ થયા પછી સરકારે તેમની ખબરદારી જોઇ તેમને ઘેર મોકલ્યા. એક દિવસે ઓઘડશંકર નામના મિત્ર રાવબહાદુરને મળયા અને કહ્યુંઃ "પણ ભાઇ તમોએ બે વર્ષ કૌંસીલમાં કહાડયાં છતાં એકવાર પણ મ્હોં ઉઘાડયું નહિ ત્યારે સરકાર તે શું કરે ?"

રાવબહાદુરે જવાબ આપ્યોઃ "એ શું બકે છે ? દર બેઠકે બગાસાં ખાવા ચાર ચાર વખત મ્હોં ઉઘાડ્યો વળી શું ?"

# મહિલાની સંપત્તિ

લેખિકાઃ સૌ. શારદા ગુલાબચંદ મૂ. બાવિશી

પુત્ર હો કે ન હો, કેળવણી સંપાદન કરી હોય કે ન હોય, ઘર હોય કે ન હોય તેની ગણના આપણી સ્ત્રીજાતિએ બહુ કરવાની નથી, પરન્તુ મહિલાઓની ખરી સંપત્તિ, આપણા પતિના, ગૃહના અને રાષ્ટ્રના કાયદાને માન આપી, આપણા આર્ય ગૃહમાં આપણે દીવાદાંડી રૂપ બની, આપણા શીયળવ્રતથી, આપણા ચારિત્ર્ય અને પતિવ્રતથી, આપણે આપણો આર્ય સંસાર મધુરો બનાવી, મહિલાનું બિરદ સંસ્કારી જનતા પાસેથી મેળવવા ભાગ્યવંત થઇએ, ત્યારેજ આપણો જન્મારો સફળ થયો લેખાય.

ધન તો દેહની સંપત્તિ છે. પુત્ર કર્મની સંપત્તિ છે, અને કેળવણી આજીવનની સંપત્તિ છે. એ બધુંય ઇચ્છવા યોગ્ય છે, પણ કર્મના સારા નરસા પરિપાકથી કદાચ આપણે એ બધાયથી વંચિત હોઇએ તો તેમાં બીજા કોઇને શા માટે દોષ દેવો !! દોષ આપણા કર્મનો. પણ તેથી આપણે " મહિલા " મટી જતાં નથી. પણ મહિલા થવું તે કાંઇ સરળ વાત નથી. સંપત્તિ તો નિરાળી છે. એ સંપત્તિને વરવા માટે સૌ કોશિષ કરે, અને તેમાંથી પોતે જરૂર મહિલાપદ પ્રાપ્ત કરે.

( ૧ ) ગૃહકાર્યઃ પિતાના ઘરેથી સાસરે આવ્યા પછી સાસરાના ઘરનો કારભાર સમતાપૂર્વક ઉપાડી લેવો જોઇએ.

( ૨ ) બાળઉછેરઃ પોતાને બાળકો હોય તો તેઓને, નહિંતર પોતાના કુટુમ્બના બાળકોને કેવી રીતે ઉછેરવાં તથા તેમના પ્રત્યે કેવો વાત્સલ્યભાવ રાખવો તે કુદરતી રીતે જાણી લેવું જોઇએ.

( ૩ ) ધર્મકાર્યઃ દેવમંદિર કે મસીદમાં સ્વધર્મના નિયમ મૂજબ હરહમેશ જવું જોઇએ અને યથાશક્તિ દાન દેવું જોઇએ.

( ૪ ) પોષાકઃ દેશને, કુટુમ્બને અને પોતાના સંસારને અનુકૂળ પહેરવો જોઇએ. પોષાકમાં પ્રમાણ જાળવવી જોઇએ.

( ૫ ) જાહેર કામઃ જાહેર કામકાજમાં, પતિ વિગેરેની સહાનુભુતિથી, ભાગ લેવો જોઇએ. સભાઓમાં જવું જોઇએ. અને બની શકે તો ઉપયોગી પણ થવું જોઇએ.

( ૬ ) વાંચનઃ ભણ્યાં હોઇએ તો વાંચવું જોઇએ, નહિંતર કોઇ સ્થળે વાંચન થતું હોય ત્યાં જવું જોઇએ.

( ૭ ) ભયઃ કેટલોક ખોટો ભય આપણામાં પેસી ગયો છે તે કાઢી નાખવો જોઇએ.

( ૮ ) વ્હેમઃ આપણામાં અનેક જાતના વ્હેમ પ્રચલિત છે તેને સમજણપૂર્વક દૂર કરવા જોઇએ.

( ૯ ) વાણીઃ મીઠી રાખવી જોઇએ.

( ૧૦ ) દૃષ્ટિઃ નીચી રાખવી જોઇએ.

( ૧૧ ) વ્રતઃ ધર્મવ્રત, સ્વદેશ સેવા વ્રત અને પતિવ્રત બરાબર દિલોજાનીપૂર્વક પાળવાં જોઇએ. પતિવ્રતમાંજ મહિલા જીવન દેદિપ્યમાન બની જાય છે.

ટુંકમાં કૌમારાવસ્થાથીજ સારા સંસ્કાર આપવામાં પડે, અને સારા વાતાવરણમાં વસી સારા સારા કાર્યોમાં ભાગ લઇ, વિદ્વાન, સુશીલ, ધર્મ અને પતિપરાયણ પૂજ્ય બ્હેનોના સંસર્ગમાં આવી, પોતાના જીવનને સુધારવાના સરળ માર્ગો મળે, અને તેમાં આપણે આપણું હિત વિચારીયે તો જરૂર, મહિલાની દરેક સંપત્તિ પ્રાપ્ત કરી તેનો વિકાસ કરી શકીએ.

# ઈનામી ઉખાણું.

સંપાદક : રા. મહીપતરામ એમ. ભટ.

આડા:—૧ હોશીઆર; ૩ દુનીઆ, ૮ બહાનું, ૯ સડક (સંસ્કૃત), ૧૦ આફત, ૧૩ એક ઋષિનું નામ, ૧૪ એક રોગ, ૧૮ પતિ, ૧૯ કૃષ્ણનું એક નામ, ૨૦ ખોડ, ૨૩ શંકા, ૨૪ એક રાગ.

ઉભા:—૨ મદદગાર, ૪ અર્ણ, ૫ લ્હેર, ૬ એક સગપણ, ૭ નીચ, ૧૧ અવાજ, ૧૨ એક પક્ષી, ૧૫ ભક્ત, ૧૬ નાકિમેદ, ૧૭ કદરૂપી સ્ત્રી, ૨૧ શાખ (credit), ૨૨ મહાદેવ.

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.

( ૧ ) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમા ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. ( ૨ ) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. ( ૩ ) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કાંઇ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી–ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૪ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે.

કુપન—જુલાઇ ૧૯૨૯.

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતા હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, “ ગુણસુંદરી ”.

## એપ્રિલ માસના ઉખાણાનું પરિણામ

ખરા જવાબ નીચે પ્રમાણે છેઃ—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | શુ | મા | ન | | વિ | મા | ન | |
| જ | | પ | ર | મે | શ્વ | ર | | આ |
| ન | વી | | સિં | | | | ન | સ |
| મ | સ | | હ | | વૃં | દા | વ | ન |
| | મી | | | | | | જી | |
| ક | સ | ર | ત | | ખ | | વ | શ |
| દા | દી | | | | દ | | ન | ર |
| ચ | | ર· | વી | ન્દ્ર | ના | થ | | મ |
| | સ | મા | જ | | મ | ડ | મ | |

આ ઉખ[illegible] જવાબો આવેલા[illegible] સાચા છે; ૫૮ ખોટા છે. [illegible] જવાબોમાં પોસ્ટકાર્ડના નિયમનો ભંગ થયો છે એટલે તે સ્વીકારાયા નથી. કેટલાક જવાબો ખાનાં પાડયા વગર મોકલવામાં આવે છે તે સ્વીકારાતા નથી. ખરા જવાબોમાંથી નામ ઉપડાવતાં **સૌ. નિર્મળ બ્હેન એમ. દેસાઇનું** નામ નીકળતાં ઇનામનું પુસ્તક "બાર સુંદર વાર્તાઓ તેમને આપવામાં આવે છે જે તેમણે મંગાવી લેવું.

## સંપૂર્ણ સાચા જવાબો આપનારનાં નામઃ—

શ્રીમતિ બ્હેનો (૧) નિર્મળબ્હેન એમ. દેશાઇ; (૨) દેવુંબ્હેન આણંદજી ચાવડા; (૩) રતનબાઇ ડાહ્યાભાઇ ચાવડા; (૪) ધીરજબ્હેન આપાભાઇ દેશાઇ; (૫) સ્નેહલતા પોપટલાલ યાજ્ઞિક; (૬) કસ્તુરલક્ષ્મી આચાર્ય (૭) લીલાવતી ઠાકોરદાસ મહેતા; (૮) ઇંદુમતી ગજાનન ગુપ્તે; (૯) રમાગૌરી મહેતા; (૧૦) માણેક શામળદાસ શાહ; (૧૧) રમાગૌરી એમ. પરીખ; (૧૨) જયાલક્ષ્મી; (૧૩) મુક્તાગૌરી અંબાલાલ પંડયા; (૧૪) કાશીબાઇ પંડિત; (૧૫) લીલાવતી ન. દલાલ; (૧૬) મહીમનગૌરી મહેતા; (૧૭) પુષ્પા છો. પારેખ; (૧૮) શશિકલા જયંતિલાલ ઓઝ; (૧૯) ચંદ્રાવતી ઇન્દુલાલ દવે; (૨૦) નિર્મળા કનૈયાલાલ મારફતીયા; (૨૧) કુસુમગૌરી ઠાકોર; (૨૨) સરયૂહ્રા દિવેટીયા; (૨૩) સુલોચના વરજદાસ કાગળવાળા (૨૪) સુશીલા અમૃતલાલ મુખત્યાર; (૨૫) શીરીન જમશેદજી વાસનીઆ (૨૬) કુસુમબ્હેન પારેખ; (૨૭) મનબાંઇ ગોરધનદાસ (૨૮) રેવાગૌરી (૨૯) વિષ્ણુકાન્તા (૩૦) હંસાગૌરી મોદી (૩૧) હરિગંગા હંસરાજ અલરેજા; (૩૨) અંસુમતિ; (૩૩) વસંતકુમારી જી. ડોકટર; ૩૪) મધુમતિ નાનાલાલ; (૩૫) પ્રબોધિની મ્હેતા; (૩૬) સુગુણગૌરી વિનાયકરાવ મ્હેતા; (૩૭) મણિલક્ષ્મી મોરારજી; (૩૮) ઇન્દુમતી ત્રિપાઠી; (૩૯) હીરાલક્ષ્મી આર. સુતરીયા; (૪૦) ચંચળબ્હેન (૪૧) જશોદાબ્હેન સાંકળેશ્વર; (૪૨) કાન્તાગૌરી શાન્તિલાલ રૂવાળા; (૪૩) સવિતાબ્હેન કેશવલાલ ત્રિવેદી; (૪૪) વસંતી; (૪૫) શાન્તાબ્હેન કાન્તિલાલ પટવા; (૪૬) સુમિત્રા ભાસ્કર પાઠકજી; (૪૭) સાવિત્રી.




## હિન્દ

**પરીક્ષાનાં પરિણામો:** મુંબઈ યુનિવર્સીટીની જુદી જુદી પરીક્ષાઓમાં સફળ થયેલાં જાણીતાં ગુજરાતી હિન્દુ બહેનો નીચે પ્રમાણે છે:—( ૧ ) મેટ્રીક: શ્રીમતિ બ્હેનો:—નલિનીપ્રભા મગનલાલ દવે; નિવેદિતા મનુભાઇ મહેતા; રૂક્ષ્મણી નરોત્તમ દિવેચા; હિરા કુંવરજી કોઠારી; બબલી મનહરલાલ મરચંટ; તરૂણિકા હિરાલાલ કાજી; સુસ્મિતા નંદમુખરામ મહેતા; કપિલા નગીનદાસ માસ્તર; રતન વરજીવનદાસ સરૈયા; પ્રમોદા હરિકૃષ્ણ દિવાન; તરૂલતા હરિલાલ પટેલ; કાન્તા રાજભાઇ શેઠ; શાન્તા મૂળશંકર ત્રિવેદી; સુમિત્રા મુકુંદરાવ ઠાકોર; સૂર્યકાન્તા ચીમનલાલ ઠાકોર; સૂર્યકાન્તા નરહરિરાવ ઠાકોર; સુલતા વિપીનવિહારી દિવટીયા, વીરબાલા ગોવિંદભાઇ દેશાઇ; ઇન્દ્રબાલા ચીમનલાલ ડોકટર; ઇન્દિરા ભોગીલાલ કાપડીયા; સવિતા બાઇશંકર રાવજી; ઇન્દ્રલેખા હર્ષદરાય ત્રિવેદી; મંદાકિની રણજીત મુનશી; કંચન રણછોડદાસ શાહ; સુવર્તન જેઠાલાલ ચાવડા; વિદ્યાલક્ષ્મી નરભેશંકર ત્રિવેદી; અને કમલા કુંવરજી નાયક ( સ્કૂલ લીવીંગ ).

( ૨ ) ઇન્ટર આર્ટસ: શ્રીમતિ બહેનો:— વિમલા બી. દેશાઇ, વીણા એમ. મહેતા, મધુરિકા ડી. નાણાવટી; પુષ્પા સી. પારેખ; વિદ્યા એમ. કાપડીયા; જસુમતી સી. સેતલવાડ; અને ચંદ્રિકા મોહનલાલ દવે.

( ૩ ) બી. એ : શ્રીમતિ બહેનો, ઉમાસુંદરી ભવાનીશંકર અદુર; કુસુમ મોતીચંદ શાહ અને પન્ના મનુભાઇ મહેતા.

( ૪ ) એમ. એ. : શ્રીમતિ બહેન ચતુરલક્ષ્મી બાળકૃષ્ણ જોશી. ( વર્ગ બીજો ) બહેન કમલા અનંત હડિકરે પહેલા વર્ગમાં પસાર થયાં છે અને તેમને મીસ સોરાબજી માનકર શિષ્યવૃત્તિ મળી છે.

**પાટીદાર બહેનોનું માન:** મુંબઇ તેમજ પરાંમાં વસતી પાટીદાર કોમની બહેનો તરફથી બારડોલીના વિજયી સરદાર શ્રી. વલ્લભભાઇને મે માસમાં મીસીસ કાશીબ્હેન અમીનનાં પ્રમુખપદે માનપત્ર આપવામાં આવ્યું હતું. માનપત્રનો જવાબ આપતાં સરદારશ્રીએ જણાવ્યું હતું કે બારડોલીની બહેનો ભણેલી નથી, વિદ્વાન નથી; છતાં યે જે કાંઇ સારૂં અને ગુણવાન છે તેની તેઓ આબાદ પ્રતિમા છે. બારડોલીનો વિજય એ બહેનોના તપને જ આભારી છે. મુંબઇની પાટીદાર બહેનો પણ બારડોલીની બહેનો જેટલીજ સાદી અને ઉદ્યમી બને એમ હું ઇચ્છું છું.

**સ્ત્રીઓ અને વ્યાયામ:** કપોળ વ્યાયામશાળા ખુલ્લી મુકવા માટે સર મનમોહનદાસ રામજીનાં પ્રમુખપદે કપોળ ભાઇબહેનોનો એક મોટો મેળાવડો ગયા માસ દરમ્યાન મળ્યો હતો. તેમાં બહેન કપિલા ગાંધીએ બહેનો માટે પણ વ્યાયામની કેટલી જરૂર છે તે દર્શાવતાં તલસ્પર્શી વિવેચન કર્યું હતું. સર મનમોહનદાસે પણ સ્ત્રીઓ માટે વ્યાયામની ખાસ આવશ્યક્તા દર્શાવી હતી.

નવાં બાનુ જે. પી. નીચેનાં બહેનો સુલેહનાં અમલદાર બન્યાં છે:—લેડી બહેરામજી છીછીબાઇ; લેડી તારાબાઇ ચુનીલાલ મહેતા, મીસ જાઈનુમા એફ. એમ. ચીનાઇ, મીસીસ એનેલીઆ રોઝા ફરનાન્ડીઝ, મીસીસ અમાબાઇ ટી. એમ. રાજન, મીસીસ ડબલ્યુ એચ. નીલસન, મીસીસ જનાબાઈ રોકડે, શ્રીમતિ મગનબ્હેન માણેકચંદ હીરાચંદ ઝવેરી, મીસીસ માલિનીબાઈ સુખતનકર.

ફેલોઃ મીસ નવાઝબાઇ ડી. કોન્ટ્રાકર અને ડૉ; ( મીસ ) ઝેરૂશા ઝીરાદ એમ. ડી. ( લંડન ) મુંબઇ યુનિવર્સીટીનાં સામાન્ય ફેલો નીમાયાં છે.

**મીસીસ યમુના દેશાઈ** મીરત કાવતરાં કેસના એક આરોપી અને ' સ્પાર્ક ' પત્રના તંત્રી મી. એમ. જી. દેસાઇનાં પત્ની છે અને ડૉકટર છે. મુંબઇ યુનિવર્સીટીની એમ. બી. બી. એસ. ની ડીગ્રી હુલઇ તેઓ સુવાવડવિદ્યાને લગતો વધુ અભ્યાસ કરવા ઇંગ્લાંડ ગયાં હતાં. એડીનબરો યુનિવર્સીટીમાં અભ્યાસ કરી તેમણે એલ. આર. સી. પી. ની પરીક્ષા પસાર કરી હતી. મુંબઇના સ્ત્રી દાક્તરોમાં તેમનો ધંધો વધુ સારો ચાલે છે. પતિ પકડાયા પછી તેમણે પતિનું કામ પણ ઉપાડી લીધું છે.

**હિન્દુ સ્ત્રીઓની વિરોધ સભાઃ** મુંબઇ મ્યુનિસીપલ કોરપોરેશને મુંબાઇમાં કુવા પૂરી નાંખવાની પ્રવૃત્તિ ઉપાડી છે તે સામે ધર્મ પ્રેમી હિન્દુ સ્ત્રીઓમાં સખ્ત અણગમો ફેલાયો છે. એ અણગમો જાહેર કરવા માટે સૌ. લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસ; સૌ. મોતીબાઇ માધવજી, સૌ. વેલાંબાઇ દ્વારકાદાસ, સૌ. ગોમતીબાઇ સૌ. વાલીબાઇ, સૌ. મોતીબાઇ લક્ષ્મીદાસ વગેરે તરફથી મીસીસ અવંતિકાબાઇ ગોખલેનાં પ્રમુખપદે માધવબાગમાં એક જાહેર સભા ગયા માસમાં ભરવામાં આવી હતી. પ્રમુખશ્રીએ તેમજ અન્ય બહેનોએ મુંબઇ મ્યુનિસિપલ કોરપોરેશનની આ પ્રવૃત્તિ તરફ સખ્ત અણગમો દર્શાવતાં વિવેચનો ર્ક્યાં હતાં અને વિરોધ દર્શક ઠરાવ પસાર કર્યો હતો.

**માજી અમીરાણી સૂરીયાઃ**—કેટલાંક વર્ષ પહેલાં અફઘાનીસ્તાનના અમીર અમાનુલ્લાહ, અમીરાણી સૂરીયા સાથે મુંબાઇના પ્રવેશદ્વારે ઉતર્યાં તે વખતે તેમને જે જાહોજલાલીથી આવકાર આપવામાં આવ્યો હતો તે ચિરસ્મરણીય છે. એજ અમીર અમાનુલ્લાહ ઉપર નસીબદેવી રૂઠી છે. તેને પરિણામે અફઘાનીસ્તાનમાં બળવો જાગ્યો અને પરિસ્થિતિ એટલી બધી ગંભીર થઇ કે જાતિભાઇઓનો રક્તપાત થતો અટકાવવા અમીર અમાનુલ્લાહે ગાદી છોડી દીધી; અને છેવટે પોતાની માતા, ભાઇ, ભાઇની પત્ની તેમજ પોતાની જીવનસહચરી અમીરાણી સૂરીયાને લઇ અફઘાનીસ્તાનનો પણ ત્યાગ કરવો પડયો છે. મે માસની આખરે માજી અમર અને માજી અમીરાણી સૂરીયા મુંબાઇ આવી પહોંચતાં તેમને ઠંડો આવકાર મળ્યો છે. અમીરાણી સૂરીયાએ સેન્ટ જ્યોર્જ ઇસ્પિતાલમાં એક બાલિકાને જન્મ આપ્યો છે અને તેનો જન્મ હિન્દમાં થવાથી તેનું નામ " હિન્દીઆ ' રાખવામાં આવ્યું છે. અમીરના ભાઇ ઇનાયતુલ્લાહખાનની પત્નીએ પણ બાલિકાને જન્મ આપ્યો છે. આખું કુટુંબ ઇટાલી ગયું છે.

**રાષ્ટ્રીય સ્ત્રીસભા** તરફથી ચાલતા વર્ગોમાં ગરીબ બહેનોનાં હાથની કારીગરીનાં સસ્તાં અને સુશોભિત ખાદીનાં ઝભલાં, ફરાકો, સાડીઓ વગેરે તૈયાર થયાં છે. અને વેચાતા મળી શકે છે.

**ઉમેદવાર !** મુંબાઇની મોઢ વણિક કોમના, ત્રણ વખત પરણી ચૂકેલા જાગીરદાર દોલતના.૪ક.

ર્ષના એક વૃદ્ધ ૧૩ વર્ષની પુત્રી સંભી જ્ઞાતિ-બાલાનો ભવ ભગાડવા તૈયાર થયા છે. સગપણ થઇ ગયું છે. થોડા વખતમાં લગ્ન થશે. ચાર પાંચ વર્ષ પહેલાં બાલાનું સગપણ ભાવનગરના એક છોકરા સાથે થયું હતું. યુવાનો જાગશે કે ?

**નહિ પરણાયઃ** માછી જેવી પછાત કોમમાં, એક પંચાવન વર્ષના માછીનો વિવાહ ગણુદેવીની ૧૦ વર્ષની છોકરી સાથે થતાં, ખળભળાટ મચી રહ્યો. ત્રીસ પંચોએ આ લગ્ન ન્યાતિના રીવાજનો ભંગ કરતાં ઠરાવ્યાં. યુવાન વર્ગે પણ લગ્ન અટકાવનો પ્રયત્ન શરૂ કર્યો છે. છોકરીના ભાઇએજ લગ્ન અટકાવવા અદાલતનો આશ્રય લીધો છે.

**સુરતમાં સ્વદેશી બજારઃ** મે માસના છેલ્લા અઠવાડીયામાં યુવક સંઘ તરફથી સાર્વજનિક મીડલ સ્કુલનાં મકાનમાં સ્વદેશી બજાર ભરવામાં આવ્યું હતું. શ્રીમતિ મીઠુ બ્હેન પીટીટ ખાદીનાં ૧૫ ટાંનો સ્ટોલ રાખ્યો હતો. સપ્તાહમાં એક દિવસ ખાસ સ્ત્રીઓ માટે રાખવામાં આવ્યો હતો. તે દિવસે યુવક સંઘની બ્હેનોએ ગરબાનો સુંદર કાર્યક્રમ રજુ કર્યો હતો. ૨૦૦૦ ઉપર બ્હેનોએ લાભ લીધો હતો. બજારની વ્યવસ્થા જાળવવા માટે સ્વયંસેવકો ઉપરાંત સ્વયંસેવિકાઓ પણ અત્યંત ઉત્સાહ દર્શાવતી હતી. સ્વયંસેવિકાઓએ સપ્તાહ દરમ્યાન સ્વદેશી કાગળની ૨૦૦૦ ઉપર નોટબુકો વેચી હતી. યુવક સંઘની લગભગ બધી પ્રવૃત્તિઓમાં બ્હેનો ઘણાજ રસપૂર્વક ભાગ લીએ છે એ આનંદની વાત છે. દશ પંદર બ્હેનો તો મહોલ્લે મહોલ્લે ખાદીની ફેરી કરી સ્વદેશીનો પ્રચાર કરતી હતી.

**સુરત મહિલા વિદ્યાલયના** ગ્રેજ્યુએટ શિક્ષક શ્રી. કંચનલાલ ઉપાધ્યાયનું લગ્ન સોજીત્રાની સાત વર્ષની કન્યા સાથે થનાર હતું પરંતુ તે એક વર્ષ મુલત્વી રહ્યું છે.

**એક સુંદર લગ્નઃ** ચોર્યાસી તાલુકાના ભાટપોર ગામમાં કોળી ઉર્ફે તળપદા ક્ષત્રિય કોમમાં એક સુંદર લગ્ન થયું છે. વર કન્યાની ઉંમર અનુક્રમે ૨૫ અને ૧૮ વર્ષની છે. વધુ સુશીલા દેવીએ સુરત અને મુંબાઇનાં વનિતાવિશ્રામમાં અભ્યાસ કરી વડોદરા સ્ત્રી ટ્રેનીંગ કોલેજમાં શિક્ષણ લીધું છે. અને વર જનાર્દન શુક્લતીર્થ ગુરૂકુલના સ્નાતક છે. લગ્ન તદ્દન સાદી રીતે પાર પડયું છે

**એક પત્ની ઉપર બીજી :** ( ૧ ) અનાવિલ બ્રાહ્મણોની કોમમાં એક પત્ની જીવતી હોય છતાં બીજી પત્ની કરવાના દાખલા ઘણા બને છે. ૬૦ વર્ષના એક અનાવિલ-દેસાઇ ,વિસેક વર્ષની પત્ની હોવા છતાં નવો સંસાર માંડવાનાં સ્વપ્નાં સેવે છે. પરંતુ અત્યંત શોધ છતાંયે લાડીનો પત્તો નથી. પલસાણામાં કાંઇક ચોકઠું ગોઠવાય એવો પ્રયત્ન થાય છે. સમાજનાં આવાં કલંક ઉપર ક્યારે પડદો પડશે ? ( ૨ ) ઉમરેઠની બાજ ખેડાવાળ જ્ઞાતિના ઓચ્છવલાલ નામના યુવકે ૧૬ વર્ષની પ્રથમ પત્ની જીવંત હોવા છતાં, ૧૪ વર્ષની એક બીજી બાલા સાથે લગ્ન કર્યું છે.

**લગ્નલીલાની મરીયમ !** ઉમરેઠની ખેડાવાળ

બાઇ લલિતા હયુરણના પટેલ મહમદ હસન સાથે મરીયમ નામ ધારણ કરી રહી છે તે માટે તેના પિતાએ મરીયમ અને તેના કહેવાતા ધણી સામે ફરિયાદ માંડી છે. તેમાં બાઇએ ચોકાવનારી જુબાની આપતાં જણાવ્યું કે "સુવાનીમાં પતિને ઘેર નહિં મોકલતાં અનીતિનો ધંધો કરાવી, માબાપ મારા એ હરામના પૈસા પર તાગડધીન્ના કરતાં. ગર્ભવતી થઇ ત્યારે બધાયે મને ફીટકારી. બાળક મરી ગયું એટલે મને રમણલાલે મુસલમાન બનવા સમજાવી, મસીદમાં મોકલી, મુસલમાન થવા રાજી છું એમ કહેવડાવી મને આરોપીને ઘેર મોકલી.આરોપી સાથે મારી નિકાહ થઇ નથી. રમણલાલે રૂા.૫૦ લઇ આ કાવતરૂં રચ્યું છે. રમણલાલે મને ફસાવી મુસલમાન બનાવી છે."

**સમાજ સુધારા:** ગયા માસમાં નડિયાદ ખાતે ભરાયેલી ખડાયતા યુવક પરિષદ તેમજ ઉમરેઠ ખાતે ભરાયલાં બાજા ખેડાવાળ યુવક સંમેલનમાં સમાજ સુધારાને લગતા વિવિધ ઠરાવો પસાર થયા છે. ખડાયતા યુવક પરિષદમાં દરેક યુવક યુવતીને વ્યાયામની તાલીમ લેવાની તેમજ સ્વદેશીનો મોહ રાખવાની વિનતિ થઇ હતી. સીમંત ભોજન, યુવાન મરણ પાછળનાં જમણ, લગ્ન પ્રસંગે થતો અત્યંત ખર્ચ, અને બાળલગ્નનો પ્રતિબંધ કરતા ઠરાવો પસાર થયા હતા. બાજા ખેડાવાળ યુવક સંમેલનમાં બાળલગ્ન તેમજ લગ્ન પ્રસંગના કેટલાક અનિષ્ટ રીવાજોનો પ્રતિબંધ કરતો તેમજ વૈધવ્ય ન પાળી શકે એવી બાલવિધવાઓનો પરણાવવામાં ઉત્તેજન આપવાને લગતા ઠરાવો પસાર થયા હતા.

**લોહીના લાડુ ક્યાં સુધી?** અમદાવાદની ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ જ્ઞાતિમાં એક યુવાન અને એક યુવતિનાં મરણો થતાં તેની પાછળ થતું જ્ઞાતિ ભોજન અટકાવવા યુવક સમાજે ચળવળ ઉપાડી હતી. જ્ઞાતિ ભોજનમાં ભાગ ન લેવાનું જણાવતી પત્રિકાઓ કાઢવામાં આવી હતી.અને ભોજનને દિવસે યુવકો અને યુવતીઓએ 'લોહીના લાડુ ક્યાં સુધી જમશો?' એવાં એવાં પોસ્ટરો સાથે સરઘસ કાઢયું હતું અને પરિણામે ૩૦૦૦ની જ્ઞાતિમાં માત્ર ૧૦૦ માણસોએ ભોજનમાં ભાગ લીધો હતો.



સુરતના યુવકસંઘે તા. ૨૧ થી ૨૯ મી મે સુધી ભરેલા સ્વદેશી બજારનો બ્હારનો દેખાવ.

લીંબડીનાં સ્વ. રાણીસાહેબના સ્મરણાર્થે તેમનાં કુંવરો પાંત્રીસ હજારના ખર્ચે સ્ટેશન નજીક ધર્મશાળા બંધાવે છે.

**રજપુતોની શરમકથા:** ૫૦ કે ૬૦ વર્ષ પહેલાં રાજપુત કન્યાને પરણનાર સ્ત્રીધન તરીકે સારી રકમ ત્રીજે ઘરે મુકતો કે ઘરેણું આપતો. આજે રાજપુતોમાં એ રિવાજ ભુંસાઇ ગયો છે.

આજે તો રાજપુત સુરતીયા વેચાય છે. દિકરીનો બાપ સારી સરખી રકમ આપવા તૈયાર થાય તો પરણનાર મળે ! આથી વૃદ્ધલગ્નનું પ્રમાણ વધ્યું છે. આવી રીતે ૧ થી ૬ સુધી સ્ત્રીઓ થઇ શકે ! કુંવરીઓ આજે બાપને શાપ સમાન થઇ પડી છે.

**ભાવનગર મહિલા વિદ્યાલય** તરફથી કર્વે મહિલા વિદ્યાપીઠની પ્રવેશક પરીક્ષામાં બે અને માધ્યમિક શાળાની પરીક્ષામાં એક એમ ત્રણ બ્હેન બેઠાં. ત્રણે ઉત્તીર્ણ થયાં. ખાસ નોંધવા યોગ્ય તો એ છે કે આ ત્રણે બ્હેનોએ-સૌ. જયાકુમારી દાણી, સૌ. જયવિદ્યા હોરા અને સૌ. ગિરિબાળા મુનિકુમારભટ્ટે કુટુમ્બ-વ્યવહાર ચલાવતાં ચલાવતાં અભ્યાસ કરી આ સિદ્ધિ મેળવી છે. આ ત્રણમાંથી પ્રવેશક પરીક્ષામાં ઉત્તીર્ણ થનારાં બન્ને બ્હેનો - સૌ. જયાકુમારી દાણી અને સૌ. જયવિદ્યા હોરા - આગળ અભ્યાસ કરવા અમદાવાદની મહિલા પાઠશાળામાં જાય છે. આ બ્હેનો પણ વિદ્યાલયના 'પહેલા ફાલ' રૂપ ગયે વર્ષે પ્રવેશક પરીક્ષા પસાર કરી મહિલા પાઠશાળામાં ગયેલી અને ઉજ્જ્વળ કારકીર્દિથી વિદ્યાલયને શોભાવી રહેલી બે પારસી બ્હેનોની જેમ, વિદ્યાલયનું ગૌરવ વધારશે એવી આશા રાખીએ છીએ. વિદ્યાલય આવું સરસ પરિણામ બતાવી શક્યા બદલ તેના સંચાલકોને તેમજ વિદ્યાલયનાં માનદ અધ્યાપિકા સૌ. વિનોદિની રમણભાઇ વકીલ બી. એ. ઓનર્સ ને અભિનંદન ઘટે છે. સૌ. વિનોદિની આવતા માસમાં કેળવણીશાસ્ત્રનો અભ્યાસ કરવા માટે લંડન જાય છે એ આનંદની વાત છે. સૌ. વિનોદિની બ્હેન ને એમનાં કાર્યમાં સંપૂર્ણ ફતેહ મળે અને તેઓ વિદ્યાલયને તેમજ હિન્દી સ્ત્રીસમાજને સવિશેષ ઉપયોગી થાય એમ ઇચ્છીએ છીએ.

**વિધવા વિવાહઃ** ( ૧ ) રાણપુર વિધવા સહાયક સભાના આશ્રયે ગે માસમાં લખતરની અંત્યજ શાળામાં કામ કરતા એક વણિક શિક્ષક ભાઇ જગજીવન રાઘવજી રાજકોટની બ્રાહ્મણ વિધવા બાઇ મણિ પિતામ્બર સાથે લગ્નથી જોડાયાં છે. બાઇ મણિ અત્યારે ૨૮ વર્ષની છે. ૧૫ વર્ષની વયે તેનું લગ્ન થયેલું અને તે બાદ છઠ્ઠે માસે પતિ ગુજરી ગયેલા. (૨) જોધપુર શહેર આર્ય સમાજના મંત્રી મોહનલાલે પોતાના સંબંધીઓના વિરોધ છતાં તેમજ પોતાની જ્ઞાતિની કન્યા મળતી હોવા છતાં એક વિધવા બ્રાહ્મણી સાથે લગ્ન કર્યું છે.



સુરતમાં યુવકસંઘ તરફથી ભરાયલા સ્વદેશી બજારને તનતોડ મ્હેનત લઇ ફતેહમંદ કરનાર બ્હેનો.

**વૈધવ્યની ભયંકરતાઃ** યુવાન છોકરીઓ અને વિધવાઓના બળી મરવાના બનાવો ઘણા બનતા જાય છે આ બધા અકસ્માત નથી હોતા એવી શંકા પુનામાં ઉઠી છે. વૈધવ્યનાં અસહ્ય દુઃખ કરતાં બળી મરવું વધુ સારૂં છે એમ ઘણી સ્ત્રીઓ હોસ્પિટલમાં કહે છે. આ ઉપરથી કેટલાક જ હસ્તિઓએ સરકારનું આ તરફ લક્ષ ખેંચતા ઠરાવો કર્યાં છે.

**માનચાંદની લ્હાણી:** ના. સમ્રાટનાં જન્મ-દિન નિમિત્તે થયેલી માનચાંદની લ્હાણીમાં માન મેળવનારાં જાણીતાં સ્ત્રીઓ પૈકી ત્રાવણકોરનાં મહારાણી રીજન્ટને સી. આઇ; સાંગલીનાં રાણીસાહેબ, અને બનારસની થીઓસોફિકલ ગર્લ્સ કોલેજના પ્રિન્સિપાલ મીસીસ પદ્માબાઇ સંજીવરાવને કૈસરે હિન્દનો પહેલા વર્ગનો ચંદ્રક; અને મીસીસ એપ્પી સખાવાળાને કૈસરે હિન્દનો બીજા વર્ગનો ચંદ્રક મળ્યો છે.

**વૃદ્ધ લગ્ન !** ( ૧ ) સોલાપુરના ૪૪ વર્ષના મારવાડી માહેશ્વરી શેઠ હરકરણદાસ ટપરીઆ અહમદનગરની ૧૨ વર્ષની બાળા સાવિત્રીબાઇ

એક બાળાનાં લગ્ન સુરતનાં સગરામપરાંના એક વૃદ્ધ ત્રીજવર સાથે થનાર છે. યુવાનો નજરો કે ! ( ૫ ) વિજાપુર ( ગાયકવાડ ) નજીક આવેલા ગામમાં ૫૦ વર્ષની વયે પહોંચી ચૂકેલા એક વૃદ્ધ બીજીવારનાં પત્ની અવસાન પામતાં ત્રીજી વખત પરણનાર છે ! આ વૃદ્ધને ૧૭ વર્ષનો પુત્ર અને ૧૫ વર્ષની પુત્રી હોવા છતાં પોતાની પુત્રી જેવી ૧૩ વર્ષની એક બાળાનો ભોગ લેવા તત્પર થયા છે !

**વિચિત્ર બાળક:** ઉમરડા (તાબે ભાવનગર) ગામમાં એક સ્ત્રીએ અરધો બકરો અને અરધું માણસ એવાં વિચિત્ર બાળકને જન્મ આપ્યો છે.



સુરતમાં શેરીએ શેરીએ ફરી સ્વદેશી કાપડ અને
ખાદીનો પ્રચાર કરી રહેલ ઉત્સાહી યુવતીઓ અને યુવકો.

સાથે પરણનાર હતા પરંતુ કોર્ટે ઇન્જંકશન આપી લગ્ન અટકાવ્યું છે ! છોકરીની મા અને મામા લગ્નની તરફેણમાં હતા જ્યારે બાપ વિરુદ્ધ હતો ! ( ૨ ) દોંડાઇચાના ૫૫ વર્ષના બુઢ્ઢા મારવાડી પન્નાલાલજી ૧૧ વર્ષની બાળા સાથે પરણનાર હતા. તે સામે મુંબાઇના જૈન યુવક સંઘે વિરોધ દર્શાવી સામાવાળાને અરજ કરતાં લગ્ન અટક્યું છે ! ( ૩ ) બારડોલી તાલુકાના નગાણીઆ ગામમાં ૬૫ વર્ષના વૃદ્ધ નાતરું કરવા તૈયાર થયા પણ કન્યાવાળા ફરી ગયા એટલે લ્હાવો લેતા અટક્યા છે. ( ૪ ) ભરૂચની જૈન જ્ઞાતિની ૧૫ વર્ષની

અર્ધો કલાક જીવી બાળક મરણ પામ્યું.

**સંમતિવય સમિતિ** એ પોતાના હેવાલમાં છોકરીઓ માટે ઓછામાં ઓછી લગ્નવય ૧૪ વર્ષની રાખવા અને પરણેલી છોકરીઓ માટે સંમતિવય ૧૫ વર્ષની અને અપરિણિત છોકરીઓ માટે ૧૮ વર્ષની રાખવાની ભલામણ કરી છે.

**મુસ્લીમ સ્ત્રીકેળવણી:** પુના જીલ્લા મુસ્લીમ કેળવણી પરિષદ લોનાવલામાં મે માસમાં મુંબઇ યુનિવર્સીટીના વાઇસ ચાન્સેલર મી. મીરઝા અલી મહમદખાનનાં પ્રમુખપદે મળી હતી. પ્રમુખે પોતાના ભાષણમાં મુસ્લીમસ્ત્રી કેળવણીના પ્રશ્નને

અત્યંત અગત્ય આપી સ્ત્રીકેળવણીની હિમાયત કરી હતી.

**દેવદાસીની પ્રથાઃ** સ્ત્રી અને પુરૂષના સમાન હક્કની તરફદારી કરતી બ્રિટિશ કોમનવેલ્થ લીગની લંડનમાં મળેલી પરિષદમાં મીસીસ જીનરાજદાસે હિંદમાં દેવદાસી તથા વેશ્યાઓથી થતાં અનિષ્ટોનો ઉલ્લેખ કરતાં જણાવ્યું કે હિંદીઓનો મોટો ભાગ સામાજિક સુધારણા ઇચ્છે છે. પરંતુ ધારાસભામાં એવો કોઇ ખરડો દાખલ થતાં સરકાર તેનો વિરોધ કરે છે. મદ્રાસની ધારાસભામાં દેવદાસી અને હિંદુ મંદિરોમાં નાનાં બાળકો મુકવાને લગતો ખરડો દાખલ કરવા માટે ડૉ. મુથુલક્ષ્મીને અભિનંદન આપવામાં આવ્યું હતું. મીસીસ રામરાવે હિંદી સ્ત્રીઓના સામાજિક,કેળવણી વિષયક અને રાજદ્વારી જીવન વિષે બોલતાં જણાવ્યું કે બાળલગ્ન પ્રતિબંધક ખરડા સંબંધમાં વડી ધારાસભાના નિર્ણય માટે ખેદ ઉપજે છે. ફરીથી એ ખરડો રજુ થાય ત્યારે તે ધપાવવામાં મદદ કરવા સરકારે એક સ્ત્રી સભ્યની નીમણુંક કરવી. લેડી સાયમને જણાવ્યું કે હિંદી સ્ત્રીઓ જ્યાંસુધી પોતાની પ્રજા પ્રત્યેની જવાબદારીઓ ઉઠાવી લેશે નહિ ત્યાં સુધી હિંદની મહત્તા દુનીઆની નજરે આવવાની નથી. હિંદનું હૃદય તેના સ્ત્રી વર્ગમાં છે. હિંદી સ્ત્રીઓ અત્યંત પ્રશંસાને પાત્ર છે.

**ભદ્રંભદ્રો !** મદુરામાં મળેલી વર્ણાશ્રમ પરિષદનાં પ્રમુખસ્થાનેથી મદ્રાસના એડવોકેટ મી. ટી. આર. રામચંદ્રે જણાવ્યું કે છોકરીઓની લગ્નવય વધારવાના દરેક કાયદાનો બ્રાહ્મણોએ વિરોધ કરવો જોઇએ કારણ કે એ ધર્મથી વિરૂદ્ધ છે. એવો કાયદો વિરોધ છતાં પસાર થાય તો તેની સામે સત્યાગ્રહ કરવો.

**બાનુ વકીલઃ** ત્રિવેન્દ્રમનાં મીસીસ અન્ના ચૅન્ડી એમ. એ. મદ્રાસ યુનિવર્સીટીની બી. એલ. ની પરીક્ષામાં પસાર થયાં છે. કેરળનાં તેઓ પહેલાં બાનુ વકીલ છે. મલબારનાં જાણીતાં સ્ત્રી માસિક 'શ્રીમતિ' નાં તેઓ તંત્રી છે અને કોટાયામાં વકીલાત કરનાર છે.

**બી જી વા ર લગ્ન !** મદ્રાસના ગોપાલ ચેટી નામનો શ્રીમંત પોતાની પત્ની જીવતી હોવા છતાં ૧૯ વર્ષની બીજી છોકરી સાથે પરણવા તૈયાર થયો એટલે પહેલી પત્નીએ કોર્ટમાં ફરિયાદ માંડી કે હિન્દુ કાયદા પ્રમાણે એક ઉપર બીજી સ્ત્રી થઈ શકે નહિ. નામદારે લગ્ન અટકાવ્યાં છે.

**નવ પત્નીને ૫૫ છોકરાં !** મદ્રાસમાં ત્રિપુન દરા ગામમાં પુલાયા જાતિના એક અસ્પૃશ્ય પુરૂષે ૭૮ વર્ષની વયે નવમું લગ્ન કર્યું છે. તેની નવે પત્નીઓ જીવે છે. અને બધાં મળી તેને ૫૫ છોકરાં છે. તેણે પહેલું લગ્ન ૨૨ વર્ષની ઉમરે કર્યું હતું.



સુરતના યુવકસંઘના સ્વદેશી બજારમાં ગરબાનો રસિક કાર્યક્રમ.

**સમાજ—સીતમની ભઠ્ઠીમાંઃ** કલકત્તાના મી. ડી. સી. દત્તની ૧૬ વર્ષની પત્ની યમુનાએ પતિ, સાસુ તથા નણંદનો અસહ્ય જુલ્મ સહન ન થવાથી આપઘાત કર્યો છે કોરોનરની કોર્ટમાં

પહેલી જુબાની ઉપરથી એવું માલમ પડયું છે કે આપઘાત કર્યો તે દિવસે સાસુએ યમુનાને કહ્યું કે આ રહ્યો સ્પીરીટનો શીસો અને આ રહી કાંડીની પેટી. અમે ગંગાએ સ્નાન કરવા જઇએ છીએ અને પાછા ફરી તારૂં મોઢું જોવા નથી ઇચ્છતાં. આ ઉપરથી સાસુ, પતિ અને નણંદના ત્રાસને લીધે આપઘાત કરવાનો ચુકાદો જ્યુરીએ આપ્યો છે. સાસુ અને પતિને પકડવામાં આવ્યા છે અને તેમના ઉપર કેસ ચાલે છે. આરેપીઓને સેશન્સ કમીટ કર્યા છે.

**બહાદુર સ્ત્રી:** ઢાકા કેન્ટોન્મેન્ટમાં એક સુબેદારની યુવાન ગુરખા સ્ત્રી પાસે એક સીપાઇએ નિર્લજ્જ માંગણી કરતાં ગુરખા સ્ત્રીએ બંદુકથી એ સીપાઇને યમશરણ પહોંચાડયો છે. પોલીસે સ્ત્રીને પકડી છે.

**શ્રીમતિ ભાગ્યવતી** દેવી બી. એ. બી. ટી. જાટ ક્ષત્રિય જાતિમાં આટલે સુધી શિક્ષણ મેળવનાર પહેલાંજ મહિલા છે. જાલંધર કન્યા મહાવિદ્યાલયમાં પ્રાથમિક શિક્ષણ લઇ પંજાબ વિશ્વ વિદ્યાલયની મેટ્રીકની પરીક્ષા પસાર કરી હતી અને પછીથી લખનૌની ઇસાબેલા કન્યા વિદ્યાપીઠમાં બી. એ. અને બી. ટી. ની ડીગ્રી લીધી હતી. તેમની ઇચ્છા આગળ અભ્યાસ કરવાની હતી પરંતુ સગાં સંબંધીઓની ઇચ્છાને માન આપી સહરાનપુરનાં ડેપ્યુટી કલેકટર મી. ચૌધરી હરપાલસિંહ સાથે તેમને લગ્ન કરવું પડયું છે.

**શ્રીમતિ ભક્તિ અધિકારી:** બનારસ હિન્દુ યુનિવર્સીટીના તત્વજ્ઞાનનાં અધ્યાપક શ્રી ફણિભૂષણ અધિકારીનાં સૌથી નાનાં પુત્રી શ્રીમતિ ભક્તિ અધિકારી આ વર્ષની હિન્દુ યુનિવર્સીટીની પરીક્ષામાં પહેલે નંબરે પસાર થયાં છે. મી. અધિકારીનાં સૌથી મોટાં પુત્રી આશા એમ. એ. સુધી પહેલેજ નંબરે દરેક પરીક્ષામાં પસાર થયાં હતા. અત્યારે તેઓ અધ્યાપિકા તરીકે સુંદર કાર્ય કરી રહ્યાં છે.

**છોકરીઓ માટે ફરજીયાત કેળવણી:** અલાહબાદ મ્યુનિસિપાલીટીનાં શાળા મંડળમાં છોકરીઓ માટે ફરજીયાત પ્રાથમિક કેળવણી કરવાની દરખાસ્ત ગયા માસમાં ચર્ચાઇ હતી. પરંતુ છોકરાઓ માટે ફરજીયાત કેળવણી કરવા સામે વિરોધ ઉપસ્થિત થતાં દરખાસ્ત ઉપર વધુ ચર્ચા મુલતવી રહી છે.

**પતિના સ્મરણાર્થે:** મીરઠના સ્વ. રઘુનાથ પ્રસાદની પત્ની શ્રીમતિ કિરપાદેવીએ પોતાના પતિનાં સ્મરણાર્થે એક કન્યાશાળા, વિધવા ગૃહ અને બીજી સખાવતી સંસ્થાઓ ચલાવવા રૂ. ૩૦૦૦૦ નું ટ્રસ્ટ કર્યું છે.

**જાલંધર કન્યા મહાવિદ્યાલયનાં** મુખ્ય શિક્ષિકા શ્રીમતિ શન્નુદેવીએ સંસ્થા માટે એક લાખ રૂપીઆ એકત્ર કર્યા વિના સંસ્થાના મકાનમાં પગ ન મુકવાની પ્રતિજ્ઞા કરી છે. તેઓ હાલમાં પંજાબમાં મુસાફરી કરે છે. રૂ. ૪૦૦૦૦ ઉપરાંત તેમણે એકત્ર કર્યા છે.

ડૉ. ઇન્દુમતી સેન્જીત

લાહોરની હોસ્પીટલના હાઉસ સરજ્યન નીમાયાં છે.

## એશિયા.

**હિન્દની સ્ત્રીપ્રવૃત્તિ** વિષે કોલમ્બોમાં સ્ત્રી મતદાર સંઘના આશ્રયે ડૉ. મીસીસ મથુલક્ષ્મી રેડીએ કહ્યું કે મદ્રાસ ધારાસભાના ઉપપ્રમુખપદે બધા પક્ષોએ સર્વાનુમતે મને ચુંટી એ માત્ર હિન્દનીજ નહિ પરંતુ દુનીઆની સ્ત્રીઓને માન મળ્યા બરોબર છે. હિન્દમાં સ્ત્રીપ્રવૃત્તિની શરૂઆત થયે ૧૦ વર્ષજ થયાં છે. મદ્રાસની સ્ત્રીઓ ધારાસભામાં પ્રથમ પ્રવેશ પામી છે. મ્યુનિસિપલ ચુંટણીમાં મતાધિકાર મેળવનાર મુંબઇની સ્ત્રીઓ પ્રથમ છે. જાહેર જીવનની ફરજોમાં સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચે હરિફાઇ નથી, સહકાર છે.

પેટમાં કાંકરા! કોલંબોમાં એક હોસ્પિટલમાં

અત્યંત અગત્ય આપી સ્ત્રીકેળવણીની હિમાયત કરી હતી.

**દેવદાસીની પ્રથાઃ** સ્ત્રી અને પુરૂષના સમાન હક્કની તરફદારી કરતી બ્રિટિશ કોમનવેલ્થ લીગની લંડનમાં મળેલી પરિષદમાં મીસીસ જીનરાજદાસે હિંદમાં દેવદાસી તથા વેશ્યાઓથી થતાં અનિષ્ટોનો ઉલ્લેખ કરતાં જણાવ્યું કે હિંદીઓનો મોટો ભાગ સામાજિક સુધારણા ઇચ્છે છે. પરંતુ ધારાસભામાં એવો કોઇ ખરડો દાખલ થતાં સરકાર તેનો વિરોધ કરે છે. મદ્રાસની ધારાસભામાં દેવદાસી અને હિંદુ મંદિરોમાં નાનાં બાળકો મુકવાને લગતો ખરડો દાખલ કરવા માટે ડૉ. મુથુલક્ષ્મીને અભિનંદન આપવામાં આવ્યું હતું. મીસીસ રામરાવે હિંદી સ્ત્રીઓના સામાજિક,કેળવણી વિષયક અને રાજદ્વારી જીવન વિષે બોલતાં જણાવ્યું કે બાળલગ્ન પ્રતિબંધક ખરડા સંબંધમાં વડી ધારાસભાના નિર્ણય માટે ખેદ ઉપજે છે. ફરીથી એ ખરડો રજુ થાય ત્યારે તે ધપાવવામાં મદદ કરવા સરકારે એક સ્ત્રી સભ્યની નીમણુંક કરવી. લેડી સાયમને જણાવ્યું કે હિંદી સ્ત્રીઓ જ્યાંસુધી પોતાની પ્રજા પ્રત્યેની જવાબદારીઓ ઉઠાવી લેશે નહિ ત્યાં સુધી હિંદની મહત્તા દુનીઆની નજરે આવવાની નથી. હિંદનું હૃદય તેના સ્ત્રી વર્ગમાં છે. હિંદી સ્ત્રીઓ અત્યંત પ્રશંસાને પાત્ર છે.



સુરતના યુવકસંઘના સ્વદેશી બજારમાં ગરબાનો રસિક કાર્યક્રમ.

**ભદ્રંભદ્રો !** મદુરામાં મળેલી વર્ણાશ્રમ પરિષદનાં પ્રમુખસ્થાનેથી મદ્રાસના એડવોકેટ મી. ટી. આર. રામચંદ્રે જણાવ્યું કે છોકરીઓની લગ્નવય વધારવાના દરેક કાયદાનો બ્રાહ્મણોએ વિરોધ કરવો જોઇએ કારણ કે એ ધર્મથી વિરૂદ્ધ છે. એવો કાયદો વિરોધ છતાં પસાર થાય તો તેની સામે સત્યાગ્રહ કરવો.

**બાનુ વકીલઃ** ત્રિવેન્દ્રમનાં મીસીસ અન્ના ચેટી એમ. એ. મદ્રાસ યુનિવર્સીટીની બી. એલ. ની પરીક્ષામાં પસાર થયાં છે. કેરળનાં તેઓ પહેલાં બાનુ વકીલ છે. મલબારનાં જાણીતાં સ્ત્રી-માસિક 'શ્રીમતિ' નાં તેઓ તંત્રી છે અને કોટયંમાં વકીલાત કરનાર છે.

**બીજીવાર લગ્ન !** મદ્રાસના ગોપાલ ચેટી નામનો શ્રીમંત પોતાની પત્ની જીવતી હોવા છતાં ૧૭ વર્ષની બીજી છોકરી સાથે પરણવા તૈયાર થયો એટલે પહેલી પત્નીએ કોર્ટમાં ફરિયાદ માંડી કે હિન્દુ કાયદા પ્રમાણે એક ઉપર બીજી સ્ત્રી થઈ શકે નહિ. નાદજે લગ્ન અટકાવ્યાં છે.

**નવ પત્નીને ૫૫ છોકરાં !** મદ્રાસમાં ત્રિપુન તુરા ગામમાં પુલાયા જાતિના એક અછૂત પુરૂષે ૭૮ વર્ષની વયે નવમું લગ્ન કર્યું છે. તેની નવે પત્નીઓ જીવે છે. અને બધાં મળી તેને ૫૫ છોકરાં છે. તેણે પહેલું લગ્ન ૨૨ વર્ષની ઉમરે કર્યું હતું.

**સમાજ-સીતમની ભઠ્ઠીમાંઃ** કલકત્તાના મી. ટી. સી. દત્તની ૧૬ વર્ષની પત્ની યમુનાએ પતિ, સાસુ તથા નણંદનો અસહ્ય જુલ્મ સહન ન થવાથી આપઘાત કર્યો છે કોરોનરની કોર્ટમાં

અત્યંત અગત્ય આપી સ્ત્રીકેળવણીની હિમાયત કરી હતી.

**દેવદાસીની પ્રથાઃ** સ્ત્રી અને પુરૂષના સમાન હક્કની તરફદારી કરતી બ્રિટિશ કોમનવેલ્થ લીગની લંડનમાં મળેલી પરિષદમાં મીસીસ જીનરાજદાસે હિંદમાં દેવદાસી તથા વેશ્યાઓથી થતાં અનિષ્ટોનો ઉલ્લેખ કરતાં જણાવ્યું કે હિંદીઓનો મોટો ભાગ સામાજિક સુધારણા ઇચ્છે છે. પરંતુ ધારાસભામાં એવો કોઇ ખરડો દાખલ થતાં સરકાર તેનો વિરોધ કરે છે. મદ્રાસની ધારાસભામાં દેવદાસી અને હિંદુ મંદિરોમાં નાનાં બાળકો મુકવાને લગતો ખરડો દાખલ કરવા માટે ડૉ. મુથુલક્ષ્મીને અભિનંદન આપવામાં આવ્યું હતું. મીસીસ રામરાવે હિંદી સ્ત્રીઓના સામાજિક,કેળવણી વિષયક અને રાજદ્વારી જીવન વિષે બોલતાં જણાવ્યું કે બાળલગ્ન પ્રતિબંધક ખરડા સંબંધમાં વડી ધારાસભાના નિર્ણય માટે ખેદ ઉપજે છે. ફરીથી એ ખરડો રજુ થાય ત્યારે તે ધપાવવામાં મદદ કરવા સરકારે એક સ્ત્રી સભ્યની નીમણૂંક કરવી. લેડી સાયમને જણાવ્યું કે હિંદી સ્ત્રીઓ જ્યાંસુધી પોતાની પ્રજા પ્રત્યેની જવાબદારીઓ ઉઠાવી લેશે નહિ ત્યાં સુધી હિંદની મહત્તા દુનીઆની નજરે આવવાની નથી. હિંદનું હૃદય તેના સ્ત્રી વર્ગમાં છે. હિંદી સ્ત્રીઓ અત્યંત પ્રશંસાને પાત્ર છે.

**ભદ્રંભદ્રો !** મદુરામાં મળેલી વર્ણાશ્રમ પરિષદનાં પ્રમુખસ્થાનેથી મદ્રાસના એડવોકેટ મી. ટી. આર. રામચંદ્રે જણાવ્યું કે છોકરીઓની લગ્નવય વધારવાના દરેક કાયદાનો બ્રાહ્મણોએ વિરોધ કરવો જોઇએ કારણ કે એ ધર્મથી વિરૂદ્ધ છે. એવો કાયદો વિરોધ છતાં પસાર થાય તો તેની સામે સત્યાગ્રહ કરવો.

**બાનુ વકીલઃ** ત્રિવેન્દ્રમનાં મીસીસ અન્ના ચેટી એમ. એ. મદ્રાસ યુનિવર્સીટીની બી. એલ. ની પરીક્ષામાં પસાર થયાં છે. કેરળનાં તેઓ પહેલાં બાનુ વકીલ છે. મલબારનાં જાણીતાં સ્ત્રી માસિક 'શ્રીમતિ' નાં તેઓ તંત્રી છે અને કોર્ટમાં વકીલાત કરનાર છે.


સુરતના યુવકસંઘના સ્વદેશી બઝારમાં ગરબાનો રસિક કાર્યક્રમ.

**બીજી વાર લગ્ન !** મદ્રાસના ગોપાલ ચેટી નામનો શ્રીમંત પોતાની પત્ની જીવતી હોવા છતાં ૧૭ વર્ષની બીજી છોકરી સાથે પરણવા તૈયાર થયો એટલે પહેલી પત્નીએ કોર્ટમાં ફરિયાદ માંડી કે હિન્દુ કાયદા પ્રમાણે એક ઉપર બીજી સ્ત્રી થઈ શકે નહિ. ના. જડજે લગ્ન અટકાવ્યાં છે.

**નવ પત્નીને ૫૫ છોકરાં !** મદ્રાસમાં ત્રિપુન દુરા ગામમાં પુલાયા જાતિના એક અસ્પૃશ્ય પુરૂષે ૭૮ વર્ષની વયે નવમું લગ્ન કર્યું છે. તેની નવે પત્નીઓ જીવે છે. અને બધાં મળી તેને ૫૫ છોકરાં છે. તેણે પહેલું લગ્ન ૨૨ વર્ષની ઉમરે કર્યું હતું.

**સમાજ–સીતમની ભઠ્ઠીમાંઃ** કલકત્તાના મી. ટી. સી. દત્તની ૧૬ વર્ષની પત્ની યમુનાએ પતિ, સાસુ તથા નણંદનો અસહ્ય જુલમ સહન ન થવાથી આપઘાત કર્યો છે કોરોનરની કોર્ટમાં

સ્વતન્ત્ર થવા મથી રહી છે; અહિંસાને માર્ગે તે દેશના રાજ્યબંધારણમાં ક્રાન્તિ લાવવા ઇચ્છે છે. એવે સમયે ક્રાન્તિશાસ્ત્રના રશિયન આચાર્ય ક્રોપોટકિને રશિયાની પ્રજાને શીખવેલા સિદ્ધાંતોનું વાચન પ્રાસંગિક જ ગણાશે. મહાત્મા ટોલસ્ટોય કરતાં ય ક્રોપોટકિનનું સ્થાન ઉંચું છે. ટોલસ્ટોય જે લખી ગયા તે ક્રોપોટકિને જીવનમાં ઉતાર્યું હતું. આ પુસ્તકમાં એ મહાપુરૂષના ત્રણ ઉપયોગી લેખો અપાયા છે. એમની જીવનરેખા પણ આપવામાં આવી છે. ગુજરાતની જનતા એમાંથી દેશોદ્ધાર માટે અણમુલા પાઠ શીખી શકશે.

ભારતના ભડવીરો: લેખક: રા. રામનારાયણ ના. પાઠક. પ્રકાશક: શ્રી ભાવનગર મહિલા વિદ્યાલય તરફથી સૌ. વિનોદિની યાજ્ઞિક અને રા. બળવંતરાય મહેતા. મૂલ્ય: આઠ આના.

જુના જમાના સાથે એ જમાનાની બાળકોના હૃદય પર સચોટ સંસ્કાર પાડતી શિક્ષણ પ્રણાલિ ભૂતકાળના સંસ્મરણ જેવી બની રહી છે. એ જમાનામાં કુટુંબના વડીલો રાતે વાળુ કરી પરવારી બાળકોને " વાર્તા " કહેતાં. રામાયણ મહાભારતના વસ્તુનો પરિચય એ રીતેજ એ ગ્રંથો વાંચ્યા વિના આપણે કરતા. એ શૌર્યભરી કથાઓ, એ પ્રાચીન સંસ્કૃતિના શબ્દચિત્રો આપણું જીવન ઘડતા. આજે સમયના અભાવે, કેળવણીની વિલક્ષણતાએ અને ખોટી શરમે એ પ્રણાલિ વીસરાવી દીધી છે. હવે એ લાભ આપણે પુસ્તકો દ્વારાજ બાળકોને આપવો રહ્યો. સદભાગ્યે એ વાર્તાશૈલીમાં પુસ્તકો ગુજરાતી સાહિત્યમાં લખાવા માંડયા છે અને આ પુસ્તક તેનો એક સુંદર નમુનો છે. ભારતના પાંચ ભડવીરો શિવાજી, પ્રતાપ, દુર્ગાદાસ, પૃથુરાજ અને ગોવિન્દસિંહની કથાઓ લેખકે એમાં આલેખી છે. ઉત્સાહી વડીલો એ પુસ્તક વાંચી તેનો લાભ પોતાના બાળકોને આપી શકે. લેખકે તો સફળ પરિશ્રમ કરી પોતાની ફરજ બજાવી છે; હવે આપણી ફરજ બાકી રહે છે. ભાઇ મેઘાણીએ પુસ્તકનો 'પરિચય' કરાવી તેની ઉપયોગિતા વધારી છે. તેનું મૂલ્ય સમજાવ્યું છે. આ પુસ્તકના લેખન અને પ્રકાશન માટે લેખક તેમજ પ્રકાશકોને અમે ધન્યવાદ આપીએ છીએ.

રાજ્યરત્ન બીરબલનો હાસ્યભંડાર (સચિત્ર): લેખક: રા. પેસ્તનજી જમશેદજી સટ્ટા. મૂલ્ય: રૂ. ૨-૮-૦.

બાદશાહ અને બીરબલને નામે અનેક હાસ્યરસિક અને હાજરજવાબી ટુચકાઓ જનસમાજમાં પ્રચલિત છે. એ વાતોની સંખ્યા અતિ મોટી છે. એ સર્વનું સંશોધન કરી લેખકે આ ઉપયોગી ગ્રંથ તૈયાર કર્યો છે. અત્યાર પ્હેલાં એમણે " અકબર-બીરબલનો વિનોદી વાર્તા સંગ્રહ." પ્રકટ કર્યો છે. જાતે પારસી છતાં એમની ભાષા કોઇ પણ હિંદુ લખે તેવી લગભગ શુદ્ધ અને સરળ છે. એમણે આપેલી વાર્તાઓ વિનોદ ઉપરાંત વ્યવહાર કુશલતા, હાજર જવાબી અને અક્કલમંદીથી ભરેલી હોઇ, દીવાન બ્હાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી કહે છે તેમ " મનને આનંદ આપવા ઉપરાંત તે એક રીતનું શિક્ષણ-એક જાતની કેળવણી પણ આપે છે અને તેથી એટલે દરજ્જે એ અમુક પ્રજાની ઉન્નતિને સહાયક થઇ પડે છે." એમના પ્રથમ પુસ્તકને રસિક વાચકોએ આદર આપ્યો છે અને તેઓ આ ગ્રન્થ પણ જરૂર સત્કારશે. લેખકે અકબર બાદશાહના સમયની અને રાજા બીરબલ વિષે ઉપયોગી માહિતી પણ આપી છે અને કેટલાંક ફોટો-ચિત્રોથી પુસ્તકને વધારે ઉપયોગી બનાવ્યું છે.

રૂદ્રાધ્યાય અને રૂદ્ર, શિવ, અને લિંગ સંપ્રદાય ( કર્તાઓ: રા. ડોલરરાય માંકડ M. A. અને રા. ચંદ્રશંકર શુક્લ B. A. પ્રકાશક. નાગરિક પ્રકાશન મંદિર કરાંચી. પૃષ્ઠ ૮૧. કીંમત. રૂ. ૦-૧૨-૦ ) આ યુગમાં જ્યારે ધર્મની એટલી બધી ગ્લાનિ વ્યાપી રહી છે કે ઇશ્વરે રોજ રોજ અવતાર લેવા જોઇએ તે વખતે ગુજરાતી વિદ્વાનોને હાથે હિંદના શિવસંપ્રદાયની શાસ્ત્રીય ( Rational અને Logical દ્રષ્ટિબિંદુથી ) મિમાંસા પ્રકટ થાય એ અભિમાન લેવા જેવું છે. માત્ર એમ કરવા માટે તેમને શા પ્રસંગ મળ્યા છે તે સમજાયું નથી. છતાં ચાર ચાર શંકરાચાર્યો જે કાળે પોતાના હક્કો સ્થાપવા માટે હરત આજકાલ ચલાવી રહ્યા છે તે કાળે આ પ્રકાશન જરૂર પ્રાસંગિક છેજ એમ આપણે માની લઇશું. તો પણ એટલું કહીશું કે ગુજરાત, આજનું અને આવતી

કારનું, જીવનના બીજા વધારે ઉપયોગી પ્રશ્નોની મિમાંસાની તેમની પાસેથી આશા રાખે છે તે તેઓશ્રી ન ભૂલે. પુસ્તકમાં એક ધ્યાનપૂર્વક દૃષ્ટિ દોડાવતાં અમને જર્મન પ્રોફેસર મેક્ષ મુલરના નાસ્તિકવાદમાંના સત્ય વિષેની વધારે ખાત્રી થઇ. તેનું કહેવાનું એમ હતું કે "મૂર્તિપૂજાનું મૂળ માણસની પ્રાથમિક દશામાં દૈવી શક્તિઓથી ઉત્પન્ન થયેલી ભીતિ છે." આ વિદ્વાન કર્તાએ વેદકાળમાં રૂદ્રની લિંગપૂજા કેવા સંજોગોમાં શરૂ થઇ તે સમજાવતાં જે ઇતિહાસ રજુ કરે છે તે ઉપલી હકીકતને પુષ્ટિ આપે છે. રૂદ્ર એટલેજ બ્હીવડાવનાર અને જેની બ્હીક તેની પૂજા એ તરત સમજાય તેવી વાત છે. આખો ઇતિહાસ વાંચ્યા પછી અમે પણ કર્તાના વિધાનમાં સૂર પુરાવીએ છીએ કે હાલનો શિવસંપ્રદાય (તેની નીચી અને ઉંચી કક્ષાઓના સંપ્રદાયો સાથે લેતાં) એ આર્ય–ધર્મ અને અનાર્યધર્મનું મિશ્રણુંજ છે. જેમ અત્યારે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનું 'Blending' થઇ રહ્યું છે તે પ્રમાણે તે બન્ને મૂળથીજ વિરોધક ધર્મોનું Blending થતાં આજનો શિવસંપ્રદાય પરિણમ્યો. મૂર્તિપૂજા એ ભક્તિમાર્ગનો વિષય હોવાથી ભક્તિમાર્ગના અનુયાયીને આ પુસ્તક જરૂર ઉપયોગી થઇ પડશે. જેમને આ સંપ્રદાય વિષે જાણવું હોય તે જરૂર વાંચે. કીંમત જરા વધારે પડતી છે.

**સાભાર સ્વીકાર:** ૧. હિન્દુત્વ: તંત્રી: રા. અં. ચુ પરીખ-પુ. ૧; અંક ૨૩. ૨ પોલપત્રિકા: તંત્રી: રા. નાગરદાસ ગઢીઆ, પુ. ૨; અંક ૩૫–૩૭. ૩. હિન્દુ ધર્મ પત્રિકા: તંત્રી: રા. ચંદ્રમણિ મોતીલાલ વ. ૩; અંક ૧૨. ૪ પ્રચારક: તંત્રી: રા. ચંદ્રમણિ મોતીલાલ. પુ. ૪; અંક ૪. ૫ યશોદા: તંત્રી: રા. મ ન. દોશી. વ. ૨; અંક ૫. ૬ સમાજ સેવક: વ્ય. રા. ગોકળદાસ હી. ઠક્કર. વ. ૫; અંક ૧૧. ૭ ભાગ્યોદય: તંત્રી: રા. જેઠાલાલ દે. દવે. વ. ૧૭; અંક ૧–૩. ૮. મેમણ સુધારક: તંત્રી: રા. એ. એસ. વલી વ. ૧; અંક ૫. ૯ જાગૃતિ: તંત્રી: મેસર્સ તુરખીયા, કાણી અને બાયાણી. વ. ૫; અંક ૫. ૧૦ યુવક બન્ધુ: પ્ર. રા. મં. મ. લાધાવાળા વ. ૧; અંક ૨. ૧૧ અહેવાલો: (૧) મોન્ટેસોરી શિક્ષણસંઘ: પ્હેલાં ત્રણ વર્ષનો અહેવાલ: સં. ૧૯૮૫ સુધી, (૨) શ્રી મુનિમહારાજ શ્રી મોહનલાલજી જૈન સેંટ્રલ લાઇબ્રેરી તથા સંસ્કૃત પાઠશાળા ૧૯૨૫–૨૭ (૩) શ્રી મૂળચંદ જીવરાજ કન્યા વિદ્યાલય, લીંબડી: સં. ૧૯૮૦–૮૪ (૪) શ્રી મોઢ સેવા મંડળ, હળવદ: ૧૯૨૮–૨૯.

## ફીજીમાં હિન્દીઓ

ફિજીના હિન્દી માટે સમાજ સેવાનું વિશાળ ક્ષેત્ર પડેલું છે. યુવાનોએ એ ક્ષેત્રમાં ઝંપલાવવાની જરૂર છે. ત્યાંની આબોહવા ઘણી તંદુરસ્ત છે. પરંતુ નાની માતાઓ અને મોટી છોકરીઓને તંદુરસ્તી અને બાલ કલ્યાણની દિશામાં ઘણું શિક્ષણ આપવાની ખાસ જરૂર છે. ફીજીમાં બાલ મરણનું પ્રમાણ હિન્દીઓ કરતાં ફીજીઅનોમાં ત્રણ ગણું વધારે છે પરંતુ હિન્દીઓ સામાન્ય સ્ત્રીવર્ગના અને ખાસ કરીને નાની માતાઓના અજ્ઞાનને લીધે જોઇએ તે કરતાં વધારે બાળકો ગુમાવે છે. વળી હિન્દી સ્ત્રીઓ તેમજ છોકરીઓ ઘણીજ મોજ શોખો ઉડાવે છે. હિંદમાં કરવા પડતાં ઘણા ખરાં કામ તેઓને ફીજીમાં કરવા પડતા નથી. ઘણું થોડું કામ કરવાનું હોય છે. આમાં સ્ત્રીઓને સ્વતંત્રતા પણ ઘણીજ આપવામાં આવી છે એટલે તેઓની મોજ શોખો નિરંકુશ છે સ્ત્રીત્વના આદર્શો તે લક્ષમાં લઇ આવા ફુરસદના સમયનો સદુપયોગ થાય તો ઘણું સારું કાર્ય થઇ શકે.



# નોંધ

**વસમી વિદાય.**

"ગુણસુંદરી"ના તંત્રીપદમાં થતા ફેરફારના ખબર એક વાર ફરી અમારે વાચકોને દિલગીરી સાથે આપવાની ફરજ પડે છે. અમારા સહતંત્રી ભાઇ જદુરાય ખંધડીઆ પોતાની નોકરીને અંગે મુંબાઇ છોડી કલકત્તા જતા હોવાથી તેઓશ્રી તંત્રી તરીકેની જવાબદારીમાંથી મુક્ત થાય છે. માસિકના વાચકોને તેમની ખોટ અત્યંત સાલશે એમાં શંકા નથી. સહતંત્રી તરીકેની જવાબદારીનો તેમણે સ્વીકાર કર્યો ત્યારથી અત્યાર સુધીમાં માસિકને ઉચ્ચ કોટીએ લઈ જવા તેમણે અનેક અથાગ અને સફળ પરિશ્રમ કર્યાં છે. માસિકનાં અત્યારનાં કેટલાંક તત્વો તો તેમને જ આભારી છે અને એ તત્વો જતાં વાચકોને જરૂર દિલગીરી થશે. અમારે માટે તો એમની એ વિદાય વસમી થઇ પડશે. તંત્રીપદની જવાબદારીનો જે બોજો એ ભાઇ વહન કરતા તે હવે અમારે વહન કરવો પડશે; જે ફરજો એ ભાઇ અદા કરતા તે હવે અમારે અદા કરવી પડશે. ઉપરાંત માસિકના સંચાલનમાં એમના સતત ચિંતન અને ઉપયોગી સૂચનાઓ અનેક રીતે લાભદાયી અને માર્ગદર્શક થતાં, તે પણ અમે ગુમાવી બેસીશું. અમને સંતોષ હોય તો તે માત્ર એટલો જ કે મુંબાઇ છોડી કલકત્તા-નિવાસ કરવાથી એ ભાઇ પોતાની આર્થિક ઉન્નતિ સાધી રહ્યા છે. આ કારણે અમારી મુશ્કેલીઓ વધતી હોવા છતાં તેમની એ ઉન્નતિ ઉત્તરોત્તર વધે એવી ઇચ્છા સાથે અમે તેમને વિદાય આપીએ છીએ. માસિક સાથેનો નિકટ સંબંધ છોડતાં તેમને પોતાને પણ જરૂર દિલગીરી થશે. લાંબા સમયથી "ગુણસુંદરી"ને તેમણે પોતાનું બાળક ગણ્યું છે અને બાળકને છોડતાં કોઇ પણ જનકનું હૃદય દુઃખ ન અનુભવે એમ ન જ બને. તેમણે અમને વચન આપ્યું છે કે કલકત્તા રહ્યે રહ્યે પણ તેઓશ્રી માસિકની ઉન્નતિ માટે ચિન્તન કરશે અને બનતી સર્વ પ્રકારે તેની સેવા બજાવતા રહેશે. એમનું વ્યવસાયી જીવન એ વચન પાળવા પૂરતો સમય એમને અવારનવાર ફાજલ પાડી આપે એવી અમે આશા રાખીએ છીએ અને ભારે હૈયે તેમને વિદાય દઇએ છીએ.

**સંમતિવય સમિતિનો નિર્ણય.**

સર મોરોપંત જોશીના પ્રમુખપદે સંમતિવયનો નિર્ણય કરવા માટે નીમાયલી સમિતિએ પોતાનો નિર્ણય પ્રગટ કરી દીધો છે. જો કે ૯૭ એના રીપોર્ટ સંબંધી વિગતવાર હકીકતો નથી મળી છતાં જે મુખ્ય નિર્ણય પ્રકટ થયો છે તે જોતાં એ સમિતિ માટે સમજુ જનતાએ રાખેલી આશા ફળી છે એમ કહેવામાં ખોટું નથી. મદ્રાસના પેલા ૧૭ મી સદીના વિચારો ધરાવતા વડીધારા સભાના સભાસદ રા. આચાર્યે એ સમિતિના નિર્ણયને બહાને બાળલગ્ન પ્રતિબંધક શારદા બીલને ધારાપોથી પર ચઢતું અટકાવ્યું હતું અને એ નિંદ્ય કાર્યમાં સરકારે તેની પીઠ થાબડી હતી. સમિતિના નિર્ણયથી શારદા બીલનો માર્ગ હવે સર્વથા મોકળો થઇ ગયો છે. શારદા બીલે કન્યા માટે લગ્નવય ૧૪ વર્ષનું ઠરાવ્યું છે અને તેજ નિર્ણય આ સમિતિ પણ આપે છે. વધારામાં પરિણિત સ્ત્રીઓ માટે ૧૫ વર્ષનું અને અન્ય માટે ૧૮ વર્ષનું સંમતિવય સમિતિએ ઠરાવ્યું છે. દેશભરના જુદા જુદા ભાગોમાં ફરી એ સમિતિએ લોકમત જાણ્યો છે અને તેને પરિણામે આ નિર્ણય બાંધ્યો

સુધારક વર્ગની દૃષ્ટિએ આ નિર્ણય પૂરતો વેગવાન નહિ ગણાય છતાં સામાન્ય જનતાની દૃષ્ટિએ તે અનેક રીતે સંતોષકારક છે. અલબત્ત પરિણિત સ્ત્રીઓ માટે ૧૬ વર્ષનું વય રાખવાની જરૂર છે અને એટલે અંશે એ નિર્ણય સખ્ત વિરોધ માંગી લે છે. કદાચ એ સમિતિમાં પણ ૧૭ મી સદીના ઘણા માણસો હશે. એના એક સભાસદ મોલવી મહોમદ યાકુબ એવાજ માણસ હોય એમ જણાય છે. તેમણે પોતાનો વિરોધી રીપોર્ટ લખ્યો છે કે મુસ્લીમ લોકમત પૂરતી સંખ્યામાં સમિતિ જાણી શકી નથી માટે એ નિર્ણય પરત્વે જે કાયદો ઘડાય તેમાંથી મુસ્લીમોને બાકાત રાખવા. સમિતિ જ્યારે જુબાનીઓ લેતી હતી ત્યારે તેની સમક્ષ મુસ્લીમ લોકમત "પૂરતી સંખ્યામાં" રજુ કરવાનો મોલવી સાહેબે શ્રમ શા માટે ન લીધો ? બિચારા એ વાત પણ ભૂલી જાય છે કે દેશનો ફોજદારી કાયદો હિંદુ મુસ્લીમ સર્વને સરખી રીતે લાગુ પડે છે. ખુદા એમના મુસ્લીમ ભાઈઓને એમનાથી બચાવે !

અખિલ હિંદ સ્ત્રી–કેળવણી પરિષદે પોતાના ઠરાવો અમલમાં મૂકવા માટે

**અખિલ હિંદ સ્ત્રી મંડળની** સ્થાપના કરી છે.

**પરિષદ મંડળ.** આ મંડળે સ્ત્રીવર્ગની વિધવિધ પ્રકારે ઉન્નતિ સાધવાના પ્રયાસો શરૂ કરી દીધા છે. એની એક બેઠક દીલ્હીમાં મળી હતી અને ત્યાં એક મધ્યસ્થ ફંડ સ્થાપવા માટે ચર્ચા અને નિર્ણય થયા હતા. ધારાસભામાં સ્ત્રીઓને દાખલ કરાવવા માટે એક ઠરાવ મિસિસ નેહરૂએ રજુ કર્યો હતો અને તે દ્વારા દરેક પક્ષને એક એક સ્ત્રીને ઉમેદવાર તરીકે પસંદ કરવાની માંગણી કરી હતી. ધારાસભાઓ માટે નવેમ્બરમાં નવી ચુંટણી થશે એ આશાથી આ પ્રયત્ન થયો હતો, અને તે માટે તેમનું પ્રતિનીધિ મંડળ જુદા જુદા પક્ષોના આગેવાનોને મળ્યું હતું. પરંતુ હવે ધારાસભાઓની મુદત લંબાઈ છે એટલે એ પ્રયત્નો નરમ પાડવા પડશે; મુદત ન લંબાઈ હોત તો આગેવાનો પાસેથી–કોન્ગ્રેસ પક્ષ સિવાય તેઓ બહુ ઓછી આશા રાખી શકત. યૂરોપીઅન પક્ષના આગેવાન સર ડારસી લીંડસે કહે છે કે અમે તો આખા ચાર જણ છીએ એટલે તમારો જોગ ક્યાંથી કરીએ ! મુસ્લીમ પક્ષના આગેવાન સર ઝુલફીકરઅલી ખાન કહે છે, કોઈ મુસ્લીમ બાનુ ઉમેદવારી કરશે તો અમે વિચાર કરીશું ! મંડળે એ ઉપરાંત સ્ત્રીઓમાં સહકારી પ્રવૃત્તિ વધારવા માટે પંજાબની જેમ બીજા ઈલાકાઓમાં સ્ત્રીઓને એસીસ્ટંટ રજીસ્ટ્રાર તરીકે નીમવાની માંગણી કરી હતી. ગૃહવ્યવસ્થામાં વધારે સરળતા, અનુકુળતા અને કરકસર થાય એવાં સાધનો સંબંધી માહિતી ભેળી કરવા અને એવી વસ્તુઓનું એક પ્રદર્શન દર પરિષદ પ્રસંગે ભરવાની ગોઠવણ કરવા મંડળે મિસિસ હમીદઅલી, મિસિસ આગ્નિઆંવકર, સી. હંસા મ્હેતા, અને મિસિસ ચટ્ટોપાધ્યાયની એક કમિટિ નીમી છે. આ દિશામાં એ બ્હેનો ઉપયોગી કાર્ય કરી બતાવશે એવી અમે આશા રાખીએ છીએ. આ ઉપરાંત મંડળે રેલ્વેમાં સ્ત્રી મુસાફરોને પડતી મુશ્કેલીઓ દૂર કરવા માટે પણ જોગવાઈ કરી છે. મંડળની ઉપયોગી પ્રવૃત્તિ માટે તેનાં સંચાલકોને અમે અભિનંદન આપીએ છીએ અને તેમના એ પ્રયત્નો દિનપ્રતિદિન વધે અને સફળતા મેળવે એમ ઇચ્છીએ છીએ.

## સાક્ષી તરીકે પોપટ

શીકાગોની એવન્યુ પોલીસ કોર્ટમાં એક પોપટની માલીકી માટે મિસિસ એલીમ્પીઆ બ્લેરે મી. જેન સ્લોવીક સામે મુકદ્દમો માંડ્યો હતો. પોપટનું નામ 'બેબી' હતું. બાઈને પોતાનો હક્ક પૂરવાર કરવાનું કહેતાં તેણે પોપટને બ્હાલથી બોલાવ્યો: "હલ્લો બેબી !" પોપટે જવાબ વાળ્યો: "હલ્લો મમા, હલ્લો !" જ્યારે સ્લોવીકે એજ પ્રમાણે "હલ્લો બેબી" કહી પોપટને બોલાવ્યો ત્યારે તેણે ઘુરકીઉં કર્યું. જડ્જે બાઈની તરફેણમાં ચૂકાદો આપ્યો.

સહકાર રજત મહોત્સવ



આગેવાન ભાગ લેનારાં ગુજરાતી અને દક્ષિણી મહિલાઓ.

# કુમારિકા સરસ્વતી
# કે
# ગૃહલક્ષ્મી અને અન્નપૂર્ણા ?

વ્યાખ્યાતાઃ આચાર્ય આનંદશંકર બા. ધ્રુવ,
એમ. એ., એલ એલ. બીઃ,
પ્રો-વાઇસ ચાન્સેલર, બનારસ હિંદુ યૂનીવરસીટી.

પ્રો. કર્વે સ્થાપિત શ્રીમતિ નાથીબાઇ દામોદર ઠાકરસી હિંદી સ્રીવિદ્યાપીઠનો અગીઆરમો પદવીદાન સમારંભ મુંબઇના બ્લેવેટસ્કી હોલમાં રવિવારે કુલપતિ સર ચુનીલાલ વ. મહેતાના પ્રમુખપદે ઉજવાયો હતો. સર ચુનીલાલે, વિદ્યાપીઠની નવી સ્નાતિકાઓને પદવી અર્પણ કર્યા પછી, બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયના પ્રો-વાઇસ ચાન્સેલર આચાર્ય આનંદશંકર બાપુભાઇ ધ્રુવને, પદવીદાન વ્યાખ્યાન કરવાનું જણાવતાં કહ્યું કે વિદ્યાપીઠ પદવીદાન વ્યાખ્યાન આપવા માટે જાણીતા કેળવણીકારોને નોતરે છે. કેળવણીના ક્ષેત્રમાં આચાર્યશ્રીએ કરેલી સેવાની સર ચુનીલાલે મુક્તકંઠે પ્રસંશા કરી હતી. પછી આચાર્યશ્રીએ આભાર માની નીચેનું વ્યાખ્યાન કર્યું હતું:—

૧૫ વર્ષ પહેલા હિંદી સ્રીઓ માટે વિદ્યાપીઠ સ્થાપવાનો પ્રો. કર્વેનો ઇરાદો જાણવામાં આવતાં મને આનંદ સાથે આશ્ચર્ય ઉપજ્યું હતું. તે એ વિચારે કે ઇલાકાના બધાંયે મુખ્ય શહેરોમાં છોકરીઓ માટે માધ્યમિક શાળાઓ ન હતી ત્યાં સ્રીઓની વિદ્યાપીઠ ! આ અસામાન્ય વિચાર, એક અજ્ઞાન મિત્રે જાપાનની સ્રીવિદ્યાપીઠને લગતું ચોપાનીયું પ્રો. કર્વેને, ૧૯૧૫ ના ડીસેમ્બરમાં મુંબઇમાં રાષ્ટ્રીય સામાજીક પરિષદનું પ્રમુખપદ લીધું તે બાદ મોકલ્યું, તેને આભારી છે. જાપાન, કે જેનો છેલ્લાં ૬૦ વર્ષોનો ઇતિહાસ, ખાસ કરીને કેળવણી અને ઉદ્યોગોનાં ક્ષેત્રમાં તો અર્વાચીન હિંદ માટે અભ્યાસખંડ સમો છે, તે જાપાનનું દૃષ્ટાંત પ્રો. કર્વેને ઉંડી અસર કરે તો આશ્ચર્ય નહિ. લાંબા કાળના એક વ્યવહાર સુધારક તરીકે, હિંદમાં સામાજિક સુધારા અને સ્રીકેળવણીના માર્ગમાં કઇ-મુશ્કેલીઓ નડે છે, તેનો તેમને અચ્છો ખ્યાલ હતો. હિંદી સમાજમાં જો સ્રીકેળવણીને લોકપ્રિય અને જીવંત બળ બનાવવી હોય તો તે હિંદી જીવનની જરૂરીઆતોને પોષતી બનાવવી જોઇએ એમ તેમને લાગ્યું. આ માટે બે બાબતો જરૂરની હતી. એક છોકરીની કેળવણી પૂર્ણ કરવાને ઓછો સમય અને બીજું, તેઓની કેળવણીનું ધોરણ માતૃત્વના હિંદી આદર્શ જોડે સંબંધ ધરાવતું હોય. જાપાનમાં સ્રીકેળવણીનાં પ્રથમ ફળો અસંતોષકારક ઉપજ્યાં છે. કારણ કે અમેરિકન ધોરણે શિક્ષણ પામેલી છોકરીઓને ' આજ્ઞાધીનતાથી ' અસંતોષ થયો હતો. પરંતુ તરતજ પલટો થયો અને જાપાનની છોકરીઓને અનુકૂળ થાય એવી કેળવણીની રાષ્ટ્રીય માંગણી સ્વીકારવી પડી. પ્રો. કર્વેને પણ હિન્દમાં એવોજ અનુભવ થયો. બીજું, છોકરીઓ પોતાની કેળવણી પૂર્ણ કરી શકે

એટલાં માટે લગ્નવય પણ મુલતી રાખવાની જરૂર જણાઇ. તેઓની લગ્નવય ઘણી વહેલી પસાર થઇ જાય તે પહેલાં માધ્યમિક અને ઉચ્ચતર શિક્ષણ તેઓને મળી રહે એવા અભ્યાસક્રમની યોજના જરૂરી માલમ પડી. આમ બે રીતેજ બની શકેઃ એક, છોકરાઓના અભ્યાસક્રમમાંના કેટલાક નકામા વિષયો છોકરીઓના અભ્યાસક્રમમાંથી કાઢી નાંખીને અને બીજું, માતૃભાષાદ્વારા શિક્ષણ આપીને. આ વિદ્યાપીઠનાં આ બે મુખ્ય લક્ષણો છે.

## માતૃભાષા–શિક્ષણનાં વાહન તરીકે:

કેળવણીના સિદ્ધાંત તરીકે, એટલું તો સૌ કોઇ કબુલ કરે છે કે, વિદ્યાર્થીની માતૃભાષા એજ માત્ર શિક્ષણનું કુદરતી વાહન છે. આ સંબંધમાં અનેક વાંધાઓ ઉઠયા કરે છે. કોઇ કહે છે કે હિંદને સમાન રાષ્ટ્રભાષાની જરૂર છે.અને અંગ્રેજીજ રાષ્ટ્રભાષા બની શકે. બીજું અંગ્રેજી વિશ્વભાષા છે અને તેથી આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં જરૂરની છે; ત્રીજું; આ નવો અખતરો જ્યાં જ્યાં કરવામાં આવે છે ત્યાં ત્યાં અંગ્રેજી નબળું માલમ પડે છે, અને ચોથું, હિંદી માતૃભાષાઓ હજુ ઘણી નબળી છે અને તેમાં હજી સારાં પાઠયપુસ્તકો પણ નથી. કેળવણી કેમ ખરી બનાવવી ? એ આજના પ્રશ્નની સામે જો આ બધી દલીલો મુકવામાં આવે તો છેલ્લી દલીલ સિવાય એકેય દલીલ તેની સામે ટકી શકતી નથી. આપણે અત્યારે એવા યુગમાં પ્રવેશીએ છીએ કે તેમાં ખરી કેળવણીનાં એક બીંદુનું વજન પરભાષાના ટનબંધી શબ્દોથી વધુ અંકાશે. અંગ્રેજીને રાષ્ટ્રભાષા બનાવવી મુશ્કેલ છે. હિંદુસ્તાન માટે તો રાષ્ટ્રભાષા બની શકે તેવી માત્ર હિંદુસ્તાનીજ ભાષા છે જેવી અંગ્રેજો માટે અંગ્રેજી અને જર્મનો માટે જર્મન. હિંદુસ્તાની અર્ધા ઉપર દેશની રાષ્ટ્રભાષા છે અને જ્યાં એ ન હોય ત્યાં તેને રાષ્ટ્રભાષા બનવાનો પહેલો હક્ક છે. અત્યારે એ પ્રશ્નનો વધુ વિચાર આવશ્યક નથી. અંગ્રેજી અને યુરોપીય વિદ્યાપીઠો કરે છે તેમ એકમેક સાથે સહકાર કરી વ્યવહાર ચલાવે એવી ભાવાના ધોરણે સ્થપાયલી જુદી જુદી પદ્ધતિની અસંખ્ય વિદ્યાપીઠોની જરૂર છે.

## અંગ્રેજી મોટી વિશ્વભાષા

અંગ્રેજીની, એક મોટી વિશ્વભાષા તરીકે, અગત્ય આપણે સ્વીકારીએ છીએ, અને તેથી આપણા ફરજીયાત વિષયોમાં એને સ્થાન મળે. આથી પહેલા બે વાંધાનો નિકાલ પણ થઇ જશે. બીજા વાંધાનો વિચાર વધુ ગંભીરપણે કરવો ઘટે છે. શિક્ષણના વાહાન તરીકે અંગ્રેજીનો ઉપયોગ ન થતાં વિદ્યાર્થીનું અંગ્રેજી નબળું પડી ન જાય તે માટે આપણે બીજી પદ્ધતિઓ અખત્યાર કરવી જોઇએ. પરંતુ તેનો પ્રચાર વિસ્તારીને બીજા વિષયોને તો અન્યાય નજ થાય. હવે છેલ્લો માતૃભાષામાં પાઠયપુસ્તકો હોવાનો અભાવનો વાંધો એટલા પૂરતોજ છે કે માતૃભાષા શિક્ષણનું વાહન નથી. ઉપરાંત પાઠયપુસ્તકો દ્વારા શિક્ષણ એ હરેક કેળવણીકારના મત પ્રમાણે ખોટી પદ્ધતિ છે. સાહિત્ય સિવાયના બધાયે વિષયો સંક્ષેપ દ્વારાજ ઉત્તમ રીતે શિખવાય છે. વ્યાખ્યાનોજ પાઠય પુસ્તકો બનવા જોઇએ, પાઠય પુસ્તકોના વ્યાખ્યાનો નહિ. લાંબા કાળથી ચાલી આવેલી પાઠયપુસ્તકોની પદ્ધતિજ હાલની કલ્પનાશક્તિના અભાવ માટે જવાબદાર છે.

## સ્ત્રીઓ માટે જુદી વિદ્યાપીઠ !

હિંદના સ્ત્રીકેળવણીના હિમાયતીઓ તરફથી વખતોવખત એમ પૂછવામાં આવે છે કે ખાસ અભ્યાસક્રમ સાથે જુદી સ્ત્રીવિદ્યાપીઠ શા માટે હોવી જોઇએ ? મારો સાદો જવાબ

આ છેઃ કારણ કે દેશની કેળવણીપદ્ધતિમાં સ્ત્રીઓની ખાસ જરૂરીઆતોની કાંઇ વ્યવસ્થા ન કરીને પુરૂષોએ લાંબા કાળ સુધી, અક્ષમ્ય લાંબા કાળ સુધી, સ્ત્રીઓ પ્રત્યે બેદરકારી બતાવી છે. મેકોલેના નામ સાથે જોડાયલી તેમજ રાજા રામમોહનરાયના દેશપ્રેમ અને દીર્ઘ દૃષ્ટિને આભારી કેળવણીપદ્ધતિને આ દેશમાં સોએક વર્ષ થયાં છે. અને ઉચ્ચતર કેળવણી તરફ લક્ષ્ય દોડાવીએ તો હિંદની વધુ ભાગની વિદ્યાપીઠો ૭૦ વર્ષો ઉપર થયાં કામકાજ કરે છે. આ લાંબા સમય દરમ્યાન, નવી કેળવણીએ દેશને જાગૃત કર્યો છે; જુદી જુદી વસ્તીને ગુંથી છે અને એક શબ્દમાં કહીએ તો હિંદને અર્વાચીન સ્વરૂપ આપ્યું છે. છતાંએ સ્ત્રીકેળવણીની દિશામાં ઘણું જ થોડું કર્યું છે. જુદા જુદા પ્રાંતોના કેળવણી-ખાતાંઓમાંથી કોઇએ સ્ત્રીકેળવણીના પ્રચાર માટે કોઇ મોટી યોજના રજુ કરી નથી. તેમ વિદ્યાપીઠોએ પણ સ્ત્રીઓ માટે વિદ્યાલયો સ્થાપવાની જરૂરીઆતનું દબાણ સરકાર ઉપર કર્યું નથી. એમ કહેવાશે કે છોકરાઓ માટે વિદ્યાલયો છે જેમાં છોકરીઓ જઇ શકશે અને એ રીતના સહશિક્ષણથી હિંદમાં સ્ત્રી અને પુરૂષ વચ્ચે જે આડ છે તે દૂર થશે. સહશિક્ષણના લાભ હું જાણું છું, કારણ કે મહધરમાં ગોંધાઇ રહીને સાચવવાના ગુણમાં હું માનતો નથી. પરંતુ સ્ત્રીઓ માટેના જુદાં વિદ્યાલયોના અભાવે જે હાનિ થાય છે તે એ લાભથી પૂરાતી નથી એવો મારો નમ્ર અભિપ્રાય છે. આંતર–વિદ્યાલયવ્યાખ્યાનો, ચર્ચાઓ, રમત ગમતો, અને સંમેલનોમાં એ લાભ તો મેળવી શકાય પરંતુ હાલમાં સ્ત્રીકેળવણીને જે આ વેગની જરૂર છે તે તો સ્ત્રીઓ માટે જુદી વિદ્યાપીઠો સ્થાપવાથીજ મેળવી શકાશે. સ્ત્રીઓ પુરૂષોના જેવુંજ માનવ પ્રાણી છે એનો પૂર્ણ સ્વીકાર કરું છું. પરંતુ તે સાથે એ ન ભૂલાવું જોઇએ કે તેઓ 'સ્ત્રી' જેવા મનુષ્ય પ્રાણી છે અને તેથી તેઓની કેળવણી પુરૂષોની કેળવણી કરતાં કાંઇક જુદા પ્રકારની હોવી જોઇએ. સ્ત્રીઓ માટે જૂદો અભ્યાસક્રમ એનો અર્થ 'હલકા' વિષયો એમ વિચારવું એ ખોટું છે. અભ્યાસનું જુદા પણું બે જાતિઓની અથવા કહેવા દો કે, રાષ્ટ્ર ઘડતા માનવ પ્રાણીઓના બે કુદરતી જથ્થાની જૂદી જૂદી જરૂરીઆતનાં ધોરણે છે. એક જથ્થાએ રાજ્ય, લશ્કર અને બજારની દેખરેખ રાખવાની છે, બીજાએ ગૃહ, સારવાર અને માનવ જીવન ને મધુરું બનાવવા આવશ્યક હોય તેવી આધ્યાત્મિક અને ભૌતિક સરળતા તરફ જોવાનું છે. એક જથ્થાની વ્યકિત બીજા જથ્થાની વ્યકિતનાં જેટલું જ કામ કરી શકે એવી હોઇ શકે તેથી એ બન્નેની વચ્ચે કોઇ પણ પ્રકારનું બંધન હોવું ન જોઇએ. એકજ ક્ષેત્રમાં કાર્યકર્તાઓ લાદવા અને તે પણ બીજા ક્ષેત્રમાં અભાવ હોય ત્યારે એ રાષ્ટ્ર અને માનવશકિતનો વ્યર્થ વ્યય છે. નવા સમાજશાસ્ત્રનો સિદ્ધાંત સહકાર છે; હરિફાઇ નથી.

નિવાસગૃહયુકત વિદ્યાપીઠના લાભો ઘણા છે. કારણ કે વિદ્યાપીઠના બધાયે સભ્યોના સમાનનિવાસથી અધ્યાપકો અને વિદ્યાર્થીઓ વચ્ચે, અધ્યાપકો અને અધ્યાપકો વચ્ચે, વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીઓ વચ્ચે વધુ સહકાર ઉત્પન્ન થાય છે. પરંતુ હિન્દ જેવા ગરીબ દેશમાં આવી વિદ્યાપીઠો સ્થાપવી એ યોગ્ય નથી. અત્યારે તો દેશભરમાં સારી સંખ્યામાં શાળાઓ અને વિદ્યાલયો જ સ્થાપવાં અને પછી અનુકૂળ પડે ત્યારે નિવાસગૃહયુકત બનાવવાં.

## ગુજરાત માટે જુદી વિદ્યાપીઠ.

હિંદુ સંસ્કૃતિના મૂળ ઐકય તરીકે ગુજરાત અને મહારાષ્ટ્રનાં વિદ્યાલયોને એક વિદ્યા-

પીઠમાં જોડી દેવા એ નહિ ઇચ્છવા યોગ્ય નથી. પરંતુ સમાનતા જેટલાજ અગત્યના ભિન્નતાના મુદ્દાઓ હોવાથી યોગ્ય રૂડે થયે, ગુજરાત માટે જુદી વિદ્યાપીઠની આવશ્યકતા છે. મારી દૃષ્ટિએ તો આ તત્કાલ પૂર્ણતાએ પહોંચાડવાની બાબત છે. પરંતુ તે પૂર્ણતાએ પહોંચે નહિ ત્યાં સુધી હાલમાં આ બન્ને પ્રાંતો જે સહકાર રાખતા આવ્યા છે તે ચાલુ શા માટે ન રાખે ?

## સ્નાતિકા બહેનોને.

વ્યાખ્યાન પૂર્ણ કરું તે પહેલાં વિદ્યાપીઠની સ્નાતિકાઓને ખાસ થોડાક શબ્દો કહીશ.

બહેનો ! તમારા વિજય માટે અભિનંદન. પ્રાચીન હિંદી સંસ્કૃતિના એક અભ્યાસી તરીકે હું તમને ખાત્રીથી જણાવું છું કે શિક્ષણ લઇને તમે, મનુની पुराकल्पे तु नारीणां मौञ्जीबन्धनमिष्यते એ પદ્ધતિનું પરિપાલન કર્યું છે. હારિતે છોકરીઓના બે વર્ગો કહ્યા છે* બ્રહ્મવાદિની અને સદ્યોવધૂ. એટલે જેઓ અભ્યાસને વળગે અને જેઓ તત્કાળ પરણીત થાય. આ બે વર્ગોમાં એક વચલો એવો પણ વર્ગ છે જે ઉપવીત લીધા પછી તરતજ પરણતી નથી પરંતુ કેટલાંક વર્ષો શિક્ષણ લેવામાં ગાળે છે. કારણ કે કલિયુગે જુની પદ્ધતિ ફેરવી નાંખી અને ઉપવીત સંસ્કાર દંભ બન્યો તે પહેલાં તેમ કરવાની તેઓને ફરજ હતી. તમારે, તમારા આત્મદૃષ્ટાંતથી એ જૂની પદ્ધતિને સજીવન કરવાની છે.

તમારે માટે વિશાળ કાર્યક્ષેત્ર પડયું છે. બાલઉછેરની વધુ સારી પદ્ધતિઓ દાખલ કરીને તમારે ભવિષ્યની જનતાના ઘડનારા બાલકોને ઉછેરવાના છે. હિંદી ગૃહોને તમારે વધુ આરોગ્યવાન, વધુ સુંદર અને શાન્ત બનાવવાનાં છે. એવું ઘણુંયે કલ્યાણકાર્ય છે, જે તમે સ્ત્રીઓ જ માત્ર કરી શકો. આપણી અસંખ્ય કમનશીબ બહેનો દારિદ્ર, અજ્ઞાનતા અને અન્યાયી સમાજિક રિવાજોથી સબડે છે જે તમારો આશ્રય સ્વીકારશે. ઇસ્પિતાલમાં હજારો માંદાઓ તમારા આશ્વાસક હાથની પ્રતીક્ષા કરી રહ્યા છે. શિક્ષિકાઓના અભાવે, આજે માધ્યમિક કેળવણીને અત્યંત સહન કરવું પડે છે. અને જો બાલ કેળવણી ખરેખરી યોગ્ય અને વૈયક્તિક બનાવવી હોય તો તે ગૃહ દ્વારાજ બની શકશે. તમારામાંની કોઇક સંશોધનમાં પડવા આતુર હશે તો તેને માટે બાલમાનસશાસ્ત્ર જેવું વિશાળ ક્ષેત્ર પડયું છે. ઉત્તર અને દક્ષિણના બે ફાંટાવાળું હિંદી સંગીત—જેનો શાસ્ત્રીય અને ઐતિહાસિક અભ્યાસ કરી યુરોપીય સંગીત સાથે તેની સરખામણી કરી હિંદી સંગીતને પ્રગતિમાન કરી શકશો. ચિત્રકળા માટે પણ એમજ. બીજું, પાકશાસ્ત્રનું રસાયણ પૂરતું ક્ષેત્ર પૂરૂં પાડે છે. જો તમે બંગાળી, મદ્રાસી, મહારાષ્ટ્રીય, ગુજરાતી, અને હિંદુસ્તાની પાકશાસ્ત્રનો શાસ્ત્રીય અને કલાયુકત અભ્યાસ કરી સુંદર સામગ્રી પૂરી પાડતા હો તો તમારા ભાઇઓને શા માટે ઇટાલીયન કંદોઇનો આશ્રય લેવો પડે ? એમ ન માનશો કે અમે પુરૂષો, તમને આ કામ કે એવાજ કામમાં ગોંધાઇ રહેલાં રાખવા માગીએ છીએ; પ્રાચીન કાળમાં હિંદી સ્ત્રીઓએ કવયિત્રિ, તત્ત્વજ્ઞાનિ, વૈજ્ઞાનીકા અને મુત્સદ્દી તરીકે નામના મેળવી હતી. પ્રાચીન હિંદીજીવનના અરીસા સમા મહાભારતમાંથી આવી સ્ત્રીઓના અનેક દાખલા મળશે.અને તેમને પગલે ચાલવું એ તમારી ફરજ છે. વિદ્વાન,

* द्विविधा स्त्रियो ब्रह्मवादिन्यः सद्योवध्वश्च । तत्र ब्रह्मवादिनीनामुपनयनमग्नीन्धनं वेदाध्ययनं स्वगृहे च भिक्षाचर्येति । सद्योवधूनां तु उपस्थिते विवाहे कथंचिदुपनयनमात्रं कृत्वा विवाहः कार्यः ।

સાહિત્ય, રાજકારણ અને સામાજિક તેમજ ધાર્મિક જીવનમાં અર્વાચીન હિન્દ ઘણીજ પ્રગતિનું ચિન્હ દર્શાવી રહ્યું છે. તેમાં સ્ત્રીઓએ પણ પોતાનો યોગ્ય હિસ્સો આપવા માંડયો છે. એ સાથે લગ્ન અને તેથી આવી પડનારી જવાબદારીઓ તમારૂં મોટું કાર્યક્ષેત્ર છે. મારા મિત્ર બાબુ ભગવાનદાસે એક પ્રસંગે કહ્યું હતું; "સ્ત્રીઓનો વધુ ભાગ, કુદરતી રીતે જ, ખરા હૃદયથી કુમારિકા સરસ્વતીનો નહિ પરંતુ ગૃહલક્ષ્મી અને અન્નપૂર્ણા થવા ઇચ્છે છે, જેના સહચારથી સહચારીના જીવનમાં આનંદ અને બળ ઉત્પન્ન થાય છે. અને તેઓના જીવનકાર્યક્ષેત્રમાં સફળતા મેળવી શકાય છે." યોગ્યજ કહેવાયું છે કે "માતા સૌથી ઉત્તમ ગુરૂ છે."

( ગુજરાતી )

---

# એક લોકગીત.

સંપાદિકાઃ સૌ. સુમતિ શંકરલાલ કવિ,
બી. એચ. બી. એસ.

મા ! મારી સાસુ એમ કે' છેઃ વહુ ! સુલે મોલો[1] મેલો—
વ્હાલમજીનું આંબલીયું—
મેં તો મોસલે[2] મોલો મેલ્યો—વ્હાલમજીનું.
મા ! હું તો નાનું બાળ તેમાં શું સમજું !
મા ! મારી સાસુ એમ કે' છેઃ વહુ ! ઢોરાંને ચારો નાખો—
વ્હાલમજીનું—
મેં તો ઢોરાંનાં પૂછડાં કાપ્યાં—વ્હાલમજીનું.
મા ! હું તો નાનું બાળ તેમાં શું સમજું !
મા ! મારી સાસુ એમ કે' છેઃ વહુ ! ઢોરાંને દો'વા જાઓ—
વ્હાલમજીનું—
મેં તો પાડાને જોડી મૂક્યાં—વ્હાલમજીનું.
મા ! હું તો નાનું બાળ તેમાં શું સમજું !
મા ! મારી સાસુ એમ કે' છેઃ રોબા[3]ને ખાણ મૂકો—
વ્હાલમજીનું—
મેં તો રાડા[4]ને ખાણ મૂક્યું—વ્હાલમજીનું.
મા ! હું તો નાનું બાળ તેમાં શું સમજું !

---

૧. દેવતા સળગાવવો. ૨. મોભારો. ૩. ભેંસ. ૪. રાસો.




લેખક: રા. હીરાલાલ લલ્લુરામ દવે.

ભાદરના કાંઠે વડલાનું એક ઝાડ. તેની શીળી છાયામાં રૂપની વેલડી રૂપ સાજણ લાકડીના ટેકે કુંદન જેવી કાયા ટેકવી ઉભી છે. તેનાં ચપળ નયનો દૂર જણાતા માર્ગપર તાકી રહ્યાં છે. સાજણ લાંબી નજરે રાયમલની રાહ જોતી ઉભી છે.

ભાદરકાંઠે આવેલા દેવપરાના અરજણ ભરવાડની દિકરી સાજણ. અરજણ ભરવાડ દમના વ્યાધિથી પીડાતો હતો. જેથી દશ વર્ષની સાજણ વગડે ગાયો ચારવા જતી હતી. તેનું શરીર ઘાટીલું અને મજબૂત હતું. ભરવાડની દિકરી, એને ભય કે ડર શાનો હોય!

તે જ ગામમાં પુરી નામે વૃદ્ધ ભરવાડણ રહેતી હતી. પુરીને રાયમલ નામે દિકરો હતો. બાર વર્ષનો રાયમલ પોતાની બે ભેંસો લઇ ભાદરકાંઠે જતો અને સાજણની ગાયો ભેળી ભેંસોને ચરવા મૂકી પોતે ઝાડની છાંયામાં બેસી મઝાથી પાવો વગાડી આનંદ કરતો. તેની પાસે બેસી સાજણ પાવાના મીઠા સુર સાંભળતી.

* * *

સાજણ હવે બાળપણ વટી યુવાનોના પગથીએ પગલા માંડી ચૂકી હતી. યુવાવસ્થાએ તેની કાયામાં અવનવા રંગ પૂર્યા હતા, એટલે પહેલાં કરતાં સાજણનાં રૂપ વધારે પ્રકાસ્યાં હતાં.

રાયમલ અને સાજણે આઠ આઠ વર્ષ સુધી સાથે બેસી સાથે રમત ગમત કરી ભાદરના કાંઠા સેવ્યા હતા. એક બીજાને માટે એમના હૃદયમાં પ્રેમનાં ઝરણાં ફુટયાં હતાં. રાયમલે સાજણને કહ્યું હતું, સાજણ પરણીશ તો તને બાકી બીજી બધી મા બ્હેન. સાજણ પણ રાયમલની અર્ધી કાયા થવા મનમાં રાજી હતી.

સાજણ રાયમલની રાહ જોતી ઉભી છે ત્યાં ભેંસોને હાંકતો રાયમલ આવી પહોંચે છે. રાયમલને જોતાં સાજણનું મોં પ્રફુલ્લ થવાને બદલે કરમાઇ ગયું. રાયમલ પાસે આવ્યો અને સાજણની આંખમાંથી ખળખળ આંસું વહેવા માંડયાં. સાજણનાં આંસુ જોઇ રાયમલને દુઃખ થયું. તેણે સ્નેહભર્યા સાદે પૂછયું: "સાજણ આજ આમ કેમ? એવું શું દુઃખ છે તે રડી જવાય છે!" એમ કહી સાજણનો હાથ પકડી વડના મૂળ પાસે લઇ

ગયો. બન્ને ત્યાં બેઠાં. થોડી પળ સાજણ રડી રહી ચીરાતા હૃદયે બોલી: "રાયમલ આ સાજણને હવે ભૂલી જા. મારા બાપ ભકવાણાના ખોડા ભરવાડ સાથે મારો વિવાહ કરી આવ્યા છે. થોડા દિવસમાં મારાં લગ્ન થશે. માવતર આગળ મારું શું ચાલે!"

સાજણના વચન સાંભળી રાયમલ પર વજ્ર તૂટી પડયું હોય તેમ તેને થયું. તેનું તેજ ઉડી ગયું. પોતાના ભાવી જીવનની આશાના ચુરેચુરા થઇ ગયેલા જોઇ રાયમલને શું થયું હશે! તે થોડીવાર મુંગો રહીને બોલ્યો: "સાજણ! ઠીક ન થયું. તું ઠગી ગઇ. હું નહિ ઠગું. મારા ભાગ્યમાં સુખના આંકડા માંડવાનું વિધાતા ભૂલી ગઇ છે. સાજણ હવે તને શું કહું. તું પરાઇ થઈ? તારી સાથે હવે મારાથી છુપી વાત ન થાય. પ્રભુ કોપે. પણ સાજણ તેં મોટી ભૂલ કરી." એમ કહી પોતાની ભેંસોને હાંકી લઇ દૂર ચાલ્યો. રાયમલનું હૃદય ચીરાતું હતું. તેના હૃદય પર કારી ઘા પડયો હતો. રાયમલ ચાલ્યો. જળભરી આંખે પોતાના એ બાળ સખાને સાજણ જોતી રહી.

* * *

સાજણનાં લગ્ન થયાં. સાજણ આજે સાસરે જવાની હતી. તેની આંખો કોઇને શોધી રહી હતી. ગાડામાં બેઠી, ગાડું ચાલ્યું. સગાં વહાલાં બધાં તરફ સાજણે નજર કરવી પણ કોઇના તરફ તેની આંખ ન ઠરી. જેને તે શોધતી હતી તે ન જણાયું. રેઢીયો રાયમલ ન જણાયો. દેવપરાના સીમાડા વટાવ્યા ત્યાં સુધી સાજણની આંખો તલસી રહી પણ રાયમલ ન દેખાયો. નિરાશ થયેલી સાજણ ભકવાણાના માર્ગે અદશ્ય થઈ ગઇ.

રાયમલની મા મરી ગઇ. ભેંસો વેચી દીધી. સંસારમાં હવે તેનું કોઇ હતું નહિ. રાયમલ એક દિવસ પોતાને મોસાળ જતો હતો. રસ્તામાં સાજણનું સાસરૂં આવ્યું. ગામના કુવે રાયમલ પાણી પીવા બેઠો, તેવામાં અચાનક સાજણ પાણી ભરવા આવી. બન્નેની આંખો મળી. સાજણનું દુબળું શરીર, કરમાયેલું મોં જોઇ રાયમલ બોલ્યો: "સાજણ ખોડાને ઘેર રોટલા ખૂટયા છે શું?" એટલા શબ્દો સાંભળતાંજ સાજણની આંખમાં શ્રાવણ ભાદરવાની પેઠે આંસુ ઉભરાયાં. સાજણની આંખમાંથી બોરબોર જેવડાં આંસુ ખરવા માંડયાં.

સાજણનું આંસુ પડે ત્યાં રાયમલનું લોહી પડે. સાજણનાં આંસુ જોઇ રાયમલનું લોહી તપી આવ્યું. તેની આંખો લાલચોળ થઈ ગઇ. તે બોલ્યો: "સાજણ તને શું દુઃખ છે? જે હોય તે કહે તારાં આંસુ જોઇ મને ઘણું દુઃખ થાય છે."

"રાયમલ!! મેં તને દુઃખી કર્યો અને હું સુખી ન થઇ." તેણે ખોડા તરફનો ત્રાસ કહી સંભળાવ્યો અને ખોડાએ મારેલા મારનાં ચાઠાં શરીર પર હતાં તે બતાવ્યાં. તે જોઇ રાયમલનો ક્રોધ ઘણો વધ્યો. તે બોલ્યો: "સાજણ અત્યારે તું જા. વગડામાં ખોડાને હું મળીશ. તને મારે નહિ એવો ઠપકો હું તેને આપીશ. ને નહિ માને તો પછી જોઈ લેવાશે."

ખોડાને શોધતો શોધતો રાયમલ વગડે ગયો. ખોડો બકરાં ચારતો હતો. રાયમલ તેને મળ્યો. સાજણને માર મારવા બદલ રાયમલે ખોડાને ઠપકો આપ્યો. ને પોતે મોસાળ તરફ રવાના થયો.

આજે ગોકળ આઠમનો મેળો. શ્રી કૃષ્ણ-આહીર કુળમાં ઉછરેલા. તેમનો જન્મ દિવસ ભરવાડ કોમનો મોટામાં મોટો તહેવાર. ભકવાણાની ભરવાડણોનો આનંદ માતો ન હતો. નવાં વસ્ત્ર પહેરી સરખી સાહેલીઓ સવારમાં કુવે પાણી ભરવા ગઇ. કુવામાં જુએ તો સ્ત્રીનું મડદું પાણી પર તરતું હતું.

# ગુણસુંદરી

અને

સ્ત્રી હિતોપદેશ


પુસ્તક ૧૨ મું

અંક ૬ ઠ્ઠો.

વર્ષ ૬ ઠ્ઠું.

ઓગસ્ટ ૧૯૨૯





તંત્રી :

જયકૃષ્ણ ના. વર્મા,

ઉપતંત્રી :

યજ્ઞેશ હ. શુકલ.

કાર્યાલય:

૧૧૪, ગીરગામ બેક રોડ,

મુંબાઇ, ૪.

## લવાજમના ભાવ:

( ભેટ-પુસ્તકના પોષ્ટેજ અને રજીષ્ટ્રેશન ખર્ચ સહિત )

| સપ્ટેમ્બરથી ગ્રાહક થનાર માટે | વર્ષની અધવચથી ગ્રાહક થનાર માટે |
| --- | --- |
| ૧૨ માસના : રૂ. ૪-૪-૦ | ૧૨ માસના : રૂ. ૪-૮-૦ |
| ૮ માસના : રૂ. ૨-૮-૦ | ૬ ,, રૂ. ૨-૬-૦ |

સપ્ટેમ્બર ૧૯૨૯ થી ઓગસ્ટ ૧૯૩૨ : ત્રણ વર્ષના : રૂ. ૯-૧૨-૦.

[નોંધ: કમમાં કમ બાર માસ માટે અને ઓગસ્ટ ૧૯૩૦ સુધીનું લવાજમ ભરનારનેજ ભેટ—પુસ્તકનો લાભ મળશે ]

## ગ્રાહકોને સૂચના.

૧. "ગુણસુંદરી" દર અંગ્રેજી મહિનાની ૧લી તારીખે પ્રકટ થાય છે અને ગ્રાહકોને આગલે દિવસે યા તેજ દિવસે પોષ્ટ કરવામાં આવે છે. આ કારણે દરેક ગ્રાહકને પોતાની નકલ દર મહિનાની ૫મી તારીખ સુધીમાં જરૂર મળી જવી જોઇએ. એ પ્રમાણે મળવામાં વિલંબ થાય તો પોષ્ટ ખાતામાં તપાસ કરવા વિનતિ છે. જો એ તપાસને અંતે અંકની નકલ ન મળે તો કાર્યાલયને એ સંબંધી ફરિયાદ તા. ૧૦ મી સુધીમાં લખી જણાવવી. તે પછી મળતી ફરિયાદ દૂર કરવાની જવાબદારી વ્યવસ્થાપકને શિર રહેતી નથી. ફરિયાદ કાર્યાલયનેજ કરવી. ફરિયાદ દૂર કરવાનો એજન્ટોને હક નથી.

૨. ગ્રાહકોએ કાર્યાલય સાથે પત્રવ્યવહાર " વ્યવસ્થાપક "ગુણસુંદરી" ૧૦૫, ગીરગામ બેક રોડ, મુંબાઇ નં. ૪" ને સરનામે કરવો.

૩. એ પત્ર વ્યવહારમાં ગ્રાહકોએ પોતાનાં પૂરાં નામઠામ ઉપરાંત, પોતાનો ગ્રાહક નંબર જરૂર જણાવવો જોઈએ. દરેક ગ્રાહકનો નંબર રેપર ઉપર નામની પાસે ડાબી બાજુ છાપેલો યા લખેલો હોય છે. એ નંબર નહિ જણાવ્યો હોય તો કાર્યાલય તરફથી વેળાસર અને સંતોષકારક ઉત્તર મળવામાં યા પત્રમાં કરેલી ફરિયાદ દૂર કરવામાં ઢીલ થવાનો સંભવ છે.

૪. સરનામું બદલવા ઇચ્છનાર ગ્રાહકે આગલા મહિનાની તા. ૨૫ મી સુધીમાં ખબર આપવી જોઇએ. એથી મોડી મળતી સૂચનાનો અમલ તેજ મહિને નહિ, પણ બીજે મહિને થશે.

૫. નમુનાની નકલ વિના મૂલ્ય નથી મોકલાતી. જે અંક નમુના તરીકે જોઇતો હોય તેની કીમતના પોષ્ટલ સ્ટેમ્પસ મોકલી આપવા.

૬. કોઇ પણ પ્રકારનો પત્રવ્યવહારનો જવાબ જોઇતો હોય તો પોસ્ટેજ મોકલવું.

વ્યવસ્થાપક, " ગુણસુંદરી " કાર્યાલય.

૧૦૫, ગીરગામ બેક રોડ, મુંબાઇ, નં. ૪

## લેખકોને સૂચના.

૧. લેખો કાગળની એક બાજુએ શાહીથી, ચોખ્ખા અક્ષરે લખાયલા અને ટુંકા તેમજ મુદ્દાસર-ટાયલાં વિનાનાં હોવા જોઇએ. ૨. લેખોની ભાષા સાદી અને સરળ હોવી જોઇએ. ૩. અનુવાદ કરેલા યા સૂચિત લેખોમાં તે મુજબ જણાવવું જોઇએ. ૪. તખલ્લુસથી પ્રકટ કરવાના લેખો માટે તંત્રીઓની જાણ માટે પૂરેપૂરું નામ અને સરનામું આપવું જોઇએ. ૫. લેખોની પહોંચ માટે અને નકામા જણાયલા લેખો પાછા મેળવવા માટે પોષ્ટના સ્ટામ્પ મોકલવા જોઇએ. ૬. અન્યત્ર પ્રકટ થયલા લેખો મોકલવાની તસ્દીજ ન લેવી.

# ગુણસુંદરી અને શ્રીહિતોપદેશ.

લવાજમ: રૂ. ૪-૦-૦] ( સ્ત્રી ઉપયોગી સચિત્ર માસિક. ) [ હિંદ બ્હાર: રૂ. ૫-૮-૦

તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : ચન્દ્રેશ હ. શુકલ

ઓગસ્ટ ૧૯૩૫

કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪

પુસ્તક ૧૨ મું ] [ અંક ૬ ઠ્ઠો

## અનુક્રમણિકા

મુખપૃષ્ઠ ચિત્રો : { સહકાર રજત મહોત્સવ, જીવનનો આધાર

આપો આપો તે મ્હારો વ્હાલમો : રા. "રસિક" ... ... ... ૩૬૭

કુમારિકા સરસ્વતી કે ગૃહલક્ષ્મી અને અન્નપૂર્ણા ?
આચાર્યશ્રી આનંદશંકર બા. ધ્રુવ, એમ. એ. એલએલ. બી, ૩૬૮

એક લોકગીત : સૌ. સુમતિ શંકરલાલ કવિ ... ... ... ... ૩૭૨

સાજણ ( લોકગીત ) : રા. હીરાલાલ લલ્લુરામ દવે ... ... ... ૩૭૩

રસમાલણીને : રા. ચંદ્રશંકર મંગળજી ઓઝા ... ... ... ... ૩૭૫

જાણતી હોત જરીપ ? રા. રામમોહનરાય જશવંતરાય ... ... ... ૩૭૬

સ્ટવની કથની : રા. જલ્લભદાસ વસનજી ... ... ... ... ... ૩૭૭

ગીરાંબાઇ : રા. મિથિલાશંકર મ. ઓઝા ... ... ... ... ... ૩૭૯

પદ્મિની : જમિયતરામ કૃ. પંડયા ... .. ... ... ... ... ૩૮૧

સાઇકલની મુસ્કરે ( વાર્તા ) : રા. વાસુદેવ હરદેવ ત્રિવેદી ... ... ... ૩૮૨

સોવીએટ રશીઆની સ્ત્રીઓ : રા. "પીયૂષ" ... ... ... ... ૩૮૫

નેપોલીઅનની આદર્શ માતા : રા. મગનલાલ કે. ગીજી ... ... ૩૯૦

ઋણાનુબંધ : રા. મનુભાઇ જોધાણી ... ... ... ... ... ૩૯૨

શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ : ... ... ... ... ... ૩૯૭

ઇનામી ઉખાણું : રા. રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ... ... ... ... ૩૯૯

સુખ-દુઃખના સવાલ જવાબ : બ્હેન જ્યોત્સ્ના શુકલ ... ... ... ૪૦૧

શ્રીમતી વિનોદિની નીલકંઠને માનપત્ર : ... ... ... ... ૪૦૩

સમાલોચના : ... ... ... ... ... ... ... ... ૪૦૪

સ્ત્રી જગત્ : ... ... ... ... ... ... ... ... ૪૦૭

નોંધ : ... ... ... ... ... ... ... ... ... ૪૧૫

સહકાર રજત મહોત્સવ



આગેવાન ભાગ લેનારાં ગુજરાતી અને દક્ષિણી મહિલાઓ.



# કુમારિકા સરસ્વતી
# કે
# ગૃહલક્ષ્મી અને અન્નપૂર્ણા ?


વ્યાખ્યાતા: આચાર્ય આનંદશંકર બા. ધ્રુવ,
એમ. એ., એલ એલ. બી:,
પ્રો–વાઇસ ચાન્સેલર, બનારસ હિંદુ યૂનીવરસીટી.


પ્રો. કર્વે સ્થાપિત શ્રીમતિ નાથીબાઇ દામોદર ઠાકરસી હિંદી સ્ત્રીવિદ્યાપીઠનો અગીઆરમો પદવીદાન સમારંભ મુંબઇના બ્લેવેત્સ્કી હોલમાં રવિવારે કુલપતિ સર ચુનીલાલ વ્ર. મહેતાના પ્રમુખપદે ઉજવાયો હતો. સર ચુનીલાલે, વિદ્યાપીઠની નવી સ્નાતિકાઓને પદવી અર્પણ કર્યા પછી, બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયના પ્રો–વાઇસ ચાન્સેલર આચાર્ય આનંદશંકર બાપુભાઇ ધ્રુવને, પદવીદાન વ્યાખ્યાન કરવાનું જણાવતાં કહ્યું કે વિદ્યાપીઠ પદવીદાન વ્યાખ્યાન આપવા માટે જાણીતા કેળવણીકારોને નોતરે છે. કેળવણીના ક્ષેત્રમાં આચાર્યશ્રીએ કરેલી સેવાની સર ચુનીલાલે મુક્તકંઠે પ્રસંશા કરી હતી. પછી આચાર્યશ્રીએ આભાર માની નીચેનું વ્યાખ્યાન કર્યું હતું:—

૧૫ વર્ષ પહેલા હિંદી સ્ત્રીઓ માટે વિદ્યાપીઠ સ્થાપવાનો પ્રો. કર્વેનો ઇરાદો જાણવામાં આવતાં મને આનંદ સાથે આશ્ચર્ય ઉપજ્યું હતું. તે એ વિચારે કે ઇલાકાના બધાંયે મુખ્ય શહેરોમાં છોકરીઓ માટે માધ્યમિક શાળાઓ ન હતી ત્યાં સ્ત્રીઓની વિદ્યાપીઠ! આ અસામાન્ય વિચાર, એક અજ્ઞાન મિત્રે જાપાનની સ્ત્રીવિદ્યાપીઠને લગતું ચોપાનીયું પ્રો. કર્વેને, ૧૯૧૫ ના ડીસેમ્બર મસમાં મુંબઇમાં રાષ્ટ્રીય સામાજીક પરિષદનું પ્રમુખપદ લીધું તે બાદ મોકલ્યું, તેને આભારી છે. જાપાન, કે જેનો છેલ્લાં ૬૦ વર્ષોનો ઇતિહાસ, ખાસ કરીને કેળવણી અને ઉદ્યોગોનાં ક્ષેત્રમાં તો અર્વાચીન હિંદ માટે અભ્યાસખંડ સમો છે, તે જાપાનનું દૃષ્ટાંત પ્રો. કર્વેને ઉંડી અસર કરે તો આશ્ચર્ય નહિ. લાંબા કાળના એક વ્યવહારૂ સુધારક તરીકે, હિંદમાં સામાજિક સુધારા અને સ્ત્રીકેળવણીના માર્ગમાં કઇ મુશ્કેલીઓ નડે છે, તેનો તેમને અચ્છો ખ્યાલ હતો. હિંદી સમાજમાં જો સ્ત્રીકેળવણીને લોકપ્રિય અને જીવંત બળ બનાવવી હોય તો તે હિંદી જીવનની જરૂરીઆતોને પોષતી બનાવવી જોઇએ એમ તેમને લાગ્યું. આ માટે બે બાબતો જરૂરની હતી. એક છોકરીની કેળવણી પૂર્ણ કરવાનો ઓછો સમય અને બીજું, તેઓની કેળવણીનું ધોરણ માતૃત્વના હિંદી આદર્શ જોડે સંબંધ ધરાવતું હોય. જાપાનમાં સ્ત્રીકેળવણીનાં પ્રથમ ફળો અસંતોષકારક ઉપજ્યાં છે. કારણ કે અમેરિકન ધોરણે શિક્ષણ પામેલી છોકરીઓને 'આજ્ઞાધીનતાથી' અસંતોષ થયો હતો. પરંતુ તરતજ પલટો થયો અને જાપાનની છોકરીઓને અનુકૂળ થાય એવી કેળવણીની રાષ્ટ્રીય માંગણી સ્વીકારવી પડી. પ્રો. કર્વેને પણ હિન્દમાં એવોજ અનુભવ થયો. બીજું, છોકરીઓ પોતાની કેળવણી પૂર્ણ કરી શકે

એટલા માટે લગ્નવય પણ મુલતવી રાખવાની જરૂર જણાઇ. તેઓની લગ્નવય ઘણી વહેલી પસાર થઇ જાય તે પહેલાં માધ્યમિક અને ઉચ્ચતર શિક્ષણ તેઓને મળી રહે એવા અભ્યાસક્રમની યોજના જરૂરી માલમ પડી. આમ બે રીતેજ બની શકે: એક, છોકરાઓના અભ્યાસક્રમમાંના કેટલાક નકામા વિષયો છોકરીઓના અભ્યાસક્રમમાંથી કાઢી નાંખીને અને બીજું, માતૃભાષાદ્વારા શિક્ષણ આપીને. આ વિદ્યાપીઠનાં આ બે મુખ્ય લક્ષણો છે.

## માતૃભાષા–શિક્ષણનાં વાહન તરીકે:

કેળવણીના સિદ્ધાંત તરીકે, એટલું તો સૌ કોઇ કબૂલ કરે છે કે, વિદ્યાર્થીની માતૃભાષા એજ માત્ર શિક્ષણનું કુદરતી વાહન છે. આ સંબંધમાં અનેક વાંધાઓ ઉઠયા કરે છે. કોઇ કહે છે કે હિંદને સમાન રાષ્ટ્રભાષાની જરૂર છે અને અંગ્રેજીજ રાષ્ટ્રભાષા બની શકે. બીજું અંગ્રેજી વિશ્વભાષા છે અને તેથી આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં જરૂરની છે; ત્રીજું; આ નવો અખતરો જ્યાં જ્યાં કરવામાં આવે છે ત્યાં ત્યાં અંગ્રેજી નબળું માલમ પડે છે, અને ચોથું, હિંદી માતૃભાષાઓ હજુ ઘણી નબળી છે અને તેમાં હજી સારાં પાઠયપુસ્તકો પણ નથી. કેળવણી કેમ ખરી બનાવવી ? એ આજના પ્રશ્નની સામે જો આ બધી દલીલો મુકવામાં આવે તો છેલ્લી દલીલ સિવાય એકેય દલીલ તેની સામે ટકી શકતી નથી. આપણે અત્યારે એવા યુગમાં પ્રવેશીએ છીએ કે તેમાં ખરી કેળવણીનાં એક બીંદુનું વજન પરભાષાના ટનબંધી શબ્દોથી વધુ અંકાશે. અંગ્રેજીને રાષ્ટ્રભાષા બનાવવી મુશ્કેલ છે. હિંદુસ્તાન માટે તો રાષ્ટ્રભાષા બની શકે તેવી માત્ર હિંદુસ્તાનીજ ભાષા છે જેવી અંગ્રેજો માટે અંગ્રેજી અને જર્મનો માટે જર્મન. હિંદુસ્તાની અર્ધા ઉપર દેશની રાષ્ટ્રભાષા છે અને જ્યાં એ ન હોય ત્યાં તેને રાષ્ટ્રભાષા બનવાનો પહેલો હક્ક છે. અત્યારે એ પ્રશ્નનો વધુ વિચાર આવશ્યક નથી. અંગ્રેજી અને યુરોપીય વિદ્યાપીઠો કરે છે તેમ એકમેક સાથે સહકાર કરી વ્યવહાર ચલાવે એવી ભાષાના ધોરણે સ્થપાયલી જુદી જુદી પદ્ધતિની અસંખ્ય વિદ્યાપીઠોની જરૂર છે.

## અંગ્રેજી મોટી વિશ્વભાષા

અંગ્રેજીની, એક મોટી વિશ્વભાષા તરીકે, અગત્ય આપણે સ્વીકારીએ છીએ, અને તેથી આપણા ફરજીયાત વિષયોમાં એને સ્થાન મળે. આથી પહેલા બે વાંધાનો નિકાલ પણ થઇ જશે. બીજા વાંધાનો વિચાર વધુ ગંભીરપણે કરવો ઘટે છે. શિક્ષણના વાહાન તરીકે અંગ્રેજીનો ઉપયોગ ન થતાં વિદ્યાર્થીનું અંગ્રેજી નબળું પડી ન જાય તે માટે આપણે બીજી પદ્ધતિઓ અખત્યાર કરવી જોઇએ. પરંતુ તેનો પ્રચાર વિસ્તારીને બીજા વિષયોને તો અન્યાય નજ થાય. હવે છેલ્લો માતૃભાષામાં પાઠયપુસ્તકો હોવાનો અભાવનો વાંધો એટલા પૂરતોજ છે કે માતૃભાષા શિક્ષણનું વાહન નથી. ઉપરાંત પાઠયપુસ્તકો દ્વારા શિક્ષણ એ દરેક કેળવણીકારના મત પ્રમાણે ખોટી પદ્ધતિ છે. સાહિત્ય સિવાયના બધાયે વિષયો સંક્ષેપ દ્વારાજ ઉત્તમ રીતે શિખવાય છે. વ્યાખ્યાનોજ પાઠય પુસ્તકો બનવા જોઇએ, પાઠય પુસ્તકોના વ્યાખ્યાનો નહિ. લાંબા કાળથી ચાલી આવેલી પાઠયપુસ્તકોની પદ્ધતિજ હાલની કલ્પનાશક્તિના અભાવ માટે જવાબદાર છે.

## સ્ત્રીઓ માટે જુદી વિદ્યાપીઠ !

હિંદના સ્ત્રીકેળવણીના હિમાયતીઓ તરફથી વખતોવખત એમ પૂછવામાં આવે છે કે ખાસ અભ્યાસક્રમ સાથે જુદી સ્ત્રીવિદ્યાપીઠ શા માટે હોવી જોઇએ ? મારો સાદો જવાબ

આ છેઃ કારણ કે દેશની કેળવણીપદ્ધતિમાં સ્ત્રીઓની ખાસ જરૂરીઆતોની કાંઇ વ્યવસ્થા ન કરીને પુરૂષોએ લાંબા કાળ સુધી, અક્ષમ્ય લાંબા કાળ સુધી, સ્ત્રીઓ પ્રત્યે બેદરકારી બતાવી છે. મેકોલેના નામ સાથે જોડાયલી તેમજ રાજા રામમોહનરાયના દેશપ્રેમ અને દીર્ઘ દ્રષ્ટિને આભારી કેળવણીપદ્ધતિને આ દેશમાં સોએક વર્ષ થયાં છે. અને ઉચ્ચતર કેળવણી તરફ લક્ષ્ય દોડાવીએ તો હિંદની વધુ ભાગની વિદ્યાપીઠો ૭૦ વર્ષો ઉપર થયાં કામકાજ કરે છે. આ લાંબા સમય દરમ્યાન, નવી કેળવણીએ દેશને જાગૃત કર્યો છે; જુદી જુદી વસ્તીને ગુંથી છે અને એક શબ્દમાં કહીએ તો હિંદને અર્વાચીન સ્વરૂપ આપ્યું છે. છતાંએ સ્ત્રીકેળવણીની દિશામાં ઘણું જ થોડું કર્યું છે. જુદા જુદા પ્રાંતોના કેળવણી-ખાતાંઓમાંથી કોઇએ સ્ત્રીકેળવણીના પ્રચાર માટે કોઇ મોટી યોજના રજુ કરી નથી. તેમ વિદ્યાપીઠોએ પણ સ્ત્રીઓ માટે વિદ્યાલયો સ્થાપવાની જરૂરીઆતનું દબાણ સરકાર ઉપર કર્યું નથી. એમ કહેવાશે કે છોકરાઓ માટે વિદ્યાલયો છે જેમાં છોકરીઓ જઇ શકશે અને એ રીતના સહશિક્ષણથી હિંદમાં સ્ત્રી અને પુરૂષ વચ્ચે જે આડ છે તે દૂર થશે. સહશિક્ષણના લાભ હું જાણું છું, કારણ કે મદ્રેસામાં ગોંધાઇ રહીને સાચવવાના યુગમાં હું માનતો નથી. પરંતુ સ્ત્રીઓ માટેના જુદાં વિદ્યાલયોના અભાવે જે હાનિ થાય છે તે એ લાભથી પૂરાતી નથી એવો મારો નમ્ર અભિપ્રાય છે. આંતર-વિદ્યાલયવ્યાખ્યાનો, ચર્ચાઓ, રમત ગમતો, અને સંમેલનોમાં એ લાભ તો મેળવી શકાય પરંતુ હાલમાં સ્ત્રીકેળવણીને જે આ વેગની જરૂર છે તે તો સ્ત્રીઓ માટે જુદી વિદ્યાપીઠો સ્થાપવાથીજ મેળવી શકાશે. સ્ત્રીઓ પુરૂષોના જેવુંજ માનવ પ્રાણી છે એનો પૂર્ણ સ્વીકાર કરું છું. પરંતુ તે સાથે એ ન ભૂલાવું જોઇએ કે તેઓ 'સ્ત્રી' જેવા મનુષ્ય પ્રાણી છે અને તેથી તેઓની કેળવણી પુરૂષોની કેળવણી કરતાં કાંઇક જુદા પ્રકારની હોવી જોઇએ. સ્ત્રીઓ માટે જૂદો અભ્યાસક્રમ એનો અર્થ 'હલકા' વિષયો એમ વિચારવું એ ખોટું છે. અભ્યાસનું જુદાપણું બે જાતિઓની અથવા કહેવા દો કે, રાષ્ટ્ર ઘડતા માનવ પ્રાણીઓના બે કુદરતી જથ્થાની જૂદી જૂદી જરૂરીઆતનાં ધોરણે છે. એક જથ્થાએ રાજ્ય, લશ્કર અને બજારની દેખરેખ રાખવાની છે, બીજાએ ગૃહ, સારવાર અને માનવ જીવનને મધુરું બનાવવા આવશ્યક હોય તેવી આધ્યાત્મિક અને ભૌતિક સરળતા તરફ જોવાનું છે. એક જથ્થાની વ્યક્તિ બીજા જથ્થાની વ્યક્તિનાં જેટલું જ કામ કરી શકે એવી હોઇ શકે તેથી એ બન્નેની વચ્ચે કોઇ પણ પ્રકારનું બંધન હોવું ન જોઇએ. એકજ ક્ષેત્રમાં કાર્યકર્તાઓ લાદવા અને તે પણ બીજા ક્ષેત્રમાં અભાવ હોય ત્યારે એ રાષ્ટ્ર અને માનવશક્તિનો વ્યર્થ વ્યય છે. નવા સમાજશાસ્ત્રનો સિદ્ધાંત સહકાર છે; હરિફાઇ નથી.

નિવાસગૃહયુક્ત વિદ્યાપીઠના લાભો ઘણા છે. કારણ કે વિદ્યાપીઠના બધાયે સભ્યોના સમાનનિવાસથી અધ્યાપકો અને વિદ્યાર્થીઓ વચ્ચે, અધ્યાપકો અને અધ્યાપકો વચ્ચે, વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીઓ વચ્ચે વધુ સહકાર ઉત્પન્ન થાય છે. પરંતુ હિન્દ જેવા ગરીબ દેશમાં આવી વિદ્યાપીઠો સ્થાપવી એ યોગ્ય નથી. અત્યારે તો દેશભરમાં સારી સંખ્યામાં શાળાઓ અને વિદ્યાલયો જ સ્થાપવાં અને પછી અનુકૂળ પડે ત્યારે નિવાસગૃહયુક્ત બનાવવા.

### ગુજરાત માટે જુદી વિદ્યાપીઠ.

હિંદુ સંસ્કૃતિના મૂળ અંગ૫ તરીકે ગુજરાત અને મહારાષ્ટ્રના વિદ્યાલયોને એક વિદ્યા-

પીઠમાં જેઠી દેવા એ નહિ ઇચ્છવા યોગ્ય નથી. પરંતુ સમાનતા જેટલાજ અગત્યના ભિન્નતાના મુદ્દાઓ હોવાથી યોગ્ય ફંડ થયે, ગુજરાત માટે જુદી વિદ્યાપીઠની આવશ્યકતા છે. મારી દૃષ્ટિએ તો આ તત્કાલ પૂર્ણતાએ પહોંચાડવાની બાબત છે. પરંતુ તે પૂર્ણતાએ પહોંચે નહિ ત્યાં સુધી હાલમાં આ બન્ને પ્રાંતો જે સહકાર રાખતા આવ્યા છે તે ચાલુ શા માટે ન રાખે ?

## સ્નાતિકા બ્હેનોને.

વ્યાખ્યાન પૂર્ણ કરૂં તે પહેલાં વિદ્યાપીઠની સ્નાતિકાઓને ખાસ થોડાક શબ્દો કહીશ.

બ્હેનો ! તમારા વિજય માટે અભિનંદન. પ્રાચીન હિંદી સંસ્કૃતિના એક અભ્યાસી તરીકે હું તમને ખાત્રીથી જણાવું છું કે શિક્ષણ લઇને તમે, मनुनी पुराकल्पे तु नारीणां मौञ्जीबन्धनमिष्यते એ પદ્ધતિનું પરિપાલન કર્યું છે. હારિતે છોકરીઓના બે વર્ગો કહ્યા છે* ब्रह्मवादिनी અને सद्योवधू. એટલે જેઓ અભ્યાસને વળગે અને જેઓ તત્કાળ પરણીત થાય. આ બે વર્ગોમાં એક વચલો એવો પણ વર્ગ છે જે ઉપનીત લીધા પછી તરતજ પરણતી નથી પરંતુ કેટલાંક વર્ષો શિક્ષણ લેવામાં ગાળે છે. કારણ કે કલિયુગે જુની પદ્ધતિ ફેરવી નાંખી અને ઉપનીત સંસ્કાર દંભ બન્યો તે પહેલાં તેમ કરવાની તેઓને ફરજ હતી. તમારે, તમારા આત્મદૃષ્ટાંતથી એ જૂની પદ્ધતિને સજીવન કરવાની છે.

તમારે માટે વિશાળ કાર્યક્ષેત્ર પડ્યું છે. બાલઉછેરની વધુ સારી પદ્ધતિઓ દાખલ કરીને તમારે ભવિષ્યની જનતાના ઘડનારા બાલકોને ઉછેરવાના છે. હિંદી ગૃહોને તમારે વધુ આરોગ્યવાન, વધુ સુંદર અને શાન્ત બનાવવાનાં છે. એવું ઘણુંયે કલ્યાણકાર્ય છે, જે તમે સ્ત્રીઓ જ માત્ર કરી શકો. આપણી અસંખ્ય કમનશીબ બહેનો દારિદ્ર, અજ્ઞાનતા અને અન્યાયી સમાજિક રિવાજોથી સબડે છે જે તમારો આશ્રય સ્વીકારશે. ઇસ્પિતાલમાં હજારો માંદાઓ તમારા આશ્વાસક હાથની પ્રતીક્ષા કરી રહ્યા છે. શિક્ષિકાઓના અભાવે, આજે માધ્યમિક કેળવણીને અત્યંત સહન કરવું પડે છે. અને જો બાલ કેળવણી ખરેખરી યોગ્ય અને વૈયક્તિક બનાવવી હોય તો તે ગૃહ દ્વારાજ બની શકશે. તમારામાંની કોઇક સંશોધનમાં પડવા આતુર હશે તો તેને માટે બાલમાનસશાસ્ત્ર જેવું વિશાળ ક્ષેત્ર પડયું છે. ઉત્તર અને દક્ષિણના બે ફાંટાવાળું હિંદી સંગીત—જેનો શાસ્ત્રીય અને ઐતિહાસિક અભ્યાસ કરી યુરોપીય સંગીત સાથે તેની સરખામણી કરી હિંદી સંગીતને પ્રગતિમાન કરી શકશો. ચિત્રકળા માટે પણ એમજ. બીજું, પાકશાસ્ત્રનું રસાયણ પૂરતું ક્ષેત્ર પૂરૂં પાડે છે. જો તમે બંગાળી, મદ્રાસી, મહારાષ્ટ્રીય, ગુજરાતી, અને હિંદુસ્તાની પાકશાસ્ત્રનો શાસ્ત્રીય અને કલાયુક્ત અભ્યાસ કરી સુંદર સામગ્રી પૂરી પાડતા હો તો તમારા ભાઇઓને શા માટે ઇટાલીયન કંદોઇનો આશ્રય લેવો પડે ? એમ ન માનશો કે અમે પુરૂષો, તમને આ કામ કે એવાજ કામમાં ગોંધાઇ રહેલાં રાખવા માગીએ છીએ; પ્રાચીન કાળમાં હિંદી સ્ત્રીઓએ કવયિત્રિ, તત્ત્વજ્ઞાનિ, વૈજ્ઞાનીક અને મુત્સદ્દી તરીકે નામના મેળવી હતી. પ્રાચીન હિંદીજીવનના અરીસા સમા મહાભારતમાંથી આવી સ્ત્રીઓના અનેક દાખલા મળશે. અને તેમને પગલે ચાલવું એ તમારી ફરજ છે. વિજ્ઞાન,

* द्विविधा स्त्रियो ब्रह्मवादिन्यः सद्योवध्वश्च । तत्र ब्रह्मवादिनीनामुपनयनमग्नीन्धनं वेदाध्ययनं स्वगृहे च भिक्षाचर्येति । सद्योवधूनां तु उपस्थिते विवाहे कथंचिदुपनयनमात्रं कृत्वा विवाहः कार्यः ।

સાહિત્ય, રાજકારણ અને સામાજિક તેમજ ધાર્મિક જીવનમાં અર્વાચીન હિન્દ ઘણીજ પ્રગતિનું ચિન્હ દર્શાવી રહ્યું છે. તેમાં સ્ત્રીઓએ પણ પોતાનો યોગ્ય હિસ્સો આપવા માંડયો છેઃ એ સાથે લગ્ન અને તેથી આવી પડનારી જવાબદારીઓ તમારૂં મોટું કાર્યક્ષેત્ર છે. મારા મિત્ર બાબુ ભગવાનદાસે એક પ્રસંગે કહ્યું હતું; "સ્ત્રીઓનો વધુ ભાગ, કુદરતી રીતે જ, ખરા હૃદયથી કુમારિકા સરસ્વતીઓ નહિ પરંતુ ગૃહલક્ષ્મી અને અન્નપૂર્ણા થવા ઇચ્છે છે, જેના સહચારથી સહચારીના જીવનમાં આનંદ અને બળ ઉત્પન્ન થાય છે. અને તેઓના જીવનકાર્યક્ષેત્રમાં સફળતા મેળવી શકાય છે." યોગ્યજ કહેવાયું છે કે "માતા સૌથી ઉત્તમ ગુરૂ છે."

(ગુજરાતી)

# એક લોકગીત.

સંપાદિકાઃ સૌ. સુમતિ શંકરલાલ કવિ,
ડી. એચ. બી. એસ.

મા ! મારી સાસુ એમ કે' છેઃ વહુ ! ચુલે મોલો[1] મેલો—
વ્હાલમજીનું આંબલીયું—
મેં તો મોભયે[2] મોલો મેલ્યો—વ્હાલમજીનું.
મા ! હું તો નાનું બાળ તેમાં શું સમજું !
મા ! મારી સાસુ એમ કે' છેઃ વહુ ! ઢોરાંને ચારો નાખો—
વ્હાલમજીનું—
મેં તો ઢોરાંનાં પૂછડાં કાપ્યાં—વ્હાલમજીનું.
મા ! હું તો નાનું બાળ તેમાં શું સમજું !
મા ! મારી સાસુ એમ કે' છેઃ વહુ ! ઢોરાંને દો'વા જાઓ—
વ્હાલમજીનું—
મેં તો પાડાંને છોડી મૂક્યાં—વ્હાલમજીનું.
મા ! હું તો નાનું બાળ તેમાં શું સમજું !
મા ! મારી સાસુ એમ કે' છેઃ રોબા[3]ને ખાણુ મૂકો—
વ્હાલમજીનું—
મેં તો રોઢા[4]ને ખાણુ મૂક્યું—વ્હાલમજીનું.
મા ! હું તો નાનું બાળ તેમાં શું સમજું !

૧. દેવતા સળગાવવો. ૨. મોભારે. ૩. ભેંસ. ૪. રાસો.




લેખકઃ રા. હીરાલાલ લલ્લુરામ દવે.

ભાદરના કાંઠે વડલાનું એક ઝાડ. તેની શીળી છાયામાં રૂપની વેલડી રૂપ સાજણ લાકડીના ટેકે કુંદન જેવી કાયા ટેકવી ઉભી છે. તેનાં ચપળ નયનો દૂર જણાતા માર્ગ પર તાકી રહ્યાં છે. સાજણ લાંબી નજરે રાયમલની રાહ જોતી ઉભી છે.

ભાદરકાંઠે આવેલા દેવપરાના અરજણ ભરવાડની દિકરી સાજણ. અરજણ ભરવાડ દમના વ્યાધિથી પીડાતો હતો. જેથી દશ વર્ષની સાજણ વગડે ગાયો ચારવા જતી હતી, તેનું શરીર ઘાટીલું અને મજબૂત હતું. ભરવાડની દિકરી, એને ભય કે ડર શાનો હોય!

તે જ ગામમાં પુરી નામે વૃદ્ધ ભરવાડણ રહેતી હતી. પુરીને રાયમલ નામે દિકરો હતો. બાર વર્ષનો રાયમલ પોતાની બે ભેંસો લઇ ભાદરકાંઠે જતો અને સાજણની ગાયો ભેળી ભેંસોને ચરવા મૂકી પોતે ઝાડની છાંયામાં બેસી મઝાથી પાવો વગાડી આનંદ કરતો. તેની પાસે બેસી સાજણ પાવાના મીઠા સુર સાંભળતી.

* * *

સાજણ હવે બાળપણ વટી યુવાનોના પગથીએ પગલા માંડી ચૂકી હતી. યુવાવસ્થાએ તેની કાયામાં અવનવા રંગ પૂર્યા હતા, એટલે પહેલાં કરતાં સાજણનાં રૂપ વધારે પ્રકાશ્યાં હતાં.

રાયમલ અને સાજણે આઠ આઠ વર્ષ સુધી સાથે બેસી સાથે રમત ગમત કરી ભાદરના કાંઠા સેવ્યા હતા. એક બીજાને માટે એમના હૃદયમાં પ્રેમનાં ઝરણાં ફુટયા હતાં. રાયમલે સાજણને કહ્યું હતું, સાજણ પરણીશ તો તને બાકી બીજી બધી મા બ્હેન. સાજણ પણ રાયમલની અર્ધિ કાયા થવા મનમાં રાજી હતી.

સાજણ રાયમલની રાહ જોતી ઉભી છે ત્યાં ભેંસોને હાંકતો રાયમલ આવી પહોંચે છે. રાયમલને જોતાં સાજણનું મોં પ્રફુલ્લ થવાને બદલે કરમાઇ ગયું. રાયમલ પાસે આવ્યો અને સાજણની આંખમાંથી ખળખળ આંસુ વહેવા માંડયાં. સાજણનાં આંસુ જોઇ રાયમલને દુઃખ થયું. તેણે સ્નેહભર્યા સાદે પૂછયું: "સાજણ આજ આમ કેમ? એવું શું દુઃખ છે તે રડી જવાય છે?" એમ કહી સાજણનો હાથ પકડી વડના મૂળ પાસે લઇ

ગયો. બન્ને ત્યાં બેઠાં. થોડી પળ સાજણ રડી પછી ચીરાતા હૃદયે બોલીઃ "રાયમલ આ સાજણને હવે ભૂલી જા. મારા બાપ ભકવાણાના ખોડા ભરવાડ સાથે મારો વિવાહ કરી આવ્યા છે. થોડા દિવસમાં મારાં લગ્ન થશે. માવતર આગળ મારૂં શું ચાલે !"

સાજણનાં વચન સાંભળી રાયમલ પર વજ્ર તૂટી પડયું હોય તેમ તેને થયું. તેનું તેજ ઉડી ગયું. પોતાના ભાવી જીવનની આશાના ચુરેચુરા થઇ ગયેલા જોઇ રાયમલને શું થયું હશે ! તે થોડીવાર મુંગો રહીને બોલ્યોઃ "સાજણ ! ઠીક ન થયું. તું ઠગી ગઇ. હું નહિ ઠગું. મારા ભાગ્યમાં સુખના આંકડા માંડવાનું વિધાતા ભૂલી ગઇ છે. સાજણ હવે તને શું કહું. તું પરાઇ થઈ? તારી સાથે હવે મારાથી છુપી વાત ન થાય. પ્રભુ કોપે. પણ સાજણ તેં મોટી ભૂલ કરી." એમ કહી પોતાની ભેંસોને હાંકી લઇ દૂર ચાલ્યો. રાયમલનું હૃદય ચીરાતું હતું. તેના હૃદય પર કારી ઘા પડયો હતો. રાયમલ ચાલ્યો. જળભરી આંખે પોતાના એ બાળ સખાને સાજણ જોતી રહી.

* * *

સાજણનાં લગ્ન થયાં. સાજણ આજે સાસરે જવાની હતી. તેની આંખો કોઇને શોધી રહી હતી. ગાડામા બેઠી, ગાડું ચાલ્યું. સગાં વહાલાં બધા તરફ સાજણે નજર ફેરવી પણ કોઇના તરફ તેની આંખ ન ઠરી. જેને તે શોધતી હતી તે ન જણાયું. ટેકીલો રાયમલ ન જણાયો. દેવપરાના સીમાડા વડાવ્યા ત્યાં સુધી સાજણની આંખો તલસી રહી પણ રાયમલ ન દેખાયો. નિરાશ થયેલી સાજણ ભકવાણાના માર્ગે અદૃશ્ય થઈ ગઇ.

રાયમલની મા મરી ગઇ. ભેંસો વેચી દીધી. સંસારમાં હવે તેનું કોઇ હતું નહિ. રાયમલ એક દિવસ પોતાને મોસાળ જતો હતો. રસ્તામાં સાજણનું સાસરૂં આવ્યું. ગામના કુવે રાયમલ પાણી પીવા બેઠો, તેવામાં અચાનક સાજણ પાણી ભરવા આવી. બન્નેની આંખો મળી. સાજણનું દુબળું શરીર, કરમાયેલું મોં જોઇ રાયમલ બોલ્યોઃ "સાજણ ખોડાને ઘેર રોટલા ખૂટયા છે શું ?" એટલા શબ્દો સાંભળતાંજ સાજણની આંખમાં શ્રાવણ ભાદરવાની પેઠે આંસુ ઉભરાયાં. સાજણની આંખમાંથી બોરબોર જેવડાં આંસુ ખરવા માંડયાં.

સાજણનું આંસુ પડે ત્યાં રાયમલનું લોહી પડે. સાજણનાં આંસુ જોઇ રાયમલનું લોહી તપી આવ્યું. તેની આંખો લાલચોળ થઈ ગઇ. તે બોલ્યોઃ "સાજણ તને શું દુઃખ છે ! જે હોય તે કહે તારાં આંસુ જોઇ મને ઘણું દુઃખ થાય છે."

"રાયમલ ! ! મેં તને દુઃખી કર્યો અને હું સુખી ન થઇ." તેણે ખોડા તરફનો ત્રાસ કહી સંભળાવ્યો અને ખોડાએ મારેલા મારનાં ચાઠાં શરીર પર હતાં તે બતાવ્યાં. તે જોઇ રાયમલનો ક્રોધ ઘણો વધ્યો. તે બોલ્યોઃ "સાજણ અત્યારે તું જા. વગડામાં ખોડાને હું મળીશ. તને મારે નહિ એવો ઠપકો હું તેને આપીશ. ને નહિ માને તો પછી જોઈ લેવાશે."

ખોડાને શોધતો શોધતો રાયમલ વગડે ગયો. ખોડો બકરાં ચારતો હતો. રાયમલ તેને મળ્યો. સાજણને માર મારવા બદલ રાયમલે ખોડાને ઠપકો આપ્યો. ને પોતે મોસાળ તરફ રવાના થયો.

આજે ગોકળ આઠમનો મેળો. શ્રી કૃષ્ણ–આહીર કુળમાં ઉછરેલા. તેમનો જન્મ દિવસ ભરવાડ કોમનો મોટામાં મોટો તહેવાર. ભકવાણાની ભરવાડણોનો આનંદ માતો ન હતો. નવાં વસ્ત્ર પહેરી સરખી સાહેલીઓ સવારમાં કુવે પાણી ભરવા ગઇ. કુવામાં જુએ તો સ્ત્રીનું મડદું પાણી પર તરતું હતું.



કુ. ઈંદુબાઈ પવાર અને શ્રી. મોહતાબાઈ ઈનામદાર
ચાલુ વર્ષમાં પાસ થયેલાં કર્વે વિદ્યાપીઠનાં બે સ્નાતિકા.

# જાણુતી હોત જરીય ?

અનુવાદક : રા. રામમોહનરાય જશવંતરાય

જાણુતી હોત જરીય, અરે ! હું સ્હવારમાં ?
  દુર્દિન આખો દિલને દર્દ દઇ જશે,–
  જુદાં પડતાં પ્રિયતમ ! તુજને મ્હેં કહ્યાં
કડવાં વેણ,—મ્હનેજ તે દિન ભર સારશે !
—જાણુતી હોત૦

જરૂર તો, ઓ પ્રીતમજી ! ખમી લેત હું,
  દિલ ત્હારૂં દુઃખવતાં હું અટકી જતી;
  પણુ અણુસમજ્યું વર્તન થઇ જન આસ્હું
પસ્તાવે પાછળથી !—"બન્યું ન" બને નહિં !
—જાણુતી હોત૦

રજનિીની શાન્તિમાં, વ્હાલા ! તું મ્હને
  શીળાં સાન્ત્વન સાથે માફી આપશે;
  પણુ વિધિનું રે નિરમ્યું, હાય ! બને,–અને
મોંઘેરી માફી તુજ કદિ નવ આવશે !
—જાણુતી હોત૦

પ્રિયજન જુદાં થાય પ્રભાતે કેટલાં—
  સન્ધ્યા સમયે પાછાં ઘેર મળે ન જે ?
  કડવાં વેણુથી હૈયાં હૈય વીંધાયલાં,
પસ્તાવે પણુ સાજાં થાય ફરી ન તે !
—જાણુતી હોત૦

કરીએ સ્વાગત પરજનનું રૂડી રીતથી,
  મ્હેમાનોને માટે મધુરાં હાસ્ય છે;
  ગાડ સ્વજન શું હૈયે આપણુ પ્રીતડી,
વેણુ કઠિન રે, પ્રિયને ત્હોય જ આપીએ !
—જાણુતી હોત૦

થંભાવો અકળાયલ હોઠ ત્હમે સદા,
  ભ્રમ્મર, કોપ ઝઝુમી, પીમી પાડજો;
  બોલિ સ્હવારે બોલ્યાં,–અણુબોલ્યા થવા,
ભાવિ કેવું ભયંકર ? — રાત્રી મળે ન જો !
—જાણુતી હોત૦




# સ્ટવની કથની

લેખકઃ રા. વલ્લભદાસ વસનજી

સ્ટવથી થતા અકસ્માતો અને કિસ્સાઓ વિષે આપણે વારંવાર વર્તમાનપત્રોમાં કંઇ ને કંઇ વાંચતા આવ્યા છીએ. ગાંધીજીના 'નવજીવન' માં પણ સ્ટવનો પ્રશ્ન વારંવાર ચર્ચાઇ ગયો છે.

મુંબાઈ જેવા મોટાં અને નાનાં શહેરોમાં ઘેર ઘેર સ્ટવ ઘુસી ગયો છે. તેને હાંકી કાઢવાની વાત કરવી લગભગ અશક્ય છે. શહેરના ધમાલિયાં જીવનમાં તેની ઉપયોગિતા પણ રહી છે જ. દક્ષિણી અને ગુજરાતી સ્ત્રીઓ છૂટી સાડીએ ઘરકામ કરે છે. પંખીના પિંજર જેવી મુંબઇની નાની ઓરડીઓમાં જગાની સંકડાશ સ્વાભાવિક છે.



જ્યારે જ્યારે દાઝી મરવાનો કિસ્સો બને છે, ત્યારે તે સહેજ ભૂલચૂકને પરિણામે જ બને છે પણ તેનાં પરિણામો તો ગંભીર એટલે કે મૃત્યુમાં જ આવે છે. મુંબાઇ શહેરના કોરોનરને સુદ્ધાં આ ભયંકર પરિસ્થિતિ સામે હાંકપિછોડો કર્યા વિના ચાલતું નથી. સ્ટવથી દાઝી મર્યાનું પ્રમાણપત્ર આપી કામ ચલાવી લેવાય છે. પણ આ સ્ટવની રચના કે તેના વપરાશના વિષયમાં કાંઇ સુધારા વા શોધ વિષે હજી સુધી કાંઇ થયું નથી.

મુંબાઇના ખાદી ભંડારવાળા શ્રી વિઠ્ઠલદાસ જેરાજાણી અને તેમના કુટુંબનું ધ્યાન આ તરફ દોરાયેલું. આજ કેટલાય વખત થયાં તેઓ પોતાની શોધેલી રીતે સ્ટવનો ઉપયોગ કરે છે. સ્ટવને માટે બંધબેસતી સમડી આકારની લોખંડની એક પોલી કોઠી કરાવી છે. એની ઉંચાઇ ૧૦ ઇંચ, વ્યાસ ૧૦॥ ઇંચ અને છબીમાં બતાવ્યા મુજબ દરવાજાની

લંબાઇ પહોળાઇ અનુક્રમે ૧ાા અને ૨ ઇંચ છે. આવી કોઠીમાં સ્ટવને ઉતારવામાં આવેલ છે. સ્ટવમાં તેલ પૂરી શકાય, હવા ભરી શકાય તથા પિન કરી શકાય તેટલા પૂરતો ભાગ કાપી કાઢેલો છે. આ સગડી આકારની કોઠી-ની ઉંચાઇ સ્ટવની થાળીથી એકાદ બે ઇંચ ઉંચી હોય છે, એટલે ઝાળ બહાર નીકળી દાઝી મરવાનો, ભડકો થવાનો કે અકસ્માત થવાનો સંભવ રહેતો જ નથી.

સ્ટવના વપરાશ વિષે પણ બે બોલ આવશ્યક છે. તે સંપૂર્ણ સાધનોથી સજ્જ હોવો જોઇએ. તેમા રોજ ચોખ્ખું તેલ પૂરી, તેનાં મોઢિયાંને પિનવડે સાફ રાખવું જોઇએ. વત્તી ઓછી હવા ભરવામાં સાવચેતી રાખવી જોઇએ.

સ્ટવનાં વાપરનાર પ્રત્યેક સ્ત્રી પુરૂષ જો આમ સાવચેતી કેળવે અને ઉપરોક્ત રીતિ અજમાવે તો અકસ્માતો નહીંજ થાય એમ ચોક્કસ આશા છે.

સ્ટવના વ્યાપારીઓ સ્ટવની સાથેજ જો આવા નમૂનાની કોઠી તૈયાર વેચતા હોય તો આ સુધારો એકદમ થાય એમ ખાત્રી છે.

સ્ટવના વ્યાપારી ભાઇઓ સ્વાર્થ સાથે પરમાર્થ સાધવા શું નહીં મથે ?

---

અધિપતિઃ—કેમ સાહેબ, તમે તમારા લેખો ઉપનામથી કેમ લખો છો ? આખું નામ કેમ નથી લખતા ?

લેખકઃ—સાહેબ, મ્હારા લેખો અર્ધા નહિંતર પોણા ઘણાખરા આબેહુબ બીજાના લેખોના ઉતારા છે ત્યારે હું પકડાઇ આવું તો... ?

* * *

હિમ્મતલાલઃ—( અમથાલાલને ) રફૂ-ચક્કરની ધણીઆણીને ચોરોની બહુ બીક લાગે છે તેથી રફૂ-ચક્કરે પોતાની ગૃહિણીને પીસ્તોલ કેમ વાપરવી તે શીખવ્યું.

અમથાલાલઃ—એમ કે ? પછી ?

હિમ્મતલાલઃ—હવે રફૂ-ચક્કર પોતાની પત્નીથી બીએ છે !

* * *

કીકોઃ—બાપા, બાપા શું મનૂષ્ય વાંદરામાંથી ઉતરી આવ્યા હશે ?

બાપઃ—હા કીકા.

કીકોઃ—ત્યારે બાપા, વાંદરાઓ શાપરથી ઉતરી આવ્યા હશે ?

બાપઃ—ઝાડપરથી ઉતરી આવ્યા હશે.

* * *

માસીઃ—લુચ્ચા હું તારા જેટલી નાની હતી ત્યારે કદી પણ જુઠી વાત બોલતી ન હતી ?

રતનઃ—ત્યારે માશી, તમે ક્યારથી જુઠું બોલવા શીખ્યાં તે તો જણાવો.

ઇ. દા. જોશી.




મીરાંબાઇ એટલે પંદરમા શતકની સાહિત્ય-શૂન્ય ગુજરાતની પ્રથમ જ્ઞાનદિપીકા. ન્હોતી એ સમયમાં આજના સમયની સાહિત્યની સરિતાઓ. વેરાન, અને ઉજ્જડ મરુ ભૂમિમાં જેમ બે ન્હાનાં ઝરણાં મુસાફરોને સુખદાયી થઇ પડે છે તેમ એ શતકમાં નરસિંહ અને મીરાં એ બે સતત સાહિત્ય ઝરણાં વહેતાં હતાં. મીરાં ન્હોતી જાણતી કે મારામાં કવિત્વશક્તિ છે; એને તો ફક્ત ગિરિધર નાગર પ્રત્યેનો દૈવી પ્રેમ વ્યક્ત કરવો હતો. એના શબ્દોમાં, એના પદોમાં જ્યાં જુઓ ત્યાં સાહિત્યની ઉચ્ચ પ્રકારની કક્ષા દેખાય છે. ખરી કવિત્વશક્તિ દ્રશ્યમાન થાય છે. *'A poet is born, not made'* એ વાકય ખરું પડે છે. આજની ભણેલી અને કેળવાયેલી કન્યા કે સ્ત્રી કરતાં જુના સમયની અભણ સ્ત્રીઓને એનાં પદો અને ગીતો કંઠસ્થ હતાં —કયાંક કયાંક હજી સંભળાય છે. એ પ્રેમ-રસીઅણ સ્ત્રીના જીવન વિષે વધુ કહેવાની જરૂર નથી. દરેક વૈષ્ણવ કે કેળવાયેલ સ્ત્રી પુરુષ એના વિષે જાણે છે. પરન્તુ આપણે તો એના કાવ્યજીવનની સમીક્ષા કરીશું. મીરાં શ્રીકૃષ્ણની પરમ સેવિકા હતી. એની કવિતામાં સાંસારિક ભાવો નથી દેખાતા પણ એનું ભક્તિસ્વરુપ દેખાય છે. જગત જંજાળથી એ કંટાળેલી હતી.

"સાસુ અમારી સુષુમણા ને સસરો પ્રેમસંતોષ,
જેઠ જગજીવન જગતમાં મારો નાવલિયો નિર્દોષ,
ચુંદડી ઓઢું ત્યારે રંગ ચુવેને રંગબેરંગી હોય,
ઓઢું હું કાળો કામળો દુજો ડાઘ ન લાગે કોય."

ન્હોતાં ગમતાં એને સુશોભિત વસ્ત્રાલંકારો. એ શ્રીકૃષ્ણની પ્રેમપુજારણ હતી. એના પ્રેમમાં ભક્તિ હતી.

"બાઇ શામળો ધરેણું મારું સાચું રે."

એનાં પદો શહેરની શેરીએ શેરીએ ભીક્ષા માગતી ભિખારણોને કંઠે હોય છે. સુલલિત રાગથી ઘણીએ વાર વૈષ્ણવોની હવેલીઓમાં ગવાય છે. પ્રાતઃકાળને સમયે દળતી ગૃહિણીઓની મીઠી હલકથી ગવાતાં પદો મનને શાંતિ અર્પે છે. આવી ઉર્મિઓ અને વિચારોને સુંદર રીતે કાવ્યમાં સ્થાન આપી શકાય.

કાવ્ય એટલે મનની ઉર્મિઓનો અસ્ખલિત પ્રવાહ. વગર મહેનતે કવિતા રચી શકાય છે. वाक्यं रसात्मकं काव्यम्। કવિતા બનાવવા બેઠાથી બની શકતી નથી. આપ મેળેજ પ્રસરે છે. મીરાં ભણેલી ન્હોતી. એની કલ્પનાશક્તિનો બોધ એનાં કાવ્યોમાં માલમ પડે છે. કલ્પના વિના કવિ થઇ શકાતું નથી. મીરાં શ્રી કૃષ્ણ પ્રત્યેની હૃદયોર્મિઓને કાવ્યમાં માર્ગ આપતી. ભક્તિએ એની કવિત્વશક્તિમાં વધારો કર્યો. કવિભક્તો હંમેશાં પરમાત્મામાંજ લીન રહે છે. એ અને એનો ઇશ્વર બસ. આ બેજ વસ્તુઓ એ જુએ છે. અને એ બંનેને સાંધતી કવિતારૂપી સુવર્ણ શૃંખલા એ એમાંજ મસ્ત હોય છે. એજ ખરો કવિ હોઇ શકે. કનૈયાલાલ મુન્શીના

શબ્દોમા કહીએ તો, " સઘળા સંસારને એ (કવિ) વિસરી રહે છે એની કલ્પનાએ પેલી સૃષ્ટિમાં એ વિહરે છે; ને જીવે છે. ત્યવું શું તે એ જાણતો નથી. એ સ્વપ્નાં અનુભવે છે પરન્તુ સ્વપ્નમાંથી જાગવું એ વિસરી ગયો હોય છે. "

મીરાંના પદ હિન્દીમાં હતાં કે ગુજરાતીમાં ? ઘણું જોતાં હિંદીમાં હોવાં જોઇએ કારણ કે કાંઇ જન્મથી એ ગુજરાતણ ન્હોતી.

" ડાબો મેલ્યો મેવાડને મીરાં ગયા પશ્ચિમમાય. " યાત્રાર્થે દ્વારકામાં મીરાં થોડો વખત રહી હતી. એ વખતે ગુજરાતી શિખી હશે. પરન્તુ ઘણાં અનુકરણીયાં પદો એના નામે ફેલાઇ ગયાં હોય એમ જણાય છે. વળી ઘણાં ખરા શુદ્ધ ગુજરાતીમાં હોય છે. પંદરમી સદીનું ગુજરાતી આજના જેવું હશે કે કેમ એ શંકાસ્પદ છે. ન જ હોય એ સ્વાભાવિક છે. એમ ધારી શકાય કે ballads ની માફક કંઠસ્થ રહેવાને કારણે કંઠસ્થ કરનાર માણસ પણ પોતાની કવિત્વશક્તિ ઉમેરતો હશે. મીરાંનાં પદો ભક્તિરસથી ભરપુર છે. કેટલીકવાર એમાં શૃંગાર આવે છે પરન્તુ એ શૃંગાર બિભત્સ નથી; એ શૃંગાર વાસનાની દૃષ્ટિયે નથી.

" પ્રેમની પ્રેમની પ્રેમની રે મને લાગી કટારી પ્રેમની"
વગેરે.

એ મસ્ત હતી. દુન્યવી સુખની એને લેશ માત્ર સ્પૃહા ન્હોતી. દરેકે દરેક સ્થિતિ ઉપર એનાં પદ ઉચ્ચ પ્રકારની કવિત્વશક્તિ બતલાવે છે. જ્યારે એણે વૈરાગ્ય લીધો ત્યારે,

" કરના ફકીરી ક્યા દિલગીરી સદા મગનમેં
રહેના રે,
કોઈ દિન વાડી, કોઇ દિન બંગલા, કોઇ
દિન જંગલ સોનારે;
કરના ફકીરી. "

મીરાં કવિ હતી. ભક્તિ અને કવિત્વશક્તિ એનામાં ઓતપ્રોત હતાં. એનાં પદો નૈસર્ગિક સરલતાથી ગાઇ શકાય છે. ભાષાનો ધમધમાટ કાવ્યશક્તિમાં ઉમેરો કરે છે એવું નથી; ઉલટું કેટલીકવાર બગાડે છે. શાશ્વત રસભાવ એજ કવિતા. નવિનતા એ કાવ્યનો ઉદ્દેશ હોવો જોઇએ. ક્ષણે ક્ષણે **यन्नवता मुपैति तदेवरुपं रमणीयतायाः।** માઘ સત્યજ ભાખે છે. મીરાં બોલતી ત્યારે કવિતા ઝરતીઃ—

હારે કોઇ માધવ લ્યો, માધવ લ્યો;
વેચન્તી વ્રજની નારી રે, હારે માધવ લ્યો.
માધવને મટુકીમાં ઘાલી, ગોપી લટકે મટકે
ચાલી રે,
. હારે માધવ લ્યો.

* * *

ક્યારે ગયો એ પેલો મોરલીવાળો,
અમને રાસ રમાડી રે,
રાસ રમાડવાને વનમાં તેડયાં,
મોહની મોરલી સુણાવી રે,

* * *

કૃષ્ણની ભક્તિમાં મીરાં પોતાને કૃષ્ણની સ્ત્રી ગણે છે. સૂફીવાદને મળતો પ્રસંગ છે. કિન્તુ મીરાંની કે નરસિંહની કવિતા દયારામ જેટલી ઉન્મત્ત નથી. પ્લેટો કહે છે ' કવિતા નીતિની પોષક અને ઉત્તેજક હોવી જોઇએ.' કવિતામાં કેટલે અંશે શૃંગાર જોઇએ એના નિયમો હોઇ શકે નહીં. પરન્તુ પ્રેમમય કાવ્ય હરકતકર્તા છે એવું નથી હોતું. પ્રેમની વૃત્તિ મનને બળવાન બનાવે છે; ઉલ્લાસ અર્પે છે. મીરાંની કવિતામાં શૃંગાર છે, પણ નીતિને બાધક નથી.

મીરાંની વાણી દરેલી છે. એમાં ઉચ્છૃંખલતા નથી. એની કવિતામાં ભક્તિભાવનો અંતર્પટ છે; પ્રેમરસથી નિતરે છે. કૈનયાલાલના શબ્દોમાં વિરમીએ તો, " એનો ( મીરાંનો ) શુદ્ધ અને મસ્ત પ્રેમ દુષ્ટ જગતની તુચ્છ જાળમાંથી અધમમાં અધમ હૃદયને છોડાવે છે; અનંત આનંદ અને પ્રેમથી પૂર્ણ એવા કલ્પનાના આલ્હાદક પ્રદેશોમાં લઇ જાય છે. "

# પદ્મિનિ

પ્રફુલ્લતાથી ગૃહકાર્ય હોંશે;
કરે, લઢે ના કદી એ ભુંડાશે,
સદ્દાચારથી એ સહુને રીઝાવે,
ન વાત વાતે કદી ઓછું લાવે.

રીસાય ના નાથની સાથ કોદિ,
દિસે સદા વ્હાલભરી વિનોદી,
એને ગણીને ગૃહદેવિ-લક્ષ્મિ;
પામે પતી શાશ્વત પ્રેમરશ્મિ.

હંમેશ સંતોષ તણી પ્રતિમા,
વડીલનાં વેણુ ઉથાપતી ના,
સંતાપી એને ન સુખી થવાય,
આનંદ વા શાંતિ ન મેળવાય.

એતો ગણે તુચ્છ પ્રલોભનોને,
સદાય વ્હાલી પતિ સદ્‌ગુણોને,
ગુણે ગણાતી ગુણસુંદરી એ,
ગૃહે ગૃહે હો શુચિતા ભરીએ

જમિયત કૃ. પંડ્યા



# સાઈકલની સફરે!

લેખક: રા. વાસુદેવ હરદેવ ત્રિવેદી.

એક વાર જ્યારે પરદેશી માલના ભાવ અતિશય ચઢવા માંડયા, ત્યારે સાઇકલના ભાવ ગગડી ગયા. પરિણામે અમારૂં નાનકડું નવાપરૂ સાઇકલોની ઘંટડીઓના મધુર રણકારથી ગાજી ઉઠયું. ઠેરઠેર સાઇકલો અને સાઇકલવાળાઓની 'રોન' ગામમાં શરૂ થઇ ગઇ.

આ શરૂઆત કેમ અને કેવી રીતે થઇ, એ જાણવું મુશ્કેલ નથી. પૂર્વાશ્રમના પાનવાળા પણ વર્તમાનાશ્રમમા 'સાઇકલ ડીલર' બનેલા મી. છોટુમીયા અમદાવાદ ગયેલા. ત્યાંથી ત્રણ સેકંડહેન્ડ અને ચાર ખખડી ગયેલી સાઇકલો હરાજીમાંથી ખરીદી લાવેલા, અને જુવાનીઆઓમાં શિખવાનું જોમ જમાવવાને ફી એકદમ જુજ રાખી. આથી શિખનાર ઉમેદવારોની સંખ્યા ટપોટપ વધવા માંડી, અને સાથે સાથે શેરીઓની સફરે નિકળી પડેલાં પોતાનાં નાનાં ભૂલકાંઓ માટે માબાપોની ચિન્તા પણ વધવા માંડી.

અમારા પડોસી મંછુકાકા જમાનાની જોડે ચાલનારા હતા. ઉમર તો હશે...પણ કોણ જાણે અમે તો એમને નાનપણથી આટલા મોટાજ જોઇએ છીએ. રૂપેરી વાળવાળાઓ પોતાની ઉમરમાંથી બાદબાકી કરી તેમની ઉમર ૫૦–૫૫ની જણાવતા, જ્યારે વધારે કાળા વાળવાળાઓ પોતાની ઉમરમાં સરવાળો કરી ૪૫–૫૦ની કહેતા. ગમે તેમ હો. પણ મંછુકાકા અને અમારાં—એટલે આખા ગામનાં—માણેકકાકી પોતાની ઉમર કોઇને કહેતા નહિ.

આમ લોકોને વય જાણવા ફાંફા મારતા જોઇ મંછુકાકા તેમની 'કલપ'થી રંગાયલી મુછમાં હસતા. આ છાનાછાનીનું ખરૂં કારણ ભીખો હજામ એકવાર જાણી લાવ્યો: ઉમર કહે તો આયુષ્ય ઘટે!

ખેર! પણ મંછુકાકા અને માણેકકાકી એટલે ગામનાં આગેવાનો. મંછુકાકા એટલે જુવાનીયાઓનું ઉત્સાહવર્ધક ટૉનિક અને માણેકકાકી એટલે સ્ત્રીઓના ડિસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ અને જરૂર પડયે 'બાલીસ્ટર'. સાઇકલો અને સાઇકલવાળાઓની ફરિયાદો અહિં સંભળાતી અને ગેરહાજર આરોપીને સ્વસ્તિવાચન છૂટથી દેવાતું! 'મુઆ પેલા નાથા પટેલના રેવલાએ મ્હારી જીવીનો પગ ભાગ્યો,' 'ડાઘીયા કુતરાને કોઇક ફાટીમુઆએ મારી નાખ્યો,' વિગેરે સમાચારો રૂટરના તાર કરતાં વધુ ઝડપથી માણેકકાકી પાસે આવતા. આથી સાઇકલવાળાઓ ત્રીસ કદમ દૂરથી જણાય, એટલે માણેકકાકી વાગ્યુદ્ધની તૈયારી કરી સજ્જ થઇ ઉભાં રહેતાં. તેમને ઓળખી ગયેલા સાઇકલીસ્ટો તેમને જોતાંજ ઉતરી પડતા, અને તેમના પ્રવચનનો લાભ ન મળે માટે, "કેમ માણેકકાકી! શીદ ચાલ્યાં?" કરી મ્હોં મલકાવી પગપાળા બની થોડેક દૂર જતા. આની અસર માખણ જેવી થતી હોવાથી ફક્ત ઓષ્ટસ્ફૂરણ કરી છોટુમીયાંને એકાદ અસ્પષ્ટ ઉદ્‌ગાર 'સુનાવી દઇ,' ત્યાંથી જતાં રહેતાં. તેમને નજર બહાર ગયેલાં જાણી

જક્કી જુવાનો પાછા સાઇકલીસ્ટ બની જતા !

કસરતના લાભથી પ્રેરાઇ ( એ સિવાય બીજું કારણ શું હોઇ શકે ? ) મંછુકાકાએ છોટુની છાની દોસ્તી કરવા માંડી–અલબત્ત માણેકકાકી જાણે તેમ તો નહીં જ. ગામથી બે ખેતરવા દૂર એક પાકી સડક ઉપર સાંજના વખતે પ્રેક્ટિસ શરૂ થતી. શરૂઆતના પંદર દિવસ માણેકકાકીએ મંછુકાકાના પગ ઉપર સતત મોજાં જોયાં, અને તેમને ડાકટરે ' ઠંડી લાગવાનો સંભવ છે'નું કારણ બતાવેલું જાણી કાંઇ શંકા પડી, નહિ. ઘુંટણે અને કમરે શેક તો છોટુની દુકાનેજ થતો. વીસ દિવસ પછી મંછુકાકાએ માન્યું કે, હવે તો મ્હને આવડી ગઇ !

" એકવીસમે દિવસે તેમણે છોટુ પાસે પરીક્ષા લેવરાવી. મેલો હાફપેન્ટ અને ખુલ્લા મૂકેલા કૉલરવાળા ખમિસના યુનિફોર્મમાં સજ્જ થઇ, મ્હોંમાં વ્હિસલ રાખી છોટુ પાકી સડક પર ઉભો રહ્યો. મંછુકાકા પણ થીંગડાવાળુ ખમીસ અને જુની ટોપી પહેરી પેડલ પર પગ રાખી તૈયાર ઉભા હતા. છોટુએ કેપ્ટનના રૂઆબથી ' વન, ટુ અને થ્રી ' કહેતાં વ્હિસલ મારી અને મંછુકાકાએ સાઇકલ પર ગબરડી મૂકી. જોતજોતામાં તો કેટલાય ફર્લોંગ કૂદાવી દીધા.

' હેંડલ મજબુત પકડજો અને નજર સામે રાખજો'ની છોટુની સલાહ ધ્યાનમાં રાખી તેઓ ' ગોવિંદ કૃષ્ણ વિઠુ ગિરધારી'નું ભજન લલકારતા આગળ વધતા હતા, ત્યાં તો.

" અ–હા–છીં–છ છ છ–ગોવિંદ !"

બે આંખો મીચી દઇ, મ્હોં ઉઘાડી, માથું ઉંચુ કરી છીંક ખાતાં સાઇકલની માયાથી કહો કે, મ્યુનિસિપાલિટીની બેદરકારીને કારણે હોય, પણ મંછુકાકા એક ખાડા તરફ વળ્યા અને...એક વૃક્ષે તેમને ઝીલી લીધા.

પડયા તો'ય શું ? પડાયે ખરું ! મંછુકાકા સમજુ હતા, એટલે શરીરે હાથ ફેરવતા તે ઉઠયા અને શુદ્ધ ક્ષત્રિવટ બતાવી સાઇકલ પર બેસી પાછા ફર્યા. કેપ્ટન સાહેબ તો અંધારું થતાં દુકાને સીધાવી ગયા હતા. હવે મંછુકાકાએ ગામમાં થઇને અંધારામાં સાઇકલ ચલાવવા માંડી.

રા. ગુપ્તા કહે છે કે, સાઇકલને ડોસાઓ પ્રત્યે પક્ષપાત હોય છે. પણ તે ભૂલે છે. સાઇકલને ડોસાઓ કરતાં પણ વધુ પક્ષપાત ડોસીઓ તરફ હોય છે. અંધારામાં માણેકકાકી દૂધનું વાસણ લઇ મણીફોઇને ત્યાંથી પાછાં ફરતાં હતાં, એટલામાં સાઇકલનો ધક્કો કમનસિબ વાસણને વાગતાં, તેણે ભૂગમન કર્યું, અને તેની જોડે માણેકકાકી પણ નીચાં નમ્યાં.

ઝટ લઇને ઉભાં થઇ, સટ દઇને તે ખાલી વાસણ મંછુકાકા તરફ તેમણે ફેંકયું, અને જ્વાળામુખી પર્વતના પ્રસ્ફોટની માફક તેમણે ' પીટયા, નખ્ખોદ ગયા ' ઇત્યાદિના ઉદ્ગારો કાઢયા. ધમણની માફક હાંફતા અને ખરી સ્થિતિથી બીનવાકેફગાર મંછુકાકા હજી અંધારામાંજ ઉભા હતા.

" મુવા આ સાઇકલવાળાઓ, જંપતા નથી, " બોલતાં આવેશથી મંછુકાકા તરફ હાથ ઉંચા કરી ધસ્યાં: " ઉભો રહે જો ! દેખાતું નથી ? "

" અરે આ તો ' એ ' છે ! આ પાપ અત્યારે દૂધ લઇ અહિં કયાંથી ? " બબુચક બનેલા મંછુકાકાએ આખરે હિંમત ભેગી કરી ધીમે સાદે ' કહ્યું. " એ તો હું છું. એ તો હું છું ".

પતિ દેવતાનો ધ્રુજતો સાદ સતીએ ઓળખ્યો અને માણેકકાકીએ જીભ કચરી. " હાય, હાય ! તમે ? સાઇકલ ઉપર ? "

"ઘોડે ચઢે તે પડે પણ ખરા" એક ખોંખારો ખાઇ મંછુકાકા બોલ્યા.

"બળ્યો તમારો ઘોડો! વાહ! 'બાઇશીક્લ' ઉપર સારા તો બહુ લાગો છો! તમારે બદલે જો કોઇ બીજો હોતને તો—"

"ચાલ હવે, ઘેર જા. હું યે આવુ છું"

પણ હવે મંછુકાકાની હિંમત ફરી સાઇકલ પર બેસવા ન ચાલી. એમના પગ અને પાંસળાંએ તેમને સંભારવા માંડયા હતા. સાઇકલ હાથે દોરી લઇ જઇ છોટુને આપી. તપાસતાં છોટુએ કહ્યું, "હેન્ડલને નુકશાન થયું છે! પાંચ રૂપીઆ લાવો!

છોટુના આ શબ્દો સાંભળી તેમની તપેલી સ્ટીમે છોટુ સાથેનું વાગયુદ્ધ નામનું 'ઇન્જીન' ચલાવ્યું, અને સવા કલાક પછી સ્ટીમ પૂરી થતાં બે રૂપીયા નુકશાનીના આપી ઘેર આવ્યા.

ઘેર પ્હોંચ્યા પછી શું થયું, મંછુકાકા અને માણેકકાકી વચ્ચે યુદ્ધ થયું કે નહિ, પરિણામે કોણ જીત્યું, એ હજી ચોક્કસ જણાયું નથી. છૂપી પોલીસનો પ્રયોગ કરતા તેમના પડોશીના છોકરાએ સ્હેજ તેમના ઘરમાં ડોકીઉં કરતાં જોયું કે, મંછુકાકાએ પવાલામાંથી પાણીની અંજલી હાથમાં ભરી અને જમીન ઉપર ઢોળી; અને માણેકકાકી ત્યારેજ શાંત થયાં. આ પછી મંછુકાકા ફરી કોઇ વાર સાઇકલની સફરે નિકળ્યા હોય, તેમ કોઇએ જોયું યા જાણ્યું નથી.

પાછળથી આ ભયાનક 'એકશીદંડ'ના મૂળને તપાસતા મંછુકાકાએ નવાપુરાના પ્રખ્યાત જ્યોતિઃશાસ્ત્રી ગણેશપ્રસાદને પૂછ્યું. સાક્ષાત્ ગણેશના અવતારશ્રીએ એક ફાટલી જુની ગાદી ઉપર બીરાજી, ઘંટીના પડ જેવી પાઘડીવાળું તેમનું માથું હલાવતાં બધી વાત ધીરજથી સાંભળી લીધી. પછી છોટુએ સાઇકલ કયા મહિનાની, કેયી તીથીએ કેટલા વાગે ખરિદી હતી તેની તપાસ કરાવી બાતમી મેળવી લઇ મોટી કુંડળી માંડી; એને ગણત્રી કરીને જણાવ્યું કે મંછુકાકા સાઇકિલપર ચઢયા ત્યારે ઉદ્વેગ ચોઘડીયું અને તેમની સ્હામે ચંદ્ર હતો! અને છોટુએ સાઇકલ ખરિદી, ત્યારે કાળ ચોઘડીયું અને રાહુ સહામો હતો!

આમ મેળ મળી ગયો અને મંછુકાકાની આસ્થા જ્યોતિષ ઉપર વધી. જ્યોતિષને ન માનનારા હાલના જુવાનીઆઓ મંછુકાકાની આસ્થા ઉપરથી ધડો લેશે કે?



કેટલીક વાર ઉતાવળમાં કેટલાક લોક બોલવાને બદલે બોળી મારે છે તેનો નમુનોઃ—

એક વખતે એક સ્ત્રી પોતાના બાળક સાથે ગમ્મત કરતી બોલતી હતી કે, "લે ડીકા, આ દીવલી મારી છે," ત્યારે ડીકાએ કહ્યું કે 'મારી છે.' એમ પાંચસાત વખત સામ સામે ચાલ્યું. એટલામાં છોકરાનો બાપ આવતો દેખાયો. તે જોઇને પેલીએ પૂછ્યું કે "પેલું કોણ આવે છે?" ડીકાએ કહ્યું. "મારા બાપુ," પેલી કહે કે "મારા બાપુ" આમ સામ સામી બોલવાનું ચાલતું હતું. એટલામાં પેલીનો ધણી આવી પહોંચ્યો. એણે ગુસ્સામાં પૂછ્યું, "કોના બાપુ કહે છે તેનું કંઇ ભાન છે કે નહિ?" પેલી તુર્ત પોતાની ભૂલ સમજી ગઇ. અને નીચુ જોઇને નખ ખોતરવા લાગી.

નમુનો બીજોઃ—

એક વખત એક બાળક ઘણું રડતું હતું. તે સાંભળીને તેનો બાપ દોડી આવ્યો અને પોતાની બૈરીને ધમકાવી કહેવા લાગ્યો, "કેમ એને રડાવે છે? એને ધવરાવતી કેમ નથી?" પેલીએ જવાબ દીધો, "એ તો હઠે ચઢયો છે, તે ધાવતોએ નથી" આ સાંભળી પેલા ભાઇ ગુસ્સામાં બોલી ઉઠયા, "એ શું નહિ ધાવે? એનો બાપ ધાવે; લાવ હું એની લેતરણ કરૂં." પેલી તુર્ત બોલી ઉઠીઃ "શું બકો છો તેનું કંઇ ભાન છે?" પેલો પોતાની ભૂલ સમજ્યો ને ત્યાંથી ચુપચુપ ચાલતો થયો.




લેખકઃ રા. " પીયૂષ. "

"**શું** રશીઆમાં સ્ત્રીઓને ખરેખર સાર્વજનિક બનાવવામાં આવી છે ?" રશીયા માટે આ પ્રશ્ન સૌથી વધુ પૂછાય છે. સ્ત્રીઓનું સાર્વજનિકત્વ એટલે શું તે સહજે સમજી શકાય એવી બાબત નથી. 'સમાચાર'ની આજ બાબતને ખાસ અગ્રપદ આપી લાવનારા વર્તમાનપત્રના ખબરપત્રીઓ કે સ્ત્રીઓને તેઓ શું લખે છે તેની ખબર હોતી નથી. કદાચ, તેઓના મનમાં આખાએ સોવીએટ સંઘમાં ચાલતા અવ્યવસ્થિત જાતીય વ્યવહારના વિચાર હશે ! અને જાણે સ્ત્રીઓનો દરજ્જો ઘણોજ નીચો પડી ગયો છે અને પુરૂષની વિષયેચ્છા પોષવાનું તે માત્ર સાધન થઇ ગઇ છે એવી કલ્પના તેઓ કરે છે કે બીજાઓ પાસે કરાવે છે.

રશીઆની મુલાકાત લેનાર કે રશીઆની હાલની સ્થિતિ સંબંધમાં વાંચનાર કોઇપણ ઉપર થતી અસર કરતાં આ ઘણુંજ દૂર છે. રશીઆની સ્ત્રીઓમાં બીજી અનેક ખામીઓ હશે પરંતુ તે પુરૂષની મિલ્કત કે રમકડું તો નથી જ. તે સ્વતંત્ર છે; અને પુરૂષની મોરલી પર નાચવા ચોકકખી ના પાડે છે.

મોસ્કોમાં સ્ત્રીઓની પરિષદ વખતે હું થોડી વાર હાજર હતો. લેનીનની વિધવા ક્રુપ્સ્કાયા, મેડેમ સુનયાત સેન, વૃદ્ધ કસેરા ઝેતકીન અને વિદેશની અસંખ્ય સ્ત્રીઓ ત્યાં હતી. યુરોપના બીજા દેશની બધીએ સ્ત્રીઓ રશીઆની બ્હેનોએ મેળવેલી સામાજિક અને આર્થિક સ્વતંત્રતા માટે તેઓની અદેખાઇ કરતી હતી.

પ્રાચીન કાલમાં રશીઆની સ્ત્રીઓની દશા પુરૂષોના સમાન દરજ્જા ઉપર ન હતી. કાયદો પુરૂષોની તરફેણ કરતો. પતિ જે કાંઇ કહે તે પત્નીએ કરવું પડતું. પતિની સંમતિ વિના પત્ની કોઇ પણ જગાએ નોકરી કરી ન શકતી. અને છૂટાછેડા મેળવવા એ તો તેને માટે તદ્દન અસંભવિત હતું. પુત્રીને વારસાનો $\frac{1}{14}$ મો ભાગ જ મળી શકતો; બાકીના ૧૩ ભાગ પુત્ર કે પુત્રોને ભાગે જતા. લગ્ન પછી સ્ત્રીની માલમિલ્કત પતિના કાબુમાં આવતી. ગામડાંઓમાં અજ્ઞાનતા ઘણીજ હતી અને તેથી ત્યાં ખેડુત પોતાની પત્નીને સારી રીતે મેથીપાક જમાડી શકતો !

વિશ્વયુધ્ધે તેમજ આંતર વિગ્રહે રશીઆનાં ઘણાં કુટુંબો ભાંગી પાડયાં. તેથી સોવીએટ સરકારને વખતો વખત ફેરવાતી પરિસ્થિતિને પહોંચી વળવું પડતું. શરૂઆતમાં સ્ત્રી કામદારો અને લગ્ન સંબંધી કાયદો થયો અને તેથી સ્ત્રીઓ, પુરૂષોની સમાન બની. પરંતુ કાયદો ઘણો ખરો કાગળ ઉપર જ રહ્યો; જો કે સમૂહની મનોદશા બદલવામાં એની ઘણી સારી અસર થઇ. ક્રાન્તિના બે વર્ષો વિત્યા બાદ લેનીને કહ્યું હતુંઃ–

" મજુરોની સરકારે પોતાનાં અસ્તિત્વના

વર્ષો માસોમાંજ સ્ત્રીઓને લગતા કાયદાઓની સંપૂર્ણ ક્રાન્તિ કરી. સ્ત્રીને સંપૂર્ણ ગુલામીમાં નાંખતા કાયદાઓમાં એક રજ પણ સુધાર વિનાનો, સોવીએટ સરકારે, રાખ્યો નથી......હવે અમે ગૌરવથી અને જરાયે અતિશયોક્તિ વિના કહી શકીએ છીએ કે સોવીએટ રશીઆની બહાર એવો એકેય દેશ નથી જ્યાં સ્ત્રીઓને સંપૂર્ણ સમાન હક્કો અપાયા હોય, જ્યાં નિત્ય કૌટુમ્બીક જીવનમાં સ્ત્રીઓ શરમીદું જીવન ન જીવતી હોય. આ અમારૂં પહેલું અને સૌથી અગત્યનાં કામોમાંનું એક હતું......અલબત્ત, કાયદા પૂરા નથી; અને માત્ર કાયદાઓ કરીને જ અમે બેસી રહીશું નહિ....દુનીઆના આગળ પડતા દેશોની દૃષ્ટિએ સોવીએટ રશીઆમાં સ્ત્રીઓની કાયદેસર સ્થિતિ આદર્શ છે. અમે તો એમજ કહીએ છીએ કે આ તો માત્ર શરૂઆત છે."

સામાન્ય મજુર કાયદો ખાસ કરીને સ્ત્રી મજુરોને લાભદાયક હતો અને ઉપરાંત સ્ત્રીઓનાં સંરક્ષણ માટે તો કામ કરવાનો દિવસ, (જે હાલમાં ૭ કલાકનો કરવાની ચળવળ ચાલે છે), લાંબી નોકરી માટે પેન્શન, આરામગૃહો, સેનેટોરીયમ, ૧૪ વર્ષની નીચેના બાલક પાસે મજુરી કરાવવાનો પ્રતિબંધ, ૧૪ થી ૧૬ વર્ષનાં માટે માત્ર ૪ કલાકનું શિખાઉ તરીકે કામ અને ૧૬ થી ૧૮ વર્ષનાં માટે ૬ કલાક કામ વગેરે ગણાવી શકાય. એ પણ યાદ રાખવું જોઇએ કે કારખાનાંઓમા મજુર સમિતિઓ અને મજુર સંઘોને મજુરોની સ્થિતિ સંબંધમાં ઘણી સત્તા છે. સ્ત્રીઓ અને માતૃત્વના સંરક્ષણ માટે ખાસ કાયદાઓ નીચે પ્રમાણે છેઃ—

( ૧ ) રસાયણીક ઉદ્યોગ તેમજ એવા બીજા ભારી અને હાનિકારક ઉદ્યોગોમાં સ્ત્રીઓ કે ૧૮ વર્ષની અંદરના યુવાનોને કામે રાખવાનો પ્રતિબંધ છે.

( ૨ ) ઔદ્યોગિક મજુરોને અને ખાસ બોજો પડતો હોય એવા બીન, ઔદ્યોગિક મજુરોને ૪ માસની માતૃત્વ-રજા આપવી. બીજા બીન ઔદ્યોગિક મજુરોને ત્રણ માસની રજા મળે છે.

( ૩ ) ગર્ભવંતી સ્ત્રીઓ માટે રાત્રિનું કામ અને સમય ઉપરાંતના કામનો પ્રતિબંધ છે

( ૪ ) ગર્ભવંતી સ્ત્રીને, તેની સંમતિ વિના, હમેશનાં કામ કરવાની જગાથી બીજી જગાએ મોકલી શકાય નહિ.

( ૫ ) નાનાં બાલકવાળી માતાઓને કામ કરવાના કલાક દરમ્યાન મળતી હમેશની રજા ઉપરાંત દર સાડા ત્રણ કલાકે ઓછામાં ઓછો અડધો કલાક વધુ છુટ્ટી આપવી. આ છુટ્ટી કામ કરવાના કલાકમાં ગણાય છે અને તેનો પગાર મળે છે.

ગર્ભવંતી સ્ત્રીઓને આપવામાં આવેલી આવી છુટછાટથી માલેક પોતાનો કરાર યોગ્ય કારણ વિના તોડી નાંખે, એવો ભય રહેવાથી કાયદામાં એવી વ્યવસ્થા કરવામાં આવી છે કે મજુર નિરીક્ષકની મંજુરી વિના ગર્ભવંતી સ્ત્રીને રજા આપી શકાય નહિ.

કામ નહિ કરવા જેટલા મીંદા ન હોય છતાંયે સંભાળભરી સારવારની જરૂર હોય. એવા મજુરો માટે પણ સારવારની વ્યવસ્થા છે. તેને 'નાઇટ સેનેટોરીયા' કહે છે. કામ કરીને તેઓ ત્યાં જાય છે અને રાત્રિ તેમજ ફુરસદનો વખત ત્યાં પસાર કરે છે.

ઉદ્યોગમાં સ્ત્રીઓની સંખ્યા ધીમે ધીમે વધતી જાય છે; અને દરેક જાતનાં કામકાજમાં સ્ત્રીઓને રોકવાનું વલણ વધતું જાય છે. પરંતુ પાછળથી આ સંબંધમાં એવું દર્શાવવામાં આવ્યું છે કે 'સ્ત્રીઓ માટે સમાન હક્કો'નો અર્થ એવો નથી કે શારીરિક રીતે

યોગ્ય ન હોય એવાં કામમાં પણ તેઓને રોકવી.

સોવીએટ સંઘમાં સ્ત્રીઓ ઉચ્ચ દરજ્જાઓ ભોગવે છે. દુનીઆના પહેલી સ્ત્રીની એલચી કોલોન્ટાઇ રશીયન હતી, શરમાં રશીયન સોસીઆલીસ્ટ ફેડરેટેડ સોવીએટ રીપબ્લીક અને યુક્રેઇનની ગ્રામ્ય સભાઓમાં અસંખ્ય સ્ત્રીઓ ચુંટાઇ હતી. ઑલ યુનીઅન કોન્ગ્રેસ ઓફ સોવીએટસમાં ૧૬૯ ખેડુત સ્ત્રીઓ સભ્ય હતી. પછાત રહેલાં સાઇબીરીઆમાં પણ ગ્રામ્ય સભાઓમાં ૮૦૦ સ્ત્રી સભ્યાઓ છે અને તેમાંની ૪૫ તો સભાની પ્રમુખો છે. જમીન ઉપર પણ સ્ત્રીઓને સમાન હક્ક છે. હજારો સ્ત્રીઓ પોતાનાં ઘરની, અધિષ્ઠાત્રી રહી પોતાની જમીન ઉપર કામ કરે છે.

સામ્યવાદીપક્ષમાં ' જેનોટડેલ ' નામે ઓળખાતું સ્ત્રીઓનું ખાસ ખાતું છે જે સ્ત્રીઓના કેળવણી અને હક્કો સંબંધમાં અસંત પ્રગતિ કરી રહ્યું છે ' જેનોટડેલ ' કેટલાંક પત્રો પ્રકટ કરે છે, આરોગ્ય, શિશુકલ્યાણ, સહકાર, રાજકારણ તેમજ એવા અન્ય વિષયો સંબંધી વ્યાખ્યાનમાળાઓ ગોઠવે છે. માર્ચની તા. ૮ મી એ આખા યે રશીઆમાં આંતરરાષ્ટ્રીય સ્ત્રીદિન ઉજવાય છે.

સોવીએટના લગ્ન અને છૂટાછેડાના કાયદા, જુના રીવાજ કરતાં ઘણાંજ જુદા છે. વિગ્રહ બાદ સામાન્ય રીતે કુટુમ્બો વિભિન્ન થઇ જવાના પરિણામે યુરોપના બીજા દેશો અને અમેરીકા જેવાજ પ્રશ્નોને પહોંચી વળવું પડ્યું છે. ડેનમાર્ક અને તુર્કી જેવા બીજા દેશોમાં અસમાન લગ્નના કાયદાઓ નથી અને યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકામાં તો અખતરા રૂપ લગ્નની ઘણી ચળવળ ચાલે છે. સોવીએટ રશીયા આ સંબંધમા બીજા દેશોથી જુદું પડતું નથી.

પરંતુ, એક અગત્યની બાબતમાં સોવીએટ રશીઆ જુદું પડે છે. રૂઢી અને પ્રાચીન રીવાજની રશીઆમાં કાંઇ કિંમત રહી નથી; અને તેની સામે થવાનું સામાન્ય વલણ છે. સામ્યવાદી રાજ્યમાં લગ્નનો આદર્શ શું હોવો જોઇએ તે કહેવું મુશ્કેલ છે.

સોવીએટ લગ્નનો પહેલો કાયદો લગ્નને સભ્ય ઉત્સવ બનાવે છે. ધાર્મિક ક્રિયાઓ બંધ કરવામાં આવી નથી; પરંતુ તે ખાસ કરીને ગામડાંઓમાંજ થાય છે. એકથી વધારે સ્ત્રી રાખવાનો પ્રતિબંધ છે અને બીજું લગ્ન છૂપું રાખવું એ ફોજદારી ગુન્હો છે. છૂટાછેડા પરસ્પર સંમતિથી થાય છે. પતિ અને પત્ની એકમેકને મદદ કરવા માટે જવાબદાર છે. ગેરકાયદેસર બાલકોને કાયદેસરના બાલકોના જેવાજ હકકો મળે છે. પતિ અને પત્ની પોતાનું નામ એક સરખું અથવા પોતાનાં નામો જુદા રાખી શકે છે. બાળકોને, ૧૪ વર્ષનાં થયા પછી, પોતે પિતાનું કે માતાનું નામ રાખવું તેનો તેમજ ધર્મ અને શહેરીપણાનો નિર્ણય કરવા દેવામાં આવે છે. કાયદા પ્રમાણે માબાપોએ પોતાનાં બાળકોને સાથે રાખવાં જોઇએ. દત્તક લેવાની છૂટછાટ ન હતી.

મિલકતમાં પત્ની અને બીજા સંબંધીઓને સરખોજ ભાગ મળે છે. કાયદેસર હકદાર હોય એવા બધાને પૂરી થઇ રહે એટલી રકમ ન હોય તો જેને સૌથી વધુ જરૂર હોય તેને મિલકતપર પહેલો હકક રહે છે. પહેલાં કાયદો પત્નીને ૧૦૦૦૦ રૂબલ ( પૌ. ૧૦૦૦ = રૂા. ૧૩૦૦૦ ) થી વધુ વારસો લેવા દેતો નહતો. બાકીનો ભાગ રાજ્ય લેતું. બે વર્ષ પહેલાં એમાં ફેરફાર કરવામાં આવ્યો છે અને હવે વારસાની મર્યાદા નથી; પરંતુ તે ઉપર વેરો વધતો જાય છે. ૫૦૦૦૦૦ રૂબલથી ઉપરની રકમ ઉપર ૯૦ ટકા વારસા ટેક્ષ લાગુ પડે છે.

થોડાક વર્ષો પહેલાંના લગ્નના કાયદામાં ઉપજી ખાસ બાબતો હતી. ૧૯૨૫ માં તેમાં

(તર) કરવાનો પ્રયત્ન થયો હતો પરંતુ તેમાં (સફ)ળતા ન મળતાં એ વાત મુલત્વી રહી (હત)ી. ત્યારબાદ ઘણા માસ સુધી આખાયે (રશી)આએ આ સુધારાઓ ઉપર ચર્ચા કરી. (દેશ)ભરમાં અસંખ્ય સભાઓ ભરાઇ, વર્તમાન (પત્ર)ોમા પણ અત્યંત ચર્ચા થઇ. શહેરી પ્રજા (કર)તાં ખેડુતો સામાન્ય રીતે વધારે ચૂસ્ત હતા.

ફેરફારો કરવાની સૂચના થઇ હતી તેનું મુખ્ય કારણ એ હતું કે લગભગ લાખ જેટલાં યુગલો હતાં જે સાથે રહેતાં પરંતુ નોંધાયલાં ન હતાં. આ લગ્નો કાયદેસર કરવાની સૂચના થઇ હતી આનો વિરોધ પણ ઘણો થયો કારણ કે અંદર એવી પણ કલમો હતી જેથી પતિ જો ભરણપોષણ કરી શકે એવી સ્થિતિમાં ન હોય તો પત્નીનું ભરણપોષણ કરવા આખું ઘર જવાબદાર હતું. સ્ત્રીઓની સંસ્થાઓ બીન નોંધાયલાં લગ્નોનું સંરક્ષણ કરવાની તરફેણમાં હતી.

અત્યંત ચર્ચા પછી ૧૯૨૬ના નવેમ્બરમાં લગ્નનો નવો કાયદો પસાર થયો હતો. તેમાં જણાવાયું છે કેઃ—" પત્ની અને બાળકના અંગત અને મિલ્કતના હક્કો તેમજ લાભોના સંરક્ષણની સરળતા કરવાના ઉદ્દેશથી લગ્નની નોંધ રાખવાનું ઠરાવાયું છે ………… .. નોંધણી એ લગ્નનાં અસ્તિત્વનો સબળ પુરાવો છે. " આમ નોંધણી એ લગ્ન નહિ પરંતુ માત્ર તેનો પૂરાવોજ છે અને લગ્ન તેના વિના થઇ શકે. જો કે તેના વિના લગ્ન પૂરવાર કરવું ઘણુંજ મુશ્કેલ થઇ પડે.

પત્નીનું ભરણપોષણ પતિના કુટુંબીઓ, પતિનો તેમાં હિસ્સો હોય તેટલા પ્રમાણમાંજ કરે. છૂટાછેડા ઘણા સહેલા થયા છે. એક પક્ષની સંમતિ મળતાં છૂટાછેડા થઇ શકે છે. છૂટાછેડા આટલી સહેલાઇથી થઇ શકે છે છતાં દર વર્ષે છૂટાછેડાની સરાસરી સંખ્યા દર દશ હજારે માત્ર ૧૧ ની છે. બીજા કોઇ પણ દેશ કરતાં આ સંખ્યા ઓછી છે.

નવા કાયદા પ્રમાણે દત્તક લઇ શકાય છે દત્તક ન લેવાનો જુદો કાયદો સફળ થયો નથી. અનાથોની સંખ્યા ઘણી મોટી છે જેમની દેખરેખ રાખનારૂં કોઇ નથી. આવા અનાથોને ઘણા ખેડુતો મદદગાર તરીકે રાખી તેઓ તરફ બાલક જેવું વર્તન રાખે છે.

લગ્નવય પહેલાં છોકરીઓ માટે ૧૬ વર્ષની અને છોકરાઓ માટે ૧૮ વર્ષની કાયદેસર હતી. પરંતુ સ્ત્રીઓના અત્યંત આગ્રહથી સ્ત્રીઓની લગ્નવય ૧૮ વર્ષની કરવામાં આવી છે.

આ કાયદો રશીયન સોશીઆલીસ્ટ ફેડરેટેડ સોવીએટ રીપબ્લીકને લાગુ પડે છે. બીજાં પ્રજાસત્તાકોમાં થોડો થોડો ફેરફાર છે.

નીતિના આદર્શો યુગ યુગમાં અને દેશ દેશમાં જુદા હોય છે રશીયામાં નીતિના આદર્શ ઘણા ઢીલા થઈ ગયા છે પરિણિત જીવન ચાલુ રાખવામાં ઘણી ઓછી અગત્ય બતાવાય છે. તે સાથે અત્યંત વિષય લોલુપતા સામે યુદ્ધ ચલાવનારો વર્ગ પણ થયો છે. આ ચળવળના નેતા એક વિખ્યાત અધ્યાપક છે અને તેણે સંયમ માટે નિયમ હોવો જોઇએ એમ જણાવ્યું છે. સંતતિ. નિયમનનો તે ઘણો વિરોધી છે. સરકાર પણ સંતતી નિયમનની તરફદારી કરતી નથી પરંતુ તે નૈતિક વાધાઓને લીધે નહિ પરંતુ રશીયામાં વસ્તીનો વધારો કરવાની તેઓની ઇચ્છા છે તેથી.

લેનીન, બુખારીન, લુનાશારસ્કી, અને બીજા જાણીતા નેતાઓએ સંયમની તરફદારી કરી છે અને તે મદ્ય કે તમાકુની બાબતમાં પણ.

લેનીને ૧૯૨૦ માં આ બાબતો કલેરા ઝેતકીન સાથેની મુલાકાતમાં ચર્ચી હતી. તેણે કહ્યું હતું: " આપણી ભવિષ્યની જનતા મને ઘણો અંતરાય કરે છે. તેઓ ક્રાન્તિનો એક ભાગ છે. અને જો ક્રાન્તિકારક દુનીઆમાં મુડીવાદી સમાજનાં અનિષ્ટ તત્ત્વો દેખાવા માંડે તો તેની સામે યથા સમયે પગલા લેવાં એજ ઉત્તમ છે. જાતીય જીવનના પ્રશ્નો

સંબંધમાં યુવાનોનું ફેરવાયલું વલણ સિદ્ધાંત ઉપર રચાયલું છે. ઘણા પોતાની સ્થિતિ 'ક્રાન્તિકારક' 'સામ્યવાદી' છે એમ કહે છે. તેઓ એમ માને છેઃ પરંતુ તેની અસર થતી નથી." વાસનાની તૃષા સંતોષવા સંબંધમાં તેમણે કહ્યું હતું: "અલબત્ત, તૃષા છીપાવવીજ જોઇએ. પરંતુ એક સાધારણ માણસ, સામાન્ય સ્થિતિમાં, મહોલ્લામાં પડી કાદવકીચડવાળાં ખાબોચીયાંમાંથી પાણી પીશે? અથવા હજારો લોકો પીતા હોય એવા કાચનાં પ્યાલામાં પીશે? તેનું સામાજિક દૃષ્ટિબિંદુ તેથી યે અગત્યનું છે. પાણી પીવું એ તો વ્યક્તિગત બાબત છે. પરંતુ બે જણ લગ્નગ્રંથીથી જોડાય અને તેમાંથી ત્રીજાની–નવાં જીવનની ઉત્પત્તિ થાય છે. સમાજનો લાભ પણ અહિંજ સમાયલો છે.

હું કાંઇ અત્રે અસ્તિત્વવાદનો ઉપદેશ આપતો નથી. પ્રણયી જીવનની સંપૂર્ણતાથી મળતો જીવન આનંદ સામ્યવાદથી મળવોજ જોઇએ. હાલમાં જે વિષયભોગ ભોગવાય છે તે આવો આનંદ આપે છે એમ હું માનતો નથી. હું તો માનું છું કે એથી આનંદ ઓછો થાય છે. ક્રાન્તિના સમયમાં એ ખરાબ છે; ઘણુંજ ખરાબ છે.

યુવાનને તંદુરસ્તી, રમત ગમતો, તરવાનું, શારીરિક વ્યાયામ, અભ્યાસ, નિરીક્ષણ, વૈજ્ઞાનિક સંશોધનની જરૂર છે. તંદુરસ્ત શરીર બુદ્ધિમાન માનસ ઘડે છે. આપણે સાધુડાઓ પણ નથી જોઇતા તેમજ વિષયી ડૉન જુઆનો પણ નથી જોઇતા."

રમત ગમતો અને શારીરિક વ્યાયામ–અંગ કસરતનો પ્રચાર ઘણોજ થઇ રહ્યો છે. વેશ્યાવૃત્તિ સામે પણ વિગ્રહ મંડાયો છે. સામ્યવાદીપક્ષમાં તો એવો નિયમ છે કે પક્ષનો કોઇ પણ સભ્ય વેશ્યા સાથે સંબંધ રાખે તો તેને પક્ષમાંથી કાઢી મુકવો.

આ બધી પ્રવૃત્તિ ઉપરથી એમ લાગે છે કે નવી જનતા સંયમ શીખશે અને જીવનનો આનંદ વધુ માણી શકશે.

મોસ્કોમાં નદી કિનારે મોટો માતૃત્વ મહેલ છે. તેમાં માતા અને બાળકનાં આરોગ્યને લગતી દરેક બાબતનું સુંદર પ્રદર્શન છે. રોગો અને મરણ સામે તે સંશોધનો ચલાવે છે; અને દાક્તરો, દાયણો, અને નર્સો તૈયાર કરી મોકલે છે. સુંદર ચિત્રકળા અને પોસ્ટરો દ્વારા ગામ ગામે પિતાને માતાની સંભાળ કેમ રાખવી તે, માતાને બાળકની સંભાળ કેમ રાખવી તે, અને માતા પિતા બન્નેને સ્વચ્છ શુદ્ધ અને તંદુરસ્ત બાળકો કેમ રાખવાં તે શીખવે છે. માતાએ પોતાનાં બાળકોને પોતાનુંજ પયપાન કરાવવું એમ શીખવે છે. પોસ્ટરમાં શીશીમાંથી દૂધ પીતાં બાળક સામે ક્રોધભરી નજરે જોતાં વાછરડાંને આલેખ્યું છે. અને તે જાણે પૂછતું હોય કેઃ

"મારી માતાનું દૂધ કેમ પીએ છે?"

માતાઓ અને બાળકો સંબંધનું બધું કામ માતૃત્વ અને બાળકોને લગતું ખાતું કરે છે. ગામડાંઓમાં તેણે ઘણી નર્સરીઓ ચાલુ કરી છે. ૧૯૨૬માં આ નર્સરીઓ માટે ખેડુતોએ પોતેજ ૬૫૦૦૦૦ રૂબલનો ફાળો આપ્યો હતો. નર્સરીની સંખ્યા દિવસે દિવસે વધતી જ જાય છે.

સોવીએટ રશીયા ઘણો વિશાળ પ્રદેશ છે. અને આ બધા સુધારા ઘણા ઓછા ભાગને અડકયા છે. ઘણા ખરા સ્ત્રી પુરૂષો, બીજા દેશોની જેમ, ચુસ્ત અને વહેમી છે. છતાંયે નવા રિવાજોએ જુની રૂઢીમાં મૂળ નાખ્યું છે અને તુર્કસ્તાન, યાકુત્સક અને આઝરબેજાન કે જ્યાં સ્ત્રીઓ પડદા પાછળ રહેતી હતી ત્યાં સ્ત્રીઓ આજે પ્રજાસત્તાકની ધારાસભાઓમાં પુરૂષોના સમાન દરજ્જાએ બેસતી થઇ છે.*

* પંડિત જવાહરલાલ નેહરૂ કૃત Soviet Russia નું એક પ્રકરણ.

સંબંધમાં યુવાનોનું ફેરવાયલું વલણ સિદ્ધાંત ઉપર રચાયલું છે. ઘણા પોતાની સ્થિતિ ' ક્રાન્તિકારક ' ' સામ્યવાદી ' છે એમ કહે છે. તેઓ એમ માને છેઃ પરંતુ તેની અસર થતી નથી. " વાસનાની તૃષા સંતોષવા સંબંધમાં તેમણે કહ્યું હતુંઃ " અલબત્ત, તૃષા છીપાવવીજ જોઇએ. પરંતુ એક સાધારણ માણસ, સામાન્ય સ્થિતિમાં, મહોલ્લામાં પડી કાદવકીચડવાળાં ખાબોચીયાંમાંથી પાણી પીશે ? અથવા હજારો લોકો પીતા હોય એવા કાચનાં પ્યાલામાં પીશે ? તેનું સામાજિક દૃષ્ટિબિંદુ તેથી યે અગત્યનું છે. પાણી પીવું એ તો વ્યક્તિગત બાબત છે. પરંતુ બે જણ લગ્નગ્રંથીથી જોડાય અને તેમાંથી ત્રીજાની–નવાં જીવનની ઉત્પત્તિ થાય છે. સમાજનો લાભ પણ અહિંજ સમાયલો છે.

'હું કાંઇ અત્રે અસ્તિત્વવાદનો ઉપદેશ આપતો નથી. પ્રણયી જીવનની સંપૂર્ણતાથી મળતો જીવન આનંદ સામ્યવાદથી મળવોજ જોઇએ. હાલમાં જે વિષયભોગ ભોગવાય છે તે આવો આનંદ આપે છે એમ હું માનતો નથી. હું તો માનું છું કે એથી આનદ ઓછો થાય છે. ક્રાન્તિના સમયમાં એ ખરાબ છે; ઘણુંજ ખરાબ છે.

• યુવાનને તંદુરસ્તી, રમત ગમતો, તરવાનું, શારીરિક વ્યાયામ, અભ્યાસ, નિરીક્ષણ, વૈજ્ઞાનિક સંશોધનની જરૂર છે. તંદુરસ્ત શરીર બુદ્ધિમાન માનસ ઘડે છે. આપણે સાધુડાઓ પણ નથી જોઇતા તેમજ વિષયી ડોન જુઆનો પણ નથી જોઇતા.'

રમત ગમતો અને શારીરિક વ્યાયામ–અંગ કસરતનો પ્રચાર ઘણોજ થઇ રહ્યો છે. વેશ્યાવૃત્તિ સાથે પણ વિગ્રહ મંડાયો છે. સામ્યવાદીપક્ષમાં ? એવો નિયમ છે કે પક્ષનો કોઇ પણ સભ્ય વેશ્યા સાથે સંબંધ રાખે તો તેને પક્ષમાંથી કાઢી મુકવો.

આ બધી પ્રવૃત્તિ ઉપરથી એમ લાગે છે કે નવી જનતા સંયમ શીખશે અને જીવનનો આનંદ વધુ માણી શકશે.

મોસ્કોમાં નદી કિનારે મોટો માતૃત્વ મહેલ છે. તેમાં માતા અને બાળકનાં આરોગ્ય લગતી દરેક બાબતનું સુંદર પ્રદર્શન છે. રોગો અને મરણ સામે તે સંશોધનો ચલાવે છે; અને દાકતરો, દાયણો, અને નર્સો તૈયાર કરી મોકલે છે. સુંદર ચિત્રકળા અને પોસ્ટરો દ્વારા ગામ ગામે પિતાને માતાની સંભાળ કેમ રાખવી તે, માતાને બાળકની સંભાળ કેમ રાખવી તે, અને માતા પિતા બન્નેને સ્વચ્છ ગૃહ અને તંદુરસ્ત બાળકો કેમ રાખવાં તે શીખવે છે. માતાએ પોતાનાં બાળકોને પોતાનુંજ પયપાન કરાવવું એમ શીખવે છે. પોસ્ટરમાં શીશીમાંથી દૂધ પીતાં બાળક સામે ક્રોધભરી નજરે જોતાં વાછરડાંને આલેખ્યું છે. અને તે જાણે પૂછતું હોય કેઃ

" મારી માતાનું દૂધ કેમ પીએ છે ? "

માતાઓ અને બાળકો સંબંધનું બધું કામ માતૃત્વ અને બાળકોને લગતું ખાતું કરે છે. ગામડાંઓમાં તેણે ઘણી નર્સરીઓ ચાલુ કરી છે. ૧૯૨૬માં આ નર્સરીઓ માટે ખેડુતોએ પોતેજ ૬૫૦૦૦૦ રૂબલનો ફાળો આપ્યો હતો. નર્સરીની સંખ્યા દિવસે દિવસે વધતી જ જાય છે.

સોવીએટ રશીયા ઘણો વિશાળ પ્રદેશ છે. અને આ બધા સુધારા ઘણા ઓછા ભાગને અડકયા છે. ઘણા ખરા સ્રી પુરૂષો, બીજા દેશોની જેમ, ચુસ્ત અને વહેમી છે. છતાંયે નવા રિવાજોએ જુની રૂઢીમાં મૂળ નાખ્યું છે અને તુર્કસ્તાન, યાકુત્સક અને આઝરબેજન કે જ્યાં સ્રીઓ પડદા પાછળ રહેતી હતી ત્યાં સ્રીઓ આજે પ્રજાસત્તાકની ધારાસભાઓમાં પુરૂષોના સમાન દરજ્જાએ બેસતી થઇ છે.*

* પંડિત જવાહરલાલ નેહરૂ કૃત Soviet Russia નું એક પ્રકરણ.

જુન ૧૯૨૯ સુધી અમારે ત્યાંથી કોઇ પણ પુસ્તકો મંગાવનારને
રૂપીએ બે આના કમીશન બાદ મળશે. પો. જુદુ.

# નવી મીઠાઇઓના નમુના

ગુજરાતી સાહિત્યના રસિક પુસ્તકોમાં સારાએ વિદ્વાન વર્ગે
વખાણેલા અનુપમ પુસ્તકો.

**હોઠ ડહાપણ સાગર** લે. જ. દુ. ખંધડીઆ.
સચિત્ર, હાસ્યરસથી ભરપુર સુંદર વાર્તાઓ.
ત્રણ ચિત્રો, ઉંચા કાગળો. કિ. રૂ. ૧ાા

## બુધ્ધિનું બજાર

સચિત્ર આવૃતી બીજી

જેનું પાને પાનું હીમઠાના હાતણુ જેવી કલમે હાસ્યરસમાં બોળીને લખાયું છે જે તમોને પેટ પકડીને હસાવે છે. તેવું સુંદર પુસ્તક, ઉંચા કાગળો, પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૫૦. રંગીન મજબુત પુઠું. કિંમત માત્ર રૂ. ૨–૮–૦

**૯ નવી વાતો** પાકું પુઠું, દોઢસો પાના કિં. માત્ર રૂ. ૧–૮
વિવિધ રૂચીની ૯ સુંદર વાર્તાઓ રા. ખંધડીઆની મીઠી મધ જેવી કલમે લખાએલી, જેમાંની પહેલી વાર્તા, "રસોડામાં રણસંગ્રામ" તા. ૨–૧–૨૯ના રોજ રેડીઓ કંપનીમાં ભજવાઇ ચુકી છે. દરેક વિદ્વાને વખાણી છે.

### તમારા નાના બાલુડા માટે

બાલ શિક્ષણ મંદીરના લોકપ્રિય પુસ્તકો

| | |
|---|---|
| હંસરાણી—અપસરા સૃષ્ટિની વાર્તા સચિત્ર | ૦–૮–૦ |
| બાલ હાસ્ય—હાસ્યરસની ટુંકી વાતો ,, | ૦–૬–૦ |
| દેશદેશની દંત કથાઓ— ,, | ૦–૮–૦ |
| પ્રધાન પુત્રીના પરાક્રમો—ખાસ વાંચવા યોગ્ય | ૦-૧૦-૦ |

ગુજરાતી સાહિત્યના કોઇ પણ પુસ્તક માટે

# ધી જનરલ બુક ડીપો.

૧૧૬, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.

લેટીશિયા એક આદર્શ માતા જ હતી એટલુંજ નહિ પણ એક આદર્શ અર્ધાંગના પણ હતી. એ એના પતિને આવા વિકટ સમયમાં ઘોડે ચઢી સહાયતા કરવામાં ચૂકી ન હતી. યુદ્ધમાં અગર હારેલા સૈનિકોથી જેટલું કષ્ટ મળતું હતું, એ બધું શાંતિ-પૂર્વક સહન કરવામાં લેટીશિયાએ કોઇ વીર પુરુષ કરતાં ઓછી વિરતા નોતી બતાવી

જેમ તેમ કરી યુદ્ધની પુર્ણાહુતિ થઇ. ત્યારબાદ બે અઠવાડિયા પછી નેપોલિયનનો લેટીશિયાના પેટે જન્મ થયો; આ પછી એણે *બીજાં પાંચ છ બાળક બાલિકાઓને જન્મ* આપ્યો. અહીંથીજ લેટીશિયાના ચારિત્ર્યના સૌથી મહત્વપૂર્ણ ભાગની શરૂઆત થાય છે.

ઉન્માદ–રોગમાં પટકાઇ ચાર્લ્સનું મૃત્યુ થયું. આઠ પુત્રપુત્રીના લાલનપાલનનો ભાર આ એકલી સ્ત્રી પર આવી પડયો. આર્થીક સ્થિતિની વિટંબણા નેપોલિયનના કાકાની સહાયથી કાંઇક દુર થઇ ત્યારથી જ એણે એના બાળકોને સચ્ચરિત્ર અને સાત્વિક મનુષ્ય જીવ-નની શિક્ષા આપવા હરહંમેશ પ્રયત્ન કર્યો અને એમાં કેટલેક અંશે સફળ પણ થઇ. પ્રત્યેક બાળક એની આજ્ઞા શિરોવંદ્ય કરવા તૈયારજ રહેતો.

એને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે એના બાળકો સારા યુરોપની નિરંકુશ રાજ્યસત્તાને ધ્રુજાવી નાખશે અને એના ચરણનું સેવન સમસ્ત યુરોપ કરશે. આમ હતું છતાં પણ એમને એવું વિરોચિત શિક્ષણ આપવામાં આવ્યું હતું કે જેથી કોઇ પ્રકારના જીવનમાં એમને આડી આંચ ન આવે.

આઠે ભાઇ બ્હેનોનો ઉછેર ધનિક બાળ-કોના કરતાં હજી સુધી જરાયે ઓછો ન હતો. તો પણ થોડીક બાળસામગ્રીની હજી આવ-શ્યકતા હતી, પરન્તુ પૈસા માગવાના ઉત્તરમાં એના કાકાના હરહંમેશ એજ ઉદ્ગારો હતા કેઃ “ મારી પાસે પૈસા બૈસા નથી પણ આ જમીન, મકાન અને બાગ છે.” એક વખત એવું બન્યું કે મકાનની અભરાઇ ઉપર પૈ-સાની ભરેલી એક થેલી હતી એ બાળકોએ જોઇ. કાકાને ચીડવવા માટે બાળકોએ નાની બ્હેનને શીખવ્યું કે જ્યારે બધાને પૈસાની જરૂર હોય ત્યારે આ થેલી પાડી નાંખવી; અને આમ આ અનુભવનો અમલ તરત જ કર્યો.

ક્રોધ અને લજ્જાથી રૂંધાયલા કંકવાળા કાકા એક ખુણામાં ઉભા રહી ટગટગ જોયા કરતા હતા અને બીજી બાજુ બાળકો પૈસા વીણવામાં મશગુલ હતા. એજ વખતે ઓર-ડામાં લેટીશિયાએ પ્રવેશ કર્યો. માતાની એક જ દૃષ્ટિએ છોકરાના કાર્યને પલટો આપ્યો અને તરતજ પૈસા ગજવામાં જવાના બદલામાં થેલીમાં નંખાયા અને થેલીને પણ પોતાની અસલ જગ્યા મળી. બાળકો લેટીશિયાની આજ્ઞાથી ડરતાં ન હતાં પણ માતાની આજ્ઞા પાલન કરવામાં એ આનંદ માનતાં.

આદર્શ સ્ત્રીને શોભે એવા તમામ ગુણો લેટીશિયામાં વિકસેલા હતા. નેપોલિયન જ્યારે સમ્રાટ હતો ત્યારે એક વખત હસતાં હસતાં જ એણે પોતાનો હાથ ચુંબન માટે એની માતા સમક્ષ ધર્યો. ( એ સમયે એવી પ્રથા હતી કે સર્વ સભાગણો રાજા–મહારાજાના હાથ ઉપર ચુમ્બન કરે). એ સમયે સ્વાભિ-માની લેટીશિયાનો ઉત્તર હૃદયની સરળતા તથા મહાન આદર્શને બતાવતો નીકળ્યો કે ‘હે વત્સ, મેં તને જન્મ આપ્યો છે તેટલા માટે તારે મારો હાથ ચુમ્બવો જોઇએ’ એમ કહી માતા-એ પોતાનો હાથ આગળ ધર્યો.

નેપોલિયનને એની માતા પ્રત્યે કેટલો અગાધ પ્રેમ અને અસીમ વિશ્વાસ હતો એ એણે સેન્ટ હેલીનાની જેલ વખતે એક વાક્ય-માં કહ્યું હતું કે ‘મને છોડવા માટે જો મારી માતાને એના શરીરપરના વસ્ત્રો વેચવા પડે તો પણ તેમ કરવામાં મારી માતા જરા પણ સંકુચિત દૃષ્ટિ ન રાખે.’

નેપોલિયનના મરણની એક સાલ અગાઉ ઇ. સ. ૧૮૨૨ માં આ આદર્શ સ્ત્રીનો દેહ પડયો, પરન્તુ એના જીવનની આદર્શતાના યશોગાન હજી પણ ગવાઇ રહ્યાં છે.



# ઋણાનુબંધ

લેખકઃ

ડૉ. મનુભાઇ જોધાણી

શીઆળાની કડકડતી ઠંડી આખા અંગને હચમચાવી નાખતી અને તે સાથેનો ઠંડો પવન કાળજા સોંસરવો નીકળી જતો હતો તેવે વખતે પ્રભાતમાં જોશીએ ન્હાઇ ધોઇ પુજા પાઠ કરી પોતાની ધાબળી બદલાવી. તરતજ એમનાં પત્ની હાથમાં જોડા લઇ આવી પહોંચ્યા. જેમ ગુલામ શેઠને જોતા નીચો નમી પડે અથવા તો વધસ્થાને લઇ જવાને તૈયાર કરેલો કેદી માફી માગવા પગે પડે એમ જોશી તેમની પત્નીના પગમાં લોટ પોટ થઇ પડયા અને ધડ્ ધડ્ સાત જૂના ખાસડાની પ્રસાદી જોશીના માથામાં મારીને ગોરાણી ઘરમાં ગૃહકાર્ય કરવા ચાલ્યા ગયાં. વિદ્વાનોમાં શ્રેષ્ટ એવો એ જોશી પોતાની હંમેશની ઘટમાળ પૂરી કરી ગામમાં જવા માટે તૈયાર થયો. એવામાં રાજઅનુચરે આવી બારણું ખખડાવ્યું.

" જોશીજી ઘેર છો કે ? "

" કોણ એ..." કહી જોશીએ બારણું ઉઘાડયું.

" એ તો હું " કહેતો રાજસિપાઇ બારણામાં પેઠો. એનો સ્વાગ જોઇ જોશી હેબતાઇ ગયો. એના અંગમાં ધ્રુજારી છૂટી. એ હાંફળો ફાંફળો દોડી ઘરમાથી ખાટલો લાવ્યો પછી ધીમેથી એણે પૂછયુંઃ " શો હુકમ છે ? "

" મહારાજાએ આપને યાદ કર્યા છે. "

" મને ? " આશ્ચર્યમાં ડૂબી જતા જોશીએ ફાટી આંખે આવનાર તરફ જોયું.

" હા. આપને. "

" કેમ ? શું કાંઇ મારો......"

" ના રે, જોશીજી આપતો વિદ્વાનોમાં પણ પૂજ્ય છો. આપની ખ્યાતિથી કોણ અજાણ્યું છે ? ત્રણે લોકમાં આપની બરોબરી કરી શકે એવો કોણ જોશી છે ? " એણે જોશીની મુક્તકંઠે પ્રસંશા કરી.

જોશી બહુજ વિદ્વાન હતા એમના જમાનામાં એમની બરોબરી કરી શકે એવો જોશી વિદ્યમાન ન હતો. સમાજમાં એમની ખ્યાતિ પૂષ્કળ હતી. પણ હજુ એ ઉગતા જોશીને રાજદરબારમાં આવરો જાવરો ન હતો. શરમ અને બ્હીકનો પડદો ઉંચકાયા પહેલાં દરેકના હૃદયમાં ભીતીનો વાસ હોય છે. એમ જોશીને પણ રાજદરબારના સ્વાગત સાંભળતાં અંતરમા ખળભળાટ મચી રહ્યો. એ સ્થિર ચિત્તે સાંભળી રહ્યો. ન તો એ હસી શકયો કે નતો એકે અશ્રુનું બીંદુ એની આંખમાથી ખરી પડયું. જાણે કોઇ પાષાણમૂર્તિ ઉભી કરી હોય એમ એ એના સામે ફાટી આંખે જોઇજ રહ્યો.

" ચાલો, તૈયાર થાવ. "

" ક્યાં ? "

" રાજદરબાર. જુઓ આ પાલખી આપને માટે છે. " પાલખી બતાવતાં અનુચરે કહ્યું.

જોશી સ્તબ્ધ બની ગયો. આટલું બધું માન ! અધિકાર વિના અધિકું માન અપમાનની ગરજ સારે એ વિચાર એને આવ્યો પણ તરતજ ચાલ્યો ગયો. એને પોતાની વિદ્વતાના જોરે એ વિચાર વિસરાઇ ગયો અને પોતાનું ઉજ્જવળ ભવિષ્ય નજરે તરવરતું જોયું. લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોં ધોવા જવાનું એણે યોગ્ય ન ગણ્યું. તરતજ કપડાં પહેરી એ તૈયાર થઇ ગયા. કપાળે ત્રીપુંડ, માથે લાલ ચકરી પાઘડી, લાંબી ઢાળનું અંગરખું, કોટમાં રૂદ્રાક્ષની માળા અને લાંબું સેલું પાસે રાખી જોશીજી બહાર નીકળ્યા.

ત્યાં તો ગોરાણી ઘરમાંથી બહાર આવ્યાં અને પોતાના કર્કશ સ્વરે પૂછ્યું. " કેટલા દિ થશે ? "

" રાજના મહેમાન થયા એટલે બે દિવસ થાયજ ને ! " પેલા અનુચરે સ્વાભાવિક રીતે જવાબ આપ્યો.

" ત્યારે ઉભા રહેજો " કરતી એ ઘરમાં ગઇ અને પેલો જોડો લઇ આવી જોશીના માથામાં બે દિવસના ચૌદ જૂતા મારી લીધા. નરઘેંસ જેવા બની ગયેલા જોશીએ ચૂં કે ચાં કર્યા વગર જુતા સહન કર્યા. અનુચર ફાટી આંખે જોઇ રહ્યો. વિદ્વાન જોશી જેની આખું જગત્ ફાટતે મોઢે ખ્યાતિ ઉચ્ચારે, જેને વિદ્વાનો નમે એવા આ વિદ્વતસિરોમણી જોશી જૂતા ખાસડા કેમ સહન કરે ! એ પ્રશ્ન એને ગુંગળાવી નાખવા મંડ્યો. પણ તરતજ જોશી પાલખીમાં બેઠા અને ભોઈઓએ ચાલવા માંડયું. તેથી તેને પણ વગર ઇચ્છાએ દોરાવું પડયું. ત્યાં તો પાછળ બારણે ઉઘડયું ને એ સાક્ષાત્ ચંડીદેવીએ બૂમ પાડી. " એ ઉભા રહો......" ને પાલખી અટકી. જોશી નીચે ઉતરી બહાર ઉભા રહ્યા.

" કેમ શું છે ? "

" બે દિવસે જરૂર આવતા રહેજો. નહિ તો હું ત્યાં આવીશ. મારે એ વગર કેમ ખવાય ? મારી ટેક ન ચૂકવાડશો. સાંભળ્યું ને ! "

જોશી સમસમી ઉઠયો એવું હંમેશા લોહી સોસાઇ જતું. એ હજી તો ઉગીને ઉભો થતો જોશી અકાળે વૃદ્ધત્વ પામ્યો હતો. એની આંખમાંથી તેજ ઉડી જતું હતું અને આંખો વધુ ને વધુ ઉંડી ઉતરતી જતી હતી.

કાંઇ બોલ્યા વગર એ ગુપચુપ પાલખીમાં બેઠો ને સહુ આગળ ચાલ્યું. રાજદરબારે જઇ પાલખી ઉભી રહી અને જોશીને સત્કાર સહિત અંદર લીધા. જોશીની ખ્યાતિથી આકર્ષાયલા રાજાએ પણ જોશીને માન આપ્યું. "પધારો; પધારો જોશીજી. " બે હાથ જોડી ચિંતાતુર ચહેરે બેઠેલા રાજાએ સત્કાર્યા.

આશિર્વાદ આપી જોશી બાજઠ ઉપર બેઠા અને તરતજ બીજા ૨જ જોશીઓને પણ બોલાવવામાં આવ્યા. વિચારવમળમાં ગુંચાવએલો પેલો અનુચર આ રંગભૂમી ઉપર ભજવાયલું નાટક જોઇ દિંગ્ બની ગયો હતો, તે બહાર જઇ બેઠો.

[ ૨ ]

યુવાનીથી ખીલતું ફૂલ કોઇ અકસ્માતથી કરમાવા માંડે એમ એ રાજવી માથાના દુઃખાવાથી સુકાવા મંડયા હતા. એમના દેહ ઉપર યુવાનીની ભભક હતી, શરીર સુડોળ હતું પણ ચ્હેરા ઉપર ખીજાતા અને માથાના દુઃખાવાને લીધે કાંઇક આંખમાં કર્કશતા હતી. લમણે હાથ દઇ આખો દિવસ ઢોલીયા ઉપર પડયા રહેતા. એ ન તો રાજ્યમાં ધ્યાન

નહીં શકતા કે ન તો આનંદ ભોગ ભોગવી શકતા. આ સ્થિતિ એમને અરૂચીકર થઇ પડી હતી. ઘણા વૈદો, જોશીઓ, ભુવાઓ, મંત્રીઓ, જંત્રીઓ વગેરેએ પોતાના પરાક્રમો અજમાવી જોયા પણ સહુ નિષ્ફળ નીવડ્યું; સહુએ હાથ ધોઇ નાખ્યા અને રાજાના આ કોઇ અકથ્ય, અને અકળ દર્દ મટાડવામાં પોતાનું સામર્થ્ય નથી એમ સહુએ કબુલ કર્યું. રાજા નિરાશ થઇ ગયા. મનુષ્યને નિરાશા જેવું એકે ઝેર નથી. એને આ ઝેર રગેરગ વ્યાપી ગયું; એનું શરીર કરમાવા માંડ્યું; એ હાડપીંજર સ્વરૂપ બની ગયા. છેવટે રામશંકર જોશીની ખ્યાતિ યાદ આવી અને એ વિદ્વાન જોશીને બોલાવવા અનુચર મોકલી એમને તેડાવ્યા. આશા રૂપી અમૃત મળવાથી એનામાં કાંઇક સ્ફૂર્તિ આવી હતી.

જોશીઓ અને રામશંકર જોશી વચ્ચે વાત ચર્ચાઇ અને જાણે એ વાતમા કાંઇજ વિચાર કરવા જેવું ન હોય એમ એમણે આંગળાના વેઢા ઉપર ગણી ભવિષ્ય નજરે નિહાળતા હોય એમ રાજા તરફ જોઇ કહ્યું. " મહારાજા! "

અને સહુનું ધ્યાન એ જોશી તરફ ખેંચાયું.

"...આપનું માથું તપી ઉઠે છે કે ?"

" હાજી એનું ઔષધ આપ બતાવો. "

" માનશો..." બ્હીતા બ્હીતા જોશીએ ઉચ્ચાર્યું.

" જરૂર.સત્ય વાત આપ ઉચ્ચારો. જરાય સંકોચ ન રાખશો. " રાજાએ હિંમત આપી.

" આપણા ગામની દક્ષિણ દિશાએ એક મહાદેવ છે. "

" હા. "

" ત્યાં જવું પડશે. "

"ત્યાં .." ચોતરફથી ગણગણાટ સંભળાયો. સહુ જોઇ રહ્યું અને તરતજ ત્યા જવા માટે તૈયારીઓ થઇ ગઇ. સહુ ઉપડ્યું. આ જોશી રાજાનું દર્દ શી રીતે મટાડે છે એ જોવા સહુ ઇંતેજાર હતું. કુતુહલ વૃત્તિથી કેટલાક દોરાયા હતા, જ્યારે કેટલાક રમુજ ખાતર પણ કાંઇક ટીખળ કરવા સાથે આવ્યા હતા.

મહાદેવની દેરી પાસે જઇ સહુ બેઠા જોશીએ ઇશાન ખૂણે જઇ રાજાને બોલાવ્યા.

" મહારાજા ! આ ખુણાના પાયામાં એક ખોપરી છે. કોની છે, ખબર છે ? "

" ના. "

" આપની "

" મારી ! " રાજા આશ્ચર્યમાં જોઇ રહ્યા. જેણે સાંભળ્યું તે નફ્ફટ હાસ્ય હસ્યા અને છૂપો ગણગણાટ નીકળ્યો." જોશીની મતિ ફરી ગઇ લાગે છે. "

" હા. આપની " મક્કમ જવાબ જોશીએ આપ્યો.

" મારા જીવતાં!" આશ્ચર્ય સાથે કાંઇક ક્રોધમા જ્વાળા નીકળી.

" અરે આગલા જન્મની. "

" હેં...... "

" હા. ન ખાત્રી થતી હોય તો ખોદી જુઓ. "

રાજહઠ કદી મટી સાંભળી છે ! માણસો મંડયા ને ખોદે ત્યાં ખોપરી નીકળી. રાજા જોશીને નમી પડયા. " જોશીજી! માફ કરજો. આપનું હૃદય મારાથી દુભવાયું. "

" કાંઇ નહિ રાજા ! પણ તમારૂં દર્દ હજુ આટલેથી નથી મટતું."

" ત્યારે ? "

આ ખોપરીને ખાંડીને ભૂકો કરાવો. એને દૂધમાં ભેળવીને એ મિશ્રણનો આપના દુઃખતા માથા ઉપર લેપ કરાવો. તરતજ મટી જશે."

અને તરતજ સહુ દરબારમાં પાછું આવ્યું. ખોપરીનો ભૂકો બની ગયો અને લેપ થતા ચંદનથી પણ શીતળ લેપ માથાના

દુઃખાવાને હરી લઇ પ્રફુલ્લીત મગજમાં આનંદની લહરીઓ આવી જવા મંડી.

રાજા ઉઠી જોશીના પગમાં પડયા. અને જોશીને બીજે દિવસે બક્ષિશ આપવાની પેરવીઓ શરૂ થઇ.

[ ૩ ]

" બાપુ! એક શંકા છે."

" શું ?"

" આ જોશી......" અને એ થંભી ગયો.

" કાં શું છે ?"

" મહારાજા ! એ જોશી આટલા બધા વિદ્વાન છે. બીજાનું દુઃખ મટાડે છે છતાંય પોતાનું દુઃખ કેમ મટાડતા નહિ હોય ! શું વૈદને પોતાની માત્રાથી રોગ નહિ મટતો હોય ?"

" એવું તે શું છે ?"

અનુચરે રાજાને બધી વાત વિગતસર કહી. ત્યાં તો જોશી આવી પહોંચ્યા.

" મહારાજ ! મને રજા..."

" કેમ જોશીજી આટલી ઉતાવળે !"

" બાપુ—" એ બોલી ન શકયા. એમની આંખમાં શરમ હતી અને પોતાની સ્ત્રી અહિં આવી ફજેતી કરે તે પહેલાં ઘેર પહોંચી જવા ઇચ્છતા જોશીએ નીચું જોઇ, અંતરના ઉંડાણમાં થતું દુઃખ છૂપાવતાં ઘેર જવાની રજા આપવા માટે આજીજી કરવા માંડી.

" જોશીજી ! હજુ તો તમને આવ્યાને બે દિવસ થયા ને આટલી ઉતાવળ કાં કરો છો ?"

" બાપુ..." એ વધુ બોલે તે પહેલાં એની આંખમાંથી શ્રાવણ–ભાદરવો શરૂ થઇ ગયો. મોટા પુરૂષોને પોતાનું અપમાન થાય એ કરતાં મૃત્યુ વધુ વહાલું હોય છે. જોશીજી પોતાની સ્ત્રીના હાથથી અપમાન મેળવવા ઇચ્છતા ન હતા. એટલે તેઓ અહિં પોતાની કીર્તિને ઝાંખપ લાગે તે પહેલાં જવા આગ્રહ કરતા હતા.

" અ હા હા...જોશીજી આટલું બધુ શું દુઃખ છે ?"

" કાંઇ નહિ બાપુ !"

" ફીકર ન કરો. શા ભાર છે એના કે અહિં આવીને આપનું અપમાન કરે. તમે ખુશીથી અહિં રહો. તમને ફરી પરણાવી નવો સંસાર વહેવાર શરૂ કરાવું."

" ના, બાપુ, ના...ના..." બે હાથ જોડી આજીજી કરતા જોશી બેસી ગયા.

" કેમ ?" " આશ્ચર્યમાં આંખો ફાડી જોઇ રહેતા રાજા બોલી ઉઠયા.

" એથી કાંઇ ઋણાનુંબંધ મટી જશે ?"

" શું ?"

" ગયે જન્મ એ ઘોડી હતી. હું કાગડો હતો. એને ચાંદું પડયું હતું. હું દરરોજ એ ચાંદા ઉપર બેસી લોહી પીતો. અને સવાશેર લોહી મેં પીધું એટલે એ મરીને આ બ્રાહ્મણી થઇ. હું પણ તેની જ ... કચરાઇ જઇ મૂઓ ને બ્રાહ્મણ થયો. અમે ... ઋણાનુબંધને લીધે પરણ્યા. એ સવાશેર લોહી મારું પી રહેશે એટલે અમે એ દુઃખમાંથી છૂટશું. તે પહેલાં–તે ભોગવ્યા પહેલાં કોઇ રીતે એ મટે એમ નથી." જોશીએ નિસાસો મૂકયો.

રાજા જોઇ રહ્યો. એ ક્ષત્રિય બચ્ચો ગાંજ્યો જાય એમ ન હતો. એણે જોશીને સુવાડયા અને તલવારની અણી વતી જોશીનો સાથળ ચીર્યો. લોહીની ધાર થઇ. એક પાત્રમાં ચોખા લઇ એ લોહીમાં પલાળ્યા. અને સાથળને ટેભા લઇ લીધા. જોશી પડદે પડયા.

ચોખા લઇને અનુચર જોશીને ઘેર ગયો. ધુંવાફૂવાં બનેલી એ રણચંડી જોશીને